# અર્પણ પત્રિકા.

શ્રાવકકુળભૂષણ સદ્ગુણ શિરોમણી સાહિત્ય પ્રેમી

## શ્રીમાન્ શેઠ છોટાલાલ ખેતશીભાઈ.

માન્યવંતા મહાશય,

ધર્મ અને સમાજના ઉન્નતિકારક શુભ કાર્યોમાં આપ દ્રવ્યવ્યય કરી રહ્યા છો, નિરાધારોને શુભ મદદો આપી શુભ આશિર્વાદ મેળવવા આપ ભાગ્યશાળી થયા છો. કેળવણીના માર્ગોમાં આત્મભોગ આપી સારો દ્રવ્યવ્યય કરી રહ્યા છો. ઇત્યાદી પ્રશંસનીય કાર્યોથી આકર્ષાઇ આ "વર્ષ પ્રબોધ અને અષ્ટાંગ નિમિત્ત ગ્રંથ" આપના કરકમળમા સપ્રેમ સમર્પણ કરૂં છું.

ભવદીય

વાડીલાલ સાકરચંદ શાહ.

કરાંચી.

# પુષ્પાંજલી.

**શાસનહિતચિંતક શ્રી જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક તથા સ્થાનકવાસી શ્રી સંઘ સમસ્ત,**

**મુ૦ કરાંચી બંદર.**

શ્રી સંઘરૂપી ગગનમંડળમાં દેદીપ્યમાન સૂર્ય સમાન, શ્રી સંઘના સ્થંભરૂપ, શ્રીયુત્ માગજીભાઇ, રા. રવજીભાઇ, રા. માણેકચંદભાઇ, રા. રણુછોડદાસ શેઠ વિગેરે ધર્મધુરંધર નરવીરો અસ્ત થયા છે. તોપણ તેઓનાં ઉજ્વળ કાર્યોથી સુજ્ઞજનોના કંઠે યશકીર્ત્તિ ગવાઇ રહી છે, તેમજ મહાજનો યેન ગત સ પન્થા શ્રી સંઘના સ્થંભરૂપ મોસુફ ગૃહસ્થો શ્રીયુત્ ખેતશીભાઇ, રા. જગજીવનભાઇ, રા. છોટાલાલ, રા. ડામરભાઇ, રા. મોહનલાલ કાળીદાસ, રા. મોહનલાલ વાઘજીભાઇ, રા. મોહનલાલ કાળીદાસ ( શાપરવાળા ), રા. ચુનીલાલ ભુલાદામ, રા. મગનલાલ ધરમશી ભાઈ, રા. ડૉક્ટર ન્યાલચંદભાઇ, રા. માસ્તર પ્રભુલાલ, રા. ભગવાનલાલ શેઠ, રા. લાલચંદભાઇ, રા. ભોગરચંદ પુંજીરામ, વિગેરે વર્તમાન ગૃહસ્થોએ શ્રી જૈન શાસનના અભ્યુદયાર્થે સાહિત્યની ખીલવણી અને કેળવણીની અભિવૃદ્ધિના ઉચ્ચ વિચારને અવલંબી પૂર્વાચાર્ય રચિત મેઘમહોદય વર્ષપ્રબોધ અને અષ્ટાગનિમિત્ત ગ્રંથની ઉપયોગીતા જોઇ પ્રાચીન સાહિત્ય તરફ જે ઉદાર લાગણી દર્શાવી છે, તે માટે શ્રી સમસ્ત સંઘને આ ગ્રંથરૂપી પુષ્પ-અંજલીથી વધાવતા અત્યંત આનંદ થાય છે,

શુભેચ્છક,

**માસ્તર વાડીલાલ સાકરચંદ શાહ.**
**કરાંચી.**



શેઠ છોટાલાલ ખેતરશીભાઈ

જન્મ સં ૧૯૪૨ ચૈત્ર શુક્લ અષ્ટમી

આનંદ પ્રેસ—ભાવનગર.

# શેઠ છોટાલાલ ખેતશીભાઈનું ટુંક

# જીવન–ચરિત્ર.

શેઠ છોટાલાલનો જન્મ સૌરાષ્ટ્રના ઝાલાવાડ પ્રાંતના સાયલા શહેરમાં દશાશ્રીમાલી જૈન વણીક જ્ઞાતીમાં શાહ ખેતશી ગોકળના ધર્મપત્ની બાઈ સાંકળીબાઈની રત્નકુક્ષીથી સંવત ૧૯૪૨ ના પોશ શુદ ૮ સોમવાર તા. ૧૩ જાનેવારી સને ૧૮૮૬ ની મીતીએ નક્ષત્ર અશ્વિની ને સિદ્ધીયોગમાં જન્મ થયો છે. પ્રસ્તુત કાર્યને અંગે તેમની જન્મકુંડલી નીચે દર્શાવવામાં આવી છે.




તેઓનો ગુજરાતી અભ્યાસ સાત ધોરણનો ને ઈંગ્લીશ ૪ ધોરણ સુધી અને ધાર્મિક શિક્ષણ તરીકે પંચપ્રતિક્રમણ, નવસ્મરણ, જીવવિચાર, નવતત્વ વિગેરેનો પણ સારો અભ્યાસ કરેલો. ઇ. સ. ૧૯૦૪ માં ૧૮ અઢાર વર્ષની ઉંમરે અભ્યાસ છોડી દેશાવર જઇ કોટનની લાઈનમાં નોકરીની શરૂઆત કરી. ઇ. સ. ૧૯૦૮ માં સોલાપુર જીલ્લામાં આવેલા બારસી શહેરમાં ત્યાંની પાંજરાપોળના ચાલુ નિભાવ અર્થે સ્થાયી આવક નહોતી. દયાળુ હૃદયના આ શેઠે મજકુર પાંજરાપોળની તેમજ હીંદુધર્મના–એક

મંદીરના સંબંધમાં કોટનના વ્યાપાર ઉપરનો પોતાનો કાબુ હોવાથી પુરતી મહેનત લઇ વ્યાપાર ઉપરનો કાયમી લાગો મુકરર કરી આપ્યો. જેને લીધે બન્ને ખાતાઓને વાર્ષીક હજારો રૂપીયાની આવક થઇ. જે સબબે બારસીથી વિદાય થતાં બારસીની સમગ્ર પ્રજા તરફથી એક માનપત્ર તથા સુવર્ણપદક તેઓશ્રીને એનાયત કરવામાં આવ્યું. તેઓશ્રીની કાર્યદક્ષતા-શક્તી અને બુદ્ધીબળ ખાસ વખાણવાલાયક હોઇ તેઓ દરેક સ્થળે પ્રીતિપાત્ર થયા છે. તેમના જીવનનું ધ્યેય-સ્વતંત્ર વ્યાપારપરત્વે હતું. પોતાની લાગવગ સારી વધવાથી સ્વતંત્ર વેપારની તક પ્રાપ્ત થતાં પ્રથમ તેઓએ નિઝામ સ્ટેટના નાંદેડ ગામમા ઇ. સ ૧૯૧૧ માં કોટનના ધંધાની શરૂઆત કરી. ધંધાની કુશળતાને પરીણામે સારી પેદાશ મેળવી. દરમીયાન યુરોપમાં મહાન વિગ્રહની પરીસ્થીતિને અંગે તેઓ નીઝામ સ્ટેટ છોડી મુંબાઇ આવ્યા. ઇ. સ. ૧૯૧૬ માં રૂઇના પ્રખ્યાત વેપારી શેઠ ફુલચંદ દેવચંદની કું. ની સાથે ભાગમાં જોડાયા. અને આખા હિંદુસ્થાનના રૂઇના મુખ્ય મથકોમાં વેપાર શરૂ કર્યો. ઇ. સ. ૧૯૨૦ માં તેમની તબીયત નરમના કારણે તેમાંથી ફારેગ થઇ પોતાના વતનમાં આવ્યા. દરમીયાન સ્વદેશીની ચળવળમાં ત્યાં સારો ભાગ લઇ સ્વદેશી સ્ટોર ખોલી વગર નફે લોકોને કાપડ આપવાનું ચાલુ કર્યું જે આજે પણ ચાલુ છે ઈ. સ. ૧૯૨૩ માં ફરી મુંબાઇ આવી રૂઇનો વ્યાપાર ચાલુ કર્યો સં. ૧૯૨૫ માં મેસર્સ લાલજી નારણજીની કું. સાથે જોડાઇ કરાચીમાં કોટનની ઓફીસ ખોલી છે. ને હાલ કરાંચી રહે છે.

તેઓશ્રીએ સવત ૧૯૭૪ ની સાલમાં તેમના માતુશ્રી સાંકળીબાઇને હીંદુસ્તાનના દરેક જૈન તીર્થની યાત્રાઓ કરાવી અને માતુશ્રીની ઇચ્છાનુસાર શુદામડાના દેરાસરની પ્રતિષ્ઠામાં પ્રભુ પધરાવી સારી જેવી રકમ ખર્ચી હતી.

સવત ૧૯૭૫ ની સાલમાં તેઓ કર્નલપુરને મળી સારી જેવી રકમ આપી તેમની પાસેથી ઘાસ ખરીદ કરી સાયલામાં ભુખે મરતા ઢોરોને આખો જેઠ માસ ઘાસ-પાણી પુરૂં પાડયું હતું.

સંવત ૧૯૭૭ ની સાલમાં પોતાના પિતાશ્રીના પુણ્યાર્થે કાયમને માટે સારી રકમ આપી તેના વ્યાજના ઉત્પન્નમાંથી ભાદરવા શુદ ૧ ના મહાવીર સ્વામીના જન્મ મહોત્સવ પ્રસંગે તપસ્યા કરનાર વ્રતધારીઓને દર સાલ સ્વામીવાત્સલ્યનું જમણુ આપવાનું ચાલુ કર્યું છે.

વ્યાપાર દરમીયાનના અનેક વખતના ગમે તેવા કઠણ અને કઢંગા સમયમાં પણ અડગ હીંમત, ચાતુર્ય, સતત ઉદ્યમ, નીડરતા અને સત્યનિષ્ટ હોઇ પ્રકૃતિ તીખી છતાં પણ પરોપકારવૃત્તિથી ઘણીજ સામાન્ય સ્થીતિથી ઉચ્ચ કોટી ઉપર આવેલ છે.

કરાંચીમાં પણ સાર્વજનીક કામના માટે ગમે તે ટાઇમનો ભોગ આપી દરેક કાર્યોમાં ઉત્સાહપૂર્વક ભાગ લે છે, તેમજ પુરતી કાળજીથી કાર્ય પૂર્ણ કરે છે. હાલમાં કરાંચી પાંજરાપોળના તેઓ કાર્યવાહક કમીટીના મેમ્બર છે. અને કરાંચી ઇંડીયન મરચન્ટ એસોસીએશનના જોઇન્ટ સેક્રેટરી છે. તેમજ કરાંચીની ઘણી સંસ્થાઓ જોડે સંબંધ ધરાવે છે.

શેઠના કુટુંબમાં તેમના વડીલ બંધુ ડામરભાઇ જેઓ સાયલામાં વકીલાત કરતા ને વ્યાપારમાં જોડાઇ થોડી ઘણી મદદ કરતા, શેઠ મોસુફને ત્રણ દીકરા. બન્સીલાલ ઉ. વર્ષ ૧૦. મનહરલાલ ઉ. વર્ષ ૬. અને ત્રીજા આશુ ૩ વર્ષના. આ પ્રમાણે શેઠને પુત્ર પરિવાર છે.

તેમના વડીલ ભ્રાતા ડામરભાઇ જે જ્યોતીષના વિષયના રસજ્ઞ અને પ્રાચીન ગ્રંથો ઉપર પૂર્ણ પ્રેમ ધરાવે છે; તેમજ પ્રસ્તુત જીવન ચરિત્રના સંબંધમાં અમોને માહેતી પુરી પાડી છે તેથી તેમના આભારી છીએ. શેઠ છોટાલાલભાઇના જીવનના કાર્યોની આ ટુંક રૂપરેખા દર્શાવવાથી અનેક ઉછરતા ઉત્સાહી વ્યક્તિગણમાં તે માનનીય થશે. એ હૃદયગત અભિલાષા સહ ઇચ્છીશું કે આવા અનેક શુભ પ્રસંગો સાથે તેમનું જીવન વિશેષ ઉજ્વળ બનતું રહો.

પ્રકાશક.

# પ્રસ્તાવના.

" આવતી કાલ કેવી ઉગશે ? " એ જાણવાની જેને ઇચ્છા જ ન થાય તે કાં તો દેવ અને કાં તો પશુ હોય, બુદ્ધિ અથવા વિવેકશક્તિ ધરાવનાર દરેક પ્રાણધારીને ભાવીના ગર્ભમાં શું છુપાયેલું છે તે જાણવાની તિવ્ર ઝંખના સ્વાભાવિક રીતેજ રહે. ભાવીની કઠોર ગતિને હજી સુધી તો કોઇ રોકી શક્યું નથી અને કોઇ રોકી શકે એ સંભવિત પણ નથી. છતાં કાળનો એકાદ ન્હાનો પડદો પણ જો ઉંચકાય, છેવટે માત્ર ઉપલક નજર કરવા જેટલો પણ અવકાશ મળે તો પણ કેટલો બધો આનંદ થાય ? જ્યોતિષ શાસ્ત્ર એ વિદ્યાનુંજ એક અંગ છે. ગણનાના આધારે તે અંધકારમય ભાસતા ભાવીના પડદાઓને સંકેલે છે. ગ્રહ–ઉપગ્રહની ગતિને આધારે વર્ષા, વ્યાપાર તથા આરોગ્ય સંબંધી અટપટા પ્રશ્નોનો ખુલાસો કરે છે અને માનવજગતને એક નવીજ દ્રષ્ટિ આપે છે.

જ્યોતિષના પ્રભાવ તથા સફળતા બાબત ઘણીવાર ભાતભાતની ચર્ચાઓ ચાલી છે અને ચાલે છે. અહીં તે સંબંધી વિસ્તાર કરવાનું કંઇ પ્રયોજન નથી. જે જ્યોતિષ કેવળ ગણના ઉપર સજ્જડ રીતે ટકી રહ્યું છે, જે બેને-બે ચાર જેટલીજ મક્કમતાથી ચોક્કસ પ્રકારના નિર્ણય બાંધી શકે છે તેના તરફ ક્યા વિવેકીને સદ્‌ભાવ સ્ફૂર્યા વિના રહે ? આજે જો જ્યોતિષની ગણતરીઓ ન ફળતી હોય, એ અંગ આખું અશ્રદ્ધાને પાત્ર બન્યું હોય તો વસ્તુતઃ એમાં આપણી અજ્ઞાનતા જ દોષપાત્ર ઠરે છે. યોગ્યતા કે અભ્યાસ વિના શાસ્ત્ર પણ શસ્ત્રરૂપે પરિણમે તો પછી જ્યોતિષની ગહન વિદ્યા સામાન્ય વ્યક્તિઓને અગમ્ય રહે અને એટલાજ કારણે તેના પ્રત્યે અશ્રદ્ધા દર્શાવે એમાં શું આશ્ચર્ય છે ?

પ્રસ્તુત ગ્રંથ એક અભ્યાસ કરવા યોગ્ય ગ્રંથ છે, એટલુંજ નહીં પણ જો તેનો રીતસર અભ્યાસ અને વિચાર કરવામાં આવે તો વ્યવહારની ઘણી ખરી ગુંચવણોનો તત્કાળ નીકાલ થઇ જાય. ગ્રંથના વિષયોનું વિસ્તૃત સુચિપત્ર અહીં રજુ કરવું એ પુનરૂક્તિ ગણાય એમ માની તે વિષે હું મૌન જ રહેવાનું પસંદ કરૂં છું. માત્ર એટલું કહું છું કે આ ગ્રંથ જેમ સંસ્કૃત સાહિત્યના એક આભૂષણરૂપ છે તેમ તેના કર્ત્તા શ્રી મેઘવિજયજી મહારાજ પણ સાહિત્યના ક્ષેત્રમાં એટલાજ નામાંકિત અને પ્રમાણભૂત સિદ્ધ થઇ ચુક્યા છે. એમના જેવા કાવ્ય–અલંકારને વિષે અસાધારણ ખ્યાતિ ધરાવનાર પુરૂષ જ્યોતિષનો આવો ગ્રંથ રચવા તૈયાર થાય એજ બતાવી આપે છે કે તેમને પોતાને આ વિદ્યાનું માહાત્મ્ય સમજાયું હતું અને એટલાજ માટે ભવીજીવોના ભલા માટે તેમણે દોહનરૂપ–નિષ્કર્ષરૂપ આ ગ્રંથ રચી કહાડ્યો, વિશ્વનો ઉપકાર સાધવા સિવાય તેમનો બીજો કોઈ હેતુ ન જ હોય એ સૂર્યના પ્રકાશ જેટલી સ્પષ્ટ વાત છે. વિશેષ સ્પષ્ટીકરણ અર્થે તેમની સાહિત્યપ્રવૃત્તિ તથા વંશાવલી પણ હું અહીં નીચે રજુ કરૂં છું.

**ગ્રંથ કર્ત્તાની વંશાવલી[1]—**

---

૧ આ વંશપરંપરા શાંતિનાથ ચરિત્ર મહાકાવ્યના અંતમાં છે.

तदनुगणधराली पूर्वदिग्भानुमाली। विजयपदमपूर्वं हीरपूर्वं दधानः ॥ ६६ ॥
कनकविजय शर्माऽस्यान्तिषत् प्रौढ धर्मा सुचितर वरशीलः शीलनामा तदीयः।
कमलविजय धीरः सिद्धि ससिद्धि तीर,–स्तदनुज इह रेजे वाचक श्रीशरीरः ॥६७॥
चारित्र शब्दाद् विजयाभिधान,–स्त्रयी सगर्भावृतशीलधर्मा।
एषां विनेयाः कवयः कृपाद्याः पद्याः स्वरूपाः समयाम्बुराशौ ॥ ६८ ॥
तत्पादाम्बुजभृङ्गमेघविजयः प्राप्तस्फुरद्वाचक–

ख्यातिः श्रीविजय प्रभाख्य भगवत् सूरेस्तपागच्छपात्।

नुन्नोऽयं निजमेरु पूर्वविजय प्राज्ञादि शिष्यैरिमां

चक्र निर्मल नैषधीयवचनैः श्री शान्ति चक्रि स्तुतिम् ॥ ६९ ॥

હીરવિજય
|
કનકવિજય
|
શીલવિજય
|
કમલવિજય — સિદ્ધિવિજય — ચારિત્રવિજય
|
(સિદ્ધિવિજય)
|
કૃપાવિજય
|
મેઘવિજય

તેમણે વર્ષપ્રબોધ આદિ અનેક જ્યોતિષ, ન્યાય, વ્યાકરણ, કાવ્ય ગ્રંથોની રચના કરી છેઃ—

૧ દેવાનંદાભ્યુદય મહાકાવ્ય. ૨ શાન્તિનાથ ચરિત્ર મહાકાવ્ય. ૩ દિગ્વિજય મહાકાવ્ય. ૪ મેઘદૂત સમસ્યાલેખ. ૫ ચંદ્રપ્રભા. ૬ માતૃકા પ્રસાદ, ૭ યુક્તિપ્રબોધ નાટક. ૮ વિજયદેવ માહાત્મ્ય વિવરણ. ૯ સપ્ત સંધાન મહાકાવ્ય. ૧૦ હસ્ત સંજીવન, ૧૧ બ્રહ્મબોધ. ૧૨ લઘુત્રિષષ્ઠિ ચરિત્ર, ૧૩ ભક્તામર સ્તોત્ર ટીકા. ૧૪ ઉદય દીપિકા જ્યોતિષ. ૧૫ ભૂવિશ્લેષણ કાવ્યવૃત્તિ. ૧૬ રાવણ પાર્શ્વનાથ અષ્ટક. ૧૭ હસ્ત સંજીવની સ્વોપજ્ઞવૃત્તિ. ૧૮ પ્રભુ પંચ સ્તુતિ. ૧૯ ચોવીસી ભાષામાં ૨૦ શિવપુરી પાર્શ્વનાથ સ્તોત્ર. ૨૧ તત્ત્વગીતા (અર્હદ્ગિતા) ૨૨ રમલશાસ્ત્ર ૨૩ પંચમીકથા.

મૂળ ગ્રંથકારનો પવિત્ર હેતુ સફળ થાય, જ્યોતિષ શાસ્ત્રોમાં દર્શાવેલાં સાધનો સૌને સહેજે પ્રાપ્ત થાય અને સંસારના પ્રાણીમાત્ર સુખ–શાંતિ અને આત્મકલ્યાણમાં રાચે એજ મારી એક માત્ર અભ્યર્થના છે.

પ્રકાશક.

# અનુક્રમણિકા.

નંદને વિષે શસ્યાધિપ વિગેરેનું ફળ, ગર્ગસંહિતામાં રાજાદિકનો વિચાર, મંત્રીનું ફળ, ધાન્યના સ્વામીનું ફળ, મેઘના અધિપતિનું ફળ, રસના સ્વામીનું ફળ, શસ્યના અધિપતિનુ ફળ, નીરસના સ્વામીનું ફળ, આર્દ્રા નક્ષત્રનું ફળ, આર્દ્રા નક્ષત્રનું વાર આશ્રી ફળ, નક્ષત્રના યોગનું ફળ, યોગને આશ્રી આર્દ્રા નક્ષત્રનું ફળ, વેળાલગ્નને આશ્રયી આદ્રા નક્ષત્રનું ફળ, અભ્રદ્વાર, ચૈત્ર માસનું ફળ, વૈશાખ માસનું ફળ, જ્યેષ્ઠ માસનું ફળ, અષાઢ માસનું ફળ, શ્રાવણ માસનું ફળ, ભાદ્રપદ માસનું ફળ, આશ્વિન માસનું ફળ, કાર્તિક માસનું ફળ, માર્ગશિર્ષ માસનું ફળ, પોષ માસનું ફળ, માઘ માસનું ફળ, સ્વાતિયોગનું ફળ, ફાલ્ગુન માસનું ફળ. પૃષ્ઠ ૧૮૧ થી ૨૧૭.

## આઠમો ગર્ભ કથન અધિકાર;—

મેઘના ગર્ભનું લક્ષણ, માર્ગશીર્ષ કૃષ્ણ પક્ષાદિકના ગર્ભો, રૂદ્રની મેઘમાળામાં કહેલું મેઘચક્ર, તાત્કાલિક ગર્ભનું લક્ષણ, ગર્ભના વિનાશનું લક્ષણ, તત્કાળ વૃષ્ટિ થવાનું લક્ષણ. પૃષ્ઠ ૨૧૮ થી ૨૩૦.

## નવમો તિથિફલ કથન અધિકાર:—

વિંશોપક લાવવાનો વિચાર, ક્ષુધાના વિંશોપક લાવવાના ઉપાય, ચૈત્ર માસ, વૈશાખ માસ, જ્યેષ્ઠ માસ, અષાઢ માસ, કાલી રોહીણીનો વિચાર, અષાઢ માસની પૂર્ણિમાનો વિચાર, શ્રાવણ માસ, અમાવાસ્યાનો વિચાર. ભાદ્રપદ માસ, ભાદ્રપદ અમાવાસ્યાનું ફલ, આશ્વિન માસ, કાર્તિક માસ, માર્ગશીર્ષ માસ, પોષ માસ, માઘ માસ, ફાલ્ગુન માસ, બારે પૂર્ણિમાનો વિચાર, વૃષ્ટિના દિવસની સંખ્યા, અકાલ વૃષ્ટિનું ફળ. પૃષ્ઠ ૨૩૧ થી ૨૫૮.

## દશમો સૂર્યચાર અધિકાર:—

સંક્રાંતિના વિચારનું ફળ, સંક્રાંતિના નામ અને વારનું ફળ, ચંદ્ર મંડળમાં સંક્રાંતિનું ફળ, દિવસ રાત્રિમાં સંક્રાંતિનું ફળ, સંક્રાંતિ વખતે સૂર્યની અવસ્થા અને તેનું ફળ, સંક્રાંતિ મુહૂર્ત્ત વિચાર, સક્રાંતિના વાહનાદિ, સંક્રાંતિનાં વસ્ત્ર, સંક્રાંતિનું ભોજન, સંક્રાંતિનું વિલેપન, સંક્રાંતિનાં આયુધ, સંક્રાંતિની જાતિ, સંક્રાંતિના પુષ્પ, સંક્રાંતિનું ફળ, મંડલને અનુસારે નક્ષત્ર અને વારના યોગનું ફળ, યોગચક્ર, બારમાસની સંક્રાંતિને આશ્રી વૃષ્ટિનો વિચાર.

પૃષ્ઠ ૨૫૯ થી ૨૭૭.

# અષ્ટાંગનિમિત્ત અને દિવ્ય જ્ઞાન.



* મંત્ર શાસ્ત્રનો ઉપયોગ કરનારે વિધિ-વિધાનાદિમાં ગુરુગમનો અવશ્ય આશ્રય કરવો જોઇએ.

# આભાર.

(૧) આ વર્ષ—પ્રબોધ ગ્રંથ પ્રગટ કરવામાં અને તેનાં આદ્યન્ત પ્રુફો તપાસી અનેક રીતે માર્ગ દર્શાવવામાં મુનિરાજ શ્રી ચારિત્રવિજયજી મહારાજે પોતાના ટાઈમનો અમૂલ્ય ભોગ આપી હૃદયની જે વિશાળતા બતાવી છે તે માટે તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનવામાં આવે છે.

(૨) શ્રીમાન્ મહોપાધ્યાય શ્રી મેઘવિજયજી કૃત વિશાળ જૈન સાહિત્યનાં ગ્રંથોની યાદી આપી શ્રીમાન્ વિચક્ષણવિજયજી મહારાજે મારા કાર્યને અંગે જે સહાયતા આપી છે તે માટે તેમનો પણ હું ઉપકૃત છું.

(૩) આ ગ્રંથની અંદર શ્રી આત્માનંદ જૈન સભાએ " ન્યાયાંભોનિધિ શ્રીમાન્ વિજયાનંદસૂરીશ્વરજી ( આત્મારામજી ) નો " બ્લોક આપીને તેમજ શ્રી જૈનધર્મ પ્રસારક સભાએ શાંતમૂર્ત્તિ મુનિરાજ શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજનો તથા શેઠ કુંવરજી આણંદજીનો બ્લોક આપીને ગ્રંથની સુંદરતા વધારવામાં જે રસવૃદ્ધિ કરી છે, તે માટે તેમનો પણ આભાર માની કૃતાર્થ થાઉં છું.

(૪) આ સિવાય સીધી કે આડકતરી રીતે જે જે સજ્જનોએ અને મિત્રવર્ગે સમય સમયપર ગ્રંથની બાહ્ય તેમજ આંતરિક સુંદરતા વધારવાં અર્થે પોતાના ટાઇમનો ભોગ આપી સલાહ આપી છે તે માટે તેમનો પણ આભાર માનવો એ અસ્થાને નહીંજ ગણાય.

લી૦ પ્રકાશક.

તથા અત્યંત શોભની મોટી મોટી રાજસભાઓમાં તેની દેદીપ્યમાન કીર્તિ અત્યંત નૃત્ય કરે છે.

દીવાળીને દિવસે આ ગ્રંથ રચવાનો મેં પ્રારંભ કર્યો છે. આ દિવસે જગદ્‌ગુરૂ શ્રી વર્ધમાન સ્વામીની ભક્તિ કરવાથી મને વાક્‌સિદ્ધિનું સાંનિધ્ય પ્રાપ્ત થાઓ. શ્રી સ્થાનાંગ સૂત્રના દશમા સ્થાનમાં સર્વ લોકના હિતેચ્છુ શ્રીમાન્ મહાવીર જિનેશ્વરે સુષમા કાળનો ઉદય બનાવ્યો છે–સુષમ નામના આરાનું વર્ણન કર્યું છે. તેમાં વૃષ્ટિ થવાનો કાળ અને અકાળરૂપ દશ સ્થાનાદિકનું નિરૂપણ કરી તે સૂત્રનું વિવરણ કરેલું છે, તે સર્વ આ ગ્રંથમાં સ્પષ્ટ રીતે બતાવવામાં આવ્યું છે. તે વિષે સ્થાનાંગ સૂત્રના દશમા સ્થાનમાં ઉત્કૃષ્ટ સુષમા કાળનું વર્ણન આ પ્રકારે કર્યું છે.

"દશ સ્થાનોવડે ઉત્કૃષ્ટ સુષમા કાળ જાણવો.—અકાળે વૃષ્ટિ થાય નહીં ૧, કાળે વૃષ્ટિ થાય ૨, અસાધુને કોઇ પૂજે–વાંદે નહીં ૩, સાધુની પૂજા–વંદના થાય ૪, મનુષ્યો ગુરૂજનનો સમ્યક્ વિનય કરે ૫, મનોહર શબ્દ ૬, મનોહર રૂપ ૭, મનોહર રસ ૮, મનોહર ગંધ ૯ અને મનોહર સ્પર્શ ૧૦. આ દશ ઉત્કૃષ્ટ સુષમ કાળમાં હોય છે."

આ ગ્રંથનો અભ્યાસ કરવાથી સિદ્ધાંતનું પ્રતિપાદન થાય છે, તેથી આ ગ્રંથ વાંચી તત્ત્વજ્ઞાનીઓએ નિઃશંક થવું. વૃષ્ટિ સારી થવાથી વર્ષ પણ સારૂં થાય છે. તેથી પ્રથમ વૃષ્ટિનાં કારણો અહીં કહેવામાં આવે છે. તેમાં દેશ, વાયુ અને દેવાદિક એ ત્રણ વૃષ્ટિના હેતુ કહેલા છે. તે વિષે સ્થાનાંગ સૂત્રના ત્રીજા સ્થાનમાં આ પ્રમાણે કહ્યું છે.—

"ત્રણ સ્થાનવડે મહાવૃષ્ટિકાય એટલે ઘણી વૃષ્ટિ થાય છે.

તે આ પ્રમાણે.—જે દેશ અથવા પ્રદેશમાં ઘણા જળયોનિના જીવો અને પુદ્ગળો જળપણે ઉત્પન્ન થતા હોય અને વિનાશ પામતા હોય, ત્યાં ઘણી વૃષ્ટિ થાય છે. ૧. જ્યાં દેવ, નાગકુમાર, યક્ષ અને ભૂત વિગેરેની સમ્યક્ પ્રકારે આરાધના-ભક્તિ થતી હોય, ત્યાં તે તે દેવાદિક અન્ય સ્થાને વરસતાં વાદળાંને પણ ખેંચી લાવીને વરસાવે છે. ૨. તથા જ્યાં વરસાદનાં વાદળાં આકાશમાં ચઢ્યાં હોય અને વાયુ બંધ થયો હોય ત્યાં પણ વરસાદ ઘણો વરસે છે. ૩. આ ત્રણ કારણે સારી વૃષ્ટિ થાય છે."

જળમય દેશ, જાંગલ દેશ અને મિશ્ર દેશ, આ ત્રણ પ્રકારના દેશ પંડિતો માને છે. તેનો તેવો તેવો સ્વભાવ જાણીને જળની વૃષ્ટિ કહેવાય છે. તેથી કરીને ગ્રહોનો ઉદય સમાન છતાં પણ માળવા વિગેરે જળમય દેશમાં અવશ્ય નિયમિત વૃષ્ટિ થાય છે. કેમકે કાળ કરતાં ક્ષેત્ર વધારે બળવાન હોય છે. તેથી કરીને દુષ્ટ ગ્રહાદિકનો યોગ છતાં પણ ત્યાં દુકાળ પડતો નથી; પરંતુ તેને બદલે તે દુષ્ટ ગ્રહાદિકના પ્રભાવથી યુદ્ધ, મરકી વિગેરે વિકારો ઉત્પન્ન થાય છે. ૧. એજ પ્રમાણે શુભ ગ્રહોનો ઉદય છતાં પણ મારવાડ વિગેરે જાંગલ દેશમાં બુદ્ધિમાન પુરૂષો થોડી પણ વૃષ્ટિનો અભાવ કહે છે. કેમકે તેવા દેશો જ જાંગલ એટલે જળ રહિત હોય છે. ૨. ( અર્થાત્ મિશ્ર દેશમાં ગ્રહોનું શુભાશુભ ફળ યથાર્થ મળતું આવે છે એમ જાણવું ૩. ) દરેક દેશમાં વાયુ અને વાદળાના યોગથી પંડિતોએ વરસાદનું શુભ અને અશુભ ફળ જાણવાનું છે. તેથી કરીને વરસાદના સર્વ યોગોમાં આ વાયુ અને વાદળાંનો યોગ બળવાન કહ્યો છે. વળી દરેક દેશમાં સ્વાભાવિક કાંઇક ઉત્પાત થયો હોય તો તે કોઇ વખત તત્ત્વથી બળવાન્ થાય છે. તેથી વરસાદનું જ્ઞાન થવા માટે વિચક્ષણ પુરૂષે

# વર્ષ પ્રબોધ

અને

# જ્યોતિષ રહસ્ય.

## પ્રથમ દેશાધિકાર—

શ્રી તીર્થંકરોને વિષે વૃષભ સમાન (શ્રેષ્ઠ) અશ્વસેન રાજાના પુત્ર, સુરેંદ્ર, નરેંદ્ર અને ચંદ્રાદિક જ્યોતિષીઓએ અથવા શ્રેષ્ઠ એવા સુરેંદ્ર અને નરેંદ્રોએ નમસ્કાર કરેલા શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુનું હૃદયમાં ધ્યાન કરી સહેલાઇથી જ્યોતિષનો બોધ થવા માટે હું મેઘનો [1]વિજય કરનારૂં આ મેઘમહોદય નામનું શાસ્ત્ર રચું છું.

જેણે શ્રેષ્ઠતા પ્રાપ્ત કરી છે અને જે વિશ્વમાં અદ્વિતીય વીર છે, તે શ્રીપાર્શ્વનાથ પ્રભુને હૃદયમાં વારંવાર સ્મરણ કરી જે પુરૂષ સારી બુદ્ધિથી આ ગ્રંથનો અભ્યાસ કરે છે, તેને બુદ્ધિનું બળ પ્રાપ્ત થવાથી ત્રણ પ્રકારે [2]સુવર્ણસિદ્ધિની લક્ષ્મી વૃદ્ધિ પામે છે,

---

[1] ગ્રંથકારે પોતાનું મેઘવિજય નામ પણ સૂચવ્યું છે.

[2] સોનાસિદ્ધિ, વિદ્યાસિદ્ધિ અને મોક્ષસિદ્ધિની લક્ષ્મી.

તે ઉત્પાતનો યોગ પણ જાણવો જોઇએ. તે વિષે વિવેકવિલાસ નામના ગ્રંથમાં ઉત્પાતનું પ્રકરણ આ પ્રમાણે કહ્યું છે.—

"પોતાના નિવાસ સ્થાનના તથા પોતાના દેશના કલ્યાણને માટે બુદ્ધિમાન પુરૂષે નિમિત્ત (શકુન) વિગેરેનો વિચાર કરવો જોઇએ. તેમાં જો ઉત્પાત વિગેરે અશુભ નિમિત્ત જોવામાં આવે તો ઉદ્યમી પુરૂષે તે સ્થાન અને દેશનો અવશ્ય ત્યાગ કરવો ઉચિત છે. સર્વદા જે પદાર્થનું જેવું સ્વરૂપ હોય તેમાં કાંઇ વિકાર–ફેરફાર માલમ પડે તો તે ઉત્પાત કહેવાય છે. તે ઉત્પાત અનેક પ્રકારના હોય છે. આવા ઉત્પાત જે જે દેશમાં થાય છે, તે તે દેશમાં દુકાળ પડે છે, તથા દેશ, રાજ્ય અને પ્રજાનો ક્ષય થાય છે. ચિત્રોમાં કે દેવાલયોમાં દેવોની પ્રતિમાનો વિકાર કે ભંગ જોવામાં આવે, તથા જ્યાં ધ્વજાઓ ઉંચા મુખે ફરકતી જોવામાં આવે, તો ત્યાં રાજ્ય વિગેરેનો ઉપદ્રવ થાય છે. જ્યાં રાજા વિગેરે ઉત્તમ વર્ણ ખેતીનો ધંધો કરી આજીવિકા ચલાવે, વિધર્મી એટલે ભરવાડ સિવાયના લોક પશુપાળનો ધંધો કરે, દેવની પ્રતિમાનો ભંગ થાય તથા સાધુ અને બ્રાહ્મણનો વધ થતો હોય; તેમ જ જ્યાં ઋતુઓ વિપરીતપણે વર્તતી હોય, ત્યાં સમગ્ર દેશમાં ભય ઉત્પન્ન થાય છે. દેવાલયોનો નાશ થાય છે, પ્રજાઓને પીડા ઉત્પન્ન થાય છે, દુર્ભિક્ષ–દુકાળ પડે છે અને બ્રાહ્મણનો વિનાશ થાય છે. જ્યાં જળચર જીવો પૃથ્વીપર ચાલતા અને ભૂચર જીવો જળમાં ચાલતા, નગરના પ્રાણીઓ અરણ્યમાં અને અરણ્યના પ્રાણીઓ નગરમાં ચાલતા જોવામાં આવે તથા નગરની મધ્યે શિયાળ અને કાગડા વિગેરેના શબ્દ થતા હોય, તો તે નગરનો વિનાશ થાય છે. છત્ર, કિલ્લો અને સેનાદિકમાં દાહ વિગેરે દેખાતો હોય તો તે દેશના રાજાને ભય થાય છે. શસ્ત્ર બળતાં જોવામાં આવે અથવા મ્યાનમાંથી ખડ્ગ પોતાની મેળે નીકળી જાય તો યુદ્ધ

કરવાનો સમય આવે છે. લોકમાં અન્યાય, દુરાચાર અને અધિક પાખંડ જોવામાં આવે તથા અકસ્માત્ કોઇ પણ પ્રકારનો વિકાર થાય તો દેશનો વિનાશ થાય છે. વર્ષા ઋતુમાં દિવસે સૂર્યની સન્મુખ ઇંદ્રધનુષ જોવામાં આવે તો કાંઇ દોષ નથી; પરંતુ તે જો રાત્રિએ જોવામાં આવે તો તે અશુભ જ છે અને શેષ કાળે જોવામાં આવે તો તેના રંગની વ્યવસ્થા પ્રમાણે શુભાશુભ જાણવું. તે આ પ્રમાણે.—જો તે ઇંદ્રધનુષ શ્વેત વર્ણનું હોય તો બ્રાહ્મણ જાતિનો વિનાશ થાય, રાતા વર્ણનું હોય તો ક્ષત્રિયનો વિનાશ થાય. પીળા વર્ણનું હોય તો વૈશ્યનો વિનાશ થાય અને શ્યામ વર્ણનુ હોય તો શૂદ્રનો વિનાશ થાય એટલે કે તે તે જાતિને અશુભ જાણવું. ઋતુ વિના વૃક્ષોને પુષ્પ તથા ફળ આવે તો રાજ્યનું પરાવર્તન થાય છે એટલે તે રાજ્યપર બીજો રાજા થાય છે. આ સર્વ બાબતોમા દુષ્ટ નિમિત્ત અલ્પ હોય તો તેનું અલ્પ ફળ અને મોટું હોય તો મોટું ફળ કહેવું. અકાળે પીપળાને પુષ્પ-ફળ આવે તો બ્રાહ્મણ જાતિને ભય થાય છે, ઉંબરાને પુષ્પ-ફળ આવે તો ક્ષત્રિયને ભય થાય છે, વડલાને પુષ્પ-ફળ આવે તો વૈશ્યને ભય થાય છે અને પ્લક્ષને પુષ્પ-ફળ આવે તો શૂદ્રને ભય થાય છે વૃક્ષ પર વૃક્ષ, પત્ર ઉપર પત્ર, ફળ ઉપર ફળ અને પુષ્પ ઉપર પુષ્પ ઉત્પન્ન થાય તો લોકમાં દુકાળ વિગેરેનો મોટો ભય પ્રાપ્ત થાય છે. ચોતરફ રાત્રિને સમયે ગાયોના શબ્દ થતા હોય, ઠેકાણે ઠેકાણે કજીયા થતા હોય, સર્વત્ર દેડકા અને મોર દેખાતા હોય તથા સર્વત્ર ધોળા કાગડા, કૂતરા અને ગીધ વિગેરે જાનવરો ફરતા હોય તો તે દેશ વિનાશ પામે છે. જ્યાં અપૂજ્યની પૂજા થતી હોય, પૂજ્યની પૂજા થતી ન હોય, હાથણીના ગંડસ્થળથી મદ ઝરતો હોય, દિવસે શિયાળ શબ્દ કરતા હોય અને રાત્રિએ તેતરના શબ્દ થતા હોય, તો જગતને મહા ભય ઉત્પન્ન

થાય છે. જે વખતે ગધેડા ભુંકતો હોય તેજ વખતે જો કોઇ પણ નખવાળો બીજો પ્રાણી શબ્દ કરે તો દુકાળ વિગેરે પ્રાપ્ત થાય છે. બિલાડા, સર્પ અને મત્સ્ય એ ત્રણ જાતિ સિવાય બીજી કોઇ પણ જાતિનો જીવ પોતાની જાતિના જીવનું ભક્ષણ કરે, તથા કાગડા વિગેરે પોતાના ભક્ષ્યને છુપાવે તો ધાન્યની હાનિ થાય છે. અન્ય જાતિનો જીવ અન્ય જાતિના જીવની સાથે ભાષણ કરે, મૈથુન કરે કે બચ્ચાંને પ્રસવે તથા ગધેડીનો પ્રસવ જોવામાં આવે તો તે ભયને આપનાર છે. આ સર્વ અનિષ્ટનું ફળ અન્તઃપુર, નગર, સૈન્ય, ખજાનો, વાહન, પુરોહિત, રાજપુત્ર અને પ્રધાન વિગેરેને પ્રાપ્ત થાય છે. આ અશુભ ફળ એક પખવાડીયામાં, એક માસમાં, બે માસમાં, છ માસમાં કે એક વર્ષમાં ન મળે તો તે ઉત્પાત વ્યર્થ થયો એમ સમજવું. પણ જો ઉત્પાત ઉત્પન્ન થાય તો તે વખતે તેની શાંતિ કરવી યોગ્ય છે. જ્યારે દેશની દુર્દશા થવાની હોય છે, ત્યારે નિમિત્ત, શકુન, દેવ, દેવી, જ્યોતિષ અને મંત્ર વિગેરે સર્વ શુભ હોય તો પણ વિપરીત ફળ આપનાર થાય છે. જ્યારે દેશની દુર્દશા થવાની હોય ત્યારે પ્રથમ અન્ય દેવતાઓ પોતાના દેવોને તે દેશમાંથી કાઢી મૂકે છે અને પછી દુષ્ટ નિમિત્તો બતાવે છે, પરંતુ જો દેશની દુર્દશા થવાની ન હોય તો એવા ઉત્પાત થતા નથી. આ પ્રમાણે તથા બીજા શાસ્ત્રથી પણ ઉત્પાતના યોગો જાણીને વૃષ્ટિના પરીક્ષકોએ દેશમાં વર્ષ સંબંધી શુભાશુભ ફળ કહેવું."

શ્રી સ્થાનાંગ સૂત્રમાં સુષમા કાળને જણાવનારૂં સૂત્ર શ્રી મહાવીર સ્વામીએ કહેલું છે. તેમાં કહ્યું છે કે—'આ સર્વ ઉત્પાતો જાણવાથી બુદ્ધિમાન માણસ પોતે સારૂં જ્ઞાન મેળવી શકે છે.'

જ્યારે દેશમાં ઘણા અપ્કાયના પુદ્ગલો જીવના સ્વભાવને લીધે ઉત્પન્ન થાય છે, ત્યારે ઘણી વૃષ્ટિ થાય છે. પણ તે ઉત્પાત

કહેવાતો નથી એજ રીતે જાગલ દેશમા પણ ઘણા અપ્કાયના પુદ્ગલો ઉત્પન્ન થતા હોય તો તે શુભ ગ્રહોના યોગથી મોટી વૃષ્ટિ કરી શકે છે જળમય દેશમા પણ જ્યારે ક્રૂર ગ્રહનો સ વેધ સભવતો હોય ત્યારે જળયોનિના જીવો અને પુદ્ગલો ઘણા થોડા ઉત્પન્ન થાય છે જ્યારે જે જે દેશમા સ્વભાવનુ વિપરીત પણુ જોવામા આવે ત્યારે તે તે દેશમા અનાવૃષ્ટિ થશે એમ કહેવુ, તેથી કરીને સર્વ દેશોમા કહ્યા પ્રમાણે વાદળા જોઈને યથાયોગ્ય કહેવુ ઉચિત છે તે વિષે મેઘમાલા ગ્રથના કર્તા કહે છે કે—

જ્યારે મેષ સ ક્રાતિનો સૂર્ય થાય છે ત્યારથી આર ભીને નવ દિવસ સુધી જે જે દિવસે વાદળા, વાયુ અને વીજળી થાય, તો અનુક્રમે આર્દ્રા વિગેરે નવ નક્ષત્રોમાના તે તે નક્ષત્રને વિષે વૃષ્ટિ થાય છે, એટલે કે નવે દિવસ વાદળા વિગેરે થાય તો આર્દ્રા વિગેરે નવે નક્ષત્રોમા વૃષ્ટિ થાય છે, ઇત્યાદિ જાણવુ. અથવા અહીં ( મેષ સ ક્રાતિને દિવસે ) પહેલા નવ પ્રહરમા વાયુ, વાદળા વિગેરેનો નિર્ણય કરવો એટલે કે જે દિશામા અને જે પ્રહરમા વાયુ, વાદળા વિગેરે થાય, તે દિશાના દેશમા અને આર્દ્રાદિક તે તે નક્ષત્રમા વૃષ્ટિ થશે એમ જાણવુ અથવા તો નવ પ્રહરને વિષે વાયુ, વાદળા વિગેરે થાય તો તે શુભ છે અને તે જે દિશામા હોય તે દિશાના દેશમા અને તે નક્ષત્રમા પુષ્કળ જળની વૃષ્ટિ થાય છે લોકમા પણ કહેવાય છે કે—

" આર્દ્રા થકી નક્ષત્ર નવ, જો વરસે મેહ અન ત,<br>
ભડુલી સુણે ભરડા ભણે, રહિ જે હોઇ નિચિ ત ૧<br>
જિણ દિસિ આભો અધિક હુઇ, સા દિસિ સાચી જાણ,<br>
સા ધણ ધાન્ન ગસાઉલી, ભડુલી ભલી વખાણ ૨ "

" બ્રાહ્મણી સાંભળે છે અને બ્રાહ્મણ કહે છે કે—જો આર્દ્રા નક્ષત્રથી નવ નક્ષત્રોમાં અનંત મેઘ વરસે તો નિશ્ચિંત રહેવું. હે બ્રાહ્મણી ! જે દિશામાં વાદળાં અધિક હોય તે દિશા સાચી જાણવી, અને તે દિશા ધન, ધાન્ય અને રસે કરીને ભરપૂર થાય છે માટે તે દિશાને સારી વખાણવી. "

**પદ્મિની ચક્ર અથવા કૂર્મ ચક્ર**

હવે દેશોમાં શુભાશુભ ગ્રહોનો વેધ જાણવા માટે પદ્મ નામના ચક્રને હું કહું છું. તે આ પ્રમાણે પદ્મ ( કમળ ) ના આકારે આઠ પાંખડી-વાળું મનોહર ચક્ર આળેખવું અને મધ્યમાં નવમી કર્ણિકા આળેખવી પછી તેમાં દેશોને લખવા, તથા કૃત્તિકાને આરંભીને અનુક્રમે દરેક પાંખડીએ ત્રણ ત્રણ નક્ષત્રો મૂકવા. આનું બીજું નામ કૂર્મ ચક્ર પણ કહેવાય છે પછી તે ચક્ર ઉપરથી વિચાર કરવો. તેમાં જે નક્ષત્ર-પર શનિશ્ચર રહ્યો હોય તે દિશા તરફના દેશમાં દુકાળ, યુદ્ધ, રોગ અને દુ:ખ વિગેરે ઉપદ્રવો થાય છે

**શનિશ્ચરની દ્રષ્ટિનું ચક્ર**

મેષ, વૃષ અને મિથુન રાશિમાં રહેલો શનિશ્ચર પૂર્વ દિશાને જોતો હોય, કર્ક, સિંહ અને કન્યા રાશિમાં રહેલો શનિશ્ચર દક્ષિણ દિશાને જોતો હોય, તુલા, વૃશ્ચિક અને ધન રાશિમાં રહેલો શનિશ્ચર પશ્ચિમ દિશાને જોતો હોય, તથા મકર, કુંભ અને મીન રાશિમાં રહેલો શનિશ્ચર ઉત્તર દિશાને જોતો હોય, તો તે તે દિશાના દેશો દુકાળ, દેશભંગ, યુદ્ધ અને પરચક્ર વિગેરેના ઉપદ્રવવડે પીડા પામે છે.

પૂર્વાફાલ્ગુની, કૃત્તિકા, પુષ્ય, મઘા, વિશાખા, પૂર્વા-

**સર્વતોભદ્રનામના ચક્રમાં દિશાનો વિચાર.** ભાદ્રપદ અને ભરણી એ સાત નક્ષત્રો દક્ષિણ દિશાના દેશોમાં આઠ માસ સુધી પીડા કરે છે રોહિણી, જ્યેષ્ઠા, અનુરાધા, શ્રવણ, ઉત્તરાષાઢા અને ધનિષ્ઠા એ સાત નક્ષત્રો પૂર્વ દિશાના દેશોમાં સાત દિવસ શુભકારક છે મૃગશીર્ષ, પુનર્વસુ, અશ્વિની, હસ્ત, ચિત્રા અને ઉત્તરાફાલ્ગુની એ છ નક્ષત્રો ઉત્તર દિશાના દેશોમાં બે માસ સુધી પીડા કરનારા છે તથા આર્દ્રા, અશ્લેષા, મૂળ, રેવતી, શતભિષા અને ઉત્તરાભાદ્રપદ એ છ નક્ષત્રો પશ્ચિમ દિશાના દેશોમા એક માસ શુભકારક છે એમ પડિતો કહે છે. આ સર્વતોભદ્ર ચક્રમાં શુભ ગ્રહનો વેધ હોય તો તે અવશ્ય તે તે દેશમા શુભકારક અને ક્રૂર ગ્રહનો વેધ હોય તો દુઃખદાયક છે.

**કર્પૂર ચક્ર** હવે કર્પૂર ચક્રવડે દેશાંતરમાં વર્ષ સબધી શુભાશુભ જાણી શકાય છે તેથી પ્રથમ ચક્રસ્થાપનની રીત બતાવે છે —

ત્રણ લોકના નાથ અને જગતના સ્વામી શ્રીતીર્થંકરના ચરણકમળને નમસ્કાર કરી પ્રાણીઓના વાછિતની સિદ્ધિને માટે હુ લોકવિજય નામનો યત્ર કહુ છુ.— શ્રીઋષભદેવ સ્વામીના પારણાને દિવસે એટલે અક્ષય તૃતીયાને દિવસે વાદળાનો નિશ્ચય કરવો. દેવોનો સારભૂત જે દશનો અક છે તેને મધ્યે રાખવો. પછી નવ ખૂણાવાળુ ચક્ર બનાવી વચ્ચે ૧૪૫ નો અક લખવો. પછી તેમાં એક એક અક વધારતા ૧૫૩ અંક સુધી ઉત્તર, ઇશાન પૂર્વ, વિગેરે ક્રમથી આઠે દિશામાં લખવુ પછી દેશનો ધ્રુવાંક, દિશાનો ધ્રુવાંક તથા અશ્વિની વિગેરે જે નક્ષત્રપર શનિ હોય તે નક્ષત્રનો અંક, એ ત્રણે અંક એકઠા કરી તેને નવે ભાગ દેવો.

તેમાં જે શેષ રહે તેને આશ્રી ચાલતા સંવત્સરના રાજાથી આરંભીને વિંશોત્તરી દશાના અનુક્રમે તેનું ફળ કહેવું. જે જે અંક જે જે દેશમાં હોય તે તે દેશ, ગામ અને નગરના અંક જાણવા. તે અંકને આશ્રી વિદ્વાનોએ સૂર્યાદિક ગ્રહોનું ફળ કહ્યું છે. જે જે દેશ, નગર, ગામ કે સ્થાનને વિષે મૂળ ધ્રુવાંક ન હોય તો તેની દિશાનો ૧૪૫ પહેલો મૂળ અંક, વર્ષના રાજાની વિંશોત્તરી દશાનો મૂળ વર્ષાંક, જે નક્ષત્રપર શનિ હોય તે નક્ષત્રથી તે ગામના નક્ષત્ર સુધીનો અંક તથા દિશાનો અંક, એ સર્વને એકઠા કરી અંચારે ગુણી નવે ભાગ દેવો. જે બાકી રહે તે ગ્રહને અનુસારે દેશ, નગર કે ગામની મૂલ દશાના ક્રમથી પૂર્વોક્ત શુભાશુભ ફળ કહેવું. મેઘની વૃષ્ટિ, અનાવૃષ્ટિ, સ્વચક્ર ભય, પરચક્ર ભય, રોગનો ભય, ધાન્યની ઉત્પત્તિ, ધાન્યનો નાશ. રાજાને કષ્ટ તથા સેનાને ઉપદ્રવ એ સર્વ બાબત સંવત્સરના રાજાથી આરંભી દેશના અનુક્રમે સૂર્યાદિક ગ્રહોનું શુભાશુભ ફળ વિદ્વાન પુરૂષે જાણવું. તે આ પ્રમાણે.—

**સૂર્યનું ફળ**—લોક સુખી થાય, ધાન્યની નીપજ થાય, રાજાઓનું પરાક્રમ વધે અને બ્રાહ્મણોને કાંઇક ભય થાય **ચંદ્રનું ફળ**—રાજા અને પ્રજા સુખી રહે, આરોગ્યતા હોય, ધનની વૃદ્ધિ થાય, જળ થોડું હોય, અનાજની પ્રાપ્તિ થાય અને પૃથ્વી અમૃતરસવાળી હોય. **મંગળનું ફળ**—દુકાળ પડે, રાજાને કષ્ટ થાય, હાથી ઘોડાનો વિનાશ થાય એવું રાજપુરૂષોનું ભયંકર યુદ્ધ થાય અને શત્રુથી ભય પ્રાપ્ત થાય. **રાહુનું ફળ**—ઋદ્ધિનો વિનાશ થાય, રાજા અને પ્રજાના સ્થાનનો વિનાશ થાય, તેમને મહા દુઃખ ઉત્પન્ન થાય, પુરનો ભંગ થાય અને નગર તથા દેશનો સંહાર થાય. **ગુરૂનું ફળ**—ગાય, ભેંસ વિગેરે ઘણું દૂધ આપે ધાન્યની ઉત્પત્તિ ઘણી થાય, વરસાદ ઘણો વરસે, રાજાઓ સુખી થાય, તેમને કોઇનો ભય ન થાય. **શનિનું ફળ**—રાજાનું મરણ થાય,

સમગ્ર લોકમાં ઉપદ્રવ થાય, લોકો બ્રાહ્મણોને દૂષણ આપનાર થાય. અને ઉચ્ચ કુળની સ્ત્રીઓ ઘેર ઘેર ભટકતી થાય. **બુધનું ફળ**—નાના બાળક, સ્ત્રીઓ અને શિશુ (મોટા બાળક) નું મરણ થાય, ધનનો નાશ થાય, રોગની ઉત્પત્તિ થાય અને ઠેકાણે ઠેકાણે રાજાઓનો સંહાર થાય. **કેતુનું ફળ**—રાજાઓ સ્થાનભ્રષ્ટ થાય, પ્રજાઓને સુખ થાય, મેઘની વૃષ્ટિ ઘણી થાય, અને આખું વર્ષ દેશ વરસાદથી પૂર્ણ થાય. **શુક્રનું ફળ**—મ્લેચ્છ લોકો યશવાળા થાય, આકાશ વાદળાંથી આચ્છાદિત રહે, વરસાદ ઘણો થાય, ઉત્તમ જનોને પીડા થાય, અને પૃથ્વી ધનધાન્યથી ભરપૂર થાય.

તેમ જ પૂર્વાદિક ચારદિશા અને ચાર વિદિશામાં જે જે ગ્રહ વિચરતા હોય, તેમાં મંગળ, રાહુ અને શનિ એ ક્રૂર ગ્રહો પર ચક્રનો ભય ઉત્પન્ન કરનાર છે. સર્વ ક્રૂર ગ્રહો દુઃખકારક છે અને બીજા સર્વગ્રહો સુખકારક છે એમ જાણવું. તથા સન્મુખ, જમણી અને ડાબી દૃષ્ટિએ કરીને તે સુખકારક જાણવા. સૂર્ય સન્મુખ હોય તો રાજાઓના તેજનો નાશ કરે છે, ચંદ્ર સન્મુખ હોય તો શાંતિને આપે છે, મંગળ સન્મુખ હોય તો અગ્નિ તથા રોગનો ઉપદ્રવ કરે છે, બુધ સન્મુખ હોય તો વૃષ્ટિ ઘણી થાય, ગુરૂ સન્મુખ હોય તો ખજાના અને કોઠાર ભરપૂર થાય, શુક્ર સન્મુખ હોય તો રાજા અને પ્રજાની વૃદ્ધિ તથા ઉન્નતિ કરે છે; તેમજ લોકને આનંદ આપનાર થાય છે. શનિ સન્મુખ હોય તો રાજાને કષ્ટ તથા ભયંકર દુકાળ પડે છે. રાહુ સન્મુખ હોય તો ખર્પરના રાજ્યનો અને ઉત્તમ કુળની સ્ત્રીઓનો વિનાશ થાય છે. તથા કેતુ સન્મુખ હોય તો મનુષ્ય અને પશુનો વિનાશ થાય. કર્તરીના યોગથી શનિ અને રાહુ મળી જાય અને સાથે ચંદ્રમા હોય તો જે જે નક્ષત્રનો વેધ થાય તે તે સ્થાનનો તે નાશ કરે છે.

મંગળ અગ્નિનો ઉપદ્રવ કરનાર છે અને રવિ અન્નનો નાશ કરનાર છે. તે જ રીતે વિદિશાના વિભાગમાં વેપારીઓને દુઃખ દાયક અને રાજાનું મરણ કરનાર છે. ભાદરવા, પોષ અને માઘ માસના શુકલપક્ષમાં તિથિનો ક્ષય હોય તો રાજાનું મરણ, દુકાળ અને બ્રાહ્મણના કુળની હાનિ થાય છે. જે વર્ષમાં ક્ષય માસ હોય અથવા પૂર્ણિમાનો ક્ષય હોય તો તે વર્ષે દુકાળ પડે, અને મોંઘો ભાવ રહે, પુર્ણિમા સમાન હોય તો સમાન ભાવ રહે અને અધિક હોય તો સુભિક્ષ થાય અને મોંઘો ભાવ રહે.

**ફરીથી જુદા પ્રકારે કર્પૂરચક્રનો બીજો પાઠ.**

આઠ પાંખડીવાળા ચક્રમાં ચાર દિશા અને ચાર વિદિશા સ્થાપન કરી તેમની મધ્યે માલવ દેશમાં રહેલી પુરાતની ઉજ્જયિની નગરી સ્થાપન કરવી. લંકાથી મેરૂ સુધી જનારી પૃથ્વીની મધ્ય રેખામાં વિશ્રામ પામેલી આ નગરી શ્રીઋષભદેવ સ્વામીએ મધ્ય ભાગે સ્થાપન કરી છે. એકદા આ નગરીના રાજા **વિક્રમાર્કે** વિચાર કર્યો કે—"સમીપે રહેલા દેશોનાં સુખ દુઃખાદિક કોઇક પ્રકારે જાણી શકાય છે, પરંતુ દૂર દેશમ. રહેવા મનુષ્યોનાં સુખ દુઃખાદિક જાણી શકાતાં નથી." આ પ્રમાણે રાજા વિચાર કરતો હતો તે વખતે રાજાના મનને જાણનાર કપૂર નામનો દૈવજ્ઞ (જોશી) બોલ્યો કે-"હે રાજા! મારી પાસે પહેલેથી કર્પૂરચક્ર છે. તેના પ્રમાણથી સમગ્ર પૃથ્વીપર વાયુ, વૃષ્ટિ, રાજાનું યુદ્ધ, પ્રજાનું સુખ દુઃખ, અવૃષ્ટિ, ભય અને અભય વિગેરે સર્વ જાણી શકાય છે" તે સાંભળી વિક્રમ રાજાએ પૂછયું કે-"તે ચક્ર કયું છે? કોણે કર્યું છે? તેનાથી કેવી રીતે લોકમાં સુખ દુઃખ, અવૃષ્ટિ વૃષ્ટિ અને સર્વ શુભાશુભ જાણી શકાય છે?" કર્પૂરે કહ્યું કે—"હે શ્રેષ્ઠ રાજા! આ ચક્ર ગર્ગાચાર્યે કહ્યું છે. તેણે સર્વજ્ઞ ભાષિત આગમનું જ્ઞાન આ યન્ત્રમાં પ્રકાશિત કર્યું છે.

. તો રાજા અને પ્રજાની વૃદ્ધિ થાય તથા બ્રાહ્મણ લોકને સુખ
. છે. શનિ સન્મુખ હોય તો ચાર પગવાળા પશુને પીડા થાય
. પ્રજાજન દુકાળથી પીડા પામે છે. રાહુ સન્મુખ હોય તો
નું મરણ થાય અને પ્રજા પીડા પામે છે તથા કેતુ સન્મુખ
. તો સર્વલોક શરીરે દુઃખી રહે અને પ્રજાલોક દેશ મૂકી
દેશમાં જાય.

**હવે શુક્રના ઉદયને આશ્રીને દેશોને વિષે વર્ષનું
ન બતાવે છે.—**

જો [1]દેવગણ નક્ષત્રમાં રહેલો શુક્ર ઉદય પામે તો સિંધુ,
ગ્ર ગુજરાત અને કર્ણાટ દેશમાં ધાન્યનો વિનાશ અને મહા
ગની ઉત્પત્તિ થાય છે. જાલંધર દેશમાં દુકાળ પડે, તથા વિગ્રહ
ને રણસંગ્રામનો સંભવ થાય છે. જો [2]મનુષ્ય ગણના નક્ષત્રમાં
ક્રનો ઉદય થાય તો સૌરાષ્ટ્ર દેશમાં વિગ્રહ હોય, કલિંગ દેશમાં
ને સ્રીરાજ્યમાં તે વર્ષ મધ્યમ રહે છે, મારવાડ દેશમાં દુકાળ
[illegible] અને [illegible]ી તથા ધાન્ય મોંઘુ રહે. સોના રૂપાનો ભાવ વૃદ્ધિ પામે,
[illegible] જાતિમાં પીડા થાય અને કપાસ, રૂ તથા સુતરના
[illegible] ડે. જો [3]રાક્ષસ ગણના નક્ષત્રમાં શુક્રનો ઉદય થાય
[illegible] દેશમાં પુદ્ગળનો ભય થાય, દુકાળ પડે, ધનની
[illegible] વર્ણનું [illegible] ( રેશમી વસ્ત્ર ) મૂલ્યથી પણ
[illegible] ઘણું [illegible] ળે. શ્રીફળની દુર્લભતા થાય.

ઉપદ્રવ, બાળકોને રોગની ઉત્પત્તિ, રાજાને દુઃખ, નગરનો ભંગ અને ઉપદ્રવોની પરંપરા થાય છે. **ગુરૂનું ફળ**—ગાયો ઘણું દૂધ આપે, વરસાદ સારા થાય, પ્રજા અને રાજાને સુખ થાય તથા ધાન્યની ઉત્પત્તિ ઘણી થાય. **શુક્રનું ફળ**—રાજા સુખી થાય, લોકો ધર્મમાર્ગે પ્રવર્તે, ધનની વૃદ્ધિ થાય, પ્રજામાં આરોગ્યતા રહે, મોટો લાભ થાય, પુત્રની ઉત્પત્તિ અધિક થાય, અને મનુષ્યોનો જય થાય. **શનિનું ફળ**—રાજાનો વિનાશ થાય, પાખંડીઓથી મનુષ્યોનો ક્ષય થાય, દુકાળ પડે, બ્રાહ્મણોને ભય થાય, ધર્મની હાનિ થાય, તેથી કરીને સુખ ક્યાંથી હોય? **રાહુનું ફળ**—પ્રજાજન પીડા પામે, રાજાઓ વચ્ચે યુદ્ધ થાય, પ્રજામાં મહાભય ઉત્પન્ન થાય, અગ્નિ અને ચોરનો ભય થાય, લોકોને દુઃખ થાય, અને રાજાનું મરણ થાય. **કેતુનું ફળ**—સર્વનો વિનાશ થાય, લોકો સ્થાન ભ્રષ્ટ થાય, ઘેરઘેર મોટાં વેર થાય અને અનુક્રમે દેશનો ભંગ થાય. પૂર્વાદિકના અનુક્રમે ચારે દિશાઓમાં જે ગ્રહો રહેલા હોય, તેને વર્ષના રાજાદિક જાણવા અને તેમનું શુભાશુભ ફળ જાણવું. શનિ, મંગળ, રાહુ, બુધ, અને કેતુ એ ક્રૂર ગ્રહો જે દિશામાં રહ્યા હોય, તે દિશાના દેશનો ભંગ તથા હાનિ થાય છે. બાકીના સૌમ્ય ગ્રહો જે દિશામાં રહ્યા હોય, તે દિશાના દેશની સુખસંપત્તિ વૃદ્ધિ પામે છે, જ્યારે ગ્રહો સન્મુખ, જમણી બાજુ, પાછળ અને ડાબી બાજુ રહ્યા હોય ત્યારે તેમનું જૂદું જૂદું ફળ હોય છે, તે પંડિતોએ જાણવાનું છે. તે આ પ્રમાણે.—રવિ સન્મુખ હોય તો હાનિ થાય, સોમ સન્મુખ હોય તો રાજાને સુખ થાય, મંગળ સન્મુખ હોય તો રાજા અને પ્રજાને અગ્નિનો ભય થાય, બુધ સન્મુખ હોય તો રાજા ધર્મમાં તત્પર રહે અને પ્રજાને દુઃખ તથા મહાભય થાય છે. ગુરૂ સન્મુખ હોય તો રાજાનો ખજાનો વૃદ્ધિ પામે અને પ્રજાલોક સર્વ ધાન્યથી ભરપૂર થાય છે, શુક્ર સન્મુખ

હોય તો રાજા અને પ્રજાની વૃદ્ધિ થાય તથા બ્રાહ્મણ લોકને સુખ થાય છે. શનિ સન્મુખ હોય તો ચાર પગવાળા પશુને પીડા થાય અને પ્રજાજન દુકાળથી પીડા પામે છે. રાહુ સન્મુખ હોય તો રાજાનું મરણ થાય અને પ્રજા પીડા પામે છે તથા કેતુ સન્મુખ હોય તો સર્વલોક શરીરે દુઃખી રહે અને પ્રજાલોક દેશ મૂકી પરદેશમાં જાય.

**હવે શુક્રના ઉદયને આશ્રીને દેશોને વિષે વર્ષનું જ્ઞાન બતાવે છે.—**

જો [1]દેવગણ નક્ષત્રમાં રહેલો શુક્ર ઉદય પામે તો સિંધુ, સમગ્ર ગુજરાત અને કર્ણાટ દેશમાં ધાન્યનો વિનાશ અને મહા રોગની ઉત્પત્તિ થાય છે. જાલંધર દેશમાં દુકાળ પડે, તથા વિગ્રહ અને રણસંગ્રામનો સંભવ થાય છે. જો [2]મનુષ્ય ગણના નક્ષત્રમાં શુક્રનો ઉદય થાય તો સૌરાષ્ટ્ર દેશમાં વિગ્રહ હોય, કલિંગ દેશમાં અને સ્ત્રીરાજ્યમાં તે વર્ષ મધ્યમ રહે છે, મારવાડ દેશમાં દુકાળ પડે અને ઘી તથા ધાન્ય મોંઘું રહે. સોના રૂપાનો ભાવ વૃદ્ધિ પામે, ગાય ભેંશની જાતિમાં પીડા થાય અને કપાસ, રૂ તથા સુતરના ભાવ તેજી રહે. જો [3]રાક્ષસ ગણના નક્ષત્રમાં શુક્રનો ઉદય થાય તો ગુજરાત દેશમાં પુદ્ગળનો ભય થાય, દુકાળ પડે, ધનની હાનિ થાય, પંચ વર્ણનું પટ્ટસૂત્ર ( રેશમી વસ્ત્ર ) મૂલ્યથી પણ મળે નહીં અર્થાત્ ઘણુંજ મોંઘું મળે, શ્રીફળની દુર્લભતા થાય,

---

૧ અશ્વિની, મૃગશીર્ષ, રેવતી, હસ્ત, પુષ્ય, પુનર્વસુ, અનુરાધા, શ્રવણ અને સ્વાતિ એ નવ નક્ષત્રો દેવગણના છે.

૨ ત્રણ પૂર્વા, ત્રણ ઉત્તરા, રોહિણી, આર્દ્રા અને ભરણી એ નવ નક્ષત્રો મનુષ્ય ગણના છે.

૩ કૃત્તિકા, મઘા, અશ્લેષા, વિશાખા, શતભિષા, ચિત્રા, જ્યેષ્ઠા, ધનિષ્ઠા અને મૂળ એ રાક્ષસ ગણના નવ નક્ષત્રો છે.

કોઈ શ્રેષ્ઠ પુરૂષનું મરણ થાય, ચીન દેશમાં ઉત્પાત થાય, સિંધુ દેશમાં મોટો વિગ્રહ થાય, ત્રણ દિવસ વેપાર બંધ રહે અને માળવા વિગેરે દેશમાં વિગ્રહ થાય.

**હવે શુક્રના અસ્તને આશ્રીને દેશોને વિષે વર્ષનું જ્ઞાન બતાવે છે.—**

જો દેવગણના નક્ષત્રમાં શુક્રનો અસ્ત થાય તો હબશી, ગુજરાત અને માલવ દેશમાં ભય ઉત્પન્ન થાય, રાજાઓ વચ્ચે વિગ્રહ થાય, પ્રથમથી જ ધાન્ય મોઘું થાય, પછીથી એક માસ સુધી કાંઇક સોંઘું થાય, ખુરાસાન દેશમાં મોટો ઉત્પાત થાય, મોટા દંડથી દ્રવ્યનો નાશ થાય, છ માસ પછી ઘણી જળવૃષ્ટિ થાય, સોના રૂપાનો ભાવ વૃદ્ધિ પામે. સર્વ જન નિદ્રાળુ થાય, મારવાડ દેશમાં દુકાળ પડે, દિલ્હીમાં રાજાનું પરાવર્તન થાય, ગોપાળગિરિ દેશમાં નરકની જેવો મરકીનો ઉપદ્રવ થાય, ખર્પર અને હરમજ દેશમાં કાંઈપણ વેપાર થાય નહીં, ભરૂચ અને ચંપા નગરીમાં ધૂળની વૃષ્ટિ અને શૂન્યતા થાય, રોગની બાહુલ્યતા અથવા પરચક્રથી પરાભવ થાય તથા ઉત્તર દેશમાં વેપારને વિષે ઘણી લક્ષ્મી મળે અને સુકાળ થાય. જો મનુષ્ય ગણના નક્ષત્રમાં શુક્રનો અસ્ત થાય તો રોમ દેશમાં અગ્નિનો ભય થાય, કોંકણ દેશમાં ત્રાસ થાય, લાટ અને સિંધુ દેશમાં શૂન્યતા થાય, ઉત્તર દેશમાં દુકાળ પડે, દ્રવિડ દેશમાં વિગ્રહ થાય, ગુજરાતમાં સુકાળ અને વનસ્પતિઓ ફળફુલવાળી થાય, એક માસ સુધી મોંઘવારી રહે, પછી ધાન્ય સોંઘું થાય, ઘી, તેલ, અનાજ અને પટ્ટસૂત્રની ચોતરફ ઉત્પત્તિ થાય, રાજાઓ સુખી થાય, સર્વ પ્રજા નીરોગી થાય, સર્વ દેશમાં ઘણી વસ્તી રહે અને દિલ્હી વિગેરેમાં આનંદ પ્રવર્તે. જો રાક્ષસ ગણના નક્ષત્રમાં

શુક્રનો અસ્ત થાય તો હિંદુના દેશમાં વિગ્રહ થાય, ખર્પર દેશમાં રાજાઓનું યુદ્ધ થાય, મિશ્ર દેશમાં અન્નની તંગી થાય, મારવાડ દેશમાં અને સિંધુ દેશમાં સામાન્ય દુકાળ પડે, અસિયા અને ઉડ દેશનો ભંગ થાય, ગુજરાતમાં મુગલ જાતિનો ભય થાય, સમુદ્રમાં ચાલતા વહાણો વિનાશ પામે, ફિરંગી લોકોનો વિગ્રહ થાય, વિરાટ દેશમાં, ઢુંઢ દેશમાં, પાંચાલ દેશમાં અને સૌરાષ્ટ્ર દેશમાં મહા કષ્ટ હોય, માલવ દેશમાં રાજ્યનું પરાવર્તન થાય અને લોકોનો ક્ષય થાય, જીર્ણદુર્ગ ( જુનાગઢ ) માં ભંગનો ભય થાય, પાટણમાં અન્નની મોંઘવારી થાય, નવા સિક્કા પ્રગટ થાય, અને દક્ષિણ દેશમાં સુખ સંપત્તિ થાય. આ રીતે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને અનુસરી શુક્રના ઉદય તથા અસ્તના ફળનો નિશ્ચય કરવો.

**મંડલ ફળ.** મંડલના વિચારમાં ઉત્પાતવડે દેશોમાં વર્ષનું જ્ઞાન થઇ શકે છે. તેમાં પ્રથમ આગ્નેય નામનું મંડળ કહે છે.—કૃત્તિકા, ભરણી, પુષ્ય, વિશાખા, પૂર્વાફાલ્ગુની, પૂર્વાભાદ્રપદ અને મઘા એ આગ્નેય મંડળનાં નક્ષત્રો છે. જો આ નક્ષત્રોમાં ધૂળની વૃષ્ટિ વગેરે કોઇ પણ જાતનો વિકાર થાય, ભૂમિકંપ થાય, વજ્રપાત થાય, ઉલ્કાપાત થાય, આંધી ચડે, ધૂમકેતુનો તારો જોવામાં આવે, ચંદ્ર કે સૂર્યનું ગ્રહણ થાય, રૂધિરની વૃષ્ટિ થાય, અગ્નિની વૃષ્ટિ થાય અથવા બીજું કાંઇ અદ્દભૂત થાય, ત્યારે ડાહ્યા પુરૂષે આગ્નેય મંડળ ઉપરથી ભાવિ લક્ષણનો વિચાર કરવો. તે આ પ્રમાણે.—નેત્રના રોગની વૃદ્ધિ થાય, અતિસારનો વ્યાધિ ઉપજે, દેશમાં અગ્નિનો પ્રબળ કોપ થાય, ગાયોનું દૂધ-ઘી અલ્પ થાય.

વૃક્ષો પર પુષ્પ-ફળ ઓછાં થાય, ચોર લોકોથી દ્રવ્યનો વિનાશ થાય, વરસાદ થોડો થાય, ભૂખે મરતા લોકો હાથમાં ખપ્પર ધારણ કરી ભિક્ષા માગતા થાય, સિંધુ દેશ, યમુના નદીના કિનારાના દેશ, ધુતાર્ટ કોજ દેશ, બાલ્હિક દેશ, જાલંધર દેશ, કાશ્મીર દેશ અને સઘળો ઉત્તર દેશ, આ સર્વ દેશો આવા ઉત્પાત જોવામાં આવે તો વિનાશ પામે છે.

**વાયુ મંડલ**—મૃગશીર્ષ, પુનર્વસુ, અશ્વિની, હસ્ત, ચિત્રા, સ્વાતિ અને ઉત્તરાફાલ્ગુની એ વાયુ મંડલનાં નક્ષત્રો છે. જો આ નક્ષત્રોમાં પૂર્વે કહેલાં કોઈ પણ ઉત્પાતનાં લક્ષણ જોવામાં આવે તો મોટા વાયુ વાવા લાગે, મહા ભય પ્રાપ્ત થાય, ઉન્નત થયેલાં-જળ ભરેલાં વાદળાંઓ પણ જળની વૃષ્ટિ કરે નહીં, વિંધ્યાચળના નિવાસી દેવ, બ્રાહ્મણ અને રાજાઓનો વિનાશ થાય. કિલ્લાઓ પર્વતનાં શિખરો, તોરણના સ્થાનની ભૂમિ અને વનનાં વૃક્ષો એ સર્વ વાયુના વેગથી પડી જાય છે.

**વારૂણ મંડલ**—આર્દ્રા, અશ્લેષા, ઉત્તરાભાદ્રપદ, રેવતિ, શતભિષા, પૂર્વાષાઢા અને મૂળ એ વારૂણ મંડળનાં નક્ષત્રો છે. આ નક્ષત્રોમાં પૂર્વે કહેલા કોઈ પણ ઉત્પાત થાય તો પ્રજા સુખી થાય, ગાયો દૂધ-ઘી ઘણું આપે, વૃક્ષો ઉપર પુષ્પ-ફળની ઘણી સંપત્તિ થાય, પૃથ્વીપર પુષ્કળ ધાન્ય પાકે, લોકમાં આરોગ્યતા વધે, મંગલિક કાર્યો થાય, ધાન્ય સોંઘું થાય, અત્યંત સુકાળ થાય, કીડા, ઉંદર, સર્પ, તીડ, મૃગ, કુકડા, મરકી અને કીડીઓનો સમૂહ સ્થળપ્રદેશમાં અધિક ઉત્પન્ન થાય છે.

**માહેંદ્ર મંડલ**—જ્યેષ્ઠા, અનુરાધા, રોહિણી, ધનિષ્ઠા, શ્રવણ, અભિજિત અને ઉત્તરાષાઢા એ માહેંદ્ર મંડલનાં નક્ષત્રો

બે નક્ષત્રોમાં પૂર્વે કહેલા કોઇ પણ ઉત્પાતો જોવામાં આવે સર્વ લોકો મનમાં હર્ષિત થાય છે, રાજાઓ પરસ્પર સંધિ છે, સુકાળ અને મંગળ પ્રવર્તે છે.

આ સર્વ મંડલો કયે વખતે ફળદાયક થાય છે ? તે કહે છે— સર્વ મંડલોમાં ઉલ્કાપાત વિગેરે જે જે કહેલા છે તે સર્વે ઋતુ સિવાય બીજે કાળે થયા હોય તો પોતપોતાનું ફળ પે છે અને વર્ષાકાળે થયા હોય તો તે સર્વે વૃષ્ટિ કરનારા જ થાય માહેંદ્ર મંડળનું ફળ સાત દિવસમા મળે છે, વારૂણ મંડલનું તત્કાળ થાય છે, આગ્નેય મંડળનું ફળ પંદર દિવસમાં થાય અને વાયુ મંડલનું ફળ એક માસમાં થાય છે. છેલ્લા બે ડળમાં એટલે વારૂણ અને માહેંદ્ર મંડળમાં સુકાળ, ક્ષેમ, ારોગ્યતા અને રાજાઓની પરસ્પર સંધિ થાય છે તથા લ્લા બે એટલે અગ્નિ અને વાયુ મંડળમાં તેનાથી વિપરીત થાય માહેંદ્ર અને વારૂણ મડલમાં ગાયો હર્ષયુક્ત થાય છે, ઉત્પાતો શ પામે છે અને પૃથ્વી કલ્યાણથી વૃદ્ધિ પામે છે. અર્ઘકાંડ મના ગ્રથમા તો આ પ્રમાણે કહ્યું છે કે—" આગ્નેય મંડળનું ળ ત્રણ માસમાં, વાયવ્ય મંડળનું બે માસમાં, વરૂણ મંડળનું ક માસમાં અને માહેંદ્ર મંડળનું ફળ સાત દિવસમાં મળે ." વળી વિવેકવિલાસ નામના ગ્રંથમાં કહ્યું છે કે—" આગ્નેય ડલનું ફળ આઠ માસમાં, વાયવ્ય મડળનું બે માસમા, વારૂણ ડળનું એક માસમા અને માહેંદ્ર મંડલનું ફળ સાત દિવસમાં ળે છે." તથા રૂદ્રદેવ નામના દૈવજ્ઞ કહે છે કે—" વાયવ્ય ડલ બે મહિને, માહેંદ્ર મંડલ સાત દિવસે, આગ્નેય મંડલ દર દિવસે અને વારૂણ મંડળ તરત જ જળની વૃષ્ટિ કરે છે." વારૂણ મંડલ અને આગ્નેય મંડલ પરસ્પર મળી જાય તથા

માહેન્દ્ર મંડળ અને વાયુ મંડળ પરસ્પર મળી જાય તો તે મંદ ફળને આપે છે, તેથી વિચાર કરીને તેનું ફળ કહેવું. ભૂમિકંપ, ધૂળની વૃષ્ટિ, દિશાનો દાહ અને અકાળે વૃષ્ટિ ઇત્યાદિક જે કાંઈ અકસ્માત્ થાય તે સર્વ ઉત્પાત કહેવાય છે. આ ઉત્પાતથી તીડ, ઉંદર વિગેરે સાત પ્રકારની ઇતિઓ, અનીતિ, પ્રજામાં રોગ અને લડાઈએ વિગેરે ફળ ઉત્પન્ન થાય છે તથા પ્રાયે કરીને મંડલના નામને સદૃશ અગ્નિ, વાયુ વિગેરેનો પ્રકોપ થાય છે. આગ્નેય મંડળમાં દક્ષિણ દિશાના દેશો પીડા પામે છે, વાયવ્ય મંડલમાં ઉત્તર દિશાના દેશો પીડા પામે છે, વારૂણ મંડલમાં પશ્ચિમ દિશાના દેશો પીડા પામે છે અને માહેંદ્ર મંડલમાં પૂર્વ દિશાના દેશો પીડા પામે છે.

**ઉત્પાતના ભેદો.**

ભૂમિકંપ થાય તો પ્રજા પીડા પામે, વજ્રપાત થાય તો રાજાનો ક્ષય થાય, દિશાનો દાહ જોવામાં આવે તો અનાવૃષ્ટિ થાય અને ધૂળની વૃષ્ટિ થાય તો દુકાળ પડે. ધૂળની વૃષ્ટિ ક્ષય કરનારી છે, બરફ પડે તો તે ભયકારક છે, દિશાનો દાહ અગ્નિને ભય કરે છે અને વજ્રપાત રાજાને ભયકર છે. પ્રચંડ શબ્દ કરતો ઝંઝા વાયુ થાય તો ચોર તરફનો ભય વધે, ભૂમિકંપ થાય તો તે દુઃખદાયક છે અને ચંદ્ર સૂર્યનો પરિવેષ (ઘેરાવ) થાય તો તેથી રોગની ઉત્પત્તિ થાય છે. ગ્રહોનું પરસ્પર યુદ્ધ થાય અથવા કેતુનું દર્શન થાય તો રાજાઓ વચ્ચે યુદ્ધ થાય, ગ્રહણને અંતે મહા વૃષ્ટિ થાય તો સર્વ દોષોનો વિનાશ થાય છે. ઉલ્કાપાત થાય તો ઉત્તમ પુરૂષનો નાશ થાય, વૃક્ષનો છેદ થાય તો ધનનો ક્ષય થાય, પથ્થરની વૃષ્ટિ થાય તો સર્વ ધાન્ય મોંઘાં થાય, વીજળી પડે તો જળનો અભાવ થાય, આંધી ચડે—અંધકાર થાય તો

પ્રજાનો નાશ થાય, ઋતુઓ વિપરીતપણે વર્તે તો સર્વ પ્રાણીઓને વિષે રોગની ઉત્પત્તિ થાય છે. પ્રાણીઓની વિકારવાળી ઉત્પત્તિ થાય તો તે રાજાને વિઘ્નકારક છે, ચંદ્ર સૂર્યનું વિપરીતપણું થાય તો ભયંકર વિગ્રહ થાય, ગ્રહોનું યુદ્ધ હોય તો રાજાઓ વચ્ચે પણ યુદ્ધ થાય છે, ગ્રહની યુતિ હોય તો ધાન્ય મોંઘું થાય.

હવે સૂર્ય અને ચંદ્રના [1]પરિવેષનું ફળ સ્વરૂપથી કહે છે.—ચંદ્ર સૂર્યનો પરિવેષ દૂર રહ્યો હોય તો અન્ય દેશમાં, મધ્યમાં રહ્યો હોય તો સ્વદેશમાં અને અત્યંત પાસે રહ્યો હોય તો પણ સ્વદેશમાં અત્યત મંડલાધિપતિનું ફળ જાણવું. જો તે પરિવેષનો વર્ણ શ્વેત હોય તો તે શુભ છે, પીત વર્ણ હોય તો રોગનો ઉપદ્રવ કરે, રાતો વર્ણ હોય તો યુદ્ધ થાય, શ્યામ વર્ણ હોય તો રાજાનો ક્ષય થાય, નીલ વર્ણ હોય તો મોટી વૃષ્ટિ થાય અને ધૂમ્ર—ધુસરો વર્ણ હોય તો ધુંવાર થાય. આ સર્વ વર્ણ સ્વલ્પ હોય તો તેનું સ્વલ્પ ફળ અને ઘણા હોય તો તેનું મોટું ફળ જાણવું. સૂર્યચંદ્રનું મંડળ જળવડે ભીનું જણાતું હોય અથવા જળના કણીયા ઝરતા હોય તો મહા વૃષ્ટિ થાય, બિંબનો નાશ જોવામાં આવે તો રાજાનો ક્ષય થાય, અકાળે વૃક્ષપર પુષ્પ–ફળની ઉત્પત્તિ થાય તો ધાન્યનો નાશ થાય. જેના રાજ્યમાં કે દેશમાં દેવની પ્રતિમાનો વિનાશ થાય તો તેના રાજાનો પરિવાર સહિત નાશ થાય છે. સૂર્ય અને ચંદ્રનો સર્વથા ગ્રાસ થાય તો સર્વ વસ્તુ મોંઘી થાય, મંગળ વિગેરે ગ્રહો વક્ર થાય તો તેનું ફળ પ્રથમ કહ્યું છે તે જાણવું.

---

૧. ફરતું કુંડાળું થાય તે.

ગંધર્વ નગરનો વર્ણ કપિલ દેખાય તો ધાન્યનો નાશ થાય, મજિઠ જેવો વર્ણ દેખાય તો ગાયોનું હરણું

**ગંધર્વ નગરનું ફળ.** થાય અને અસ્પષ્ટ વર્ણ જણાય તો અવશ્ય બળનો ક્ષોભ કરે છે. તેમાં કાંઇ પણ સંશય નથી. જો ગંધર્વ નગર સ્નિગ્ધ, પ્રાકાર અને તોરણ સહિત પૂર્વ દિશામાં દેખાય તો તે રાજાનો વિજય કરનાર છે.

**વીજળીનું લક્ષણ.** કપિલ વર્ણની વીજળી થાય તો વાયુ અત્યંત વાય, પીળા વર્ણની થાય તો વૃષ્ટિ થાય, રાતા વર્ણની થાય તો તાપ સખ્ત પડે, અને ધોળા વર્ણની થાય તો મહા દુષ્કાળ પડે છે.

**કેતુનું ફળ.** શ્રાવણ અને ભાદ્રપદ માસમાં દશ કેતુ વરૂણના પુત્રો છે, તે લોકમાં જળની વૃષ્ટિને કરનારા છે અને તે વખતે ધાન્ય સોંઘું થાય છે. આશ્વિન અને કાર્તિક માસમાં ચૌદ કેતુ સૂર્યના પુત્રો છે, તેઓ ચાર પગા જનાવરોનું મરણ કરનાર છે, તથા દુકાળ અને દેશનો નાશ કરે છે. માર્ગશીર્ષ અને પૌષ માસમાં ચોત્રીશ કેતુ અગ્નિના પુત્રો છે, તેઓ અગ્નિનો દાહ, ચોરનો ભય અને અનાવૃષ્ટિને દેખાડે છે. માઘ અને ફાલ્ગુન માસમાં નવ કેતુઓ યમના પુત્રો છે, તેઓ ધાન્યને મોંઘું કરે છે, દુકાળ પાડે છે અને રાજાઓ વચ્ચે મહા યુદ્ધ કરાવે છે. વસંત ઋતુમાં એટલે ચૈત્ર અને વૈશાખ માસમાં અઢાર કેતુઓ ધનદ ( કુબેર ) ના પુત્રો છે, તેઓ ઉદય પામે છે ત્યારે લોકમાં સુખ, મંગળ અને સુકાળ કરે છે. જ્યેષ્ઠ અને અષાઢ માસમાં વીશ કેતુઓ વાયુના પુત્રો છે, તેઓ ઉદય પામે છે ત્યારે તેઓ વાયુ સહિત જળની

વૃષ્ટિ કરે છે અને વૃક્ષો તથા પ્રાસાદોનો ભંગ કરે છે. આ પ્રમાણે સર્વ મળીને ૧૦૫ કેતુઓ છે. કોઇ ૧૦૮ અને કોઇ ૧૦૧ કેતુઓ કહે છે. એમ કેતુની બાબતમાં ત્રણ મત છે. એટલે કે સૂર્યના પુત્ર ચૌદને બદલે દશ ગણીએ તો ૧૦૧ થાય છે અને વાયુના પુત્ર વીશને બદલે ત્રેવીશ માનીએ તો ૧૦૮ કેતુ થાય છે.

**એકસોપાંચ કેતુના ઉદયનું ફળ.** આ કેતુના ઉદયનું ફળ જાણવા માટે નક્ષત્ર જોવું. જો મોટા ઉત્પાતથી તે નક્ષત્ર હણાયું હોય તો તે દેશમાં અનાવૃષ્ટિનો સંભવ છે. તે વિષે કહ્યું છે કે—"ઉલ્કાપાત, દિશાનો દાહ, પૃથ્વીકંપ, અને બ્રહ્મતેજ વિગેરેને જોઇ વિદ્વાને વિચાર કરવો. તેમાં તે ઉત્પાતને દિવસે જે નક્ષત્ર હોય તે નક્ષત્ર પીડિત થાય છે." લોકમાં પણ કહેવાય છે કે—

"ભૂકંપણ તારા પડણ, રગત પાહાણ વુઠ્ઠી;
કેતુ ગામણ રવિ સસિ ગહણ, ઇક્કમિ હોઇ ઉકિઠ્ઠી. ૧.

જિણ નખિઅત્તિ ભડ્ડુલી, કાંઇ હોઇ અનિઠ્ઠ;
તિણ નવિ વરસે અંબુધર, જાણે ગબ્ભ વિણઠ્ઠ. ૨."

"પૃથ્વીકંપ, તારાનું ખરવું, રૂધિર અને પથ્થરની વૃષ્ટિ, કેતુનો ઉદય અને સૂર્ય ચંદ્રનું ગ્રહણ, આ સર્વમાંથી એક પણ હોય તો તે કષ્ટને આપે છે. હે ભડલી (બ્રાહ્મણી)! જે નક્ષત્રપર કાંઇ પણ અનિષ્ટ–ઉત્પાત હોય તે નક્ષત્રમાં જળની વૃષ્ટિ થતી નથી. અને બંધાયેલો ગર્ભ વિનાશ પામે છે."

કાર્તિક અને માર્ગશીર્ષ માસમાં ચંદ્ર કે સૂર્યનું ગ્રહણ થાય

**ગંધર્વ નગરનું ફળ.** ગંધર્વ નગરનો વર્ણ કપિલ દેખાય તો ધાન્યનો નાશ થાય, મજિઠ જેવો વર્ણ દેખાય તો ગાયોનું હરણ થાય અને અસ્પષ્ટ વર્ણ જણાય તો અવશ્ય બળનો ક્ષોભ કરે છે. તેમાં કાંઇ પણ સંશય નથી. જો ગંધર્વ નગર સ્નિગ્ધ, પ્રાકાર અને તોરણ સહિત પૂર્વ દિશામાં દેખાય તો તે રાજાનો વિજય કરનાર છે.

**વીજળીનું લક્ષણ.** કપિલ વર્ણની વીજળી થાય તો વાયુ અત્યંત વાય, પીળા વર્ણની થાય તો વૃષ્ટિ થાય, રાતા વર્ણની થાય તો તાપ સખ્ત પડે, અને ધોળા વર્ણની થાય તો મહા દુષ્કાળ પડે છે.

**કેતુનું ફળ.** શ્રાવણ અને ભાદ્રપદ માસમાં દશ કેતુ વરૂણના પુત્રો છે, તે લોકમાં જળની વૃષ્ટિને કરનારા છે અને તે વખતે ધાન્ય સોંઘું થાય છે. આશ્વિન અને કાર્તિક માસમાં ચૌદ કેતુ સૂર્યના પુત્રો છે, તેઓ ચાર પગા જનાવરોનું મરણ કરનાર છે, તથા દુકાળ અને દેશનો નાશ કરે છે. માર્ગશીર્ષ અને પોષ માસમાં ચોત્રીશ કેતુ અગ્નિના પુત્રો છે, તેઓ અગ્નિનો દાહ, ચોરનો ભય અને અનાવૃષ્ટિને દેખાડે છે. માઘ અને ફાલ્ગુન માસમાં નવ કેતુઓ યમના પુત્રો છે, તેઓ ધાન્યને મોંઘું કરે છે, દુકાળ પાડે છે અને રાજાઓ વચ્ચે મહા યુદ્ધ કરાવે છે. વસંત ઋતુમાં એટલે ચૈત્ર અને વૈશાખ માસમાં અઢાર કેતુઓ ધનદ ( કુબેર ) ના પુત્રો છે, તેઓ ઉદય પામે છે ત્યારે લોકમાં સુખ, મંગળ અને સુકાળ કરે છે. જ્યેષ્ઠ અને અષાઢ માસમાં વીશ કેતુઓ વાયુના પુત્રો છે, તેઓ ઉદય પામે છે ત્યારે તેઓ વાયુ સહિત જળની

એમ ભદ્રબાહુ મુનીશ્વર કહે છે. રવિવારે ગ્રહણ હોય તો વર્ષ મધ્યમ થાય, તેથી ધાન્યનો સંગ્રહ કરવો યોગ્ય છે. રાજાઓ વચ્ચે યુદ્ધ થાય અને દુકાળ પડે. તે વખતે ઘી, લોહું અને તેલનો વિક્રય કરવો યોગ્ય છે. સોમવારે અર્ધ ગ્રહણ હોય તો રાજાઓ વચ્ચે વિગ્રહ, અનાજ મોઘું અને તેલ તથા ઘીના વેપારમાં લાભ થાય છે. મંગળવારે ગ્રહણ હોય તો અગ્નિનો ભય થાય છે. મંગળવારે સૂર્યનું ગ્રહણ હોય તો પરસ્પર યુદ્ધવડે રાજાઓનો ક્ષય થાય છે અને ચંદ્રનું ગ્રહણ હોય તો કપાસ, રૂ અને સુતર મોંઘા થાય છે. બુધવારે ગ્રહણ હોય તો સોપારી તથા રકતવસ્ત્રનો સંગ્રહ કરવો લાભદાયક છે. ગુરૂવારે ગ્રહણ હોય તો પીળી અને રાતી વસ્તુનો તથા તેલ અને ગંધાદિકનો સંગ્રહ કરવો લાભદાયક છે. શુક્રવારે ગ્રહણ હોય તો સુકાળ અને સર્વ લોકને સુખકારક માંગલિકપણું પ્રાપ્ત થાય છે. શનિવારે ગ્રહણ હોય તો જુવારના વેપારમાં લાભ થાય અને શ્યામ વર્ણવાળી વસ્તુ મોંઘી થાય. પીળા અને રાતા વસ્ત્ર, તાંબુ અને બળદ વિગેરેનો સંગ્રહ કરવાથી બે માસે તેમાંથી લાભ પ્રાપ્ત થાય છે, એમ જ્ઞાનીઓ કહે છે. અર્ધ ગ્રાસ હોય તો અર્ધા માસે લાભ થાય, ત્રિભાગ ગ્રાસ હોય તો ત્રણ માસે લાભ થાય, ચતુર્ભાગ ગ્રાસ હોય તો ચાર માસે લાભ થાય, અને ગ્રાસ અવસ્થાએ જ અસ્ત થાય તો એક વર્ષે લાભ થાય છે. સર્વ પ્રકારના ગ્રહણના પ્રારંભમાં મોટો ઉત્પાત થયો હોય, પરંતુ પછી તરત જ જો જળની વૃષ્ટિ થઈ હોય તો સર્વ ઉત્પાતના ફળનો વિનાશ થાય છે. આ રીતે જે દેશમાં ઉત્પાત વિના જ અપ્કાયના જીવો કે પુદ્ગલો જોવામાં આવે, તે દેશમાં ઉત્તમ વૃષ્ટિ થાય છે. આ સર્વે વરસાદના ગર્ભો સ્થાનાંગ સૂત્રમાં વાયુ રહિત બતાવ્યા છે. કેમકે તે ગર્ભની ઉત્પત્તિ જળથી જ થાય છે. તે વિષે આગમમાં કહ્યું છે

**ચંદ્ર સૂર્યના ગ્રહણનું ફળ.**

તો તે શુભકારક છે. પોષ માસમાં ગ્રહણ થાય તો ધાન્ય મોંઘું થાય, લોકમાં ભય થાય અને આગળનું વર્ષ મધ્યમ થાય. માઘ માસમાં ગ્રહણ થાય તો ઇચ્છિત જળ-વૃષ્ટિ થાય. ફાલ્ગુન માસમાં ગ્રહણ થાય તો દુઃખકારક અન્નનો વિનાશ થાય. ચૈત્ર માસમાં ગ્રહણ થાય તો ચિતારા, લહીયા વિગેરેને મહા પીડા થાય અને આગળનું વર્ષ મધ્યમ થાય. વૈશાખ માસમાં ગ્રહણ થાય તો તલ, તેલ, મગ, રૂ અને કપાસનો ના થાય. જ્યેષ્ઠ માસમાં ગ્રહણ થાય તો વૃષ્ટિ ન થાય, ધાન્યનો નાશ થાય અને પછીનું (બીજું) વર્ષ સારૂં થાય. અષાઢ માસમાં ગ્રહણ થાય તો કોઇ કોઇ ઠેકાણે વૃષ્ટિ થાય, કોઇ કોઇ ઠેકાણે અન્ન પાકે, રોગનો ઉપદ્રવ થાય, વૃક્ષનાં મૂળ અને ફળ નાશ પામે અને બીજી બાબતમાં એકંદર વર્ષ સારૂં થાય. શ્રાવણ માસમાં ગ્રહણ થાય તો ઘોડી અને ગધેડીના ગર્ભો તત્કાળ પડી જાય ( તથા વીજળી અને કરા પડે. ) ભાદ્રપદમાં ગ્રહણ થાય તો સ્ત્રીઓના ગર્ભનો વિનાશ થાય. તથા આશ્વિન માસમાં ગ્રહણ થાય તો લોકમાં સુખ અને સુકાળ થાય. હવે એકજ માસમાં સૂર્ય અને ચંદ્ર બન્નેનું ગ્રહણ થાય તો ઘણા બળવાન રાજાઓ કોપથી ઉત્કટ થઇ મહા યુદ્ધ કરે.

કદાચ અધિક માસમાં ચંદ્ર-સૂર્યનું ગ્રહણ થાય તો સર્વ રાજ્યને ભય પ્રાપ્ત થાય, રાજ્યનો ભંગ થાય અને રાજાઓનો ક્ષય થાય. પ્રથમ સૂર્યનું ગ્રહણ થઈ પછી તરતજ પખવાડીયાને છેડે ચંદ્રનું ગ્રહણ થાય તો સાધુજનોની પૂજા, ધર્મની વૃદ્ધિ અને મોટા પુરૂષોનો ઉદય થાય. ક્રૂર ગ્રહે કરીને યુકત ચંદ્ર -સૂર્યનું ગ્રહણ થાય તો રાજાનો ક્ષય અને રાજ્યનો ભંગ થાય,

વિચાર કરાય છે, તેમ સમગ્ર દેશ, નગર અને મંડળનો પણ વિચાર કરવો જોઇએ. મેઘશાસ્ત્રમાં જે દિવસે વાદળાં વિગેરેની ઉત્પત્તિ બતાવી છે અને તે ઉત્પત્તિ જેમ વૃષ્ટિનો હેતુ થાય છે, તેમ તે વાદળાંનો નાશ કરનાર પણ થાય છે. તે વિષે કહ્યું છે કે—જ્યેષ્ઠ માસના શુકલપક્ષમાં આર્દ્રા વિગેરે દશ દિન નક્ષત્રો જોવાં. તેમાં જે દિન નક્ષત્રમાં વાદળાં થાય તે પંદરીયા નક્ષત્રમાં વૃષ્ટિનો નાશ કરે, અને વાદળાં ન થાય તો ઉત્તમ વૃષ્ટિ થાય. આ પ્રમાણે દેશ અને નગરને વિષે પુદ્‌ગળ અને જળયોનિ જીવ વિગેરેની ઉત્પત્તિ કહેવાથી સમ્યક્ પ્રકારે વૃષ્ટિના હેતુઓ જાણીને વિજય સહિત આ મેઘમહોદયને કહે છે, તેને લક્ષ્મી વશ થાય છે અને સુંદર સોના-રૂપાની સિદ્ધિ કરનાર વૃષ્ટિ થાય છે.

**ઇતિ શ્રી મહોપાધ્યાય શ્રીમેઘવિજયજી ગણિ રચિત**
**શ્રી મેઘમહોદય અથવા વર્ષપ્રબોધ ગ્રંથનો**
**પ્રથમ દેશાધિકાર સંપૂર્ણ.**



કે—" ઓસ (ધુમસ), મહિકા, શીત અને ઉષ્ણુ એ ચાર પ્રકાર જળનો ગર્ભ હોય છે. અથવા મતાંતરે હિમ, વાદળાંનો સમૂહ શીત અને ઉષ્ણુ એમ પણ ચાર પ્રકારે જળનો ગર્ભ હોય છે. તે દરેકના ગર્જના, વીજળી, જળ, વાયુ અને વાદળાં એમ પાંચ પાંચ પ્રકાર હોય છે. માઘ માસમાં હિમ પડે, ફાલ્ગુન માસમાં વાદળાંવડે આકાશ આચ્છાદિત રહે, ચૈત્ર માસમાં શીત અને ગરમી, તથા વૈશાખ માસમાં મેઘની ગર્જના, વિજળી, વરસાદ, વાયુ અને વાદળા એ પાંચ પ્રકારે ગર્ભનુ લક્ષણ હોય છે. તે ગર્ભ સાત માસ અને સાત દિવસે પરિપકવ થાય છે. જેવો ગર્ભ હોય તેવું તેનું ફળ જાણવું. અન્યના મતે એવું પણ છે કે–માર્ગશીર્ષ અને પોષ માસમાં સંધ્યાનો રંગ ખીલે, જળનો પરિવેષ જોવામાં આવે, માર્ગશીર્ષ માસમાં વિશેષ શીત અને પોષમાં વિશેષ હિમ ન પડે. માઘ માસમાં પ્રબળ વાયુ વાય, સૂર્યચંદ્રનું તેજ તુષારવડે આચ્છાદિત થાય, વિશેષ શીત પડે, અને સૂર્યના ઉદય તથા અસ્ત સમયે વાદળાં જોવામાં આવે તો તે શુભ છે. ફાલ્ગુન માસમાં રૂક્ષ અને તિક્ષ્ણુ વાયુ વાય, અતિ સ્નિગ્ધ વાદળાં આકાશમાં ચાલતા દેખાય, સર્વ પરિવેષ પણ દેખાય તથા કપિલ અને રક્ત વર્ણુ વાળો સૂર્ય હોય તો તે શુભ છે. ચૈત્ર માસમા વાયુ, વાદળાં અને વૃષ્ટિ સહિત પરિવેષવાળા ગર્ભ હોય તો તે શુભ છે. વૈશાખ માસમા વાદળાં, વાયુ, વૃષ્ટી, વીજળી અને ગર્જના સહિત ગર્ભ હોય તો તે શ્રેષ્ઠ છે. આ પ્રમાણે સ્થાનાંગ સૂત્રના ચોથા સ્થાનમાં કહ્યું છે. વળી હીરમેઘમાળામાં પણ કહ્યું છે કે—પરિવેષ, વાયુ, વાદળાં, સંધ્યારાગ, ઇંદ્રધનુષ, હિમ, કરા, ગર્જના, વીજળી, અને જળકણુ એ દશ ગર્ભનાં લક્ષણુ છે. આગમમાં જીવથી પુદ્ગલને જૂદા કહ્યા છે, તેથી કેટલાક અજીવો મહાવૃષ્ટિના કારણરૂપ થઇ શકે છે. જેમ જળયોનિના જીવની ઉત્પત્તિ તથા વિનાશનો

વિચાર કરાય છે, તેમ સમગ્ર દેશ, નગર અને મંડળનો પણ વિચાર કરવો જોઇએ. મેઘશાસ્ત્રમાં જે દિવસે વાદળાં વિગેરેની ઉત્પત્તિ બતાવી છે અને તે ઉત્પત્તિ જેમ વૃષ્ટિનો હેતુ થાય છે, તેમ તે વાદળાંનો નાશ કરનાર પણ થાય છે. તે વિષે કહ્યું છે કે—જ્યેષ્ઠ માસના શુકલપક્ષમાં આર્દ્રા વિગેરે દશ દિન નક્ષત્રો જોવાં. તેમાં જે દિન નક્ષત્રમાં વાદળાં થાય તે પંદરીયા નક્ષત્રમાં વૃષ્ટિનો નાશ કરે, અને વાદળાં ન થાય તો ઉત્તમ વૃષ્ટિ થાય. આ પ્રમાણે દેશ અને નગરને વિષે પુદ્ગળ અને જળયોનિ જીવ વિગેરેની ઉત્પત્તિ કહેવાથી સમ્યક્ પ્રકારે વૃષ્ટિના હેતુઓ જાણીને વિજય સહિત આ મેઘમહોદયને કહે છે, તેને લક્ષ્મી વશ થાય છે અને સુંદર સોના–રૂપાની સિદ્ધિ કરનાર વૃષ્ટિ થાય છે.

**ઇતિ શ્રી મહોપાધ્યાય શ્રીમેઘવિજયજી ગણિ રચિત**
**શ્રી મેઘમહોદય અથવા વર્ષપ્રબોધ ગ્રંથનો**
**પ્રથમ દેશાધિકાર સંપૂર્ણ.**



## દ્વિતીય વાતાધિકાર—

જે પ્રભુ દેવતાઓને વંદ્ય છે, જે સમ્યક્ પ્રકારના ચોત્રીશ અતિશયોવડે મનોહર છે, જે ત્રણ ભુવનને વિનોદ આપે છે, જે ઉન્નત મેઘની જેવી શ્યામ કાંતિવાળા છે, જેણે વિમાનવાસી દેવોને હર્ષ આપ્યો છે તથા જેણે નાગકુમારાદિક દેવોને પણ આનંદ આપ્યો છે, તે શ્રીપાર્શ્વનાથ પ્રભુ રસવાળા વર્ષને કરે છે.

વાયુ ત્રણ જગતનો આધાર છે, વાયુ સર્વ પદાર્થ કરતાં અધિક મહા બળવાન છે, વાયુ સર્વ લોકમાં વ્યાપીને રહેલો છે, તે વાયુ સ્વરૂપથી બાદર અને શાશ્વત છે. તે વાયુ આ પૃથ્વીતળમાં પૂર્વ અને ઉત્તર વિગેરે ભેદવડે ઘણા પ્રકારનો છે, વૃષ્ટિ અને અનાવૃષ્ટિનું કારણ છે, ધ્વજને આકારે રહેલો છે અને વૈક્રિય રૂપને ધારણ કરનાર છે. તે વિષે આગમમાં કહ્યું છે કે—

રાજગૃહી નગરીના ઉદ્યાનમાં શ્રીગૌતમ ગણધરે શ્રીવર્ધમાન સ્વામીને પૂછયું કે—"હે ભગવાન્! [1]ઇષત્ પુરોવાયુ, [2]પથ્યવાયુ, [3]મંદવાયુ અને [4]મહાવાયુ, આ ચાર વાયુ વાય છે?" ભગવાને કહ્યું—"હા, એ ચારે વાયુ વાય છે." ગૌતમે ફરી પૂછયું કે—"હે ભગવાન્! ઇષત્પુરોવાયુ, પથ્યવાયુ, મંદવાયુ અને મહાવાયુ એ ચારે વાયુ પૂર્વ દિશામાં વાય છે?" ભગવાને કહ્યું—"હે ગૌતમ! હા, એ ચારે વાયુ પૂર્વ દિશામાં વાય છે." આ જ પ્રમાણે શ્રીગૌતમ ગણધરે ભગવાનને પશ્ચિમ, દક્ષિણ, ઉત્તર, ઈશાન, અગ્નિ, નૈર્ઋત્ય અને વાયવ્ય એમ સર્વ દિશા અને વિદિશામાં ચારે પ્રકારના વાયુ વાવાના પ્રશ્ન કર્યા, તેના

---

૧ ભીનો, ચાલતો અને સ્નિગ્ધ. ૨ વનસ્પતિ વિગેરેને હિતકારક. ૩ ધીમે ધીમે વાતો વાયુ. ૪ ઉત્કટવાયુ-ઝંઝાવાત.

જવાબમાં ભગવાને સર્વ પ્રશ્નમાં હા કહી. ત્યારે ગણધરે ફરી પ્રશ્ન કર્યો કે—" હે ભગવાન્ ! જ્યારે પૂર્વ દિશામાં ઇષત્પુરોવાયુ, પથ્યવાયુ, મંદવાયુ અને મહાવાયુ એ ચારે વાયુ વાય છે, ત્યારે પશ્ચિમ દિશામાં પણ તે ચારે વાયુ વાય છે ? અને જ્યારે પશ્ચિમ દિશામાં એ ચારે વાયુ વાય છે ત્યારે પૂર્વ દિશામાં પણ એ ચારે વાયુ વાય છે ? " ભગવાને ઉત્તર આપ્યો કે—" હે ગૌતમ ! હા, જ્યારે પૂર્વ દિશામાં એ ચારે વાયુ વાય છે ત્યારે પશ્ચિમ દિશામાં પણ એ ચારે વાયુ વાય છે અને જ્યારે પશ્ચિમ દિશામાં એ ચારે વાયુ વાય છે ત્યારે પૂર્વ દિશામાં પણ એ ચારે વાયુ વાય છે. " આ રીતે સર્વ દિશા અને વિદિશા સંબંધી પ્રશ્ન અને તેના ઉત્તર એક સરખા જ સમજી લેવા. આ પ્રમાણે શ્રીભગવતી સૂત્રના પાંચમા શતકના બીજા ઉદ્દેશામાં કહ્યું છે.

શ્રીભગવતી સૂત્રના પાઠથી આ પ્રમાણે શંકા થાય છે કે–" સૂત્રમાં કહેલી રીત પ્રમાણે તો આખા જંબૂદ્વીપમાં સર્વ (ચારે) વાયુનું સરખાપણું જ થયું અને તેના સરખાપણાથી વૃષ્ટિ પણ સરખી જ થશે અને વૃષ્ટિ સરખી થવાથી સર્વ વર્ષો પણ એક સરખા જ થશે. તેથી આ પ્રત્યક્ષ વિરોધ જ આવે છે. " આ શંકાનું સમાધાન કરતાં કહે છે કે—આવી શંકા કરવી યોગ્ય નથી. કેમકે તેજ સૂત્રમાં વાયુ વાવામાં ત્રણ ભેદ કહેલા છે, તે આ પ્રમાણે.—શ્રીગૌતમ ગણધરે પ્રશ્ન કર્યો કે —" હે ભગવાન્ ! ઇષત્પુરોવાયુ વિગેરે ચારે વાયુ ક્યારે વાય છે ? " ભગવાને ઉત્તર આપ્યો કે—" હે ગૌતમ ! જ્યારે વાયુકાય પોતાની સ્વાભાવિક ગતિ કરે છે, ત્યારે તે ઇષત્પુરોવાયુ વિગેરે ચારે વાયુ વાય છે. ૧. **પ્રશ્ન**—" હે ભગવાન્ ! ઇષત્પુરોવાયુ વિગેરે ચારે વાયુ ક્યારે વાય છે ? " **ઉત્તર**—" હે ગૌતમ ! જ્યારે વાયુકાય ઉત્તર વૈક્રિય કરે છે ત્યારે તે ચારે વાયુ વાય છે. ૨. " **પ્રશ્ન**—" હે ભગવાન્ !

તે ચારે વાયુ ક્યારે વાય છે ? ” ઉત્તર—“ હે ગૌતમ ! જ્યારે વાયુકુમાર દેવો અથવા વાયુકુમારિકા દેવીઓ પોતાને માટે કે બીજાને માટે કે તે બન્નેને માટે વાયુકાયને ઉદેરે–પ્રેરણા કરે છે ત્યારે તે ચારે વાયુ વાય છે. ૩. ”

આ પ્રમાણે વાયુના વિશેષને લીધે વૃષ્ટિ અને અવૃષ્ટિનો વિશેષ હોવાથી શુભાશુભ વિગેરેના યોગવડે વિચિત્ર વાયુ વાવાથી વર્ષને વિષે વિચિત્રતા થાય છે.

વળી શ્રીસ્થાનાંગ સૂત્રમાં ત્રણ પ્રકારનો વાયુ કહ્યો છે.—પહેલો વાપક, બીજો સ્થાપક અને ત્રીજો જ્ઞાપક. અહીં ત્રાજવાની દાંડીના ન્યાયને અનુસારે મધ્યનો સંગ્રહ કરી આદિ અને અંત એ બે વાયુ ગ્રહણ કરવા યોગ્ય છે. તેમાં પહેલો વાપક નામનો વાયુ વાદળાં વિગેરેને ઉત્પન્ન કરનાર છે. બીજો સ્થાપક નામનો વાયુ તે વાદળાંને સ્થિર કરે છે એટલે વિનાશ કરતો નથી. ત્રીજો જ્ઞાપક નામનો વાયુ છે તે થનારી વૃષ્ટિને પહેલેથી જ જણાવે છે. પહેલો વાપક વાયુ બે પ્રકારનો છે. તેમાં પહેલો એકે વર્ષાકાળમાં વાદળાં ઉત્પન્ન કરીને તત્કાળ વૃષ્ટિ કરે છે અને બીજો પ્રકાર એ કે શીત કાળમાં વાદળાં ઉત્પન્ન કરીને ઘણા કાળે વૃષ્ટિ કરે છે.

**સામાન્યથી વાયુચક્ર.**

પૂર્વ કે ઉત્તર દિશાનો વાયુ હોય તો તે શીઘ્ર વૃષ્ટિ કરે છે, દક્ષિણ દિશાનો વાયુ હોય તો તે વૃષ્ટિનો વિનાશ કરે છે અને પશ્ચિમનો વાયુ હોય તો તે વિલંબે વૃષ્ટિ કરે છે, અગ્નિ ખુણાનો વાયુ હોય તો વિગ્રહ, અગ્નિનો ભય અને વૃષ્ટિની અટકાયત થાય છે, નૈર્ઋત ખુણાનો વાયુ જ્યાં સુધી વાતો હોય ત્યાં સુધી સખ્ત તાપ પડે છે, વાયવ્ય ખુણાનો વાયુ હોય તો પવન સહિત વૃષ્ટિ થાય છે, તેથી લોકો પીડા પામે છે, માંકડ

વિગેરે નાના જીવની વૃદ્ધિ થાય છે, તથા શલભ, ઉંદર તીડ વિગેરે ઇતિઓ ઉત્પન્ન થાય છે, ઇશાન ખુણાનો વાયુ વાય તો જગતનું હિત થાય છે, જળની વૃષ્ટિ થાય છે અને લોકમાં આનંદ પ્રવર્તે છે. આ પ્રમાણે સામાન્ય રીતે વાયુચક્ર કહેલું છે.

રૂદ્રદેવે પણ પોતાની રચેલી મેઘમાળામાં આ પ્રમાણે કહ્યું છે કે—" હે સુંદરી ! આ વાયુની ધારણા તત્ત્વથી તું સાંભળ. પૂર્વ દિશાનો વાયુ હોય તો સુકાળ થાય છે, તેમાં કાંઇ પણ સંશય નથી. હે ગિરિજાત્મજા (પાર્વતી) ! અગ્નિ ખુણાનો વાયુ હોય તો ખંડવૃષ્ટિ એટલે કોઇ કોઇ ઠેકાણે વૃષ્ટિ થાય છે. દક્ષિણ દિશાનો વાયુ હોય તો શલભ, ઉંદર વિગેરે ઇતિઓ ઉત્પન્ન થાય છે, નૈર્ઋત્ય ખુણાનો વાયુ હોય તો ફળની વૃદ્ધિ થાય છે, પશ્ચિમ દિશાનો વાયુ હોય તો મનોહર ધાન્ય ઉત્પન્ન થાય છે, વાયવ્ય ખુણાનો વાયુ હોય તો સખ્ત તાપ પડે છે, ઉત્તર દિશાનો વાયુ હોય તો તે શુભકારક જાણવો અને ઇશાન ખુણાનો વાયુ હોય તો સર્વ સંપત્તિ પ્રાપ્ત થાય છે."

હેમંત ઋતુમાં દક્ષિણ દિશાનો વાયુ અને શિશિર ઋતુમાં નૈર્ઋત ખુણાનો વાયુ શુભકારક છે, વસંત અને શરદ ઋતુમાં પશ્ચિમ દિશાનો વાયુ હોય તો તે શ્રેષ્ઠ અને ફળદાયક છે. શરદ ઋતુમાં પૂર્વ દિશાનો વાયુ હોય તો તે ફળનો નાશ કરે છે, વસંત ઋતુમાં ઉત્તર દિશાનો વાયુ હોય તો તે ફળ અને પુષ્પનો નાશ કરે છે, અગ્નિ ખુણાનો વાયુ કોઇ પણ વખત (સર્વ ઋતુમાં) ઇષ્ટ નથી અને ઇશાન ખુણાનો વાયુ સર્વ ઋતુમાં શુભ છે, નૈર્ઋત ખુણાનો વાયુ હોય તો તે વિગ્રહ, રોગ, દુકાળ અને ભયને કરે છે. ઝંઝા વાયુ વિના બીજો કોઇ પણ પૂર્વાદિક દિશાનો વાયુ સ્પષ્ટપણે વાતો ન હોય તો વૃષ્ટિ સ્થિર થાય છે. મુખ્યપણાએ કરીને શ્રાવણ

માસમાં પૂર્વ દિશાનો વાયુ, ભાદ્રપદ માસમાં ઉત્તર દિશાનો વાયુ અને બાકીના શેષ દશ માસમાં પશ્ચિમ દિશાનો વાયુ હોય તો તે અત્યંત વૃષ્ટિ કરે છે

**ચૈત્ર માસના વાયુનો વિચાર.**

ચૈત્ર વદ બીજને દિવસે સર્વ દિશામાં વાયુ ભમતો હોય અને વરસાદ ન હોય તો ભાદરવા માસમાં ઘણી વૃષ્ટિ થાય. ચૈત્ર વદ ત્રીજને દિવસે પૂર્વ કે ઉત્તર દિશાનો વાયુ ચાલતો હોય તો લોકમાં સુકાળ થાય અને ઘણું જળ પડે. ચૈત્ર વદ ચોથને દિવસે વૃષ્ટિ સહિત વાયુ ચાલતો હોય તો સુકાળ થાય. ચૈત્ર વદ પાંચમને દિવસે પણ તેજ ફળ જાણવું. ચૈત્ર માસના કૃષ્ણપક્ષમાં બીજથી પાંચમ સુધીના ચાર દિવસોમાં વૃષ્ટિ સહિત જો પૂર્વ દિશાનો વાયુ ચાલતો હોય તો તે શુભ નથી. પરંતુ શુકલપક્ષમાં પૂર્વ કે ઉત્તરનો વાયુ ચાલતો હોય તો તે અત્યંત શુભ છે. ચૈત્ર શુદ પાંચમને દિવસે દક્ષિણ કે પૂર્વ દિશાનો વાયુ ચાલતો હોય અને સાથે વરસાદ પણ હોય તો તે [1]વર્ષમાં ધાન્યનું ત્રણ ગુણું મૂલ્ય થાય છે અર્થાત ધાન્ય ઘણું મોંઘું થાય. આ પ્રમાણે ઘણા રૂપવાળો અને દક્ષિણ દિશાના વાયુવડે યુકત આ આખો ચૈત્ર માસ વીજળી યુકત હોય તો વૃષ્ટિના ગર્ભને હિતકારક છે ચૈત્ર માસમાં મૂળ નક્ષત્રથી પ્રારંભી ભરણી નક્ષત્ર સુધી અનુક્રમે જોવું. તેમાં જ્યાં સુધી દક્ષિણ દિશાનો વાયુ ચાલતો હોય ત્યાં સુધી ચોમાસામાં તેટલી વૃષ્ટિ થાય છે.

વૈશાખ માસમાં શુકલ કે કૃષ્ણ પક્ષની આઠમ કે ચૌદશને

---

૧ 'ભાદરવા માસમાં' એવો પણ પાઠ છે.

**વૈશાખ માસના વાયુનો વિચાર**

દિવસે દક્ષિણ દિશાનો વાયુ ચાલતો હોય તો મેઘનો મોટો ઉદય થાય. વૈશાખ શુદ ત્રીજને દિવસે ચિન્હોવડે વાયુનો નિશ્ચય કરવો. તેમાં જો પૂર્વ કે ઉત્તર દિશાનો વાયુ હોય તો ઘણો વરસાદ વરસે, દક્ષિણ દિશાનો કે નૈઋત ખુણનો વાયુ હોય તો વૃષ્ટિનો રોધ કરે, પશ્ચિમ દિશાનો વાયુ હોય તો વૃષ્ટિ અધિક થાય અને ધાન્યનો રોધ કરે. વૈશાખ શુદ ચોથને દિવસે સંધ્યા સમયે ઉત્તર દિશાનો વાયુ હોય તો સુકાળ થાય છે. શુદ પાંચમને દિવસે પૂર્વ દિશાનો વાયુ ચાલતો હોય તો ધાન્ય મોંઘું થાય તે દિવસે સૂર્યના ઉદય અને અસ્ત સમયે જો પૂર્વ દિશાનો વાયુ ચાલતો હોય તો ઘણાં ધાન્યનો સંગ્રહ કરવો, તેથી ઘણો લાભ થાય છે. એજ પ્રમાણે વૈશાખ શુદ દશમને દિવસે વાયુ ચાલતો હોય તો પણ ધાન્યનો સંગ્રહ કરવો તથા વૈશાખ શુદ પુનમને દિવસે દેશોને આશ્રી વાયુનો સારી રીતે વિચાર કરવો. તે આ પ્રમાણે—જો પ્રાતઃકાળે પહેલી ચાર ઘડીને મધ્યે પૂર્વ દિશાનો વાયુ હોય તો આર્દ્રા નક્ષત્રનો સૂર્ય થાય ત્યારે પહેલે દિવસે મેઘનો મોટો ઉદય થાય. બીજી ચાર ઘડીમાં જો પૂર્વ દિશાનો વાયુ હોય તો આર્દ્રા નક્ષત્ર અને સૂર્યનો સમાગમ થાય તેને બીજે દિવસે મેઘનો ઉદય જાણવો. એજ પ્રમાણે ચાર ચાર ઘડીની સંખ્યાએ કરીને આર્દ્રા નક્ષત્રના સર્વ દિવસો જેમ સંભવે તેમ વૃષ્ટિવાળા જાણવા, અને વિપરીત હોય તો વૃષ્ટિ રહિત જાણવા. એજ અનુક્રમે વૈશાખ શુદ પુનમથી આરંભી જ્યેષ્ઠ માસના કૃષ્ણ પક્ષની આઠમ સુધી એટલે નવ દિવસ સુધી ચાર ચાર ઘડીની ગણતરીએ પૂર્વ દિશાનો વાયુ ચાલતો હોય તો સૂર્યના સંયોગવાળા (પંદરીયા) આર્દ્રા વિગેરે નવ નક્ષત્રોમાં

તે તે દિવસે વૃષ્ટિ થાય એમ જાણવું. અને તેથી વિપરીત વાયુ ચાલતો હોય તો વૃષ્ટિ નહીં થાય એમ જાણવું. સૂર્ય અને ચંદ્રના યોગને વખતે જો પશ્ચિમ દિશાનો વાયુ ચાલે તો શરદઋતુમાં ધાન્યનું મહાફળ પ્રાપ્ત થાય છે. 'જો નવ માસ સુધી પૃથ્વીપર પૂર્વ દિશાનો વાયુ ચાલતો હોય તો સ્વાતિ નક્ષત્રમાં દીપને વિષે ઘણા મોતિ પાકે, ધાન્ય ઘણું નીપજે અને લોકમાં મંગળ પ્રવર્તે છે.

**જ્યેષ્ઠ માસના વાયુનો વિચાર.**

જો જ્યેષ્ઠ માસમાં સૂર્યના કિરણો અત્યંત તપે અને લૂ સહિત પ્રચંડ વાયુ વાય તો મેઘનો ગર્ભ શુભકારક થાય. જ્યેષ્ઠ માસના કૃષ્ણપક્ષની આઠમ અને ચોદશને દિવસે દક્ષિણ દિશાનો પવન વાય તો આગળ ઉપર વૃષ્ટિ સારી થાય. જ્યેષ્ઠ માસની પાંચમને દિવસે દક્ષિણ દિશાનો વાયુ વાય તો તલ તેલ અને ઘીનો સંગ્રહ કરવો, તેને આશ્વિન મહિને વેચવાથી લાભ થાય છે. તે વિષે મેઘમાળા નામના ગ્રંથમાં કહ્યું છે કે—" જ્યેષ્ઠ માસની શુક્લપંચમીને દિવસે જો ગર્ભ ૨૧ સંભવાય, દક્ષિણ દિશાનો વાયુ વાય અને વાદળાંવડે આકાશ આચ્છાદિત થાય તો ધાન્ય, તલ અને તેલનો સંગ્રહ કરવો. અનુક્રમે ચાર માસે તેનો બમણો ત્રણ ગુણો લાભ થાય છે. " જ્યેષ્ઠ શુદ આઠમને દિવસે ચાર પ્રકારના વાયુની ધારણા કરી છે—મૃદુવાયુ ૧, શુભ વાયુ ૨, સ્નિગ્ધાભ્ર ૩, અને સ્થગિતાભ્રક ૪. તેમાં પહેલા અને છેલ્લા વાયુમાં જો વૃષ્ટિ થાય તો સંસારમાં આનંદ પ્રવર્તે છે. એ ચાર પ્રકારના વાયુ ક્રમથી ચાલે તો શ્રાવણ વિગેરે ચાર માસમાં અનુક્રમે વૃષ્ટિ થાય છે. જો તે ચારે વાયુ એકઠા થઈ જાય તો શુકાળ થાય અને સુખ ઉપજે. અને જો જૂદા જૂદા રહે તો તે શુભકારક

ાથી, પરંતુ ચોર અને અગ્નિનો ભય આપનાર થાય છે. જ્યેષ્ઠ ાાસની શુકલ એકાદશીને દિવસે સારી રીતે પૂજા કરી ધૂપ, ીપ વિગેરે વડે સુશોભિત ઉત્તમ મંડળ કરી એક અતિ મોટા ાાંબા દંડ (વાંસ) માં મોટી ધજા બાંધી તેને ઉંચે સ્થાને ઉભી કરવી. એ પ્રમાણે યત્નપૂર્વક કરી કાળનો નિર્ણય કરવો. તેમાં જો ચાર દિવસ સુધી એક ઉત્તર દિશાનો જ વાયુ ચાલે તો ત્રણ ચાર માસ સુધી અવશ્ય વરસાદ વરસે. જો તેથી વિપરીત વાયુ ચાલે અથવા તેવાં બીજાં વિપરીત ચિન્હો થાય તો પૃથ્વીપર વર્ષાઋતુનો વરસાદ તેવા પ્રકારનો વરસે, તે આ પ્રમાણે—પ્રથમ ચાર દિવસ સુધી પશ્ચિમ દિશાનો વાયુ વાય તો અનાવૃષ્ટિ, દુકાળ અને મહા દુઃખ થાય. જો ઉત્તર દિશાનો વાયુ ચારે દિશામાં વ્યાપી જાય તો પૃથ્વીપર ચોમાસાના ચારે માસ સારો વરસાદ થાય. તેથી વિપરીત વાયુ હોય અથવા તે ચારે દિશાને વ્યાપી જાય તો તે રવિના માર્ગથી ભ્રષ્ટ થયો છે, એમ તેનું લક્ષણ જાણવું. તે વખતે શીત કાળે વૃષ્ટિ થાય છે. અને વર્ષાઋતુમાં વૃષ્ટિ થતી નથી. જો તે બન્નેનું વિપરીતપણું થાય તો વર્ષા ઋતુમાં વરસાદ થાય એમ કહેવું. જો વાયવ્ય, પશ્ચિમ અને નૈર્ઋતનો વાયુ અનુક્રમે ચાલે તો અષાઢ અને શ્રાવણ એ બે માસમાં ઉત્તમ વૃષ્ટિ થાય. જો પૂર્વ, ઇશાન અને અગ્નિ ખૂણામાં વાયુ અનુક્રમે ચાલે તો ભાદ્રપદ અને આશ્વિન માસની આદિ તથા અંતમાં ઉત્તમ વૃષ્ટિ થાય. જો જ્યેષ્ઠ માસની અમાવાસ્યા અને પૂર્ણિમાના દિવસ રાત્રિ પર્યંત વાદળાંથી આકાશ વ્યાપ્ત થાય અને પશ્ચિમ દિશાનો વાયુ વાય તો અનાવૃષ્ટિ થાય. ભાગ્ય-યોગે કોઇ કોઇ ઠેકાણે વૃષ્ટિ થાય તથા શ્રાવણ, અષાઢ ભાદ્રપદ અને આશ્વિન માસ વૃષ્ટિ વિના જ પૂર્ણ થાય.

**અષાઢ માસના વાયુનો વિચાર.**

અષાઢ શુદ પાંચમને દિવસે જો પશ્ચિમ દિશાનો વાયુ વાય, મેઘની ગર્જના સહિત વૃષ્ટિ થાય અને ઇંદ્રધનુષ દેખાય, તો ધાન્યનો સંગ્રહ કરવો. કાર્તિક માસમાં ધાન્ય મોંઘુ થવાથી લાભ થશે. ઋષિનું વચન અસત્ય થતું નથી. જો અશાઢ શુદી બીજને દિવસે વરસાદ વરસે અને વાદળાં પણ ન હોય તો અવશ્ય શ્રાવણ માસમાં વરસાદ વરસે. અષાઢ શુદ ત્રીજને દિવસે પૂર્વ દિશાનો વાયુ હોય અને પૂર્વ દીશામાં વાદળાં જતાં હોય તો ભાદરવા માસમાં મેઘ પુષ્કળ જળ વરસે છે. અષાઢ શુદ ચોથને દિવસે દક્ષિણ દિશાનો વાયુ હોય અને વાદળાં પૂર્વ દિશામાં જતાં હોય તો આશ્વિન માસમાં અવશ્ય વૃષ્ટિ થાય છે. વૃષ્ટિના આ ચારે દિવસોમાં પૂર્વ કે ઉત્તર દિશાનો વાયુ હોય તે વરસાદ ઘણો થાય અને સુકાળ થાય, અન્યથા દુકાળ પડે. બારશ, પડવો, પૂર્ણિમા અને અમાવાસ્યાને દિવસે જો મોટો વાયુ વાય, વરસાદ થાય અને વાદળાંથી આકાશ ઢંકાઇ જાય તો મેઘનો મોટો ઉદય થાય.

**અષાઢની પૂર્ણિમાના વાયુનો વિચાર.**

અષાઢ માસની પૂર્ણિમાની સાઠ ઘડીઓમાંથી બારે માસનો નિર્ણય થાય છે. તેથી સાઠને બારે ભાગ દેતાં પાંચ આવે છે. એ પાંચ પાંચ ઘડીનો એક એક માસ ગણવો. એ રીતે સાઠ ઘડીએ કરીને બારે માસનો નિર્ણય કરવો તે આ પ્રમાણે.—આખી રાત્રિ વાદળાં રહે અને પૂર્વ કે ઉત્તર દિશાનો વાયુ વાતો હોય તો તે વર્ષે ઘણું ધાન્ય પાકે અને પૃથ્વીપર મંગળ પ્રવર્તે. જો લેશ માત્ર વાયુ અને વાદળાં હોય તથા પૂર્વ અને ઉત્તરનો વાયુ ન હોય તો તે

વર્ષે વૃષ્ટિ થાય નહીં અને ભયંકર દુકાળ પડે. જે માસના વિભાગમાં થોડાં વાદળાં થાય અને મધ્યમ વાયુ વાય તો તે માસમાં અલ્પ વૃષ્ટિ થાય એમ જાણવું. જે માસના વિભાગમાં આકાશ નિર્મળ દેખાય તે માસમાં વૃષ્ટિની હાની અને ગર્ભપાત થાય એમ જાણવું. જે માસના વિભાગની પાંચ ઘડીને વિષે વાદળાં થાય અને પૂર્વ કે ઉત્તર દિશાનો વાયુ વાય તો તે માસમાં વૃષ્ટિ સારી થાય છે એમ સર્વનો નિર્ણય કરવો. અષાઢની પૂર્ણિમાના દિવસે કે રાત્રિએ પણ સર્વ દિશાનો વાયુ વાતો હોય અને વાદળાં થયાં હોય, તે કદાચ વરસતાં ન હોય તો પણ આવી પૂર્ણિમા સુખકારક છે. જો અષાઢ પૂર્ણિમાના પહેલા પહોરે વાદળાં થાય અને પૂર્વ કે ઉત્તરનો વાયુ હોય તો પહેલા માસમાં પૃથ્વીપર ઇચ્છાથી પણ અધિક વૃષ્ટિ થાય. જો આષાઢ પૂર્ણિમાનો ક્ષય હોય તો અવશ્ય ધાન્યની પ્રાપ્તિ થાય જ નહીં. અહીં પૂર્ણિમાએ ગ્રહણ હોય અથવા વૃક્ષપાત વિગેરે ઉપદ્રવ થાય તો તે પૂર્ણિમા ક્ષયવાળી કહેવાય છે. આષાઢ માસની પૂર્ણિમાની પહેલી પાંચ ઘડી આષાઢ માસ જાણવો, બીજી પાંચ ઘડી શ્રાવણ, ત્રીજી પાંચ ઘડી ભાદ્રપદ અને ચોથી પાંચ ઘડી આશ્વિન માસ જાણવો. તેમાં જે માસની પાંચ ઘડીમાં વાદળાં હોય અને પૂર્વ કે ઉત્તરનો વાયુ સ્પષ્ટપણે ચાલતો હોય તો તે માસમાં સારી વૃષ્ટિ થાય છે. શુભ વાયુવડે પણ શુભ વૃષ્ટિ થાય છે. પોષ વિગેરે માસમાં ઉત્પન્ન થયેલા ગર્ભો જે જે માસમાં દગ્ધ–નષ્ટ થાય અને તે તે માસની પાંચ ઘડીઓમાં રાત્રે ચંદ્ર અતિ નિર્મળ રહે તો પોષ વિગેરે માસમાં ઉત્પન્ન થયેલા ગર્ભને વિષે અવશ્ય ઉત્પાત થવાનો સંભવ છે. તેથી કરીને વૃષ્ટિ જાણવા માટે આષાઢની પૂર્ણિમા રાત દિવસ જોવી જોઇએ. જો આષાઢ પૂર્ણિમાના રાત્રિ દિવસ વાદળાં અને શુભ વાયુવડે યુક્ત હોય તો બુદ્ધિમાન પુરૂષે શીત

કાળમાં પણ વૃષ્ટિના ગર્ભ શુભ જાણવા. વિદ્વાન પુરૂષે વર્ષના જ્ઞાન માટે આ એક જ દિવસ જોવા લાયક છે. તે દિવસે જો આઠે પહોર સુધી વાદળાં અને શુભ વાયુ રહે તો સારૂં વર્ષ થાય છે. આષાઢપૂર્ણિમાની રાત્રિએ જો ચંદ્ર નિર્મળ હોય અથવા [૧]પરિવેષ સહિત હોય તો જગતનો ઉદ્ધાર કરવા ઇંદ્ર પણ શક્તિમાન થતો નથી. અમાવાસ્યાથી સોળમે દિવસે એટલે પૂર્ણિમાને દિવસે સૂર્ય અસ્ત થાય તે વખતે આ લક્ષણનો વિચાર કરવો. તેનાથી શુભાશુભ વર્ષનું જ્ઞાન થાય છે. તે આ પ્રમાણે.— આષાઢ પૂર્ણિમાના સૂર્યાસ્ત સમયે જો પૂર્વ દિશાનો વાયુ વાય તો પૃથ્વી પર સર્વ પ્રકારનાં ધાન્ય નીપજે છે. અગ્નિ ખૂણાનો વાયુ વાય તો લોકો રોગના ઉપદ્રવથી અસ્થિશેષ રહે છે એટલે લોકમાં રોગનો મોટો ઉપદ્રવ થાય છે. દક્ષિણ દિશાનો પવન હોય તો રાજાઓ વચ્ચે પરસ્પર યુદ્ધ થાય છે, નૈર્ઋત ખુણાનો પવન હોય તો પૃથ્વી જળ રહિત થાય, તેથી ધાન્યનો સંગ્રહ કરવો યોગ્ય છે. પશ્ચિમ દિશાનો વાયુ હોય તો ધાન્યની ઉત્પત્તિને માટે મોટી વૃષ્ટિ થાય છે. વાયવ્ય ખૂણાનો પવન હોય તો માકડ, તીડ, મચ્છર વિગેરે ઇતિઓ થાય છે. ઉત્તર દિશાનો પવન હોય તો લોકો ગીત અને મંગળવડે પૂર્ણ થાય છે. તથા ઇશાન ખૂણાનો પવન હોય તો ધાન્ય, ધન અને સુખની પ્રાપ્તિ તથા ધાન્ય સોંઘું થાય છે. આષાઢ માસમાં મેઘની ગર્જના થાય અને ઉત્તર દિશાનો વાયુ ચાલતો હોય તો દશમે દિવસે પૃથ્વી પર મેઘનો મોટો ઉદય થાય. આષાઢ પૂર્ણિમાના જે અર્ધ પહોરમાં વાદળાં ન હોય અને પૂર્વ કે ઉત્તરનો પવન હોય તો તે માસમાં કોઇ કોઇ ઠેકાણે વૃષ્ટિ થાય છે. આષાઢ પૂર્ણિમાને દિવસે પૂર્વ કે ઉત્તર દિશાનો વાયુ ન હોય, વાદળાં ન હોય અને વરસાદ પણ ન હોય તો લોકોને દુઃખદાયક દુકાળ થાય છે એમ જાણવું.

૧ જળનું કુંડાળું.

**માર્ગશીર્ષમાસમાં વાયુનોવિચાર.**

માર્ગશીર્ષની શુકલ પક્ષની અષ્ટમીને દિવસે પૂર્વ દિશાનો વાયુ હોય તો સુકાળ થાય છે અને બીજી દિશાનો પવન હોય તો આવતા વર્ષમાં દુકાળ પડે છે.

**પોષ માસમાં વાયુનો વિચાર.**

પોષ માસના કૃષ્ણપક્ષની એકાદશીને દિવસે જો દક્ષિણ દિશાનો પવન હોય તથા વાદળાં સહિત વીજળી હોય તો આવતા વર્ષમાં દુકાળ પડે છે. પોષ શુકલ પંચમીને દિવસે હિમયુકત વાયુ ચાલતો હોય તો તે વખતે બંધાયેલો ગર્ભનો પિંડ આવતા વર્ષને હિતકારક થાય છે. પંચમીને દિવસે થોડા આકાશમાં પણ વાદળાં હોય તથા વીજળી અને વરસાદ સહિત શીતળ વાયુ વાતો હોય તો અવશ્ય ગર્ભનો ઉદય થાય છે.

**માઘ માસમાં વાયુનો વિચાર.**

માઘ માસની શુકલ પ્રતિપદાને દિવસે વાદળા સહિત વાયુ હોય તો પૃથ્વીપર તેલ વિગેરે સર્વ સુગંધી વસ્તુ મોંઘી થાય છે. માઘ શુકલ પંચમીને દિવસે વૃષ્ટિ સહિત ઉત્તર દિશાનો પવન હોય તો ભાદ્રપદ માસમાં વૃષ્ટિ થાય નહીં અને ધાન્ય મોંઘું થાય. માઘ શુકલ સપ્તમીને દિવસે પશ્ચિમ દિશામાં વીજળી અને વાદળાં સહિત રાત્રિ દિવસ પૂર્વ કે ઉત્તર દિશાનો વાયુ ચાલતો હોય તો સુકાળ થાય છે. માઘ કૃષ્ણપક્ષની નવમી, દશમી અને એકાદશીને દિવસે વાયુ સહિત વીજળી ચમકે તો ઘણી વૃષ્ટિ થાય છે. અમાવાસ્યાને દિવસે રાત્રિ દિવસ વૃષ્ટિ સહિત શીતળ વાયુ વાય તો ભાદ્રપદ માસની પૂર્ણિમાએ મેઘનો મોટો ઉદય થાય છે.

**ફાલ્ગુન માસમાં વાયુનો વિચાર.**

ફાલ્ગુન માસમાં અતિ તીક્ષ્ણ વાયુ વાય અને વૃક્ષોનાં પાંદડાં પાડી નાંખે તથા ચૈત્ર માસમાં ધીમે ધીમે દક્ષિણ દિશાનો વાયુ વાય તો તે મેઘના ગર્ભને હિતકારક છે ફાલ્ગુન શુકલ પૂર્ણિમાને દિવસે હુતાશની પ્રગટાવવાને સમયે જો પૂર્વ દિશાનો વાયુ હોય તો ઘણી વૃષ્ટિ થાય છે, ઉત્તર દિશાનો પવન હોય તો ધાન્ય ઘણું નીપજે છે, દક્ષિણનો પવન હોય તો દુકાળ થાય છે, પશ્ચિમ દિશાનો પવન હોય તો વર્ષ મધ્યમ થાય છે, ઉંચો વાયુ ચાલે તો તે ભયંકર છે અને ચારે દિશાનો મહાવાયુ હોય તો રાજાઓ વચ્ચે યુદ્ધ અને પ્રજાનો ક્ષય થાય છે.

શ્રી હીરવિજયસૂરિએ રચેલી મેઘમાળામાં કહ્યું છે કે— " રજના ઉત્સવમાં એટલે હુતાશનીને દિવસે ઉત્તર દિશાનો વાયુ ચાલતો હોય તો ધાન્યની પ્રાપ્તિ ઘણી થાય છે, પૂર્વ દિશાનો વાયુ ચાલતો હોય તો ઘણો વરસાદ થાય છે, પશ્ચિમ દિશાનો વાયુ ચાલતો હોય તો કોઇ કોઇ ઠેકાણે વૃષ્ટિ થાય છે, દક્ષિણ દિશાનો વાયુ ચાલતો હોય તો દુકાળ પડે અને જો ચારે દિશાનો વાયુ ચાલતો હોય તો લોકમાં ઉપદ્રવ થાય, રાજાઓ વચ્ચે યુદ્ધ થાય અને લોકનો ક્ષય થાય. " વળી અન્ય સ્થળે કહ્યું છે કે—" પૂર્વ દિશાનો વાયુ ચાલતો હોય તો તીડ, શુક, માકડ અને ઉંદર વિગેરેનો ઉપદ્રવ થાય છે અને પશ્ચિમ દિશાનો વાયુ ચાલતો હોય તો પૃથ્વીપર જુવારની ઉત્પત્તિ ઘણી થાય.

**ચૈત્ર માસમાં વાયુનો વિચાર.**

ચૈત્ર માસના શુકલપક્ષની ચતુર્થી અને પંચમીને દિવસે પ્રથમ કાંઇક શુભ વૃષ્ટિ થાય અને પછી અનુક્રમે ઉત્તર દિશાનો પવન ચાલે, તથા આકાશ વાદળાંવડે આચ્છાદિત થાય.

આવાં લક્ષણ જોવામાં આવે તો ઘઉંનો સંગ્રહ કરવો, તેથી શ્રાવણ માસમાં ત્રણ ગુણો લાભ થશે.

આ પ્રમાણે જ્ઞાપક એટલે શુભાશુભ ફળને જણાવનાર વાયુ સંક્ષેપે કરીને કહ્યો. આથી વિશેષ હકિકત વિદ્વાનોએ બીજા ગ્રંથોથી જાણવી. આ જ્ઞાપક વાયુ વૃષ્ટિને ઉત્પન્ન કરનાર છતાં પણ કોઈ વખત જઘન્ય ગર્ભવડે તત્કાળ વૃષ્ટિ કરવાથી સ્થાપક નામનો વાયુ પણ થઈ શકે છે. તે વિષે શ્રી ભગવતી સૂત્રમાં બીજા શતકના પાંચમા ઉદ્દેશકમાં કહ્યું છે કે—"હે ભગવન! જળના ગર્ભની સ્થિતિ કેટલા સમયની હોય છે? ઉત્તર—હે ગૌતમ! જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી છ માસની સ્થિતિ હોય છે" જળનો ગર્ભ એટલે કાળાંતરે જળની વૃષ્ટિનું કારણ પુદ્ગળોનો પરિણામ. તેની જઘન્ય સ્થિતિ એક સમય પછી વર્ષી શકે છે તેથી એક સમયની છે, અને છ માસે પણ વર્ષી શકે છે, તેથી તેની ઉત્કૃષ્ટ સ્થિતિ છ માસની કહી છે. આ પ્રમાણે પ્રથમ કહેલા સસ્નેહ વાયુ અને પથ્ય એટલે વનસ્પત્યાદિકને હિત કરનારા વાયુનું સવિસ્તર વર્ણન કર્યું.

આ પ્રમાણે વૃષ્ટિના ગર્ભને ઉત્પન્ન કરનાર કેટલાક વાયુ વાદળાં અને વૃષ્ટિ કરીને સારા વર્ષની પ્રાપ્તિનું કારણ થાય છે. અહીં શ્રી જિનેશ્વરના આગમને વિષે પ્રસિદ્ધ એવો આ વાયુ નામનો બીજો અધિકાર મેઘની શ્રેણિના ઉદયને માટે ઉચિતપણે કહ્યો છે.

**ઈતિ શ્રી મહોપાધ્યાય શ્રી મેઘવિજયજી ગણિ રચિત શ્રી મેઘમહોદય અથવા વર્ષપ્રબોધ ગ્રંથનો દ્વિતીય વાતાધિકાર સંપૂર્ણ.**

## તૃતીય દેવાધિકારઃ-

જેમ રસની સંપદાવડે મેઘ ઉદય પામે છે, તેમ જ્ઞાનાદિક લક્ષ્મીવાળા અને મહેંદ્રોએ પૂજેલા શ્રીઋષભદેવ પ્રભુ તથા નરેંદ્ર, નાગેંદ્ર અને અસુરેંદ્રોએ સાનિધ્ય કરવાથી મોટા તેજવડે વિલાસ પામતા શ્રી વામા રાણીના પુત્ર શ્રી પાર્શ્વનાથ પ્રભુ નિરંતર અભ્યુદયને પામો.

વાદળાં વિગેરેનો પરિણામ પ્રયોગથી અથવા સ્વભાવથી એમ બે પ્રકારે થઈ શકે છે, એમ આગમને વિષે શ્રી મહાવીર સ્વામીએ પોતે જ કહ્યું છે. વરસાદનું પ્રથમ કારણ મેઘકુમાર વિગેરે દેવો છે અને બીજું કારણ સ્વભાવ જ છે. તેમાં સ્વાભાવિક કારણ છતાં પણ કોઇ દેવતાની વિરાધના થઈ હોય તો તે દેવતા પણ તે વરસાદને રૂંધી શકે છે. તેથી જો કદાચ વરસાદ ન થાય તો સર્વ દેવોની પૂજા કરવી યોગ્ય છે. તેમાં પણ ઈંદ્ર, વરૂણ, નાગકુમાર, ભૂત અને ગુહ્યક (યક્ષ) એ દેવોની પૂજા વિશેષે કરીને કરવી યોગ્ય છે. તે વિષે શ્રી ભગવતી સૂત્રમાં ત્રીજા શતકમાં સાતમા ઉદ્દેશકમાં કહ્યું છે કે—" આ દેવો શક્ર, દેવેંદ્ર, દેવરાજ વરૂણ નામના મહારાજાની આજ્ઞામાં, વચનમાં અને આદેશમાં રહેલા છે. તે દેવો આ છે.—વરૂણકાયિક, વરૂણદેવકાયિક, નાગકુમારો, નાગકુમારિકાઓ, ઉદધિકુમારો, ઉદધિકુમારિકાઓ, સ્તનિતકુમારો, સ્તનિત કુમારિકાઓ, અને તે સિવાય બીજા પણ એવા પ્રકારના સર્વ દેવતાઓ તે વરૂણ દેવેંદ્રની ભક્તિવાળા, તેના પક્ષમાં રહેનારા અને તેના તાબામાં રહેવાવાળા છે તથા તે સર્વ દેવો શક્ર, દેવેંદ્ર અને દેવરાજ એવા વરૂણ નામના મહારાજાની

આજ્ઞામાં, ઉપપાતમાં, વચનમાં અને નિર્દેશમાં રહેવાવાળા છે. જંબૂદ્વીપ નામના દ્વીપને વિષે મેરૂ પર્વતની દક્ષિણ બાજુએ આટલી બાબતો ઉત્પન્ન થાય છે.—અતિવૃષ્ટિ, મંદવૃષ્ટિ, સુવૃષ્ટિ, દુર્વૃષ્ટિ, ઉદકોદ્ભેદ ( પર્વતાદિકમાંથી જળની ઉત્પત્તિ ), ઉદકોત્પીલ ( તળાવ વિગેરેમાં જળનો સમૂહ ), અપ્રવાહ ( જળનો થોડો પ્રવાહ ), પ્રવાહ ( જળનો મોટો પ્રવાહ ), ગામને તાણી જાય તેવો પ્રવાહ, યાવત્ દેશને તાણી જાય તેવો પ્રવાહ, પ્રાણનો ક્ષય, લોકનો ક્ષય, ધનનો ક્ષય. કુળનો ક્ષય, વ્યસનભૂત, અનાર્ય ( પાપરૂપ ) તથા એવી પ્રકારની બીજી સર્વ બાબતો શક્ર, દેવેંદ્ર, દેવરાજ વરૂણ મહારાજાના અજાણપણામાં નથી, નહીં જોયેલા નથી, નહીં સાંભળેલા નથી, તથા અવિજ્ઞાત નથી અર્થાત્ એ સર્વ વરૂણકાયિક દેવોથી અજ્ઞાત નથી."

અહીં કોઈને શંકા થાય કે—આ રીતે તો આ દેવો વૃષ્ટિને જાણનારાજ કહ્યા; પરંતુ વૃષ્ટિને કરનારા કહ્યા નથી, તેથી તેમની આરાધના કરવાનું શું ફળ ? ઉત્તર—દેવ, અસુર અને નાગકુમાર વૃષ્ટિને કરનારા છે એમ આગમમાં સાક્ષાત્ સંભળાય છે. તે વિષે શ્રી ભગવતી સૂત્રના છઠ્ઠા શતકમાં પાંચમા ઉદ્દેશકમાં કહ્યું છે કે—" હે ભગવાન ! મોટી વૃષ્ટિને શું દેવ કરે છે ? કે અસુરકુમાર કરે છે. ? કે નાગકુમાર કરે છે. ? ઉત્તર—હે ગૌતમ ! દેવ પણ વૃષ્ટિ કરે છે, અસુરકુમાર પણ કરે છે, અને નાગકુમાર પણ વૃષ્ટિ કરે છે. " એ જ પ્રમાણે જંબૂદ્રીપપ્રજ્ઞપ્તિમાં મેઘકુમાર વિગેરે નાગકુમારોએ વૃષ્ટિ કરી છે, જ્ઞાતા સૂત્રમાં સૌધર્મ દેવે વૃષ્ટિ કરી છે, રાજપ્રશ્નીય ઉપાંગમાં સમવસરણની રચના વખતે દેવોએ વૃષ્ટિ કરી છે, એમ કહ્યું છે. ભગવાન શ્રી વર્ધમાન સ્વામીએ તલનો સ્તંભ નીપજવાનો કહ્યો હતો, તે સિદ્ધ કરવા માટે

પાસે રહેલા વ્યંતરોએ વૃષ્ટિ કરી [1]હતી, એમ પાંચમા અંગમાં પણ કહ્યું છે. તથા ઉત્તરાધ્યયનના હરિકેશીય નામના અધ્યયનમાં કહ્યું છે કે—" દેવોએ સુગંધી જળની, પુષ્પની અને વસુધારાની વૃષ્ટિ કરી, તથા આકાશમાં દુંદુભિનો નાદ કરી અહો દાન! અહો દાન! એવી ઉદ્ઘોષણા કરી. " અહીં દેવાદિકે વૃષ્ટિ કરી છે, તેના ઉપલક્ષણથી યોગ, લબ્ધિ અને તપસ્યાના પ્રભાવથી પણ વૃષ્ટિ થઇ શકે છે તે સર્વ પ્રયોગજન્ય વૃષ્ટિ જાણવી. આ બાબતની પ્રતીતિને માટે શ્રીમદ્ ભાગવત પુરાણના પાંચમા સ્કંધના ચોથા અધ્યાયમાં કહ્યું છે કે—" ભગવાન શ્રીઋષભદેવ સ્વામીની સાથે સ્પર્ધા કરવાથી ઇંદ્રે તેમના દેશમાં વૃષ્ટિ થવા ન દીધી. તે જાણી ભગવાન શ્રી ઋષભદેવ સ્વામી યોગના ઇશ્વર હોવાથી તેમણે કાંઇક હસીને પોતાના યોગબળથી વૃષ્ટિ કરીને પોતાનું અજનાભ એવું નામ યથાર્થ કર્યું " આ પ્રમાણે લોકોત્તર અને લૌકિક શાસ્ત્રમાં કહ્યા છતાં કેટલાક મૂઢ લોકો કહે છે કે—" દેવો

---

[1] છદ્મસ્થ અવસ્થામાં રહેલા ભગવાન શ્રી વર્ધમાન સ્વામી એકદા માર્ગમાં વિચરતા હતા, તે વખતે શિષ્ય તરીકે સાથે રહેલા ગોશાળાએ માર્ગમાં તલનો એક છોડ જોઇ ભગવાનને પૂછ્યું કે–" આ તલનો છોડ ઉગશે કે નહીં ? " ત્યારે ભગવાનની સેવા કરવા માટે પાસે રહેલા સિદ્ધાર્થ વ્યંતરે ભગવાનના શરીરમાં પ્રવેશ કરી જવાબ આપ્યો કે–'હા. એ છોડ ઉગશે.' તે સાંભળી ગોશાળાએ ભગવાનનું વચન મિથ્યા કરવા માટે તે તલનો છોડ ત્યાંથી ઉખેડી નાંખ્યો. પછી ભગવાનની સાથે ગોશાળો આગળ ચાલ્યો. તેવામાં ત્યાં એક ગાય નીકળી તેનો પગ તે છોડ ઉપર આવ્યો તેથી તે છોડ ભૂમિમાં પેસી ગયો, ત્યારપછી પાસે રહેલા વ્યંતર દેવોએ તેના પર જળની વૃષ્ટિ કરી, તેથી તે તલનો છોડ ઉગ્યો. કેટલેક સમયે ભગવાન શ્રીવર્ધમાન સ્વામી ફરીથી તે જ માર્ગે વિહાર કરતા નીકળ્યા. તે વખતે તે ઉગેલો તલનો છોડ જોઇ ગોશાળાએ એકાંતપણે નિયતિભાવને ગ્રહણ કર્યો. ઇત્યાદિ.

શું કરી શકે છે? યોગ અને મંત્રાદિકના પ્રભાવથી શું થઇ શકે? ર્વ પોતાના કર્મનું જ ફળ છે." ઇત્યાદિ શાસ્ત્રવિરુદ્ધ વચનને પ્રમાણરૂપ ગણવું નહીં. ઇત્યલં વિસ્તરેણ.

હે સમ્યગ્દૃષ્ટિ જનો! આવા નાસ્તિક મતનો ત્યાગ કરી તથા આસ્તિક મતનો સ્વીકાર કરી દેવતાનું આરાધન કરવા યત્ન કરવો. રેવતિ નક્ષત્રપર સૂર્ય આવવાથી વસંત ઋતુનો ઉદય થાય છે, તે વખતે મોટા ઉત્સવ પૂર્વક પુણ્યના પાત્રરૂપ જિનબિંબનું સ્નાત્ર કરવું ઉચિત છે. વાજિત્રના નિર્ઘોષ પૂર્વક અને સ્ત્રીઓનાં ગીત નૃત્યાદિક સહિત જિનેશ્વરની સત્તર પ્રકારી પૂજા કરવી. તે સાથે દશ દિક્પાળની પૂજા અને નવગ્રહની પૂજા કરી લોકો સહિત વાજતે ગાજતે જળયાત્રા અને રાત્રિ જાગરણ કરવું. જેટલા દિવસ આકાશમાં સૂર્ય રેવતી નક્ષત્રને ભોગવે છે, તેટલા દિવસ સુધી હમેશા જિનેશ્વરની પૂજા કરવાથી પૃથ્વીપર વૃષ્ટિનું પોષણ થાય છે. વૃષ્ટિનો રોધ થયો હોય તોપણ દેવને સંતુષ્ટ કરવા માટે નૈવેદ્ય પૂજા પૂર્વક આ જ રીત કરવી, અને છેલ્લે દિવસે ભૂતોને બલિબાકુલ દેવા. એક જિનેશ્વરની જ પૂજા કરવાથી પૃથ્વીપર રહેલા સર્વ દેવોની પૂજા કરી કહેવાય છે. કેમકે ભગવાનની શક્તિ સર્વ દેવોમાં રહેલી છે. કદાચ વિવેચનની બુદ્ધિથી કોઈ વૈષ્ણવ મતવાળો કે શિવધર્મના મતવાળો પુરૂષ જિનેશ્વરની પૂજા ન કરે તો તેણે પોતપોતાના દેવની પૂજા કરવી. તેમાં વૈષ્ણવ મતવાળા પુરૂષે જળની શય્યામા રહેલી ( જળશાયી ) વિષ્ણુની પ્રતિમાની પૂજા કરવી, શિવધર્મી પુરૂષે ગંગાવડે યુક્ત પાણીના ઘડાવાળી શિવમૂર્તિની પૂજા કરવી. યવન લોકે મસજીદની પૂજા કરવી. અને બીજા ધર્મીઓએ વૃષ્ટિની પુષ્ટિ માટે પશ્ચિમ દિશામાં જળાશય ઉપર જઈ પોતપોતાના ઇષ્ટદેવની

પૂજા કરવી. ભકિતથી વિધિપૂર્વક પૂજા કરી નૈવેદ્ય ધરી સૂર્યની સન્મુખ તડકે ઉભા રહી પોતપોતાના ગુરૂએ કહેલા મંત્રનો જાપ કરવો. ક્ષુદ્ર દેવની તુષ્ટિ માટે ક્ષુદ્ર જનો જીવહિંસા કરે છે. તેથી પણ કોઈક વખત દેવની અનુકૂળતાને લીધે વૃષ્ટિ થાય પણ ખરી; પરંતુ તે જીવહિંસા સત્પુરૂષોને માનવા લાયક નથી. તેથી તે માર્ગ આદરવા લાયક પણ નથી. કારણકે વૃષ્ટિના નાયક તો દેવેંદ્ર વિગેરે પવિત્ર દેવો જ છે. તેઓ હિંસાથી સંતુષ્ટ થતા નથી; પરંતુ પૂજા, વિવિધ પ્રકારના નૈવેદ્ય, ધૂપ, ગંધ, સ્તોત્ર અને જાપવડે જ પ્રસન્ન થાય છે. જેઓ ખેતી વિગેરે કાર્યમાં તત્પર હોવાથી દેવની પૂજા અને મંત્રનો જપ વિગેરેને સમજતા જ નથી, તેઓએ પણ તડકે બેસીને ત્રણ ઉપવાસનું વ્રત કરવું. ડાહ્યા પુરૂષોએ ચાર પ્રકારની વિદ્યુત્કુમારીઓને સંતુષ્ટ કરવા માટે માઘ માસની કૃષ્ણ પ્રતિપદાને દિવસે બે હજાર જાપ કરવો. તથા માઘ માસની શુકલ ચતુર્થીને દિવસે નાગકુમાર, ઉદધિકુમાર, સ્તનિતકુમાર અને ભવનપતિ દેવોની જાપ કર્મવડે આરાધના કરવી. તેમાં તે દરેક દેવ અને તેની દરેક દેવીને પ્રસન્ન કરવા માટે દરેક વર્ષે દરેક દેવ અને દેવીને ઉદ્દેશી બબ્બે હજાર જાપ કરવો. તેનો મંત્ર આ પ્રમાણે—" ॐ ह्रीँ नमो हर्ल्व्यूँ मेघकुमाराणां, ॐ ह्रीँ श्रीँ नमो चम्ल्व्यूँ मेघकुमारिकाणां वृष्टिं कुरु कुरु संवौषट् स्वाहा, ॐ ह्रीँ मेघकुमार आगच्छ आगच्छ स्वाहा ॥ " આ પ્રમાણે વૃષ્ટિને માટે સર્વ દેવોના નામ ફેરવી[1] ફેરવીને તેમનો જાપ કરવો. જાપથી સર્વ દેવો તૃપ્ત થઈ વૃષ્ટિ કરનારા થાય છે. બુદ્ધિમાન પુરૂષે ગ્રામદેવતા, હિંસક દેવતા, નાગ દેવતા, ભૂત દેવતા, ગુહ્યક (યક્ષ) વિગેરે દેવતા તથા ભગવતી વિગેરે દેવીઓની

---

[1] नागकुमाराणां, उदधिकुमाराणां विगेरे नाम ફેરવવા.

આશાતના કદાપિ કરવી નહીં. કેમકે સમ્યગ્દૃષ્ટિ જનોને પણ જિનેશ્વરની પૂજા કર્યા પછી કાર્યોત્સર્ગે રહીને ક્ષેત્રદેવતા અને ભવનદેવતાનું સ્મરણ કરવાનું છે એમ કહ્યું છે.

હવે આ દેવાધિકારમાં દેવયંત્રનો ઉદ્ધાર કરે છે.

પ્રથમ સ્વસ્તિકને આકારે નવ કોઠાવાળો યંત્ર કરવો. પછી મધ્યના કોઠામાં બ્રહ્મરૂપ ऐं નામનું વાગ્બીજ લખી તેની ફરતાં ' **नमो अरिहंताणं** ' એ અક્ષરો લખવા. પછી દક્ષિણ તરફના કોઠામાં મહેશ્વરરૂપ ह्रौं નામનું શિવશક્તિ બીજ લખી તેની નીચે ' **अमला** ' એ ઇંદ્રાણીનું નામ લખવું. પછી નૈર્ઋત તરફના કોઠામાં ' **अच्छरा** ' એ નામ લખવું. પછી પશ્ચિમ તરફના કોઠામાં ' **शूचिमेघा** ' એ નામ લખવું. પછી વાયવ્ય તરફના કોઠામાં ' **नवमिका** ' એ નામ લખવું. પછી ઉત્તર તરફના કોઠામાં ' **क्ष्ल्रौँ** ' એ વિષ્ણુ બીજ લખી તેની નીચે ' **रोहिणी** ' એ નામ લખવું. પછી ઇશાન તરફના કોઠામાં ' **शिवा** ' એ નામ લખવું. પછી પૂર્વ તરફના કોઠામાં ' **पद्मा** ' એ નામ લખવું અને પછી અગ્નિ તરફના કોઠામાં ' **अंजू** ' એ નામ લખવું. આ આઠે ઇંદ્રની અગ્રમહિષીઓનાં નામ છે. ત્યારપછી સ્વસ્તિકના પૂર્વ ભાગે ' **नमो सिद्धाणं** ' દક્ષિણ ભાગે ' **नमो आयरिआणं** ' પશ્ચિમ તરફ ' **नमो उवज्झायाणं** ' અને ઉત્તર તરફ ' **नमो लोए सव्वसाहूणं** ' આ ચાર પદો લખવાં. ત્યારપછી સ્વસ્તિકના આંતરાને વિષે અગ્નિ ખૂણામાં આવર્ત ૧, નૈર્ઋત ખૂણામાં વ્યાવર્ત ૨, વાયવ્ય ખૂણામાં નંદાવર્ત ૩, અને ઇશાન ખૂણામાં મહાનંદાવર્ત ૪, આ ચાર વસ્તુ આળેખી તેની ઉપર અગ્નિ ખૂણામાં

'चित्रकनकायै नमः १, નૈઋત ખૂણામાં 'शतहदायै नमः' ૨, વાયવ્ય ખૂણામાં 'सौदामिन्यै नमः ૩,' અને ઇશાન ખૂણામાં चित्रायै नमः ૪' આ ચાર વિદ્યુત્કુમારિકાની મહત્તરાઓનાં નામ લખવાં.

ત્યાર પછી સ્વસ્તિકના પૂર્વ વલયના કોઠામાં 'सोमाय नमः' લખી તેની આગળ 'अ आ अं अः' એ ચાર અક્ષર લખવા, અને બીજા વલયના કોઠામાં દ્રોણુ આળેખી તેની ઉપરના કોઠામાં 'श्रीं' એ અક્ષર લખવો. પછી દક્ષિણ તરફના વલયમાં 'यमाय नमः' લખી તેની આગળ 'इ ई उ ऊ' એ ચાર અક્ષર લખવા, અને બીજા વલયના કોઠામાં આવર્ત આળેખી તેની ઉપરના કોઠામાં 'क्रौं' એ અક્ષર લખવો. ત્યારપછી પશ્ચિમ તરફના વલયમાં 'वरुणाय नमः' લખી તેની આગળ ऋ ॠ लृ लॄ' એ ચાર અક્ષરો લખવા અને બીજા વલયમાં પુષ્કરાવર્ત્ત આળેખી તેની ઉપરના કોઠામાં 'ह्रौं એ અક્ષર લખવો. ત્યારપછી ઉત્તર તરફના વલનકમાં 'धनदाय नमः' લખી તેની આગળ 'ए ऐ ओ औं' એ ચાર અક્ષર લખવા અને બીજા વલનકમાં સંવર્ત આળેખી તેની ઉપરના કોઠામાં 'चौं' એ અક્ષર લખવો. ત્યારપછી સ્વસ્તિકની પૂર્વ દિશામાં ॐ ह्रीं नमो' भगवओ पासनाहस्स धरणिंदपूइअस्स तस्स भत्तीएओ ह्रीं मेघकुमार आगच्छ आगच्छ स्वाहा' એમ લખવું. સ્વસ્તિકની નીચે ॐ ह्रीं नमो वासुदेवाय चीरसागरशायिने शेषनागासनाय इन्द्रानुजाय अत्र आगच्छ आगच्छ जलवृष्टिं कुरु

कुरु स्वाहा ' આ પ્રમાણે લખી સ્વસ્તિકને પૂર્ણ કરી તેની ટેણાના આંતરામાં ' ॐ ह्रीँ नमो म्ल्व्य्रूँ मेघकुमाराणां ॐ ह्रीँ श्रीँ नमो म्ल्व्य्रूँ मेघकुमारिकाणां महावृष्टिं कुरु कुरु संवौषद् सव्वे णागकुमारा सव्वे णागकुमारीओ उदहिकुमारा उदहिकुमारीओ थणीयकुमारा थणीयकुमारीओ महावुट्ठिकरा भवंतु ' એમ લખવું.

ત્યારપછી બીજા વલયમાં પૂર્વાદિક ચાર દિશામાં गोथुम १, शिव २, शंख ३, અને मनशिल ૪ એ નામના ચાર નાગેંદ્રોને સ્થાપવા, તથા ઇશાન, અગ્નિ, નૈઋર્ત અને વાયવ્ય એ ચાર વિદિશામાં અનુક્રમે ' कर्कोटक १, कर्दमक २, कैलास ३, અને अरुणप्रभ ४ એ ચાર નામ સ્થાપન કરવા. પછી ચાર દિશામાં જળબીજની માતૃકા સ્થાપન કરવી.

ત્રીજા વલયમાં ॐ ह्रीँ श्रीँ नमो भगवते महेन्द्राय मेघवाहनाय ऐरावतस्वामिने वज्रायुधाय अत्र आगच्छ आगच्छ वृष्टिं कुरु कुरु स्वाहा ' એમ પૂર્વ દિશામાં લખવું. દક્ષિણ દિશામાં—ॐ नमो भगवते श्रीसहस्रकिरणाय वरुणदेवाय मकरवाहनाय गभस्तिअर्यमरूपेण अत्र आगच्छ आगच्छ वृष्टिं कुरु कुरु स्वाहा ' એમ લખવું. પશ્ચિમ દિશામાં—ॐ ह्रीं नमो भगवते वरुणदेवाय जलस्वामिने मकरासनाय रोहिणीमदनाचित्राश्यामासहिताय मेघनादाय अत्र आगच्छ आगच्छ महाजलवृष्टिं कुरु कुरु स्वाहा ' એમ લખવું. તથા

ઉત્તર દિશામાં—'ॐ ह्रीँ नमो भगवते चन्द्राय अमृतवर्षिणे सर्वौषधिनाथाय कर्कचारिणे अत्र आगच्छ आगच्छ महारस वृष्टिं कुरु कुरु स्वाहा ' એમ લખવું.

ચોથા વલયમાં ' ॐ ह्रीँ नमो धरणिंदस्स कालवाल-कोलवाल-सेलवाल-संखवालप्पमुहा सव्वे णागकुमारा णाग कुमारीओ इह आगच्छंतु महाजलवुट्ठिं कुणंतु ' આ પ્રમાણે દક્ષિણ દિશાથી આરંભીને પશ્ચિમ દિશાના અંત સુધી લખવું ત્યારપછી ' ॐ ह्रीँ नमो भूयाणंदस्स कालवाल-कोलवाल-संखवाल-सेलवालप्पमुहा सव्वे णागकुमारा णागकुमारीओ इह आगच्छंतु महाजलवुट्ठिं कुणंतु ' એ પ્રમાણે ઉત્તર દિશાથી આરંભીને પૂર્વ દિશાના અંત સુધી લખવું.

પાંચમા વલયમાં ' ॐ ह्रीँ नमो जलकंतमहिंदस्स जल-जलतर-जलकंत-जलप्पहाईआ उदहिकुमारा उदहिकुमारीओ य इह आगच्छंतु० ' ઈત્યાદિક પૂર્વની જેમ દક્ષિણ દિશાથી આરંભીને પશ્ચિમ દિશાના અંત સુધી લખવું, પછી ' ॐ ह्रीँ नमो जलप्पहिंदस्स जल-जलतर-जलप्पह-जलकंताईया उदहिकुमारा उदहिकुमारीओ य० ' ઈત્યાદિક પ્રથમની જેમ ઉત્તર દિશાથી આરંભીને પૂર્વ દિશાના અંત સુધી લખવું.

છઠ્ઠા વલયમાં 'ॐ ह्रीँ नमो घोसमहिंदस्स आवत्त-वियावत्त-नंदियावत्त-महानंदियावत्तप्पमुहा सव्वे थणियकुमारा थणियकुमारीओ य इहागच्छंतु महामेहवुट्ठिं कुणंतु ' એ

પ્રમાણે દક્ષિણ દિશાથી આરંભીને પશ્ચિમ દિશાના અંત સુધી લખવું. તથા ओँ ह्रीँ नमो महाघोसमहिंदस्स आवत्त-वियावत्त-महानंदियावत्त-नंदियावत्तप्पमुहा थणियकुमारा थणियकुमारीओ य इहागच्छंतु महामेहवुट्ठिं कुणंतु स्वाहा ' એ પ્રમાણે ઉત્તર દિશાથી આરંભીને પૂર્વ દિશાના અંત સુધી લખવું.

અહીં ચોથા, પાંચમા અને છઠ્ઠા એ ત્રણ વલય જો જગ્યા હોય તો ' अल्ला-सक्का-सतेरा-सोदामणी-इंदा-घणविज्जुयाइया णागकुमारीओ उदहिकुमारीओ थणियकुमारीओ वा ' એ પ્રમાણે યોગ્ય સ્થાને લખવું.

ત્યાર પછી સાતમા વલયમાં ' ओँ ह्रीँ मेघंकरा मेघवती सुमेघा मेघमालिनी तोयधारा विचित्रा च वारिषेणा वलाहिका इहागच्छन्तु ' એ પ્રમાણે પૂર્વ દિશામાં લખવું. પછી ओँ ह्रीँ अलीता सौल्का सतह्रदा सौदामिनी ऐन्द्री घनविद्युत्प्रमुखा विद्युत्कुमार्य इहागच्छन्तु ' એ પ્રમાણે દક્ષિણ દિશામાં લખવું. પછી ' ओँ ह्रीँ अब्भितरपरिसाए सट्ठिं सहस्सा मज्झिमपरिसाए सत्तरिं सहस्सा बाहिरपरिसाए असीइं सहस्सा नागकुमारा इहागच्छंतु ' એ પ્રમાણે પશ્ચિમ દિશામાં લખવું. પછી ओँ ह्रीँ सव्वेणागोदहिथणियकुमारा सक्कस्स देविंदस्स दिवरण्णो वरूणस्स महारण्णो आणाए महावुट्ठिकरा भवंतु ' એ પ્રમાણે ઉત્તર દિશામાં લખવું,

આ પ્રમાણે સાત વલયવાળો યંત્ર કરી તેની ચારે દિશાએ

'ક્ષિ' અને ચાર વિદિશામાં 'ક્ષ' એવા અક્ષર લખી તેને વજ્રના આકારવડે વેષ્ટિત કરવા. તથા પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર એ દિશાઓમાં અનુક્રમે ॐ ह्रीँ सर्वयचेभ्यो नमः १। ॐ ह्रीँ सर्वभूतेभ्यो नमः २। ॐ ह्रीँ पूर्णादिसर्वयक्षदेवीभ्यो नमः ३। ॐ ह्रीँ रूपावत्यादिसर्वभूतदेवीभ्यो नमः ४। એ પ્રમાણે લખવું.

આ યંત્રને થાળીમાં અથવા ભોજપત્રમાં આળેખી તેને અધર આકાશમાં તડકે મુકવો. તેની પાસે ધૂપ કરવો. પછી નીચે લખેલા ત્રણ શ્લોક બોલી એક મણકો ( પારો ) મુકવો. એ રીતે એકસો ને આઠવાર ત્રણે શ્લોક ગણવા.

" चउकसायपडिमल्लूल्लूरणु, दुज्जयमयणबाणमुसुमूरणु ।
सरसपियंगुवण्णु गयगामिउ, जयउ पासु भुवणत्तयसामिउ ॥१॥

जसु तणुकंतिकडप्पसिणिद्धउ, सोहइ फणिमणिकिरणालिद्धउ ।
नं नवजलहरतडिल्लयलंछिउ, सो जिणु पासु पयच्छउ वंछिउ ॥२॥

भित्त्वा पातालमूलं चलचलचलिते व्याललीलाकराले,
विद्युद्दण्डप्रचण्ड... सहितैः सद्भुजैस्तर्जयन्ती ।

दैत्येन्द्रं क्रूरदंष्ट्रा कटकटघटिते स्पष्टभीमाट्टहासे,
माया जीमूतमाला कुहरितगगने रक्ष मां देवि पद्मे ॥ ३ ॥

અગરના ધૂપ પૂર્વક પ્રત્યેક મણકે આ ત્રણ શ્લોક ગણી એકસો આઠ વખત જાપ કરવો. મેઘકુમાર અધ્યયનનો સ્વાધ્યાય કરવો તથા તેનું જ વ્યાખ્યાન વાંચવું.

આ પ્રમાણે મેઘને આકર્ષણ કરનાર મોટો યંત્ર કહ્યો.

હવે મેઘ આકર્ષણ કરવાનો નાનો યંત્ર કહે છે—છ ખુણાવાળો યંત્ર કરવો. પછી દરેક ખુણામાં 'अल्ला सक्का सतेरा सोदामणी इंदा थणविज्जुया एताभ्यो नमः' એ રીતે લખવું. તથા મધ્યમાં 'ॐ मल्लाभल्ला भिल्लील्लाभमहासमुद्दवरमल्ला आभग-जइ विज्जइ पूरइ गाभपणा धन्नजलतिणरसडाभ १' એ પ્રમાણે લખવું તથા 'ॐ क्रौं वरुणाय जलपतये नमः' આ મંત્ર લખવો. ષટ્કોણની ઉપર 'ॐ ह्रीँ मेघकुमार आगच्छ आगच्छ स्वाहा' એ પ્રમાણે લખવું. ષટ્કોણની ચારે દિશામાં 'रोहिणीमदनाचित्रारयामाभ्यो नमः' એ પ્રમાણે લખવું. તેનાપર માયાબીજ ત્રણ પ્રાકારે કરીને વેષ્ટિત અને છેડે 'क्रौं' અક્ષર લખવો. આ યંત્ર કંકુ વિગેરે અષ્ટગંધવડે આળેખી લડકે રાખવો. તેની આગળ આંબેલ વિગેરે તપ કરી સૂર્યની સન્મુખ રહી નીચેની ગાથાને અથવા તો 'अंभोनिधौ क्षुभितभीषणनक्रचक्र०' એ ભક્તામરના શ્લોકને એક સો આઠ વાર ગણવાથી મેઘનું આકર્ષણ થાય છે.

तुह समरणजलवरिससित्त माणवमइमेइणि.
अवरावरसुहुमत्थबोहकंदलदलरेहणि ।
जायइ फलभरभरिय हरिय दुहदाहअणोवम,
इय मइमेइणिवारिवाह दिस पास मई मम ॥ १ ॥

આ પ્રમાણે પુરૂષોની કળાઓને મધ્યે મેઘાકર્ષણ નામની કળા શ્રીઋષભદેવ સ્વામીએ બતાવી છે, તે આગમના શાસ્ત્રથી જાણી લેવી.

'ॐ ह्रीँ वायुकुमार आगच्छ आगच्छ स्वाहा' આ મંત્રનો જાપ કરવાથી મેઘનું સ્તંભન થાય છે. અથવા એ ઈટપર યંત્ર લખી પૃથ્વીપર મૂકવાથી મેઘનું સ્તંભન થાય છે.

મેઘનું આકર્ષણ અને વરસાવવું વિગેરે કરનારી આ નિર્મળ વિદ્યા મેઘ મહોદયમાં પ્રીતિ રાખતા પાત્રરૂપ વિદ્યાર્થીને આપવા લાયક છે. દેવપરની શ્રદ્ધાથી તથા જાપાદિકની શક્તિથી ઉત્પન્ન થયેલો આ ત્રીજો હેતુ પણ સિદ્ધ થાય છે. તથા શાસ્ત્ર સંબંધી પ્રસિદ્ધિના સ્થાનરૂપ આ હેતુ શુદ્ધ બુદ્ધિવાળા પુરૂષોને આનંદ આપનાર છે.

ઇતિ શ્રી મહોપાધ્યાય શ્રી મેઘવિજયજી ગણિ
રચિત શ્રી મેઘમહોદય અથવા વર્ષપ્રબોધ
ગ્રંથનો તૃતીય દેવાધિકાર સંપૂર્ણ.

---

## ચતુર્થ સંવત્સરાધિકાર–

ગંધહસ્તીની જેમ [1]પુષ્કર અને [2]પદ્મવડે શોભતો સંવત્સર શ્રી ઋષભદેવ જિનેશ્વરની કૃપાથી પૃથ્વીનું ભરણ–પોષણ કરનાર મેઘની વૃષ્ટિ કરીને રમવાળી ધાન્યની વિધિને કરો.

દ્રવ્ય, ક્ષેત્ર અને ભાવ એ ત્રણ પ્રકારનું વૃષ્ટિનું કારણ કહ્યું. હવે ચોથું કારણ કાળ પણ છે, તેને કહે છે

**વર્ષનાં દ્વાર** શાલિવાહનનો શક, વિક્રમ સંવત્સર, ઉત્તરાયણ અને દક્ષિણાયનનો પહેલો દિવસ એટલે મકર અને કર્ક સંક્રાતિનો પહેલો દિવસ, માસ, પક્ષ, દિવસ, અગસ્ત્યનો તારો, વર્ષનો રાજા, વર્ષનો મંત્રી, ધાન્યેશ, રસેશ, વર્ષનું જન્મલગ્ન, વાયુ, વીજળી સહિત વાદળા, મેઘનો ગર્ભ, તિથિ, ગ્રહોનો સમૂહ, નક્ષત્ર, કર્પૂરચક્ર, સર્વતોભદ્રચક્ર, જળનો ઉદય કરનાર યોગો અને શકુન એ સર્વનો વિચાર કરીને વર્ષનું શુભાશુભ ફળ જાણવા યોગ્ય છે

શાલિવાહનના શકને ત્રણે ગુણી તેમા બે ઉમેરવા પછી તેને ચારે ભાગવા, તેમા જો બે કે ચાર શેષ રહે તો અલ્પવૃષ્ટિ થાય અને એક કે ત્રણ શેષ રહે તો ઘણી વૃષ્ટિ થાય રાશિનો સ્વામી અને વર્ષનો સ્વામી એ બન્નેના અષ્ટોત્તરી દશાના ધ્રુવાંક મેળવી ત્રણે ગુણવા તેમા પાચ ઉમેરવા પછી પંદરે ભાગવા જે શેષ રહે તે આય જાણવો તથા ભાગમા આવેલા અંકને ત્રણે ગુણી

---

૧ હસ્તી પક્ષે સુંઢ, સંવત્સર પક્ષે મેઘ.

૨ હસ્તી પક્ષે સુંઢમા રાખેલુ કમળ, સંવત્સર પક્ષે લક્ષ્મી

પાચ ઉમેરી ૫દરે ભાગ દેવો જે શેષ રહે તે વ્યય જાણવો આ પ્રમાણે વર્ષના આય અને વ્યય જાણવા કોઈ માત્ર બાર રાશિના જ આય અને વ્યય કાઢે છે તેમા જો આય અધિક હોય તો સુકાળ થાય છે અને વ્યય અધિક હોય તો દુકાળ થાય છે વર્ષનો આય અને ભાગમા આવેલો અક એ બન્નેને મેળવી ચારે ગુણવા તેને બારે ભાગવા જે શેષ રહે તે માસનો આય જાણવો એજ પ્રમાણે માસના આયને ત્રીશે ભાગવાથી દિવસનો આય થાય છે આ આય અને વ્યયનો વિચાર સ ક્રાતિના દિવસથી થાય છે

વિક્રમનો સ વત્સર અને શાલિવાહનનો સ વત્સર એ બન્નેને મેળવી બમણા કરવા તેને સાતે ભાગ દેવો જે શેષ રહે તેને આશ્રી ફળ આ પ્રમાણે કહેવુ —એક કે છ શેષ રહે તો દુકાળ પડે, બે કે ચાર શેષ રહે તો સુકાળ જાણવો, ત્રણ કે પાચ શેષ રહે તો મધ્યમ વર્ષ જાણવુ. અને શૂન્ય શેષ રહે તો ભયકર દુ ખ ઉત્પન્ન થાય એમ જાણવુ બીજો મત એ છે કે સ વત્સર અને શકને મેળવી ત્રણ ગુણા કરવા, તેમા પાચ ઉમેરી સાતે ભાગ દેવો જે શેષ રહે તેને આશ્રી આ પ્રમાણે ફળ કહેવુ —બે કે ચાર શેષ રહે તો સુકાળ થાય, ત્રણ કે પાચ શેષ રહે તો દુકાળ થાય, શૂન્ય કે છ શેષ રહે તો ભયકર દુ ખ થાય અને એક શેષ રહે તો મધ્યમ ફળ થાય વળી બીજી રીત એ છે જે—શક સ વત્સરમા જેટલા સેકડા હોય તેને ત્રણે ગુણવા તથા સેકડા ઉપર જેટલા વર્ષ હોય તેને પણ ત્રણે ગુણવા તે બન્નેનો સરવાળો કરવો. તેમા પાચ ઉમેરી સાતે ભાગ દેવો જે શેષ રહે તેને આશ્રી ફળ કહેવુ અહીં પણ સ વત્સર શબ્દવડે શક સ વત્સર લેવાનો છે આષાઢ માસથી જે સ વત્સર ચાલે છે તે શક સ વત્સર કહેવાય છે ઉદાહરણ—વિક્રમ સ વત્ ૧૯૮૭ ના વર્ષમા આષાઢાદિ શક સ વત્સર ૧૫૫૨ છે તેમા ૧૫ સેકડા છે

તેને ત્રણે ગુણતાં ૪૫ થાય છે, ઉપરના ૫૨ (બાવન)ને પણ ત્રણે ગુણતાં ૧૫૬ થાય છે. તેમાં ૪૫ ઉમેરતાં ૨૦૧ થયા. તેમાં પાંચ ઉમેરવાથી ૨૦૬ થયા, તેને સાતે ભાગતાં શેષ ૩ રહે છે. તેથી વિક્રમ સંવત ૧૯૮૭ ના વર્ષમાં દુકાળ જાણવો.

આ બાબતમાં ઘણી જાતના પાઠાંતરો છે. તે આ પ્રમાણે.—શક સંવત્સરને ત્રણે ગુણી સાતે ભાગવા. જે શેષ રહે તેને બમણા કરી તેમાં પાંચ ઉમેરવા. બીજી રીત એ છે કે—સંવત્સરને બમણા કરી તેમાંથી ત્રણ બાદ કરવા. પછી તેને સાતે ભાગવા. જે શેષ રહે તેનાથી વર્ષનું ફળ કહેવું. તેમાં જો એક કે ચાર શેષ રહે તો દુકાળ થાય, બે કે પાંચ શેષ રહે તો સુકાળ થાય, ત્રણ કે છ બાકી રહે તો મધ્યમ ફળ જાણવું, અને શૂન્ય શેષ રહે તો શૂન્ય ફળ કહેવું. કોઇ વિદ્વાન આ રીત-વડે ઉષ્ણ ઋતુના ધાન્યનું જ્ઞાન થાય છે એમ કહે છે. ફરીથી એનુંજ પાઠાંતર કહે છે.—સંવત્સરના અંકને બમણા કરી તેમાંથી ત્રણ બાદ કરવા. પછી તેને નવે ભાગવા. જે શેષ રહે તેનાથી વર્ષનું શુભાશુભ ફળ જાણવું, તેમાં બે, ત્રણ કે ચાર શેષ રહે તો તે વર્ષમાં સુકાળ થાય. છ, એક કે શૂન્ય શેષ રહે તો વર્ષ મધ્યમ થાય, તથા પાંચ, આઠ કે સાત શેષ રહે તો હીન વર્ષ થાય-દુકાળ પડે. બીજી રીત આ પ્રમાણે છે.—સંવત્સરના અંકને ત્રણે ગુણી સાતે ભાગ દેવો. જે શેષ રહે તેને પાંચે ગુણી ત્રણે ભાગવા. જે શેષ રહે તેનાથી શુભાશુભ ફળ કહેવું. તેમાં જો એક શેષ રહે તો સુકાળ થાય, બે શેષ રહે તો મધ્યમ વર્ષ થાય અને શૂન્ય શેષ રહે તો દુકાળ પડે. એમ તે વર્ષનું શુભાશુભ ફળ જાણવું.

રૂદ્રદેવ કહે છે કે—" સંવત્સરના અંક અનુક્રમે નીચે નીચે

લખવા. પછી તેનો સરવાળો કરી તેમાં ૯૪ ભેળવવા. પછી તેને સાતે ભાગ દેવો. તેમાં એક કે ચાર શેષ રહે તો દુકાળ જાણવો, બે કે પાંચ શેષ રહે તો સુકાળ જાણવો. ત્રણ કે છ શેષ રહે તો મધ્યમ ફળ જાણવું, અને શૂન્ય શેષ રહે તો શૂન્ય ફળ જાણવું." વળી બીજી રીત એ છે જે–વિક્રમ રાજાના સંવત્સરના સેંકડા ઉપરની સંખ્યાના અંકને ત્રણ ગુણા કરી ભેળવવા. પછી તેમાં પાંચ ઉમેરવા. તેને સાતે ભાગ દેવો. જે શેષ રહે તેના પરથી આ પ્રમાણે શુભાશુભ ફળ કહેવું.—જો બે, ત્રણ, પાંચ કે છ શેષ રહે તો ઉત્તમ સમય કહેવો, શૂન્ય શેષ રહે તો અધમ સમય કહેવો, અને એક કે ચાર શેષ રહે તો મધ્યમ સમય કહેવો, અહીં ઉપર જે પાંચ ભેળવવાના કહ્યા છે, તે પ્રમાણે પાંચ જ ભેળવવાથી સાત વર્ષે અવશ્ય શૂન્ય આવે, અને સાત સાત વર્ષે કાંઈ દુકાળ આવતો નથી, માટે પાંચ ભેળવવા એ શબ્દનો અર્થ એવો કરવો કે પાંચ મનુષ્યોએ કહેલા અંક ભેળવવા. આમ કરવાથી કાંઇ દોષ આવતો નથી એમ ઇષ્ટ પુરૂષનું વચન છે. વળી કોઇ કહે છે કે–સંવત્સરના અંકને બમણા કરી એક ભેળવી સાતે ભાગ દેવો. જે શેષ રહે તેનાથી વર્ષનું શુભાશુભ ફળ જાણવું. ઉદાહરણ—સંવત ૧૬૮૭ નું વર્ષ હોય, તો ૮૭ ને બમણા કરતાં ૧૭૪ થાય, તેમાં એક ભેળવતાં ૧૭૫ થાય. તેને સાતે ભાગ દેતાં શૂન્ય શેષ રહે છે. તેથી તે વર્ષે દુકાળ પડે એમ જાણવું. વળી બીજી રીત એ છે કે—સંવત્સરને બમણા કરી તેમાં ત્રણ ભેળવવા. તેને નવે ભાગ દેવો. જે શેષ રહે તેના પરથી આ પ્રમાણે શુભાશુભ ફળ કહેવું.—જો એક, બે, ત્રણ કે ચાર શેષ રહે તો સુકાળ થાય, છ કે નવ રહે તો સમાન ફળ થાય અને પાંચ, સાત કે આઠ શેષ રહે તો દુકાળ થાય એમ જાણવું. અહીં સંવત્સર શબ્દે કરીને કોઈ વિક્રમનો સંવત્સર ગણે

છે, તે યોગ્ય નથી. કેમકે સર્વત્ર જોષીઓએ શાલિવાહનનો શક જ ગણેલો છે. તેથી કોઇપણ ઠેકાણે વિક્રમના સંવતનો ભ્રમ કરવો નહીં. અર્થાત્ શક સંવત્સરને ત્રણ ગુણા કરી તેને સાતે ભાગવા. જે શેષ રહે તેને બમણા કરી તેમાં પાંચ ભેળવવા. તો વરસાદ, ધાન્ય, તૃણ, શીત, તેજ, વાયુ, વૃદ્ધિ, ક્ષય અને વિગ્રહ થાય છે. તેનું ફળ આ પ્રમાણે—વર્ષના સર્વ વિંશોપકને ત્રણ ગુણા કરી તેમાંથી ત્રણ બાદ કરવા, પછી તેને સાતે ભાગવા, જે શેષ રહે તેપરથી વર્ષનું ફળ આ પ્રમાણે જાણવું—એક કે ચાર શેષ રહે તો દુકાળ થાય, બે કે પાંચ શેષ રહે તો સુકાળ થાય, ત્રણ કે છ શેષ રહે તો મધ્યમ વર્ષ થાય, અને શૂન્ય શેષ રહે તો અતિ ભયંકર ફળ થાય. ઇતિ શક સંવત્સર.

વિક્રમના સંવત્સરમાંથી ૧૩૫ બાદ કરવાથી શાલિવાહનનો શક સંવત્સર થાય છે. તેમાં ૨૧ નાખી

**સાઠ વર્ષનું ફળ.** સાઠે ભાગ દેવો. જે શેષ રહે તે પ્રભવ વિગેરે વર્ષનું નામ જાણવું. બૃહસ્પતિના મધ્યમ ભોગથી સાઠ વર્ષની પ્રવૃત્તિ થાય છે. સ્થૂલ મતવડે કરીને સંવત્સરની પ્રવૃત્તિ આ રીતે થાય છે.—વારમાં ચાર, તિથિમાં સાત અને ઘડીમાં બે ઉમેરવા. તેમ કરવાથી પૂર્વના વર્ષથી આવતા વર્ષનો નિર્ણય થાય છે. સાઠ સ વત્સરનાં નામ આ પ્રમાણે છે.—પ્રભવ ૧, વિભવ ૨, શુક્લ ૩, પ્રમોદ ૪, પ્રજાપતિ ૫, અંગિરા ૬, શ્રીમુખ ૭, ભાવ ૮, યુવા ૯, ધાતા ૧૦, ઈશ્વર ૧૧, બહુધાન્ય ૧૨, પ્રમાથી ૧૩, વિક્રમ ૧૪, વૃષ ૧૫, ચિત્રભાનુ ૧૬, સુભાનુ ૧૭, તારણ ૧૮, પાર્થિવ ૧૯, વ્યય ૨૦, સર્વજિત્ ૨૧, સર્વધારી ૨૨, વિરોધી ૨૩, વિકૃતિ ૨૪, ખર ૨૫, નંદન ૨૬, વિજય ૨૭, જય ૨૮, મન્મથ ૨૯, દુર્મુખ ૩૦, હેમલંબ ૩૧, વિલંબ ૩૨, વિકારી ૩૩, શર્વરી ૩૪, પ્લવ ૩૫,

શુભકૃત્ ૩૬, શોભન ૩૭, ક્રોધી ૩૮, વિશ્વાવસુ ૩૯, પરાભવ ૪૦ પ્લવંગ ૪૧, કીલક ૪૨, સૌમ્ય ૪૩, સાધારણ ૪૪, વિરોધકૃત્ ૪૫, પરિધાવી ૪૬, પ્રમાથી ૪૭, નંદ ૪૮, રાક્ષસ ૪૯, નલ ૫૦, પિંગલ ૫૧, કાલયુક્ત ૫૨, સિદ્ધાર્થ ૫૩, રૌદ્ર ૫૪, દુર્મતિ ૫૫, દુંદુભિ ૫૬, રૂધિરોદ્‌ગારી ૫૭, રક્તાક્ષ ૫૮, ક્રોધન ૫૯, અને ક્ષય ૬૦. આ સંવત્સરોનાં જેવાં નામ છે તેવું તેનું શુભાશુભ ફળ જાણવું. માઘ માસમાં ધનિષ્ઠા નક્ષત્રના પહેલા અંશમાં બૃહસ્પતિ આવે ત્યારે પ્રભવ નામના સંવત્સરનો આરંભ થાય છે. રત્નમાળામાં પણ કહ્યું છે કે—" માઘ માસમાં ધનિષ્ઠા નક્ષત્રના પ્રથમ અંશપર બૃહસ્પતિનો ઉદય થાય ત્યારે સમગ્ર મનુષ્યોના હિતને માટે સાઠ વર્ષમાંના પહેલા પ્રભવ નામના વર્ષનો આરંભ થાય છે. "

સિદ્ધાંતમાં આ પ્રમાણે કહ્યું છે કે—" હે ભગવાન્ ! સંવત્સર કેટલા છે ? હે ગૌતમ ! સંવત્સર પાંચ છે.—નક્ષત્ર સંવત્સર ૧, યુગ સંવત્સર ૨, પ્રમાણ સંવત્સર ૩, લક્ષણ સંવત્સર ૪, અને શનૈશ્વર સંવત્સર ૫. **પ્રશ્ન**—હે ભગવાન્ ! નક્ષત્ર સંવત્સર કેટલા પ્રકારના છે ? **ઉત્તર**—હે ગૌતમ ! નક્ષત્ર સંવત્સર બાર છે.—શ્રાવણ ૧, ભાદ્રપદ ૨, આશ્વિન ૩, કાર્તિક ૪, માર્ગશીર્ષ ૫, પોષ ૬, માઘ ૭, ફાલ્ગુન ૮, ચૈત્ર ૯, વૈશાખ ૧૦, જ્યેષ્ઠ ૧૧, અને આષાઢ ૧૨. આ બાર માસનો એક નક્ષત્ર સંવત્સર થાય છે. તેના દિવસો ૩૨૭$\frac{૫૧}{૬૭}$ હોય છે. પ્રશ્ન—હે ભગવાન્ ! યુગ સંવત્સર કેટલા પ્રકારના કહ્યા છે ? **ઉત્તર**—હે ગૌતમ ! યુગ સંવત્સર પાંચ પ્રકારના કહ્યા છે—ચંદ્ર ૧, ચંદ્ર ૨, અભિવર્ધિત ૩, ચંદ્ર ૪, અને અભિવર્ધિત ૫. કૃષ્ણ પ્રતિપદાથી આરંભીને પૂર્ણિમા સુધી ૨૯$\frac{૩૨}{૬૨}$ દિવસના

પ્રમાણુવાળો એક ચંદ્ર માસ થાય છે. એવા બાર માસ મળી એક ચંદ્ર સંવત્સર થાય છે. તેના દિવસની સંખ્યા ૩૫૪ ૧૨/૬૨ છે. એ જ પ્રમાણે ૩૧ ૧૨૧/૧૨૪ દિવસનો એક અભિવર્ધિત માસ થાય છે. એવા બાર માસ મળી એક અભિવર્ધિત સંવત્સર થાય છે. આ પાંચ સંવત્સરનો એક યુગ કહેવાય છે. અભિવર્ધિત સંવત્સરમાં એક અધિક માસ આવે છે. **પ્રશ્ન**—હે ભગવાન્! પ્રમાણ સંવત્સરના કેટલા પ્રકાર છે? **ઉત્તર**—હે ગૌતમ! પ્રમાણુ સંવત્સરના પાંચ પ્રકાર છે.— નક્ષત્ર, ચંદ્ર, ઋતુ, આદિત્ય અને અભિવર્ધિત. તેમાં નક્ષત્ર, ચંદ્ર અને અભિવર્ધિત સંવત્સરના લક્ષણ ઉપર કહી ગયા છે. તથા ત્રીશ રાત્રિદિવસનો એક ઋતુ માસ થાય છે. એવા બાર માસ મળીને એક ઋતુ સંવત્સર થાય છે. તેના દિવસ ૩૬૦ થાય છે. તથા ૩૦½ દિવસનો એક સૂર્ય માસ થાય છે. એવા બાર માસ મળી એક સૂર્ય સંવત્સર થાય છે. તેના ૩૬૬ દિવસ થાય છે. **પ્રશ્ન**—હે ભગવાન્! લક્ષણ સંવત્સરના કેટલા પ્રકાર છે? **ઉત્તર**—હે ગૌતમ! જે સંવત્સરના નક્ષત્રાદિક લક્ષણ મુખ્ય હોય તે લક્ષણુ સંવત્સર કહેવાય છે. તેના પાંચ પ્રકાર છે જે જે તિથિમાં જે જે નક્ષત્ર આવવાનું કહ્યું છે, તે તે તિથિમાં તે તે નક્ષત્ર આવી જાય. જેમકે કાર્તિક પૂર્ણિમાને દિવસે કૃત્તિકા નક્ષત્ર આવે, માઘ માસની પૂર્ણિમાએ મઘા નક્ષત્ર આવે, તથા ચૈત્ર માસની પૂર્ણિમાએ ચિત્રા નક્ષત્ર આવે ઇત્યાદિ. વિશેષ એ કે જ્યેષ્ઠ માસની પૂર્ણિમાએ મૂળ નક્ષત્ર, શ્રાવણ માસની પૂર્ણિમાએ ધનિષ્ઠા નક્ષત્ર અને માર્ગશીર્ષની પૂર્ણિમાએ આર્દ્રા નક્ષત્ર આવે છે. અને બાકીના પૂર્ણિમાએ પોતાના નામ સદૃશ નક્ષત્ર આવે છે. સમાન કાળે અનુક્રમે ઋતુનું પરાવર્તન થાય છે. એટલે કે કાર્તિક પૂર્ણિમાથી હેમંત ઋતુ શરૂ થાય છે, પોષની પૂર્ણિમાથી શિશિર ઋતુ શરૂ થાય છે. માઘ ( ફાલ્ગુન ) માસની પૂર્ણિમાથી વસંત

ઋતુ શરૂ થાય ઇત્યાદિ સમાન કાળે રહે જે વર્ષમાં અધિક ઉ ષ્ણુતા ન હોય તથા અધિક શીત પણ ન હોય, પણ વૃષ્ટિ અધિ હોય, તે નક્ષત્ર સંવત્સર કહેવાય છે. ૧. જે વર્ષમાં પૂર્ણિમાને ચંદ્ર પૂર્ણ કળાવાળો હોય, તથા નક્ષત્ર વિષમચારી હોય એટલે માસની પૂર્ણિમાના નામને તુલ્ય ન હોય, તેમ જ અધિક શીત અધિક ઉષ્ણુતા અને અધિક વૃષ્ટિ હોય, તે ચંદ્ર સંવત્સર કહેવાય છે. ૨. જે વર્ષમાં વૃક્ષપર નવા પાંદડાં આવ્યા વિના ઋતુના ફળ ફુલ આવી જાય તથા બરાબર વૃષ્ટિ ન થાય, તે કર્મસંવત્સર, ઋતુ સંવત્સર અને સાવન સંવત્સર કહેવાય છે. ૩. જે વર્ષમાં પૃથ્વી અને જળનો રસ મધુર અને સ્નિગ્ધ હોય, સમય પ્રમાણે વૃક્ષપર ફળ, ફુલ વિગેરે આવે અને થોડી વૃષ્ટિ છતાં પણ ઘણું ધાન્ય નીપજે વિગેરે લક્ષણવાળો સંવત્સર આદિત્ય સંવત્સર કહેવાય છે. ૪. જે વર્ષમાં સૂર્યના તેજથી ક્ષણ, મુહૂર્ત અને શ્વાસોચ્છ્વાસ પ્રમા ણનો દિવસ અને બે માસનો ઋતુ એ સર્વ યથાર્થપણે રહે તથા પવન રજવડે ખાડા પૂરી દે, તે અભિવર્ધિત સંવત્સર કહેવાય છે. ૫. આ પાંચ પ્રકારે લક્ષણ સંવત્સર કહ્યો. **પ્રશ્ન**–હે ભગવાન! શનૈશ્ચર સંવત્સરના કેટલા પ્રકાર છે? **ઉત્તર**–હે ગૌતમ! જેટલા સમયમાં શનૈશ્ચર સંપૂર્ણ નક્ષત્ર મંડળને અથવા બારે રાશિને ત્રીશ વર્ષે ભોગવી લે, તે શનૈશ્ચર સંવત્સર કહેવાય છે. તે શ્રવ- ણાદિક અઠ્ઠાવીશ નક્ષત્રો હોવાથી અઠ્ઠાવીશ પ્રકારનો છે.–અભિ- જિત્, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષક, પૂર્વાભાદ્રપદ, ઉત્તરાભાદ્રપદ, રેવતી. અશ્વિની, ભરણી, કૃત્તિકા, રોહિણી વિગેરે ઉતરાષાઢા સુધી સર્વ નક્ષત્રો જાણવાં. આ શનૈશ્ચર સંવત્સર કહ્યો. ” આ પ્રમાણે જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્રમાં તથા સ્થાનાંગ સૂત્રમાં કહ્યું છે.

એજ પ્રમાણે ગુરૂ પાંચ વાર, શનૈશ્ચર બે વાર અને રાહુ

તૃતીયાંશ સહિત ત્રણ વાર ૩૬⅓ જેટલા સમયે [1]ભગણમાં ભ્રમણ કરે, તેટલા સમયમાં સાઠ વર્ષ પૂર્ણ થાય છે. અહીં ' षष्टि ' એટલે ' સાઠ ' એવો શબ્દ કહ્યો છે. તેથી શાસ્ત્રની રીતે જોતાં કોઇપણ ઠેકાણે વિદ્વાનોએ સો વર્ષનો મત કહ્યો નથી. સંવત્સરના નામની દ્વિપવિંશતિકાનો ફળાદેશ ગ્રહચારથી જાણી શકાય છે. [2]વિષમ સંવત્સરમાં પ્રાયે દુકાળનો સંભવ રહે છે, અને [3]સમ સંવત્સરમાં પ્રાયે રાજાઓ વચ્ચે યુદ્ધ અને મહા મારી વિગેરે વ્યાધિનો સંભવ રહે છે. સર્વતોભદ્ર ચક્રમાં ગુરૂ, શનિ, રાહુ અને કેતુ એ વર્ષાધિપતિ કહેવાય છે. તેમની ગતિને અનુસારે સંવત્સરનું શુભાશુભ ફળ થાય છે. તેથી સંવત્સરના ફળને કહેનારા પ્રાચીન અને નવીન અનેક ગ્રંથોને જોઇ વિદ્વાને મેઘ મહોદય જાણવો.

આ ઉપર પ્રમાણને માટે રામવિનોદ નામનો ગ્રંથ લખીએ છીએ.—

જે પોતે નિર્ગુણ ( ગુણ[4] રહિત ) છતાં ગુણમય[5] જગતને રચે છે, જે પોતે તપનરૂપ છતાં નિરંતર જગતના ત્રણ[6] પ્રકારના તાપને દૂર કરે છે, તથા જે પોતે કાળસ્વરૂપ છતાં જગતના પ્રાણીઓને જીવાડે છે, તે બ્રહ્માંડરૂપ સંપુટના મણિરૂપ [7]આકાશમણિની હું સ્તુતિ કરૂં છું, શ્રીરામદાસને આનંદ આપનાર, રામ નામના દૈવજ્ઞે રચેલા રામવિનોદ નામના ગણિત પ્રબંધને વિષે શ્રીસૂર્યના ભકત અકબર બાદશાહના શકમાં સૂર્ય સિદ્ધાં-

---

૧ નક્ષત્રનું મંડળ. ૨ એક, ત્રણ પાંચ વિગેરે એકી. ૩ બે, ચાર, છ વિગેરે બેકી. ૪ સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણ. ૫ ત્રણે ગુણવાળા. ૬ આધિદૈવિક, આધિભૌતિક અને આધ્યાત્મિક. ૭ સૂર્ય નારાયણ.

તને અનુસારે આ તિથિપત્ર જોવામાં આવે છે. ( આ ...
જે શ્લોક લખેલો છે તેનો અર્થ બરાબર સમજાતો નથી તેથી
તેને બદલે બીજો પ્રચલિત શ્લોક લખી તેની વ્યાખ્યા કરી છે.
તે આ પ્રમાણે. )

ઇષ્ટ શાલિવાહનના શકને બે સ્થાને જૂદો જૂદો લખવો. પછી એક સ્થાને બાવીશથી ગુણી તેમાં ૪૨૯૧ ઉમેરવા. તેને ૧૮૭૫ થી ભાગ દેવો જે ભાગમાં આવે તેને બીજે સ્થાને લખેલા શક વર્ષમાં ઉમેરવા. પછી તેને ૬૦ ભાગ દેવો. જે શેષ રહે તે પ્રભવ વિગેરે નામનું વર્ષ જાણવું. પ્રથમ જે શેષ રહ્યા છે તેને બારે ગુણી તેને ૧૮૭૫ વડે ભાગાકાર કરવાથી મહિના નીકળે. અને તેમાં જે શેષ રહ્યા હોય તેને ૩૦ વડે ગુણાકાર કરી ૧૮૭૫ નો ભાગ દેવાથી દિવસ નીકળે છે.

અહીં દક્ષિણ દેશના વિદ્વાનો સૌરમાનથી સંવત્સરની પ્રવૃત્તિ માને છે. તે વિષે કહ્યું છે કે—શક સંવત્સરમાં ૧૨ ભેળવી સાઠે ભાગવા. જે શેષ રહે તે પ્રભવાદિક વર્ષ જાણવા.

**પ્રભવ વિગેરે સાઠ વર્ષનું ફળ.**

પ્રભવ નામના સંવત્સરમાં સમગ્ર દેશ શલભ વિગેરે ઇતિ રહિત હોય, ધાન્યની પેદાશ સારી થાય, રાજા પ્રસન્ન રહે અને પ્રજાજન સુખી થાય. ૧. વિભવ નામના સંવત્સરમાં રાજાઓ દંડ નીતિમાં તત્પર હોય, ધાન્ય ઘણું પાકે, વરસાદ સારો થાય, તથા સર્વ લોક સુખી અને વૈર રહિત હોય ૨. શુક્લ નામના સંવત્સરમા સર્વ લોક સ્વજન સહિત સુખી થાય, અને રાજાઓ જીતવાની ઇચ્છાથી પરસ્પર યુદ્ધ કરવામાં તત્પર રહે ૩. પ્રમોદ નામના સંવત્સરમાં સર્વ રાજા તથા લોકો પ્રસન્ન રહે, રોગ અને ભય રહિત હોય, તથા ઇતિ ને શત્રુનો નાશ થાય.

૪. પ્રજાપતિ નામના સંવત્સરમાં મનુષ્યો પોતાની કુળમર્યાદાને લેશપણ ઓળંગે નહીં, તથા ઘણું ધાન્ય અને સારી વૃષ્ટિ થાય. ૫. અંગિરા નામના સંવત્સરમાં લોકો નિરંતર અતિથિઓ સહિત ભોજન કરે, તથા સર્વ લોક અને રાજા કલહ કરવામાં ઉત્સુક થાય. ૬. શ્રીમુખ નામના સંવત્સરમાં સર્વ પૃથ્વી ધન ધાન્યથી પૂર્ણ હોય, બ્રાહ્મણો યજ્ઞકર્મમાં પ્રવૃત્ત હોય, તથા રોગ અને શત્રુ રહિત હોય. ૭. ભાવ નામના સંવત્સરમાં ઘણો રોગ ઉત્પન્ન થાય, ધાન્ય અને વૃષ્ટિ મધ્યમ હોય. તથા રાજાઓ યુદ્ધમાં તત્પર હોય તોપણ લોકો સુખી થાય. ૮. યુવા નામના સંવત્સરમાં ગાયો બહુ દૂધવાળી થાય, સર્વ પ્રાણી સુખી થાય, અને સ્ત્રીજનો સર્વ કામક્રિયામાં આસકત થાય. ૯. ધાતા નામના સંવત્સરમાં સર્વ રાજાઓ નિરંતર યુદ્ધમાં તત્પર રહે, તથા સર્વ પૃથ્વી સારી વૃષ્ટિથી ધન અને ધાન્યવડે ભરપૂર થાય. ૧૦. ઈશ્વર નામના સંવત્સરમાં પૃથ્વી માતાની જેમ પ્રાણીઓનું સર્વદા પોષણ કરે, અને ફળ, અડદ, શેરડી અને વ્રીહિ વિગેરે અતુલ ધાન્ય આપે. ૧૧. બહુધાન્ય નામના સંવત્સરમાં ઈતિ રહિત ઘણી વૃષ્ટિ થાય અને આખી પૃથ્વી વિવિધ પ્રકારના ધાન્યના સમૂહથી ભરપૂર થાય. ૧૨. પ્રમાથી નામના સંવત્સરમાં વૃષ્ટિ વરસે નહીં, કોઈ કોઇ ઠેકાણે મધ્યમ વૃષ્ટિ થાય, અને મધ્યમ ધાન્ય પાકે. ૧૩. વિક્રમ નામના સંવત્સરમાં રાજાઓ પરાક્રમવડે પૃથ્વીને જીતનારા થાય, અને હમેશાં સર્વ ઠેકાણે ઘણી વૃષ્ટિ થાય. ૧૪. વૃષભ નામના સંવત્સરમાં સમગ્ર રાજાઓ વૃષભની જેમ યુદ્ધ કરે, અને બ્રાહ્મણો નિરંતર શ્રદ્ધા યુક્ત થઇ દેવોની પૂજા કરવામાં તત્પર રહે. ૧૫. ચિત્રભાનુ નામના વર્ષમાં સમગ્ર પૃથ્વીપર વિચિત્ર વૃષ્ટિવડે વિચિત્ર ધાન્ય ઉત્પન્ન થાય. અને સર્વ લોક

પ્રસન્ન રહે. ૧૬. સુભાનુ નામના સંવત્સરમાં પૃથ્વીપર રાજાઓ વચ્ચે વિગ્રહ થાય. પૃથ્વી ઘણા ધાન્યથી ભરપૂર થાય, પણ સર્પ વડે ભયંકર થાય. ૧૭. તારણ નામના સંવત્સરમાં રાજાઓના યુદ્ધમાં ઘાયલ થયેલા સર્વ લોક રોગથી મુકત થઇ નગર તરફ પાછા ફરે. ૧૮. પાર્થિવ નામના સંવત્સરમાં રાજા અને પ્રજા ઘણા ફળ અને પુષ્પાદિકવડે તથા વિવિધ પ્રકારની વૃષ્ટિવડે અત્યંત સુખી થાય. ૧૯. વ્યય નામના સંવત્સરમાં સર્વ લોક ઘણા ખર્ચમાં ઉતરે, અને સુભટ, મદોન્મત્ત હાથી, અશ્વ અને રથથી સર્વદા ભયભીત રહે. ૨૦. સર્વજિત્ નામના સંવત્સરમાં સર્વ જનો દેવો જેવા સુખી રહે, અને રાજાઓ ભયંકર રણસંગ્રામમાં વિનાશ પામે. ૨૧. સર્વધારી નામના સંવત્સરમાં રાજાઓ વેર રહિત થઇ પ્રજાનું પાલન કરવામાં તત્પર થાય. અને સર્વ ઠેકાણે ઘણી વૃષ્ટિ થાય તથા ધાન્ય ઘણું પાકે. ૨૨. વિરોધી નામના સંવત્સરમાં બાળકોને શીતળા વિગેરેના વ્યાધિ થાય, ચોર લોકો બળવાન થાય, ગાયો અલ્પ દૂધવાળી થાય અને લોકમાં પરસ્પર વિરોધ ઉત્પન્ન થાય. ૨૩. વિકૃત નામના સંવત્સરમાં ચોર લોકો જનોમાં ચોરી કરે, તીડ, શલભ અને શુકની ઉત્પત્તિ ઘણી થાય, વિકાર કરનારી જળવૃષ્ટિ થાય અને લોકમાં રોગની વૃદ્ધિ થાય. ૨૪, ખર નામના સંવત્સરમાં વૃષ્ટિ થોડી થાય, ધાન્ય થોડું પાકે, કોઇ કોઇ ઠેકાણે વૃષ્ટિ થાય, રાજાનો ક્ષય થાય, છત્રનો ભંગ થાય, પ્રજાઓ દુઃખી થાય અને લોકોમાં લુચ્ચાઇ વધે. ૨૫. નંદન નામના સંવત્સરમાં સુકાળ થાય, વ્યાધિ અને શોક રહિત લોકો સુખી થાય, તથા ધન અને ધાન્યવડે આનંદ પામે. ૨૬. વિજય નામના સંવત્સરમાં રાજાઓ વચ્ચે પરસ્પર યુદ્ધ થાય; લોકોના ધનનો ક્ષય થાય, કોઇ કોઇ ઠેકાણે દુકાળ થાય, અને કોઇ કોઇ ઠેકાણે ઘણું ધાન્ય અને

લોકોમાં શાંતિ રહે. ૨૭. જય નામના સંવત્સરમાં જય અને મંગળના શબ્દવડે પૃથ્વી સર્વદા શોભતી રહે અને રાજાઓ રણસંગ્રામમાં જય મેળવવામાં ઉત્સુક થાય. ૨૮. મન્મથ નામના સંવત્સરમાં સર્વ લોકો અત્યંત લોભી થઇ ચોરી કરનારા થાય, તથા પૃથ્વી, શાલિ, શેરડી, જવ અને ઘઉં વિગેરે ધાન્યવડે નેત્રને આનંદ આપનારી થાય. ૨૯. દુર્મુખ નામના સંવત્સરમાં મધ્યમ વૃષ્ટિ થાય, પૃથ્વીપર ઇતિ અને ચોરનો ઉપદ્રવ વૃદ્ધિ પામે તથા રાજાઓ સુભટો, હાથી અને ઘોડાઓવડે મહા વેર કરે. ૩૦, હેમલંબ નામના સંવત્સરમાં ઇતિનો ભય ઘણો થાય, મધ્યમ ધાન્ય પાકે, મધ્યમ વૃષ્ટિ થાય, પૃથ્વી શોભિત હોય અને રાજાઓ ખડ્ગરૂપી વીજળીની લતાવડે ક્ષોભ પામે. ૩૧. વિલંબી નામના સંવત્સરમાં રાજાઓ પરસ્પર વિરોધ કરે, પ્રજાઓ પીડા પામે, અને ઘણો અનર્થ થાય, તો પણ લોકો સુખી રહે. ૩૨. વિકારી નામના સંવત્સરમાં સર્વ લોકો રોગવાળા થાય, વૃષ્ટિથી પીડા પામે, પ્રથમ ધાન્ય અને ફળ થોડાં થાય અને પછીથી ઘણાં થાય. ૩૩. શર્વરી નામના સંવત્સરમાં ધાન્ય અને વૃષ્ટિવડે પૃથ્વી સંપૂર્ણ થાય, સર્વ લોકો સુખી થાય, અને રાજાઓ વેર રહિત થાય. ૩૪. પ્લવ નામના સંવત્સરમાં આખી પૃથ્વી વૃષ્ટિવડે આર્દ્ર રહે, સંપૂર્ણ વર્ષમાં રોગ અને ઇતિનો ભય રહે તથા ફળની ઉત્પત્તિ સારી થાય. ૩૫. શુભકૃત નામના સંવત્સરમાં પૃથ્વી વિવિધ પ્રકારના ઉત્સવોવડે શોભિત થાય, વ્યાધિનો ભય થાય, ચોરનો ઉપદ્રવ વધે, અને રાજાઓ યુદ્ધ કરવામાં તત્પર થાય. ૩૬. શોભન નામના સંવત્સરમાં પૃથ્વી પ્રજાઓને રોગ અને શોક આપનારી થાય, તોપણ લોકો સુખી થાય, વૃષ્ટિ ઘણી થાય, અને ધાન્ય ઘણું પાકે. ૩૭. ક્રોધી નામના સંવત્સરમાં સર્વ લોકો ક્રોધ અને લોભમાં તત્પર થાય, નિરંતર ઇતિનો ભય રહેવાથી

પ્રસન્ન રહે. ૧૬. સુભાનુ નામના સંવત્સરમાં પૃથ્વીપર રાજાઓ વચ્ચે વિગ્રહ થાય. પૃથ્વી ઘણા ધાન્યથી ભરપૂર થાય, પણ સર્પ વડે ભયંકર થાય. ૧૭. તારણ નામના સંવત્સરમાં રાજાઓના યુદ્ધમાં ઘાયલ થયેલા સર્વ લોક રોગથી મુક્ત થઇ નગર તરફ પાછા ફરે. ૧૮. પાર્થિવ નામના સંવત્સરમાં રાજા અને પ્રજા ઘણા ફળ અને પુષ્પાદિકવડે તથા વિવિધ પ્રકારની વૃષ્ટિવડે અત્યંત સુખી થાય. ૧૯. વ્યય નામના સંવત્સરમાં સર્વ લોક ઘણા ખર્ચમાં ઉતરે, અને સુભટ, મદોન્મત્ત હાથી, અશ્વ અને રથથી સર્વદા ભયભીત રહે. ૨૦. સર્વજિત્ નામના સંવત્સરમાં સર્વ જનો દેવો જેવા સુખી રહે, અને રાજાઓ ભયંકર રણસંગ્રામમાં વિનાશ પામે. ૨૧. સર્વધારી નામના સંવત્સરમાં રાજાઓ વેર રહિત થઇ પ્રજાનું પાલન કરવામાં તત્પર થાય. અને સર્વ ઠેકાણે ઘણી વૃષ્ટિ થાય તથા ધાન્ય ઘણું પાકે. ૨૨. વિરોધી નામના સંવત્સરમાં બાળકોને શીતળા વિગેરેના વ્યાધિ થાય, ચોર લોકો બળવાન થાય, ગાયો અલ્પ દૂધવાળી થાય અને લોકમાં પરસ્પર વિરોધ ઉત્પન્ન થાય. ૨૩. વિકૃત નામના સંવત્સરમાં ચોર લોકો જનોમાં ચોરી કરે, તીડ, શલભ અને શુકની ઉત્પત્તિ ઘણી થાય, વિકાર કરનારી જળવૃષ્ટિ થાય અને લોકમાં રોગની વૃદ્ધિ થાય. ૨૪, ખર નામના સંવત્સરમાં વૃષ્ટિ થોડી થાય, ધાન્ય થોડું પાકે, કોઇ કોઇ ઠેકાણે વૃષ્ટિ થાય, રાજાનો ક્ષય થાય, છત્રનો ભંગ થાય, પ્રજાઓ દુ:ખી થાય અને લોકોમાં લુચ્ચાઇ વધે. ૨૫. નંદન નામના સંવત્સરમાં સુકાળ થાય, વ્યાધિ અને શોક રહિત લોકો સુખી થાય, તથા ધન અને ધાન્યવડે આનંદ પામે. ૨૬. વિજય નામના સંવત્સરમાં રાજાઓ વચ્ચે પરસ્પર યુદ્ધ થાય, લોકોના ધનનો ક્ષય થાય, કોઇ કોઇ ઠેકાણે દુકાળ થાય, અને કોઇ કોઇ ઠેકાણે ઘણું ધાન્ય અને ઘણી વૃષ્ટિ થાય, તેથી

રણુ થાય, અને સર્વ લોક રાક્ષસની જેમ ક્રિયા રહિત થાય. ૪૯. નલ નામના સવત્સરમા ધાન્યના ભાવ સાધારણુ રહે, પૃથ્વીપર સારી વૃષ્ટિ થાય, પણુ રાજાઓથી ક્ષોભ પ્રાપ્ત થાય, અને ચોરનો ઘણો ભય રહે ૫૦. પિગલ નામના સંવત્સરમા ઇતિનો ભય પ્રાપ્ત થાય, વૃષ્ટિ મધ્યમ થાય, ધાન્યનો ભાવ સાધારણુ રહે, રાજાઓ પરાક્રમ કરી શત્રુની પૃથ્વીને ભોગવનારા થાય ૫૧. કાલયુક્ત નામના સવત્સરમા સર્વ પ્રાણીઓ સુખી થાય, ઇતિનો ભય થાય તોપણુ ઘણુ ધાન્ય પાકે અને રોગની વૃદ્ધિ અધિક થાય. ૫૨ સિદ્ધાર્થ નામના સવત્સરમા રાજા અને પ્રજાઓના વેર શાત થાય, ઘણા ધાન્ય અને ઘણી વૃષ્ટિવડે સમગ્ર પૃથ્વી શોભિત થાય ૫૩ રૌદ્ર નામના સવત્સરમા લોકોને રાજાથી ક્ષોભ ઉત્પન્ન થાય અને તેથી નિરતર સર્વ લોક કલેશ સહિત રહે, ધાન્યના ભાવ સાધારણુ રહે અને મધ્યમ વૃષ્ટિ થાય ૫૪ દુર્મતિ નામના સવ-ત્સરમા સર્વ લોક અને રાજાઓ દુષ્ટ મતિવાળા થાય, તથા સગ્રામ પણુ થાય, તોપણુ સર્વ લોક સુખી રહે ૫૫ દુદુભિ નામના સવત્સરમા પૃથ્વી સર્વ પ્રકારના ધાન્યથી ભરપૂર થાય, રાજાઓ સારી રીતે પૃથ્વીનુ પાલન કરે, પણુ પૂર્વ દિશાના દેશનો વિનાશ થાય ૫૬ રૂધિરોદ્ગારી નામના સવત્સરમા લોકમા [1]આધિ વધારે રહે, ઘણા રોગો ઉત્પન્ન થાય, અને રાજાઓના સગ્રામથી સર્વ લોક આપત્તિ પામે ૫૭ રક્તાક્ષ નામના સવત્સરમા રાજાઓ પરસ્પર હણુવાને તૈયાર થાય, પૃથ્વીપર ઇતિ તથા રોગો ઘણા ઉત્પન્ન થાય, તથા ધાન્ય અને વૃષ્ટિ અલ્પ થાય ૫૮ ક્રોધન નામના સવત્સરમા વૃષ્ટિ મધ્યમ થાય, પ્રથમના ધાન્યનો વિનાશ થાય, પણુ પાછળનુ ધાન્ય ઘણું પાકે, તથા રાજાઓ ક્રોધ કરવામા તત્પર થાય ૫૯ તથા ક્ષય નામના

---

૧ મનની પીડા

વૃષ્ટિ અને ધાન્યની ઉત્પત્તિ મધ્યમ થાય. ૩૮. વિશ્વાવસુ નામના સંવત્સરમાં પૃથ્વી નિરંતર ભયંકર રોગયુક્ત હોય, વૃષ્ટિ અને ધાન્ય મધ્યમ હોય, તથા રાજાઓ ઘણી સંપત્તિવાળા ન હોય. ૩૯. પરાભવ નામના સંવત્સરમાં રાજાઓને શત્રુઓ સાથે યુદ્ધ થાય, રોગની ઉત્પત્તિ થાય, ક્ષુદ્ર ધાન્યનો ઘણો પાક થાય અને વૃષ્ટિ ઘણી અલ્પ થાય. ૪૦. પ્લવંગ નામના સંવત્સરમાં વૃષ્ટિ સાધારણ થાય, પૃથ્વીપર રોગ અને ચોરનો ઉપદ્રવ વધે અને રાજાઓ શત્રુઓ સાથે યુદ્ધ કરી પરસ્પરની ભૂમિ હરણ કરે. ૪૧. કીલક નામના સંવત્સરમાં ઇતિનો ભય થાય, રાજાઓનું યુદ્ધ થવાથી પ્રજામાં ક્ષોભ થાય, તોપણ લોક ધન ધાન્યથી વૃદ્ધિ પામે, અને વૃષ્ટિ સારી થાય. ૪૨. સૌમ્ય નામના સંવત્સરમાં સમગ્ર લોક ઘણા ધન ધાન્યથી સુખી હોય, વૃષ્ટિ સારી થાય, રાજાઓ વેર રહિત થાય, અને બ્રાહ્મણો યજ્ઞાદિક ધર્મકાર્યમાં તત્પર થાય. ૪૩. સાધારણ નામના સંવત્સરમાં વરસાદને માટે સાધારણ ભય રહે, રાજાઓ વેર રહિત થાય, અને પ્રજાઓ સ્વસ્થ ચિત્તવાળી થાય. ૪૪. વિરોધકૃત્ નામના સંવત્સરમાં સર્વ પ્રજાઓ તથા રાજાઓ પરસ્પર વિરોધવાળા થાય, અને ધાન્ય તથા વૃષ્ટિ સાધારણ થાય. ૪૫. પરિધાવી નામના સંવત્સરમાં રાજાઓ વચ્ચે યુદ્ધ થાય, મોટો રોગ પ્રવર્તે, ધાન્ય અને વૃષ્ટિ સાધારણ થાય, તથા સર્વ પ્રાણીઓ દુઃખી થાય. ૪૬. પ્રમાથી નામના સંવત્સરમાં વૃષ્ટિ તથા ધાન્ય સાધારણ થાય, પ્રજાઓ મહાકષ્ટથી જીવે અને રાજાઓ પરસ્પર ઇર્ષ્યાવાળા થાય. ૪૭. આનંદ નામના સંવત્સરમાં સમગ્ર લોકોનાં ચિત્ત સર્વદા આનંદમાં રહે, સર્વ રાજાઓ સુખી થાય, અને વૃષ્ટિ તથા ધાન્યની ઉત્પત્તિ સારી થાય. ૪૮. રાક્ષસ નામના સંવત્સરને વિષે સર્વ જનો પોત પોતાના કાર્યમાં તત્પર થાય, ધાન્ય તથા વૃષ્ટિ સાધા-

રણ થાય, અને સર્વ લોક રાક્ષસની જેમ ક્રિયા રહિત થાય. ૪૯ નલ નામના સંવત્સરમા ધાન્યના ભાવ સાધારણ રહે, પૃથ્વીપર સારી વૃષ્ટિ થાય, પણ રાજાઓથી ક્ષોભ પ્રાપ્ત થાય, અને ચોરનો ઘણો ભય રહે ૫૦. પિંગલ નામના સંવત્સરમા ઇતિનો ભય પ્રાપ્ત થાય, વૃષ્ટિ મધ્યમ થાય, ધાન્યનો ભાવ સાધારણ રહે, રાજાઓ પરાક્રમ કરી શત્રુની પૃથ્વીને ભોગવનારા થાય ૫૧ કાલયુક્ત નામના સંવત્સરમા સર્વ પ્રાણીઓ સુખી થાય, ઇતિનો ભય થાય તોપણ ઘણુ ધાન્ય પાકે અને રોગની વૃદ્ધિ અધિક થાય ૫૨ સિદ્ધાર્થ નામના સંવત્સરમા રાજા અને પ્રજાઓના વેર શાંત થાય, ઘણા ધાન્ય અને ઘણી વૃષ્ટિવડે સમગ્ર પૃથ્વી શોભિત થાય ૫૩ રૌદ્ર નામના સંવત્સરમા લોકોને રાજાથી ક્ષોભ ઉત્પન્ન થાય અને તેથી નિરંતર સર્વ લોક ક્લેશ સહિત રહે, ધાન્યના ભાવ સાધારણ રહે અને મધ્યમ વૃષ્ટિ થાય ૫૪ દુર્મતિ નામના સંવત્સરમા સર્વ લોક અને રાજાઓ દુષ્ટ મતિવાળા થાય, તથા સંગ્રામ પણ થાય, તોપણ સર્વ લોક સુખી રહે ૫૫ દુંદુભિ નામના સંવત્સરમા પૃથ્વી સર્વ પ્રકારના ધાન્યથી ભરપૂર થાય, રાજાઓ સારી રીતે પૃથ્વીનુ પાલન કરે, પણ પૂર્વ દિશાના દેશનો વિનાશ થાય ૫૬ રૂધિરોદ્‍ગારી નામના સંવત્સરમા લોકમા [1]આધિ વધારે રહે, ઘણા રોગો ઉત્પન્ન થાય, અને રાજાઓના સંગ્રામથી સર્વ લોક આપત્તિ પામે ૫૭ રક્તાક્ષ નામના સંવત્સરમા રાજાઓ પરસ્પર હણવાને તૈયાર થાય, પૃથ્વીપર ઇતિ તથા રોગો ઘણા ઉત્પન્ન થાય, તથા ધાન્ય અને વૃષ્ટિ અલ્પ થાય ૫૮ ક્રોધન નામના સંવત્સરમા વૃષ્ટિ મધ્યમ થાય, પ્રથમના ધાન્યનો વિનાશ થાય, પણ પાછળનું ધાન્ય ઘણું પાકે, તથા રાજાઓ ક્રોધ કરવામા તત્પર થાય ૫૯ તથા ક્ષય નામના

---

૧ મનની પીડા

સંવત્સરમાં સર્વ પ્રકારનાં ધાન્યનો ક્ષય થાય વૃષ્ટિ થાય નહીં, તો પણ લોકો મહાકષ્ટથી જીવતા રહે. ૬૦. આ પ્રમાણે પ્રાચીન વિદ્વાનોએ પ્રાયે કરીને સંવત્સરના નામની સદશ તેનું ફળ કહેલું છે તે વિચારીને કહેવું, તેમાં પણ ગુરૂ, રાહુ, શનિ અને કેતુના ચારનો વારંવાર હૃદયમાં વિચાર કરવો.

## ઇતિ શર્માવનોદ ગ્રંથમાં કહેલું સાઠ સંવત્સરનું ફળ.

હવે પાર્વતીને ઉદ્દેશીને મહાદેવે સંવત્સરોનું ફળ કહ્યું છે, તે ઉપરથી રૂદ્રદેવ નામના બ્રાહ્મણે મેઘમાળા નામનો ગ્રંથ કર્યો છે. તેમાં સાઠ સંવત્સર સંબંધી વિશેષ આ પ્રમાણે કહ્યું છે.–

સાઠ સંવત્સરમાંના પહેલા વીશ વર્ષ બ્રહ્માના, બીજા વીશ વર્ષ વિષ્ણુના અને ત્રીજા વીશ વર્ષ રૂદ્રના છે. તેથી પહેલી બ્રાહ્મી વીશી, બીજી વૈષ્ણવી વીશી અને ત્રીજી રૌદ્રી વીશી કહેવાય છે. તે પોત પોતાના નામને સદશ ફળ આપનારી છે. તેથી ત્રીજી રૌદ્રી વીશી અધમ કહેવાય છે.

તેમાં પહેલી બ્રહ્માની વીશી કહે છે—

હે શ્રેષ્ઠ મુખવાળી! પ્રભવ નામના સંવત્સરમાં પૃથ્વી ઘણા જળવાળી, મહા મેઘવાળી તથા ઘણા ધાન્યવાળી થાય છે, અને ગાયો ઘણા દૂધ તથા ઘી આપનારી થાય છે. આ પ્રભવ સંવત્સર તથા વિભવ, પ્રમોદ, પ્રજાપતિ, અંગિરા, શ્રીમુખ, ભાવ, યુવા અને ધાતા એ કુલ નવ સંવત્સરો શુભ છે. ૯. હે પ્રિયા! શુકલ નામના સંવત્સરમાં વિવિધ આકારવાળા દેવતાઓ મનુષ્યોને, ઘોડાઓને તથા હસ્તીઓને પીડા કરે છે, તેમાં સંદેહ નથી. આવું વચન હોવાથી શુકલ સંવત્સર અશુભ છે. ૧૦. હે મહેશ્વરી!

ઇશ્વર નામના સંવત્સરમાં સર્વ દેશોને વિષે સુકાળ થાય છે, ?પાસ, ઘી, તેલ, મધ, તથા મદિરા એ વસ્તુઓ મોંઘી થાય છે. ૧૧. બહુ ધાન્ય નામના સંવત્સરમાં ઉપદ્રવ રહિત સુકાળ થાય છે. ૧૨. પ્રમાથી નામના સંવત્સરમાં દુકાળ; રાજ્યનો ભંગ, ચોરની પીડા અને વિગ્રહ થાય છે. ૧૩. વિક્રમ નામનો સંવત્સર શુભ છે, તેમાં સર્વ ધાન્યની ઉત્પત્તિ થાય છે, તથા લવણ, મધ અને મદિરા એ વસ્તુ સસ્તી-સોંઘી થાય છે. ૧૪. હે સારા નેત્રવાળી ! વૃષ નામના સંવત્સરમાં કોદરા, ડાંગર, મગ, કાંગ, દ્રાખ અને વસ્ત્ર એ સર્વ વસ્તુ સોંઘી થાય અને સુકાળ થાય. ૧૫. હે પ્રિયા ! ચિત્રભાનુ સંવત્સરમાં ચણા, મગ, જવ, અડદ વિગેરે દ્વિદળ ઘણા ઉત્પન્ન થાય છે, અને વિચિત્ર પ્રકારની વૃષ્ટિ થાય છે. તેમાં કાંઇ સંશય નથી. આ પ્રમાણે કહ્યું છે, તેથી ચિત્રભાનુ અને સુભાનુ એ બે સંવત્સર શુભ છે. ૧૬-૧૭. તારણ નામનો સંવત્સર અશુભ છે. ૧૮ પાર્થિવ નામનો સંવત્સર શુભ છે. ૧૯ તથા વ્યય નામના સંવત્સરમાં અલ્પ વૃષ્ટિ, રોગની પીડા, ધાન્યનો ભાવ મધ્યમ અને વિગ્રહ થાય છે.

## " ઇતિ પ્રથમા બ્રાહ્મી વિંશતિકા. "

હવે બીજી વિષ્ણુની વીશી કહે છે:—હે પ્રિયા ! સર્વજિત્ નામના સંવત્સરમાં પૃથ્વી જળથી ભરેલી અને ઘણા ધાન્ય સહિત હોય છે, સુભિક્ષ-સુકાળ થાય છે, અને સર્વ સુસ્થિત થાય છે. ૧. હે સુંદરી ! સર્વધારી નામના સંવત્સરમાં પૃથ્વી જળપૂર્ણ હોય, ધાન્ય અને ઔષધિનો વિનાશ થાય, તથા મનુષ્યોને કષ્ટ થાય. ૨. હે પ્રિયા ! વિરોધી નામના વર્ષમાં પ્રજા ઘોર વિકારને પામે છે, અને વ્યાધિ તથા ચોરથી પીડા પામે છે, તેમજ ગાયો અલ્પ ઘી અને દૂધ આપનારી થાય છે. ૩. હે હિમ-

વાનની પુત્રી ! વિકૃત નામના સંવત્સરમાં સર્વ જગતમાં ચોર અને તીડનો ઉપદ્રવ થાય છે, અને જળની વૃષ્ટિ વિકાર કરનારી થાય છે. ૪. હે પ્રિયા ! ખર નામના સંવત્સરમાં કોઇ કોઇ દેશમાં અલ્પ જળવાળા વરસાદ વરસે છે, અને ધાન્યની પેદાશ અલ્પ થાય છે. ૫. નંદન નામના સંવત્સરમાં સુકાળ થાય છે, લોક વ્યાધિ અને શોક રહિત થાય છે, ધન ધાન્ય સંપૂર્ણ પેદા થાય છે, અને પ્રજા આનંદ પામે છે. ૬. હે સારા સુખવાળી ! જય નામના સંવત્સરમાં દુકાળનો સંભવ રહે છે, તથા ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, નટ અને નાયક વિગેરે લોક પીડા પામે છે. ૭. હે ઉત્તમ વર્ણવાળી ! વિજય નામના સંવત્સરમાં મનુષ્યો સર્વ દુઃખથી પીડા પામે, જ્વર અને બીજા રોગથી વ્યાકુળ થાય, દુકાળ પડે, અને કોઇક દેશમાંજ સ્વસ્થતા રહે. ૮. હે દેવી ! મન્મથ નામના સંવત્સરમાં ફોતરાંવાળાં ધાન્યનો ક્ષય થાય, કોદરાં વિગેરે ધાન્ય મોંઘું થાય, પરંતુ વેપારની પ્રવૃત્તિથી લોક સુખી થાય. ૯. હે મનોહર નેત્રવાળી ! દુર્મુખ નામના સંવત્સરને વિષે ઇચ્છિત વરસાદ નહીં વરસવાથી સર્વ પ્રકારનાં ધાન્યનો વિનાશ થઈ દુકાળ પડે છે. ૧૦. હે પર્વતની પુત્રી ! હે દેવી ! હેમલંબ નામના સંવત્સરને વિષે ચોર અને રાજાઓવડે આ જગત પરાભવ પામે છે, તથા ધાન્ય સાધારણ પાકે છે. ૧૧. હે દેવી ! વિલંબ નામના સંવત્સરને વિષે જગત અનેક પ્રકારના ઉપદ્રવથી અવ્યવસ્થિત થાય છે, તથા ઉંદર અને સૂડા ઘણા ઉત્પન્ન થવાથી લોક પીડા પામે છે. ૧૨. હે પ્રિયા ! વિકારી નામના વર્ષને વિષે લોકમાં મેઘ અલ્પ જળ આપે, ધાન્ય અને ઔષધિ પીડા પામે-બરાબર પાકે નહિં, તથા દુકાળ પડે. ૧૩. શાર્વરી નામના સંવત્સરમાં પૃથ્વીપર જળનું શોષણ થાય, ધન-ધાન્યનો વિનાશ થાય. પ્રાયે કરીને વરસાદ વરસે નહીં, અને પૃથ્વીપર

મનુષ્યો પીડા પામે. ૧૪. હે પ્રિયા ! પ્લવ નામના સંવત્સરને વિષે કોઇ કોઇ ઠેકાણે ધાન્યની ઉત્પત્તિ થાય, દેશ ઉપદ્રવ રહિત થાય, અને લોકમાં પ્રબળ–ઘણી વૃષ્ટિ થાય. ૧૫. હે પ્રિયા ! શુભકૃત નામના વર્ષમાં સર્વ દેશોને વિષે સુકાળ થાય, ગાયો તથા બ્રાહ્મણો તૃપ્ત થાય, તથા પ્રજાઓ સુખી થઈ આનંદ પામે. ૧૬. હે પ્રિયા ! હે દેવી ! શોભન નામના વર્ષમાં સુકાળ હોય, કલ્યાણ હોય, આરોગ્ય હોય, અને ક્રૂર ગ્રહ વક્ર ગતિવાળા થાય તો વિગ્રહ અને મહા ભય ઉત્પન્ન થાય. ૧૭. ક્રોધી નામના સંવત્સરને વિષે સમગ્ર જગત અસ્વસ્થ અને આધિ વ્યાધિથી વ્યાકુળ થાય, લોક ક્રોધી થાય, અને વૃષ્ટિ અલ્પ થાય. ૧૮. વિશ્વાવસુ નામના સંવત્સરમાં સર્વત્ર કલ્યાણ હોય, સર્વ ધાન્ય મોંઘા થાય, વરસાદ ઘણો વરસે અને સર્વ પ્રકારનાં ધાન્ય નીપજે. ૧૯. પરાભવ નામના સંવત્સરમાં વરસાદ સારો થાય, કાષ્ઠ અને લોઢું મોંઘું થાય, દેશના રાજા, માંડલિક રાજા, સામંત રાજા અને દંડનાયક પીડા પામે, સર્વ પ્રજાઓ ક્ષુધાથી વ્યાકુળ થાય, ધાન્ય અને ઔષધિનો વિનાશ થાય, તથા ગ્રીષ્મ ઋતુમાં વરસાદ વરસે. ૨૦.

## ઇતિ દ્વિતીયા વૈષ્ણવી વિંશતિકા.

હવે ત્રીજી રૂદ્રની વીશી કહે છે.–પ્લવંગ નામના સંવત્સરમાં સર્વ લોક, સર્વ દેશ અને સર્વ મંડળ પીડા પામે છે, સર્વ ધાન્ય ઉત્પન્ન થાય છે અને કોઇક સ્થાન ઉપદ્રવ રહિત હોય છે. ૧. કીલક નામના સંવત્સરમાં રાજા સારી દૃષ્ટિવાળો થાય, પ્રજાનું શુભ થાય, સુકાળ થાય, લોકમાં ક્ષેમ અને આરોગ્ય રહે, તથા સર્વ ઉપદ્રવનો નાશ થાય. ૨. સૌમ્ય નામના સંવત્સરમાં

રાજા અને પ્રજા સુખી થાય, પૃથ્વીપર શાંતિ રહે, પૃથ્વી વૃષ્ટિવડે પૂર્ણ થાય, તથા હમેશાં સારો વરસાદ થાય. ૩. સાધારણ નામના વર્ષમાં રાજા ઉપદ્રવ રહિત હોય, દેશ અને મંડળમાં સારી વૃષ્ટિ થાય, તથા સર્વ ધાન્યની ઉત્પત્તિ થાય. ૪. વિરોધી નામના વર્ષમાં લોક અને રાજાઓ વચ્ચે પરસ્પર યુદ્ધ થાય, કાન્યકુબ્જ અને અહિચ્છત્ર દેશમાં ખેતીનો નાશ થાય. ૫. હે સારા શીળવાળી પ્રિયા! પરિધાવી નામના વર્ષમાં સર્વ જગત વિવિધ પ્રકારના કલેશવડે પરાભવ પામે, ઘણો વાયુ વાય અને ઘણો દાહ એટલે ઠેકાણે ઠેકાણે આગ લાગે. ૬. પ્રમાથી નામના સંવત્સરમાં સર્વ પ્રકારનાં ધાન્યનો વિનાશ થાય, દેશમાં અને કોઇ કોઇ વિભાગમાં વરસાદ થાય, તથા સર્વ ધાન્ય મોંઘું રહે. ૭. આનંદ નામના સંવત્સરમાં સર્વ ધાન્ય નાશ પામે, સર્વ ધાન્ય મોંઘું રહે, ઘી તેલના ભાવ મધ્યમ રહે, અને પ્રજા આનંદ પામે. ૮. હે સુંદર મુખવાળી! રાક્ષસ નામના સંવત્સરમાં કોદરાં, હાંગર, મગ, સર્વ પ્રકારની ઔષધિ અને ધાન્યનો વિનાશ થાય, અને લોકો ક્રૂર સ્વભાવના થાય. ૯. હે દેવી! નલ નામના સંવત્સરમાં દેશને વિષે દુકાળ પડે, ધાન્ય અને ઔષધિ પીડા પામે, અને ધન ધાન્યનો વિનાશ થાય. ૧૦. પિંગલ નામના સંવત્સરમાં ગાયો, ભેંશો અને નટ તથા નૃત્ય કરનારાઓનો વિનાશ થાય, અને વરસાદ થાય નહીં તેમાં સંશય નથી. ગાય, ભેંશ, સુવર્ણ, રૂપું અને તાંબું સર્વ ચીજો વેચીને પણ ધાન્યનો સંગ્રહ કરવો. ૧૧. હે દેવી! સિદ્ધાર્થ વર્ષમાં અનુક્રમે લોકમાં પ્રથમ દુકાળ થશે, પણ પછી વરસાદ વરસશે અને સર્વ ધાન્ય ઉત્પન્ન થશે. ૧૨. હે પ્રિયા! કાલ નામના સંવત્સરમાં વિવિધ પ્રકારના રોગો ઉત્પન્ન થાય, વરસાદ થોડો થાય, અને પૃથ્વીપર ધાન્ય થોડું પાકે. ૧૩. હે દેવી! રૌદ્ર સંવત્સરમાં

મેઘ જળવડે પૂર્ણ હોય, પૃથ્વીપર ઘણું ધાન્ય થાય, રાજાઓ ક્રૂર થાય, અને ઘોર ઉપદ્રવ ઉત્પન્ન થાય. ૧૪. દુર્મતિ નામના સંવત્સરમાં સુકાળ થાય, ધાન્યના ભાવ મધ્યમ રહે, વેપાર સારો ન ચાલે, અને વરસાદ સાધારણ થાય. ૧૫. દુંદુભિ નામના સંવત્સરમાં સુકાળ થાય, દેશો સ્વસ્થ અને ઉપદ્રવ રહિત થાય, તથા પ્રજાઓ સુખી અને આરોગ્યતાવાળી થાય. ૧૬. રૂધિરોદ્ગારી નામના સંવત્સરમાં મોટો દુકાળ પડે છે, તેથી સર્વ વસ્તુ વેચીને પણ ધાન્યનો સંગ્રહ કરવો. વળી આ રૂધિરોદ્ગારી વર્ષમાં ધાન્યનો નાશ થાય, વૃષ્ટિ થોડી થાય, રાજાઓ વચ્ચે ભયંકર યુદ્ધ થાય, તથા ચોર અને રોગનો ઉપદ્રવ ઘણો થાય. ૧૭. હે પ્રિયા ! રક્તાક્ષિ નામના સંવત્સરમાં રોગથી ઘણા પ્રાણીઓનું મરણ થાય. દુકાળ પડે, ધાન્ય અને ઔષધિનો વિનાશ થાય, અને લોકો પાપ બુદ્ધિમાં તત્પર થાય. ૧૮. હે પ્રિયા! ક્રોધન નામના સંવત્સરમાં રોગ ઉત્પન્ન થાય, દુકાળ પડે, વિવિધ પ્રકારના ઉપદ્રવ થાય, તથા લોક અને રાજા અતિ ક્રોધવાળા થાય. ૧૯. તથા હે દેવી ! ક્ષય નામના સંવત્સરને વિષે પૃથ્વીકંપ થાય, ચરાચર પ્રાણીઓ આકુળ વ્યાકુળ થાય, દેશનો ભંગ થાય, દુકાળ પડે અને પ્રજાઓનો ક્ષય થાય. વળી હે પ્રિયા ! ક્ષય સંવત્સરમાં સૌરાષ્ટ્ર દેશ, મધ્ય દેશ અને દક્ષિણ દિશાના કોંકણ દેશમાં મોટો દુકાળ પડે.

## ઇતિ તૃતીય રૌદ્રી વિંશતિકા.

હવે જૈન સિદ્ધાંત પ્રમાણે દુર્ગદેવ નામના પંડિતે પણ સંવત્સર નામનો ગ્રંથ રચ્યો છે, તેમાં આ પ્રમાણે કહ્યું છે—

પંચ પરમેષ્ઠી વાચક ઓંકારને નમસ્કાર કરી, પરમાત્મા શ્રી જિનેશ્વરને વંદન કરી તથા કેવળજ્ઞાનનો આશ્રય લઇ દુર્ગદેવ મુનિ

ઋષિ સંવત્સર નામના ગ્રંથને રચે છે.—પાર્થ પ્રશ્ન કરે છે કે—"હે પરમ પૂજ્ય દુર્ગદેવ સ્વામી! હે દેવોના અધિપતિ! હે પ્રભુ! હે ભગવાન! સંવત્સરોના શુભાશુભ ફળને સત્યપણે કહો." ત્યારે દુર્ગદેવ ઉત્તર આપે છે કે—"હે પાર્થ! દુકાળ, સુકાળ, રાજપીડા, ભય, અભય વિગેરે જે અદ્દ્ભુત વૃત્તાંત થવાનું હોય તે તું સાંભળ. આ જગતમાં જે મનુષ્ય આ સર્વ વૃત્તાંત જાણતો ન હોય તેનો જન્મ નિરર્થક છે. તેથી સર્વ શુભાશુભ હું વિસ્તારથી કહું છું.—

પ્રભવ અને વિભવ એ બે વર્ષ શુભ છે. ૨. શુક્લ સંવત્સર અશુભ છે. ૩. પ્રમોદ અને પ્રજાપતિ એ બે સંવત્સર શુભ છે. ૫. અંગિરા નામનો સંવત્સર અશુભ છે. ૬. શ્રીમુખ અને ભાવ નામના બે સંવત્સર શુભ છે. ૮. યુવા નામનો સંવત્સર વિરૂદ્ધ છે. ૯. ધાતા નામનો સંવત્સર સાધારણ છે. ૧૦. ઇશ્વર અને બહુધાન્ય નામના બે સંવત્સર શુભ છે. ૧૨. પ્રમાથી નામનો સંવત્સર વિરૂદ્ધ છે. ૧૩. વિક્રમ અને વૃષભ નામના બે સંવત્સર શુભ છે. ૧૫. ચિત્રભાનુ નામનો સંવત્સર વિરૂદ્ધ છે. ૧૬. સુભાનુ અને તારણ નામના બે સંવત્સર શુભ છે. ૧૮. પાર્થિવ નામનો સંવત્સર વિરૂદ્ધ છે. ૧૯. અને વ્યય નામનો સંવત્સર મધ્યમ છે. ૨૦.

## ઇતિ પહેલી વીશી.

દુર્ગદેવ મુનિએ જે કહ્યું છે, તેને જે વિચક્ષણ પુરૂષ જાણે છે, તે સર્વ ઠેકાણે પૂજાય છે, અને અવશ્ય લક્ષ્મીને પ્રાપ્ત કરે છે.

સર્વજિત્ અને સર્વધારી નામના બે સંવત્સર શુભ છે. ૨. વિરોધિ, વિકૃત અને ખર એ ત્રણ સંવત્સર વિરૂદ્ધ—અશુભ છે. ૫. નંદન, વિજય, જય અને મન્મથ એ ચાર સંવત્સર શુભ છે. ૯.

દુર્મુખ નામનો સંવત્સર વિરૂદ્ધ છે. ૧૦. હેમલંબી અને વિલંબ એ બે સંવત્સર શુભ છે. ૧૨. વિકારી નામનો સંવત્સર વિરૂદ્ધ છે. ૧૩. શર્વરી, પ્લવ, શુભકૃત્ અને શોભન નામના ચાર સંવત્સર શુભ છે. ૧૭. ક્રોધન નામનો સંવત્સર વિરૂદ્ધ છે. ૧૮. વિશ્વાવસુ નામનો સંવત્સર શુભ છે. ૧૯. અને પરાભવ નામનો સંવત્સર વિગ્રહ કારક છે.૨૦.

## ઇતિ બીજી વીશી.

પ્લવંગ અને કીલક નામના બે સંવત્સર શુભ છે. ૨. સૌમ્ય નામનો સંવત્સર મધ્યમ છે. ૩. સાધારણ અને વિરોધી નામના બે સંવત્સર શુભ છે. ૫. પરિધાવી નામનો સંવત્સર વિરૂદ્ધ છે. ૬. પ્રમાથી અને આનંદ એ બે સંવત્સર શુભ છે. ૮. રૂધિરોદ્ગારી, રક્તાક્ષિ ક્રોધન અને ક્ષય એ ચાર સંવત્સર વિરૂદ્ધ છે. ૧૨. ( વચ્ચેના રાક્ષસ, નલ, પિંગલ, કાલયુક્ત, સિદ્ધાર્થ, રૌદ્ર, દુર્મતિ અને દુંદુભિ એ આઠ સંવત્સર વિષે ગ્રંથમાં કાંઈ કહ્યું નથી. )

## ઇતિ ત્રીજી વીશી.

આ ત્રણે વીશીના વિસ્તાર ફળને કહેનારા શ્લોકો પણ આ પ્રમાણે છે.—

પ્રભવ નામના સંવત્સરને વિષે ઘણા જળને ધારણ કરનારા મેઘ હોય છે, પૃથ્વીપર ઘણું ધાન્ય પાકે છે, તથા રાજાઓ અને લોકો પ્રસન્ન રહે છે. ૧. વિભવ નામના સંવત્સરને વિષે સુકાળ, ક્ષેમ, આરોગ્ય અને સર્વ વ્યાધિ રહિતપણું હોય છે, તથા સર્વ જનો સુખી હોય છે. તેમાં કાંઇ સંશય નથી. ૨. શુકલ નામના સંવત્સરમાં મનુષ્ય, ઘોડા અને હાથીઓને વિવિધ પ્રકારના રોગો

ઉત્પન્ન થાય છે અને અવશ્ય રાજાનો વિનાશ થાય છે ૩. પ્રમોદ નામના સંવત્સરમાં સર્વ જગત ઉત્તમ અને ધન ધાન્યથી વ્યાપ્ત હોય છે, તથા નિરંતર ઘેર ઘેર મહોત્સવો અને પ્રજાની વૃદ્ધિ થાય છે. તેમાં કાંઇ સંશય નથી. ૪. પ્રજાપતિ નામના સંવત્સરમાં સર્વ લોકો નિરોગી, પીડા રહિત અને સર્વ દુઃખથી મુક્ત થાય છે, ગાયો ઘણું ઘી દૂધ આપનારી થાય છે અને પ્રજાજન સુખી થાય છે. ૫. અંગિરા નામના સંવત્સરને વિષે સર્વ જગત હર્ષિત થાય છે, મનુષ્યો ધન ધાન્ય રહિત થાય છે અને પ્રજામાં વિવાહ મંગળ પ્રવર્તે છે. ૬. શ્રીમુખ નામના સંવત્સરમાં લોકમાં સુકાળ અને કલ્યાણ પ્રવર્તે છે, વર્ષાઋતુમાં અત્યંત સારૂં થાય અને નિશ્ચે સર્વ ધાન્યની વૃદ્ધિ થાય છે. ૭. ભાવ નામના સંવત્સરમાં ગાયો ઘણું દૂધ અને ઘી આપનારી થાય, ધાન્ય ઘણું પાકે, સર્વ વસ્તુ સોંઘી થાય અને ભાવને વિષે સ્વસ્થતા હોય. ૮. યુવા નામના સંવત્સરને વિષે ધાન્ય, ઘી અને તેલ મોંઘા રહે, પ્રજાઓની વૃદ્ધિ થાય અને સ્ત્રીઓ પુત્ર જન્મથી આનંદમાં રહે ૯. ધાતા નામના સંવત્સરને વિષે સર્વ ધાન્યો ઉત્પન્ન થાય છે, ઘઉં અને વ્રીહિનો પાક અલ્પ થાય છે, શેરડી, ખાંડ અને ગોળ પણ થોડા થાય છે, અને કોઈ ઠેકાણે રોગની ઉત્પત્તિ થાય છે. ૧૦. ઇશ્વર નામના સંવત્સરમાં સુકાળ, ક્ષેમ અને આરોગ્ય થાય છે, કપાસનો ભાવ મોંઘો રહે, તથા લવણ, મધ અને મદિરા પણ મોંઘી રહે. ૧૧. બહુધાન્ય નામના સંવત્સરમાં સુકાળ થાય, માર્ગમાં મુસાફરોને કલ્યાણ પ્રાપ્ત થાય, રાજાઓ શાંત થાય, ગામોને વિષે ચોરનો ઉપદ્રવ રહે, તેમાં કાંઇ પણ સંશય નથી. ૧૨. પ્રમાથી નામના સંવત્સરમાં દેશનો ભંગ થાય, દુકાળ પડે, ચોર અને ગ્રહની પીડા થાય, ઉપદ્રવ થાય, માર્ગમાં પીડા થાય અને લોકો વ્યાકુળતાને પામે છે. ૧૩. વિક્રમ નામના સંવત્સરમાં સર્વ

પ્રકારના ધાન્યની ઉત્પત્તિ થાય, પૃથ્વી ઉપદ્રવ રહિત થાય, લવણુ, મધ, મદિરા અને ઘી સોંઘું થાય. ૧૪. વૃષભ નામના સંવત્સરમાં કોદરાં, સાળ, મગ, કાંગ, અડદ અને તલ વિગેરે સર્વ વસ્તુ સુલભ થાય અને બળદ સર્વને પ્રિય થાય. ૧૫. ચિત્રભાનુ નામના સંવત્સરમાં ચણા, મગ, અડદ વિગેરે બીજા પણ સર્વ વેદલ મોંઘા થાય, તેમાં કાંઈ પણ સંશય નથી. ૧૬. સુભાનુ નામના સંવત્સરમાં સુકાળ હોય, ઘણું ધાન્ય નીપજે, દેશમાં શાંતિ રહે, રાજા અને પ્રજા સર્વે સુખી અને પ્રસન્ન રહે. ૧૭. તારણુ નામના સંવત્સરમાં અતિ વૃષ્ટિ થાય, પ્રજા સુખી રહે, ધાન્ય અને ઔષધિનો વિનાશ થાય અને કાંઈક સાધારણુ ધાન્ય ઉત્પન્ન થાય. ૧૮. પાર્થિવ નામના સંવત્સરમાં સૌરાષ્ટ્ર દેશ, ગોડ દેશ અને લાટ દેશમાં ઘણું ધાન્ય ઉત્પન્ન થાય, તથા રાજાઓનો ક્ષય થાય. ૧૯. તથા વ્યય નામના સંવત્સરમાં ઘોર દુકાળ પડે, લોકમાં વિવિધ પ્રકારના ઉપદ્રવ થાય અને વૃષ્ટિ અલ્પ થાય છે. ૨૦.

## ઇતિ પ્રથમા વિંશતિકા.

સર્વજિત્ નામના સંવત્સરમાં સારી વૃષ્ટિ થાય, સર્વ ધાન્ય પાકે, અને સર્વ વસ્તુ સોંઘી થાય. ૧. સર્વધારી નામના સંવત્સરમાં કોદરાં, શાળ, મગ, કાંગ અને અડદ વિગેરે ધાન્ય ઘણું પાકે અને સર્વ દેશમાં સુકાળ થાય. ૨. વિરોધી નામના સંવત્સરમાં અગ્નિની જ્વાળા જેવા પ્રબળ તાપથી ધાન્ય અને ઔષધિનો વિનાશ થાય, તથા મનુષ્યોમાં દુ:ખ અથવા વિરોધ ઉત્પન્ન થાય. ૩. વિકૃતિ નામના વર્ષમાં જ્વરના રોગથી સર્વ લોક પીડા પામે, ધાન્ય મોંઘું થાય, તથા મસ્તકની અને ચક્ષુની પીડા થાય. ૪. ખર નામના સંવત્સરમાં સમગ્ર જગતમાં ચોર, તીડ

અને સૂડાનો ઉપદ્રવ થાય, રાજા અને પ્રજા દુઃખ પામે, અને પૃથ્વી રસ કસ રહિત થાય. ૫. નંદન નામના સંવત્સરમાં દેશમાં શાંતિ પ્રવર્તે, સર્વ વ્યાધિ શાંત થાય, પૃથ્વી ધન ધાન્યથી ભરપૂર થાય અને પ્રજા આનંદ પામે. ૬. વિજય નામના સંવત્સરમાં ખંડ ખંડ દેશમાં અલ્પ જળને ધારણ કરનારા મેઘો વરસે, સર્વ ધાન્ય નાશ પામે, અને યુદ્ધમાં વિજય થાય. ૭. જય નામના સંવત્સરમાં ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, નટ અને નાયકોને પીડા થાય, તીડનો ઉપદ્રવ થાય, અને નીતિનો વિનાશ થાય. ૮. મન્મથ નામના સંવત્સરમાં જગત રોગયુક્ત થાય, દાહ જ્વરાદિકના રોગથી સર્વ જગત પીડા પામે, તથા કામક્રીડામાં તત્પર થાય. ૯. દુર્મુખ નામના સંવત્સરમાં ઘાસ અને ધાન્યનો ક્ષય થાય તેથી સર્વ ધાન્ય મોંઘું રહે, વેપારનો વિનાશ થાય અને કોઇ મનુષ્યને સુખ ઉપજે નહીં. ૧૦. હેમલંબ નામના સંવત્સરમાં સર્વ ધાન્યનો ક્ષય થાય, દેશોમાં અશાંતિ પ્રવર્તે, પ્રજાની હાનિ થાય, દુકાળ પડે, અને રાજાને કષ્ટ થાય. ૧૧. વિલંબ નામના સંવત્સરમાં ચોર, રાજા અને દૈવથી આ જગત પરાભવ પામે, ધાન્ય સાધારણ પાકે, અને મોટો ભય ઉપજે. ૧૨ વિકારી નામના સંવત્સરમાં સર્વ જગત્ દુઃખી થાય, ઘણા પ્રકારના ઉપદ્રવો થાય, સર્પની ઘણી ઉત્પત્તિ થાય અને પાછળથી વરસાદ થાય. ૧૩. શર્વરી નામના સંવત્સરમાં પર્વત પર્વત ઉપર વૃષ્ટિ થાય, ખંડ ખંડ દેશમાં વરસાદ થાય, વેપારનો વિનાશ થાય અને દુકાળ પડે. ૧૪. પ્લવ નામના સંવત્સરમાં લોકને વિષે સુકાળ થાય, પૃથ્વી રસકસથી ભરપૂર થાય, સર્વ દેશમાં સંપૂર્ણ જળ વરસે, અને પંડિત જનો સુખી થાય. ૧૫. શુભકૃત નામના સંવત્સરમાં ધાન્યનો પાક સારો થાય ચરાચર લોકમાં સુખ ઉપજે, અને બ્રાહ્મણો પણ સંતુષ્ટ થાય. ૧૬.

શોભન નામના સંવત્સરમાં સુકાળ થાય, પૃથ્વી સુખમય થાય, ગાય, બ્રાહ્મણ વિગેરે ઉત્સાહવાળા હોય, દેશમાં શાંતિ પ્રવર્તે અને પ્રજાને હર્ષ પ્રાપ્ત થાય. ૧૭. ક્રોધી નામના સંવત્સરમાં સર્વ જગત વ્યવસ્થા રહિત થાય, અને ભયંકર યુદ્ધથી વ્યાકુળ થાય તથા દેશ, જ્ઞાતિ અને કુટુંબમાં પરસ્પર ક્રોધ થાય. ૧૮. વિશ્વાવસુ નામના સંવત્સરમાં સર્વ જગત કલ્યાણયુકત થાય, સર્વ રસવાળા પદાર્થ મોંઘા રહે, ધાન્યની વૃદ્ધિ થાય તથા કાષ્ઠ અને લોઢાનો ભાવ વધે. ૧૯. તથા પરાભવ નામના સંવત્સરમાં રાજાઓના દેશોને વિષે તથા ખંડ ખંડ દેશોમાં મુખ્ય સામન્તો વડે ભય પામેલી સર્વ પ્રજા દુઃખી થાય. ૨૦.

## ઇતિ દ્વિતીય વિંશતિકા.

પ્લવંગ નામના સંવત્સરમાં ઘાસ અને ધાન્યનો વિનાશ થવાથી ગ્રીષ્મ ઋતુમાં ધાન્ય મોંઘું થાય, રાજાઓ પોતાના દેશને અને પરદેશને પીડા કરે. ૧. કીલક નામના સંવત્સરમાં સર્વ ધાન્ય નીપજે, દેશમાં શાંતિ ઉપજે, કાંઇ પણ ઉપદ્રવ ન થાય, રાજાઓ પ્રસન્ન દૃષ્ટિવાળા થાય, અને કાંઇક ક્રીડામાં મગ્ન રહે. ૨. સૌમ્ય નામના સંવત્સરમાં સારી વૃષ્ટિ થાય, સુકાળ થાય, દેશ ઉપદ્રવ રહિત થાય, રાજાઓ શુભ દૃષ્ટિવાળા થાય, તથા સર્વત્ર સુખ પ્રવર્તે. ૩. સાધારણ નામના સંવત્સરમાં જળવડે ભરેલા મેઘો પૃથ્વીપર નિરંતર વરસે, લોક હર્ષ પામે, અને સર્વ ધાન્યની ઉત્પત્તિ થાય. ૪. વિરોધી નામના સંવત્સરમાં દેશને વિષે ખંડ ખંડ એટલે કોઇ કોઇ ઠેકાણે વરસાદ થાય, કાન્યકુબ્જ દેશમાં છત્રનો ભંગ થાય, તથા રાજાઓનો વિરોધ થાય. ૫. પરિધાવી નામના સંવત્સરમાં સર્વ જગત્ સંતુષ્ટ થાય, વિવિધ

પ્રકારના કલ્યાણ થાય, અને સુખકારક વાયુ વાય. ૬. ( અહીં ૭ મા પ્રમાથી નામના વર્ષ માટે કાંઇ કહ્યું નથી. ) આનંદ નામના સંવત્સરમાં પ્રજા આનંદમાં રહે, સર્વ ધાન્યની ઉત્પત્તિ થાય, સર્વ રસની વસ્તુ મોંઘી થાય, તથા તેલ અને ઘીના ભાવ સમાન રહે. ૮. રાક્ષસ નામના સંવત્સરમાં કોદરાં, શાળી, મગ, વિગેરે ધાન્યનો વિનાશ થાય, બ્રાહ્મણો દુઃખી થાય, રાજાઓ વચ્ચે યુદ્ધ થાય, અને પ્રજા ક્રૂર થાય. ૯. નલ નામના સંવત્સરમાં ધાન્ય અને ઔષધિનો વિનાશ થવાથી કાંઇક દુકાળ પડે, આશ્વિન માસમાં મરણ અને વૈર થાય, તથા તાપની જ્વાળાથી વિનાશ થાય. ૧૦. પિંગલ નામના સંવત્સરમાં સુકાળ થાય, દેશમાં સારો ભોગવટો થાય, ઘી, તેલ વિગેરે રસ અને વસ્ત્ર મોંઘા થાય, કોઇ વખત શોક અને કોઇ વખત હર્ષ થાય, તથા ઘણું મંગળ પ્રવર્તે. ૧૧. કાલયુક્ત નામના સંવત્સરમાં દુકાળ થાય, લોકમાં સર્વ રસ મોંઘા મળે, પૃથ્વીપર ઉંદરનો ઉપદ્રવ થાય, અને ઘણો કલહ ઉત્પન્ન થાય. ૧૨. સિદ્ધાર્થ નામના સંવત્સરમાં જળથી પૂર્ણ શુભ મેઘની વૃષ્ટિ થાય, પૃથ્વીપર ઘણું ધાન્ય પાકે, તથા દેશમાં રાજાઓ ક્રૂર થાય. ૧૩. રૌદ્ર નામના સંવત્સરમાં રણસંગ્રામ થાય, ક્ષેત્રમાં ઉંદર, તીડ, સૂડા વિગેરેનો ઉપદ્રવ થાય, કાંઇક દુકાળ જણાય, અને અનુક્રમે વર્ષ ભયંકર થતું જાય. ૧૪. દુર્મતિ નામના સંવત્સરમાં પ્રાયે કરીને સુકાળ થાય, વેપાર બંધ થાય, વૃષ્ટિ સાધારણ થાય, પછીથી લોકને વિષે શાંતિ તથા સુખ પ્રવર્તે. ૧૫. દુંદુભિ નામના સંવત્સરમાં સુકાળ થાય, મોટા ઉત્સવથી ઘેર ઘેર વાજિત્ર વાગે, બ્રાહ્મણ અને ગાયો આબાદ થાય અને સર્વત્ર શુભ પ્રવર્તે. ૧૬. રૂધિરોદ્‌ગારી સંવત્સરમાં દૈવયોગથી અલ્પ વૃષ્ટિ થાય, મનુષ્યો ક્રૂર થાય, અને રાજાઓનો ઉગ્ર સંગ્રામ થાય. ૧૭. રક્તાક્ષિ નામના સંવત્સરમાં સારી

વૃષ્ટિવડે ધાન્ય ઉત્પન્ન થવાથી પૃથ્વી રસકસવાળી અને પ્રફુલ્લિત થાય, પ્રાયે કરીને લોક રોગથી વ્યાપ્ત થાય, તથા ભૂમિકંપ થાય. ૧૮. ક્રોધન નામના સંવત્સરમાં રાજાઓનું યુદ્ધ થાય, દુકાળ પડે, દેશમાં વિરોધ અને ઉપદ્રવ ઉત્પન્ન થાય, સર્વત્ર વિષમતા થાય, મરકી ઉત્પન્ન થાય, અને મ્લેચ્છનું રાજ્ય થાય. ૧૯. ક્ષય નામના સંવત્સરમાં સૈન્યના ભારથી પૃથ્વી અને પર્વતો કંપવા લાગે, દુકાળથી દેશનો ભંગ થાય અને પ્રજાઓનો ક્ષય થાય. ૨૦.

## ઇતિ તૃતીયા વિંશતિકા.

કોઇ ઠેકાણે જડ મનુષ્યના લેખકદોષથી, કોઇ ઠેકાણે વચનને વિષે વિભ્રમ થવાથી તથા કોઇ ઠેકાણે મતિનો ભ્રમ થવાથી કદાચ પાઠનો ભેદ ( જૂદા જૂદા પાઠ ) થવા સંભવ છે. તો પણ વર્ષ સંબંધી નિર્ણય કરવામાં વિશેષ જ્ઞાનવાળા વિદ્વાનોનું કથન યથાર્થજ ભાસે છે. વિચાર કરતાં સર્વનુ કહેવું એકજ માલમ પડે છે.

હવે પ્રાચીન આચાર્યના વચનથી ગદ્યબંધવડે સાઠ વર્ષનું ફળ સ્પષ્ટ રીતે કહેવામાં આવે છે.-શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુને પ્રણામ કરી તથા તેમની સ્તુતિ કરી પ્રભવ વિગેરે સંવત્સરના ફળને હું કહું છું.

પ્રભવ નામના સંવત્સરનો સ્વામી બ્રહ્મા છે, ચૈત્ર અને વૈશાખ માસ મંદ રહે એટલે કે તે બે માસમાં સમગ્ર વસ્તુ મોંઘી થાય. જ્યેષ્ઠ, અષાઢ અને શ્રાવણ એ ત્રણ માસમાં ધાન્ય મોંઘું રહે, ઘઉં, મગ, જુવાર વિગેરેનો ભાવ વધે, ભાદ્રપદ માસમાં શુભ થાય, આશ્વિન માસમાં કોઇ ઠેકાણે મોંઘવારી રહે, તથા મોટી રોગની પીડા થાય, સર્વ કરિયાણાનો ભાવ વધે. ૧. વિભવ

નામના સંવત્સરનો સ્વામી વિષ્ણુ છે, તેમા પૃથ્વીપર રોગનો ફેલાવ થાય, નાગપુર અને દેવગિરિના દુર્ગનો ભંગ થાય, તિલંગ મગધ અને ચીન દેશમા ધાન્યની મોંઘવારી રહે, મોટા મુલતાન દેશમાં મહા યુદ્ધ થાય, બીજા દેશોમાં શાન્તિ રહે. ચૈત્ર, વૈશાખ અને જ્યેષ્ઠ એ ત્રણ માસમા મોઘવારી રહે. અષાઢ, શ્રાવણ અને ભાદ્રપદ માસમા સારી વૃષ્ટિ થાય આશ્વિન માસમાં સર્વ રસનો ભાવ વધે વૃષ્ટિ ઘણી થાય કાર્તિક, માર્ગશીર્ષ, પોષ, માઘ અને ફાલ્ગુન એ પાચ માસમા સર્વ વસ્તુની તેજી રહે. અને ધઉના ભાવ સાધારણ રહે. ૨ શુક્લ નામના સંવત્સરનો સ્વામી રૂદ્ર છે તેમા મ્લેચ્છ દેશમાં છત્રભંગ થાય અને મત્રીઓ રાજ્ય ચલાવે ચૈત્ર, વૈશાખ અને જ્યેષ્ઠ માસમા સોઘવારી રહે, અષાઢ, શ્રાવણ અને ભાદ્રપદમા મહા વૃષ્ટિ થાય, આશ્વિન માસને વિષે લોકમા વ્યાધિનો ઉપદ્રવ થાય, અન્ન અને ઘી મોઘુ થાય, તથા બીજી સર્વ વસ્તુ મોઘી થાય કાર્તિકાદિક ચાર માસમા સર્વ ધાન્ય સસ્તુ રહે, ફાલ્ગુન માસમાં ઉપદ્રવ થાય, સર્વત્ર વિગ્રહ થાય ગ્રામ્ય લોક પીડા પામે, દેશો આકુલ વ્યાકુલ થાય અને ગામો શૂન્ય થાય ૩ પ્રમોદ નામના વર્ષનો સ્વામી રવિ છે તે વર્ષ મધ્યમ થાય ખંડ ખંડ દેશમા અલ્પ વૃષ્ટિ થાય, મેદપાટ દેશના લોકો પીડા પામે, દેશ ઉજ્જડ થાય, મ્લેચ્છ જનોનો ક્ષય થાય, છત્રભંગ થાય, પર્વતના તટપર થોડી વસ્તી રહે, તિલંગ દેશમા રાજાનો વિગ્રહ થાય, ચૈત્ર અને વૈશાખ માસમા મોઘવારી રહે, જ્યેષ્ઠ માસમા રોગપીડા થાય, અષાઢ વિગેરે ત્રણ માસમા અલ્પ વૃષ્ટિ થાય, આશ્વિન માસમા કાંઈક વૃષ્ટિ થાય, તેર પૈસાનુ એક કળશી ધાન્ય વેચાય, કાર્તિકાદિક પાચ માસમા મોઘવારી રહે, વાયુ ઘણો વાય, વેપારી લોક પીડા પામે, ખંડ ખંડ વૃષ્ટિ થાય, રેશમી વસ્ત્ર મોઘા થાય, કાર્તિકાદિક ચાર માસમા સર્વ

રસ મોંઘા થાય, અને ફાલ્ગુન માસમાં સાધારણ ભાવ રહે. ૪. પ્રજાપતિ નામના સંવત્સરનો સ્વામી ચંદ્ર છે. તેમાં બારે માસ સારા છે, મેઘની વૃષ્ટિ અલ્પ થાય, આશ્વિન માસમાં રોગ વૃદ્ધિ પામે, પચીશ પૈસાનું એક કળશી ધાન્ય મળે, કાર્તિક અને માર્ગશીર્ષ એ બે માસ મંદા રહે, પોષ વિગેરે ત્રણ માસ અનિષ્ટ રહે, કોઇ ઠેકાણે ઉત્પાત થાય, અને ધર્મિષ્ઠ લોક પીડા પામે. ૫. અંગિરા નામના સંવત્સરનો સ્વામી મંગળ છે, તે વર્ષમાં ચૈત્ર અને વૈશાખ એ બે માસ મંદ રહે, જ્યેષ્ઠ માસમાં પ્રબળ વાયુ વાય, અષાઢ માસમાં ઘણી વૃષ્ટિ થાય, શ્રાવણાદિક ત્રણ માસમાં રોગની પીડા થાય, કાર્તિક માસમાં સર્વ અન્ન નીપજે, પોષ વિગેરે ત્રણ માસમાં કરા પડે, પણ વૃષ્ટિ ન થાય. ૬. શ્રીમુખ નામના સંવત્સરનો સ્વામી બુધ છે. તે વર્ષમાં ચૈત્ર માસમાં સર્વ ધાન્ય મોંઘું થાય, અષાઢના કૃષ્ણપક્ષમાં ઘણી વૃષ્ટિ થાય, શ્રાવણ માસમાં ઘઉં મોંઘા થાય, ઘી અને ધાન્યનો સંગ્રહ કર્યો હોય તો બમણો લાભ થાય, વણિગ્જન પીડા પામે, પશ્ચિમ દિશામાં ઘણી પીડા ઉપજે, પૂર્વ દિશામાં શત્રુના સૈન્યનો ભય થાય, ઉચ્ચ મુલતાન દેશમાં પ્રજા પીડા પામે, ભાદ્રપદ અને આશ્વિન માસમાં સર્વ ધાન્યનો પાક થઇ સુકાળ થાય, કાર્તિકાદિક ત્રણ માસમાં અથવા પાંચ માસમાં સર્વ રસ અને સર્વ ધાન્ય મોંઘા રહે. ૭. ભાવ નામના સંવત્સરનો સ્વામી ગુરૂ છે. તે વર્ષમાં ગાયો ઘણું દુધ આપે, વરસાદ ઘણો થાય, વિશોપક ૫ દર થાય, સર્વ વસ્તુ સોંઘી થાય; ઉચ્ચ મુલતાન અને અયોધ્યા દેશમાં રાજ્યુદ્ધ થાય, લોકો પીડા પામે. ઘી, ગોળ, અફીણ, સોપારી મજિઠ, મરી અને દાંતની વસ્તુ મોંઘી થાય, ચૈત્ર માસમાં સાધારણ ભાવ રહે, વૈશાખમાં મોંઘવારી રહે, સર્વ ધાન્ય સંગ્રહ કરવાથી બમણો લાભ મળે. અષાઢ અને શ્રાવણ માસમાં કાંઇક વરસાદ થાય, ભાદ્રપદમાં સારો

વરસાદ થાય, આશ્વિન માસમાં ઘણો રોગ ફેલાય, કાર્તિક માસ ઉત્તમ થાય, માર્ગશીર્ષ વિગેરે ચાર માસ મંદ રહે, રાજયુદ્ધ થાય, અને મહાજન પીડા પામે. ८. યુવા નામના સંવત્સરનો સ્વામી શુક્ર છે. તે વર્ષમાં ભૂમિકંપ અને જળનો ભય ઘણો થાય, ચૈત્ર અને વૈશાખમાં ઉત્પાત થાય, જ્યેષ્ઠમાં રોગ ઉત્પન્ન થાય, અષાઢ શુકલપક્ષમાં ઘણો વરસાદ થાય, શ્રાવણમાં વાયુ વાય, અન્ન મોંઘું મળે, ભાદ્રપદ માસમાં ચૌદ દિવસ ઘણો વરસાદ પડે, દેશ વ્યાકુળ થાય, રાજાનો વિગ્રહ થાય, ઉત્તર દિશાના અર્ધ દેશમાં ભયંકર દુકાળ પડે, પૂર્વ દિશાની ખેતી નિષ્ફળ થાય, દક્ષિણ દિશામાં વૈર, વિરોધ અને માર્ગની વિષમતા થાય. પશ્ચિમ દિશામાં પ્રથમ લોક પીડા પામે, પછીથી દુકાળ પડે, સર્વ રસના ભાવ સાધારણ રહે, કાર્તિક અને માર્ગશીર્ષ માસ ઉત્તમ રીતે પસાર થાય, પોષ અને માઘ માસ મધ્યમ રીતે પસાર થાય, ફાલ્ગુન માસમાં કાંઈક ક્લેશ થાય અને માઘાદિક માસમાં માર્ગને વિષે વિગ્રહ થાય. ૯. ધાતા નામના સંવત્સરનો સ્વામી શનિ છે. તે વર્ષે ચૈત્ર અને વૈશાખ માસમાં સર્વ ધાન્ય મોંઘું રહે, જ્યેષ્ઠ માસમાં સાધારણ ભાવ રહે, અષાઢ માસમાં અલ્પ વૃષ્ટિ થાય, ઘી, તેલ, જુવાર, કપાસ, મજીઠ, મરી અને સોપારી મોંઘા થાય, શ્રાવણ માસમાં સર્વ ધાન્ય મોંઘાં થાય, ભાદ્રપદ માસમાં પુરૂષો કાયર થાય, પશ્ચિમ દિશામાં મોટી મેઘવૃષ્ટિ થાય, સર્વ ધાન્યનો ભાવ મંદ રહે, ઉત્તર અને દક્ષિણની વચ્ચે મહા મેઘ વૃષ્ટિ થાય, પરંતુ લોક પીડા પામે, આશ્વિન માસમાં રસકસ અને ધાતુનો ભાવ તેજ થાય, ધાન્યનો ભાવ સમાન રહે, કાર્તિકાદિક ચાર માસ સુધી સર્વ દેશમાં અન્ન મોંઘું થાય. ૧૦. ઇશ્વર નામના સંવત્સરનો સ્વામી રાહુ છે. તેમાં ઉત્તર દિશાને વિષે દુકાળ પડે, પૂર્વ દિશામાં સુકાળ થાય, પશ્ચિમ દિશામાં પરસ્પર વિરોધ થાય,

ચૈત્ર અને વૈશાખમાં અન્ન મોંઘું રહે, જ્યેષ્ઠ અને અષાઢ માસમાં અલ્પ વૃષ્ટિ થાય, સર્વ ધાન્ય મોંઘું થાય, કાર્તિક માસમાં ભયંકર દુકાળ લાગે, મજીઠ, મરી, લવિંગ, એલચી અને સોપારી વિગેરે વસ્તુ મોંઘી મળે, માર્ગશીર્ષ વિગેરે ચાર માસમાં અતિ દુકાળ લાગે, ધાન્ય મોંઘું થાય, મનુષ્યોનાં પડ અને માથાં ભૂમિપર લોટતાં થાય. ૧૧. બહુધાન્ય સંવત્સરનો સ્વામી કેતુ છે, તે વર્ષે પુરૂષો વીર્ય–પરાક્રમ રહિત થાય, પશ્ચિમ દિશામાં સુકાળ થાય, સર્વ દેશોમાં સુખ થાય, દક્ષિણ દિશામાં વિગ્રહ થાય, અને પ્રજાજનમાં અતિ ભય રહે, ઉત્તરાપથ દેશમાં લોકો પીડા પામે, પૂર્વ દિશામાં દુકાળ થાય, તે વખતે અન્નનો સંગ્રહ કરવો યોગ્ય છે. ચૈત્ર અને વૈશાખ માસમાં અન્ન કાંઇક મોંઘું થાય, જ્યેષ્ઠ માસમાં ચાર ગુણો લાભ થાય, અષાઢ અને શ્રાવણ માસમાં મેઘ વરસે, સર્વત્ર અન્ન મોંઘું થાય, ધાન્ય સંગ્રહ કરનારને છ ગુણો લાભ થાય, ભાદ્રપદ માસમાં અત્યંત મેઘ વરસે, સર્વ ધાન્ય સોંઘાં થાય, આશ્વિન માસમાં મેઘ વરસે, અને કાર્તિકાદિક ચાર માસમાં સાધારણ ભાવ રહે. ૧૨. પ્રમાથી નામના સંવત્સરનો સ્વામી રવિ છે. તે વખતે અષાઢ અને શ્રાવણ માસમાં અલ્પ મેઘ વરસે, ભાદ્રપદની પાંચમે કાંઇક મેઘ વરસે, ચૈત્ર માસમાં ઘઉં અને જુવારના ભાવ વધે, વૈશાખ અને જ્યેષ્ઠ માસમાં સર્વત્ર ધાન્યનો ભાવ તેજ રહે, કૃષ્ણપક્ષની સાતમ અને અમાવાસ્યાને રોજ ઘણો વરસાદ વરસે, ત્યારપછી ઘણું અનિષ્ટ વર્તે, કાર્તિકાદિ પાંચ માસમાં સર્વ રસ મોંઘા થાય, મજીઠ, સોપારી, હિંગળોક, કેસર, અગર, વસ્ત્ર અને શ્રીફળ એ સર્વ વસ્તુની તેજી થાય. ૧૩. વિક્રમ નામના સંવત્સરનો સ્વામી ચંદ્ર છે. તે વર્ષે રાજા અને પ્રજા સુખી રહે, વરસાદ ઘણો વરસે, ચૈત્ર અને વૈશાખમાં ધાન્ય મોંઘું રહે, અન્નનો સંગ્રહ કરનારને બમણો લાભ થાય, વૈશાખ માસમાં

મ્લેચ્છ લોકોનો ભય થવાથી નગર ઉજ્જડ થાય, અરણ્યમાં વસવું પડે, વૈશાખ માસમાં દશ દિવસ સુધી મહા વાયુ વાય, ભૂમિકંપ થાય, પ્રજા પીડા પામે, જ્યેષ્ઠ માસમાં દુકાળ જણાય, અષાઢ માસમાં મહા ઉત્પાત થાય, શ્રાવણ તથા ભાદ્રપદ માસમાં મહા વૃષ્ટિ થાય, પ્રજા સુખી થાય, સર્વ ધાન્ય સોંઘું થાય, સર્વ વસ્તુ પણ સોંઘી થાય, આશ્વિન માસમાં રોગની ઉત્પત્તિ થાય, સર્વ રસનો સાધારણ ભાવ રહે, તથા કાર્તિકાદિક પાંચ માસ સુધી સર્વ અન્નનો ભાવ સાધારણ રહે. ૧૪. વૃષભ નામના સંવત્સરનો સ્વામી મંગળ છે. તે વર્ષે વરસાદ ઘણો થાય, પણ રાજાઓ પીડા પામે, છત્રનો ભંગ થાય, વૈશાખ અને જ્યેષ્ઠ માસમાં અન્ન સોંઘું રહે, ધાન્ય સંગ્રહ કરનારને ત્રણ ગુણો લાભ થાય, અષાઢ માસમાં ધાન્ય મોંઘું થાય, શ્રાવણ અને ભાદ્રપદ માસમાં વરસાદ સારો વરસે, આશ્વિન માસમાં સર્વ ધાન્ય સમાન રહે, ઘીનો ભાવ વધે, પશ્ચિમ દિશામાં અન્ન મોંઘું થાય, દેશ ઉજ્જડ થાય, પાછળથી કાંઇક સુકાળ થાય, આશ્વિન માસમાં વરસાદ થાય, સર્વ વસ્તુ સોંઘી થાય, કાર્તિક માસમાં કાંઇક અનિષ્ટ થાય, માર્ગશીર્ષ માસમાં કાંઇક દુઃખ ઉપજે, પોષ વિગેરે ત્રણ માસમાં મોંઘવારી વધે, પણ પછીથી સમય મધ્યમ રહે. ૧૫. ચિત્રભાનુ નામના સંવત્સરનો સ્વામી બુધ છે. તે વર્ષે લોકો સુખી થાય, પ્રથમ અલ્પ વરસાદ થાય,. પછીથી ઘણી વૃષ્ટિ થાય, સર્વ ધાન્ય અને ઘીના ભાવ સમાન રહે, વૈશાખ માસમાં અન્નનો ભાવ સાધારણ રહે. જ્યેષ્ઠાદિક ત્રણ માસમાં સારો વરસાદ થાય, સર્વ પ્રકારનું ધાન્ય સોંઘું થાય, ભાદ્રપદ અને આશ્વિન માસમાં રોગની પીડા વધે, કાર્તિક માસમાં મરકીનો ભય ઉત્પન્ન થાય, માર્ગશીર્ષ અને પોષ માસમાં અનિષ્ટ ઉપજે, માઘ તથા ફાલ્ગુન માસમાં પ્રજામાં રોગ વધે, પણ સર્વ અન્ન અને રસ સોંઘા થાય, કરીયાણાની સર્વ

વસ્તુ મોંઘી થાય. ૧૬. સુભાનુ નામના સંવત્સરનો સ્વામી ગુરૂ છે. પૂર્વ દિશામાં દુકાળ પડે, લોક સુખી રહે, ચૈત્ર માસમાં મોંઘવારી રહે, વૈશાખ અને જ્યેષ્ઠ માસમાં રોગની પીડા થાય, અષાઢ માસમાં અન્ન મોંઘું મળે, શ્રાવણ માસમાં વરસાદ આવે, અન્નનો ભાવ સમાન રહે, ભાદ્રપદ માસમાં મોટી વૃષ્ટિ થાય, આશ્વિન માસમાં રોગની પીડા થાય, ઘઉંના ભાવ સમાન રહે, જુવાર, મગ વિગેરે ધાન્ય એક પૈસાનું મણ મળે, ધાતુ તથા બીજી સર્વ વસ્તુ મોંઘી થાય, ઘીનો ભાવ સાધારણ રહે, કાર્તિક અને માર્ગશીર્ષ એ બે માસ મધ્યમ રહે, રાજાઓ લોકોને પીડા પમાડે, પોષાદિક ત્રણ માસમાં રોગની પીડા થાય, અને પરસ્પરના વિરોધથી પ્રજાનો ક્ષય થાય. ૧૭. તારણ નામના સંવત્સરનો સ્વામી શુક્ર છે. તે વર્ષે અતિ વાયરો વાય, પરસ્પર ઘણું યુદ્ધ થાય, ચૈત્ર માસમાં રોગ વધે, વૈશાખમાં સર્વ વસ્તુ મોંઘી મળે, જ્યેષ્ઠ માસમાં ઘણો વાયુ વાય, અષાઢ માસમા અલ્પ વૃષ્ટિ થાય, શ્રાવણ માસમાં સાતમ કે નોમથી વરસાદ વરસે, ભાદ્રપદની અગ્યારશે અત્યંત વરસાદ વરસે, આશ્વિન માસમાં અન્ન મોંઘું રહે, સર્વ રસનો સંગ્રહ કરવો યોગ્ય છે, કાર્તિક માસમાં મોંઘવારી થાય, માર્ગમાં વિગ્રહ થાય, ધાન્ય મોંઘું રહે, યોગિની પુરમાં મહા ભય થાય, રાજાઓ વચ્ચે વિરોધ થાય, મ્લેચ્છ લોકોનો ભય થાય, પોષ માસમાં યુદ્ધ થાય, પશ્ચિમ દિશામાં ધાન્ય મોંઘું થાય, ઉત્તર દેશમાં મોટો દુકાળ પડે, વિગ્રહ થાય, રાજાના વિરોધને લીધે મોટું પાપ થાય, પૂર્વ કે દક્ષિણ દિશાના લોકોને વનને વિષે વસવું પડે, પશ્ચિમ દિશામાં મહા યુદ્ધ થાય, પણ ધાન્ય અને બીજી વસ્તુ સોંઘી રહે. ૧૮. પાર્થિવ નામના સંવત્સરનો સ્વામી શનિ છે. તે વર્ષે ઘણા ઉત્પાત થાય, અન્નનો સંગ્રહ કરવો યોગ્ય છે, ચૈત્ર અને વૈશાખ

માસમાં મોટી મોંઘવારીને લીધે વિગ્રહ થાય, જ્યેષ્ઠ માસમાં રોગની પીડા થાય, અથવા રાજાઓ વચ્ચે યુદ્ધ થાય, અ માસમાં અલ્પ વૃષ્ટિ થાય, ધાન્ય મોંઘું થાય, વાયુ ઘણો વાય, શ્રાવણ માસમાં ખંડ ખંડ વૃષ્ટિ થાય, ભાદ્રપદ માસમાં નૈઋત ખુણાનો વાયુ વાય, અન્ન મોંઘું થાય, આશ્વિન માસમાં વૃષ્ટિ સારી થાય, ઘઉં, જુવાર, મગ વિગેરે મોંઘાં થાય, પરંતુ ધાતુ, કરીયાણાં અને ઘીનો ભાવ મંદ રહે, કાર્તિક અને માર્ગશીર્ષ માસમાં રોગની પીડા થાય, પોષ અને માઘ માસમાં મોટી મોંઘવારી રહે, તથા ફાલ્ગુન માસમાં સમાન ભાવ રહે. ૧૯. વ્યય નામના સંવત્સરનો સ્વામી રાહુ છે. તે વર્ષે વૃષ્ટિ થાય નહીં, ભયંકર દુકાળ પડે, ચૈત્ર માસ મધ્યમ રહે. વૈશાખ અને જ્યેષ્ઠ માસમાં મોંઘવારી તથા દેશમાં વિગ્રહ થાય, અષાઢ માસમાં અલ્પ વૃષ્ટિ થાય, મોંઘવારી રહે, શ્રાવણ માસમાં દુકાળ જણાય, મધ્ય દેશમાં વિગ્રહ થાય, દક્ષિણ દિશાના દેશમાં મહા પીડા થાય, ભાદ્રપદ માસમાં ખંડ ખંડ વૃષ્ટિ થાય, ધાન્ય મોંઘું થાય, આશ્વિન માસમાં રોગની પીડા થાય, પૂર્વ દિશામાં વિગ્રહ થાય, ઘઉંનો ભાવ ઘણો વધે. સંગ્રહ કરનારને ચાર ગુણો લાભ થાય, સર્વ રસ મોંઘા થાય, સમય મધ્યમ રહે, કાર્તિક માસમાં રોગની પીડા થાય અથવા વિગ્રહની શાંતિ થાય, માર્ગશીર્ષ માસમાં અન્ન મોંઘું થાય, કાંઈક યુદ્ધ થાય, પોષ અને માઘ માસમાં અત્યંત મોંઘવારી રહે, ફાલ્ગુન માસમાં સાધારણ ભાવ રહે, માર્ગમાં વિષમતા થાય અને અન્ન મોંઘું થાય. ૨૦.

## ઇતિ ઉત્તમ વિંશતિકા પહેલી.

સર્વજીત્ નામના સંવત્સરનો સ્વામી બ્રહ્મા છે. તેમાં ચૈત્રાદિક ત્રણ માસ મોંઘવારી રહે, અષાઢ માસમાં અલ્પ વૃષ્ટિ થાય, શ્રાવણ માસમાં ઘણી વૃષ્ટિ થાય, સર્વ ધાન્ય, સર્વ રસ અને સર્વ વસ્તુ સોંઘી થાય, નવા સિક્કાનું ચલણ થાય, રાજાઓમાં વિગ્રહ થાય, અન્ન મોંઘું થાય, ભાદ્રપદ માસમાં પાંચ દિવસ પછી મહાવૃષ્ટિ થાય, આશ્વિન માસમાં રોગની ઉત્પત્તિ થાય, સર્વ ધાન્ય સોંઘું થાય, કાર્તિક માસમાં રાજા રાજ્ય કરે, પ્રજાને સુખ થાય, અન્ન સસ્તું થાય, માર્ગશીર્ષ અને પોષ માસ ઉત્તમ હોવાથી સર્વ લોક સુખી થાય, માઘ માસમાં ત્રણ દિવસ વરસાદ વરસે, મજીઠ, સુહરા, મરી, સુંઠ, પીપર, સોપારી વિગેરે વસ્તુ મોંઘી થાય, ફાલ્ગુન માસમાં સર્વવસ્તુ અને રસનો ભાવ સમાન રહે, ઉત્તમ સમય થાય. ૧. સર્વધારી નામના સંવત્સરનો સ્વામી વિષ્ણુ છે. તેમાં રાજાનું રાજ્ય સ્વસ્થ હોય, પ્રજાને સુખ થાય, અન્ન સોંઘું રહે, માર્ગશીર્ષ અને પોષ એ બે માસ ઉત્તમ હોય, સર્વ લોક સુખી થાય, છએ દર્શનની મહત્તા અને પૂજા થાય, સર્વ નગર અને દેશમાં શાંતિ નિવાસ થાય, ચૈત્ર માસમાં સર્વ ધાન્યનો ભાવ સાધારણ રહે, ઉત્તરના દેશમાં દુકાળ પડે, વૈશાખ અને જ્યેષ્ઠ માસમાં મોંઘવારી રહે, જ્યેષ્ઠ માસમાં મહાભય અને અરિષ્ટ ઉપજે, અષાઢ માસમાં વરસાદ થાય, શ્રાવણ માસમાં અલ્પ વૃષ્ટિ થાય, અન્ન મોંઘું થાય, ભાદ્રપદ માસમાં દુકાળ જણાય, આશ્વિનમાં રોગ થાય, ધાન્યનો ભાવ સાધારણ રહે, રાજાઓનું પરસ્પર યુદ્ધ થાય અને અન્ન મોંઘું થાય. ૨. વિરોધી નામના સંવત્સરનો સ્વામી રૂદ્ર છે, ચૈત્રાદિક ત્રણ માસમાં ધાન્ય મોંઘું રહે, અષાઢ અને શ્રાવણ માસમાં અતિવૃષ્ટિ થાય, ભાદ્રપદ માસમાં ખંડ ખંડ વૃષ્ટ થાય, અષાઢાદિક ત્રણ માસમાં મહા ભય થાય, કાંઈક

ઉત્પાત થાય, રાજા અને પ્રજા સુખી થાય, કોઇ ઠેકાણે રાજાઓનું યુદ્ધ થાય, સર્વ ધાન્ય મોંઘું થાય, આશ્વિન માસમાં સર્વ ધાન્ય સોંઘું થાય, કાર્તિક માસમાં મરકી અને રોગ ઘણો થાય, માર્ગશીર્ષ વિગેરે ચાર માસ સુધી ગુજરાત અને મારવાડમાં અન્ન મોંઘું રહે. ૩. વિકૃત નામના સંવત્સરનો સ્વામી રવિ છે, તેમાં અકાળે વર્ષા થાય, રાજ વિરોધ થાય, દેશ ઉજ્જડ થાય, મારવાડ દેશમાં દુકાળ થાય, ચૈત્રાદિ ચાર માસ મોંઘવારી રહે, એક સો પૈસાનું કળશી ધાન્ય મળે, શ્રાવણ અને ભાદ્રપદ માસમાં મેઘની વૃષ્ટિ થાય નહીં, ભયંકર દુકાળ પડે, આશ્વિન માસમાં ઉત્પાત અને ભૂમિકંપ થાય, કાર્તિક માસમાં છત્રભંગ થાય, સોનું, રૂપું, તાંબું અને કાંસું વિગેરે સર્વ ધાતુ સોંઘી થાય, વીશ ફદીયાનો એક ટાંક એવા સો ટાંકવડે એક કળશી ધાન્ય મળે. ૪. ખર સંવત્સરનો સ્વામી ચંદ્ર છે. તેમાં ચૈત્રાદિ પાંચ માસમાં ઘણો વરસાદ થાય, સુકાળ થાય, પ્રજા સુખી થાય, સર્વ લોકમાં ગુરૂનું મહત્વ વધે, પશ્ચિમ દિશામાં સુકાળ થાય, આશ્વિન માસમાં અન્નનો ભાવ સાધારણ રહે, રસનો ભાવ વધે, મજીઠ અને સુહાગ વસ્તુથી મારવાડમાં ત્રણ ગુણો લાભ થાય, મ્લેચ્છ લોકોનો ક્ષય થાય, રોગની પીડા થાય, સર્વ ધાન્ય નીપજે, પ્રજા સુખી થાય, કાર્તિકાદિ પાંચ માસ મધ્યમ રહે, અને સર્વ ધાતુ સોંઘી થાય. ૫. નંદન નામના સંવત્સરનો સ્વામી મંગળ છે. તેમાં પ્રજા સુખી થાય, સર્વ ધાન્યનું સમાનપણું રહે, ચૈત્ર માસમાં કરા પડે, વૈશાખમાં ધાન્ય મોંઘું થાય, પ્રચંડ વાયુ વાય, જ્યેષ્ઠ માસમાં પણ મોંઘવારી થાય, અષાઢ માસમાં મોટો મેઘ વરસે, શ્રાવણમાં થોડો વરસાદ થાય, ભાદ્રપદ માસમાં ઘણી વૃષ્ટિ થાય, આશ્વિન માસમાં સુકાળ થાય, રાજાઓ રાજ્યવડે સ્વસ્થ રહે, પ્રજા સુખી થાય, કાર્તિક માસમાં સુકાળ થાય, અન્ન સમાન રહે,

માર્ગશીર્ષ વિગેરે ચાર માસ મોંઘવારી રહે, મજીઠ, લવિંગ અને મરીનો ભાવ તેજ રહે, ૬. વિજય નામના સંવત્સરનો સ્વામી બુધ છે. તેમાં સર્વ દેશો મહા પીડા પામે, રાજાઓનો પરસ્પર વિરોધ થાય, અન્ન મોંઘું થાય, જળ થોડું મળે, પૃથ્વી રૂધિરને પીનારી થાય, બ્રાહ્મણોને પીડા થાય, ગાય, ભેંસ, અશ્વ અને હસ્તીને પીડા થાય, ચૈત્ર માસમાં ગર્જના સહિત વરસાદ થાય, વૈશાખ અને જ્યેષ્ઠ માસમાં અન્ન મોંઘું રહે, અષાઢ અને શ્રાવણ માસમાં અલ્પ વૃષ્ટિ થાય, એક કળશી ધાન્ય ચાળીશ દ્દીયે મળે, ભાદ્રપદ માસમાં વરસાદ વરસે નહીં, એક કળશી અનાજ ચોરાણું દ્દીયે મળે, આશ્વિન માસમાં વણિક જનને પીડા થાય, અન્ન મોંઘું મળે, ફાલ્ગુન માસમાં અનાજના ભાવ સાધારણ રહે, વિગ્રહ થાય, અને ધાન્ય સંગ્રહ કરનારને છ ગુણો લાભ થાય. ૭. જય નામના સંત્સરનો સ્વામી ગુરૂ છે. તેમાં મહા સુકાળ થાય, ચૈત્ર માસમાં મોંઘવારી થાય, વૈશાખ અને જ્યેષ્ઠ માસમાં સોંઘવારી રહે, અષાઢમાસમાં વરસાદ થાય, અન્ન મોંઘું રહે, શ્રાવણ માસમાં ચોવીશ દિવસ સુધી વરસાદ વરસે, ભાદ્રપદ માસમાં સાત દિવસ વરસાદ વરસે, આશ્વિન માસમાં અન્ન સોંઘું થાય, એક મણ અનાજના પાંત્રીશ દામ લાગે, બીજી વસ્તુ મોંઘી થાય, મોતી અને પરવાળા વિગેરે વધારે મોંઘા થાય, માર્ગશીર્ષ માસમાં ઘણો રોગ થાય, વણિક લોક પીડા પામે, ઉચ્ચ મુલતાન દેશમાં રોગની પીડા, છત્રનો ભંગ અને લોકો દુ:ખી થાય. ૮. મન્મથ નામના સંવત્સરનો સ્વામી શુક્રછે. તેમાં રાજાનો વિરોધ થાય, પૂર્વ દેશમાં લોકને પીડા થાય, પણ વૃષ્ટિ ઘણી થાય, રોગ ઘણો પ્રવર્તે, ધાન્યનો સંગ્રહ કરવો યોગ્ય છે, ચૈત્ર માસમાં વરસાદ થાય, ભૂમિ કંપ થાય, વૈશાખમાં સોંઘવારી રહે, જ્યેષ્ઠ અને અષાઢ માસમાં મોંઘવારી રહે, ધાન્ય સંગ્રહ કરનારને છ ગુણો લાભ થાય, શ્રાવણ

માસમાં અલ્પ વૃષ્ટિ થાય, અને ભાદ્રપદ માસમાં ચૌદ દિવસ સુધી ઘણો વરસાદ થાય, આશ્વિન માસમાં રોગની પીડા થાય, અન્ન મોંઘું મળે, સાઠ દામનું એક મણ અનાજ મળે. સર્વ ધાતુઓ સોંઘી થાય, કાર્તિક માસમાં સુકાળ થાય, ગુજરાત દેશની અપેક્ષાએ અન્નનો ભાવ સાધારણ રહે, માર્ગશીર્ષાદિક ત્રણ માસમાં અન્ન સોંઘું થાય, લોક સુખી થાય, રાજા શાંતિ પામે, સર્વ ધાતુ સોંઘી રહે, અને વસ્ત્ર મોંઘાં થાય.૯. દુર્મુખ નામના સંવત્સરનો સ્વામી શનિ છે. તે અશુભ છે. મેઘ અલ્પ હોય, મોટા લોકને પીડા થાય, લોકોમાં રોગનો ઉપદ્રવ થાય, ઉત્તર દેશમાં દુકાળ પડે, પશ્ચિમ દિશામાં મહા પીડા ઉત્પન્ન થાય, પૂર્વ દેશમાં સુકાળ થાય, અન્નનો ભાવ તેજ રહે, વૈરભાવ વધે, નોળીયા અને સર્પનું વિષ વધે, ચૈત્રાદિક ત્રણ માસમાં સોંઘવારી રહે, અષાઢ માસમાં થોડો વરસાદ થાય, શ્રાવણ માસમાં પ્રચંડ વાયુ વાય, સર્વ ધાન્ય મોંઘાં થાય, ભાદ્રપદ માસમાં એક મણ અનાજના પંચાશી દામ લાગે, ખંડ ખંડ વૃષ્ટિ થાય, આશ્વિન માસમાં રોગની પીડા થાય, સર્વ ધાતુઓ સસ્તી થાય, કાર્તિકાદિક ચાર માસ ભયંકર દુકાળ જણાય, ગાય બ્રાહ્મણને પીડા થાય, જપ્તીયાદિક કરોની પ્રવૃત્તિ થાય, માતા પુત્રને પણ વેચે, પિતા પુત્ર પરનો સ્નેહ તજીદે, ફાલ્ગુન માસમાં રોગની પીડા થાય, રાજાઓમાં પરસ્પર વિરોધ થાય, તથા લોક પીડા પામે. ૧૦. હેમલંબ નામના સંવત્સરનો સ્વામી રાહુ છે. તેમાં લોકો અતિ દુઃખ પામે, લોકોમાં રોગ પ્રવર્તે. ભૂમિકંપ વિગેરે ઉત્પાતો થાય, વણિક જન પીડા પામે, ચૈત્ર અને વૈશાખ માસમાં ધાન્યાદિકનો મંદ ભાવ રહે. શત્રુનું સૈન્ય ચઢી આવે, જ્યેષ્ઠાદિક ત્રણ માસમાં ધાન્ય મોંઘું રહે, ધાન્ય સંગ્રહ કરનારને ચાર ગુણો લાભ પ્રાપ્ત થાય, ભાદ્રપદ માસમાં ઘણો વરસાદ થાય, અન્નનો ભાવ સાધારણ રહે, કાર્તિક માસમાં છત્રનો ભંગ થાય,

મોંઘો પીડા પામે, એક સો ને બે રૂપીયાનું એક કળશી અનાજ મળે, સર્વ ધાતુઓ સોંઘી થાય, ચાર પગા પશુને પીડા થાય, માર્ગશીર્ષ આદિ ચાર માસ રાજા અને લોક સુખ પામે. ૧૧. વેલંબ નામના સંવત્સરનો સ્વામી રવિ છે. તે વર્ષે ચૈત્ર અને વૈશાખ માસમાં ધાન્ય મોંઘું થાય, અષાઢ અને શ્રાવણ માસમાં ધાન્યની એક કળશીના પાંચ ટંક અને પચીશ રૂપીયા લાગે. અષાઢ માસમાં અલ્પ વૃષ્ટિ થાય, શ્રાવણ માસમાં ઘણી વૃષ્ટિ થાય, સુકાળ થાય, ભાદ્રપદ માસમાં અગ્યાર દિવસ ઘણો વરસાદ થાય, પરંતુ ઘઉં અને ચણા મોંઘા રહે, પશ્ચિમ દિશામાં સુકાળ થાય, રાજાઓનો વિગ્રહ થાય, પૂર્વ તરફના દેશમાં અન્નની દુર્લભતા થાય, દક્ષિણ દેશમાં રાજાઓ વચ્ચે પરસ્પર વિરોધ થાય, આશ્વિન માસમાં અન્ન મોંઘું થાય, રોગની પીડા થાય, સર્વ કરીયાણાની વસ્તુ મોંઘી થાય, કાર્તિકાદિક પાંચ માસમાં એક કળશી અનાજના દસ રૂપીયા લાગે. ૧૨. વિકારી નામના સંવત્સરનો સ્વામી ચંદ્ર છે. તેમાં સર્વ અનાજ અને વસ્તુ મોંઘી થાય, બ્રાહ્મણો સુખ પામે, ચૈત્રાદિક ત્રણ માસમાં ધાન્ય મોંઘું રહે, અષાઢ અને શ્રાવણ માસમાં ઘણો વરસાદ થાય, સુકાળ થાય, ભાદ્રપદ માસમાં અલ્પવૃષ્ટિ થાય, આશ્વિન માસમાં સર્વનો ભય થાય, કેતુનો ઉદય થાય, એક કળશી અનાજના દશ રૂપીયા લાગે, સર્વ વસ્તુ સોંઘી થાય, કાર્તિક અને માર્ગશીર્ષ માસમાં ધાન્ય સસ્તું થાય, પોષ માસમાં રોગની પીડા થાય, લોક સુખી થાય, અને ફાલ્ગુન માસમાં ધાન્ય મોંઘું રહે. ૧૩. શર્વરી નામના સંવત્સરનો સ્વામી મંગળ છે, તેમાં વરસાદ અલ્પ થાય, પ્રજાનો વિનાશ થાય, રાજાઓનો વિરોધ થાય, ચૈત્રાદિક ત્રણ માસમાં અન્નનો ભાવ સાધારણ રહે, અષાઢ તથા શ્રાવણ માસમાં ઘણો વરસાદ વરસે, પરંતુ ખંડ ખંડ વૃષ્ટિ થાય, અન્ન મોંઘું થાય, ભા-

દ્રપદ માસમાં વૃષ્ટિ ન થાય, લોકમાં રાજાઓ પીડા પામે, આશ્વિન માસમાં રોગની પીડા થાય, દશ રૂદીયાની એક કળશી અનાજની મળે, પશ્ચિમ દેશમાં દુકાળ પડે, પૂર્વ દેશમાં સુકાળ થાય, કાર્તિક તથા માર્ગશીર્ષ માસમાં અન્ન મોંઘું થાય, પોષ, માઘ અને ફાલ્ગુન માસમાં ધાન્ય સોંઘું થાય. ૧૪. પ્લવ નામના સંવત્સરનો સ્વામી બુધ છે. વર્ષા ઋતુમાં વરસાદ સારો થાય, વર્ષ ઉત્તમ થાય, ચૈત્રમાં ધાન્યની મંદતા રહે, વૈશાખ માસમાં ભૂમિ ભયંકર લાગે, જ્યેષ્ઠ માસમાં અન્ન સોંઘું થાય, તિલંગ અને પૂર્વ દેશમાં પીડા થાય, અષાઢ માસમાં મહા વાયુ અને ઉત્પાતો થાય, લોકો રોગી થાય, શ્રાવણ માસમાં ઘણી વૃષ્ટિ થાય, સત્તર દિવસ વરસાદ વરસે, ભાદ્રપદ માસમાં વરસાદ ઘણો થાય, ધાન્ય સસ્તું થાય આઠ રૂદીયાનું એક કળશી અનાજ મળે, આશ્વિન માસમાં સર્વ વસ્તુ અને સર્વ ધાતુ સોંઘી થાય, ઘઉં મોંઘા થાય, કાર્તિક માસમાં અન્ન સસ્તું થાય, લોક સુખી થાય, મંડપાચળ દેશમાં વિગ્રહ થાય, પોષાદિક ત્રણ માસમાં અતિ સુકાળ જણાય અને રાજા રાજ્યમાં સ્વસ્થ થાય. ૧૫ શુભકૃત નામના સંવત્સરનો સ્વામી ગુરૂ છે. તેમાં ઘણી વૃષ્ટિ થાય, રાજા અને પ્રજાને સુખ ન થાય, ઉત્તર દેશમાં અગ્નિનો ભય થાય, ચૈત્ર અને વૈશાખ માસમાં સોંઘવારી રહે, ધાતુ સસ્તી થાય, શ્રાવણ માસમાં નોમથી વરસાદ થાય, અન્ન સોંઘું થાય, ભાદ્રપદ માસમાં ઘણો વરસાદ થાય, આઠ રૂદીયાવડે એક કળશી અનાજ મળે, ઘી તેલ સસ્તું મળે, કાર્તિક, માર્ગશીર્ષ અને પોષ માસમાં જુવાર, ઘઉં, ચણા, તલ, મગ ચોળા વિગેરે ધાન્ય સસ્તું થાય, રાજાઓને પરસ્પર વિરોધ થાય, જ્યેષ્ઠાદિક ત્રણ માસમાં સર્વ વસ્તુ સોંઘી થાય, ફાલ્ગુનમાં કાંઈક ઉત્પાત થાય, મારવાડ દેશમાં રોગની ઉત્પત્તિ થાય, પણ સુકાળ થાય. ૧૬. શોભન નામના સંવત્સરનો

સ્વામી શુક્ર છે. તેમાં રાજાઓ તથા પ્રજાઓ સુખી થાય, વર
સાદ પુષ્કળ થાય, ચૈત્ર, વૈશાખ અને જ્યેષ્ઠ માસમાં ધાન્ય મોંઘું
રહે, રાજાઓનો વિગ્રહ થાય, કાંઇક ઉત્પાત થાય, અષાઢ માસમાં
અલ્પ વૃષ્ટિ થાય, શ્રાવણ માસમાં ઘણી વૃષ્ટિ થાય, પરંતુ લોક
પીડા પામે, ભાદ્રપદ માસમાં ઘણો વરસાદ વરસે, આશ્વિન મા-
સમાં સુકાળ થાય, પરંતુ કાંઇક વિગ્રહ થાય. ૧૭. ક્રોધી નામના
સંવત્સરનો સ્વામી .શનિ છે. તે વર્ષે બારે માસ અન્ન મોંઘું
રહે, વર્ષ મધ્યમ થાય, રાજાઓને પરસ્પર વિરોધ થાય, પ્રજાઓ
પાપમાં પ્રવર્તે, લોકો નિર્ધન અને ઉદ્યમ રહિત થાય, ચૈત્ર કે
વૈશાખ માસમાં કરા પડે, રોગ ઉપજે, મરકીનો ભય થાય,
જ્યેષ્ઠ માસમાં ધાન્ય મોંઘું થાય, અષાઢ માસમાં મધ્યમ ભાવ
રહે, થોડો વરસાદ થાય, શ્રાવણ માસમાં ભયંકર દુઃખ થાય,
ભાદ્રપદ માસમાં ખંડ ખંડ વૃષ્ટિ થાય, અન્ન મોંઘું થાય, આશ્વિન
માસમાં વરસાદ વરસે, સર્વત્ર રસકસ સમાન થાય, સર્વ અન્ન
અને સર્વ વસ્તુ સોંઘી થાય, કાર્તિક માસમાં સાધારણ ભાવ રહે.
૧૮. વિશ્વાવસુ નામના સંવત્સરનો સ્વામી રાહુ છે, વરસાદ સા-
માન્ય વરસે, અન્ન મોંઘું રહે. ચૈત્ર માસમાં રાજાઓનો વિરોધ
થાય, ધાન્ય મોંઘું થાય, વૈશાખ માસમાં માંડવદુર્ગ નગરમાં
વિગ્રહ થાય, મારવાડ દેશમાં દુકાળ પડે, પશ્ચિમ દિશામાં અન્ન
મોંઘું રહે, જ્યેષ્ઠ માસમાં વિગ્રહ થાય, પીસ્તાલીશ ફદીયાવડે
અન્નની એક કળશી મળે, અષાઢ માસમાં અલ્પ વૃષ્ટિ થાય,
શ્રાવણ અને ભાદ્રપદ માસમાં દુકાળ જણાય, પંચાવન ફદીયાવડે
એક કળશી અનાજ મળે, બીજા દેશમાં સુકાળ થાય, આશ્વિન
માસમાં લોક પીડા પામે, રોગનો ઉપદ્રવ ઘણો થાય, ગાય, ભેંસ,
ઘોડા અને બકરીઓ એ સર્વ પશુઓ મોંઘા મળે, સુવર્ણાદિક
ધાતુઓ મોંઘી થાય, કાર્તિક, માર્ગશીર્ષ અને પોષ માસમાં

સોંઘવારી રહે, અગ્યાર ફદીયાવડે કળશી અનાજ મળે. ૧૯. તથા પરાભવ નામના સંવત્સરનો સ્વામી કેતુ છે. તેમાં બાર માસ વરસાદ વરસે, ( એટલે માવઠાં ઘણાં થાય ) વૃષ્ટિ મધ્યમ થાય, ચૈત્ર અને વૈશાખમાં ધાન્ય મોંઘું થાય, મેઘની ગર્જના, વીજળી અને વાયુ થાય, જ્યેષ્ઠ માસમાં ધાન્યનો સંગ્રહ કરવો સારો છે, પ્રચંડ વાયુ વાય, અષાઢ માસમાં અલ્પ વૃષ્ટિ થાય, ધાન્યમાં બમણો લાભ થાય, શ્રાવણ માસમાં ઘણો વરસાદ થાય, અન્નનો ભાવ સાધારણ રહે, ભાદ્રપદ માસમાં ખંડ ખંડ વૃષ્ટિ થાય, પરંતુ દુકાળ પડે, આશ્વિન માસમાં લોક કાંઈક સુખી થાય, પરંતુ ધાન્ય, રસ અને વસ્તુઓ મોંઘી રહે, ધાતુનો ભાવ સાધારણ રહે, કાર્તિકાદિક પાંચ માસ સુધી સાધારણ ભાવ રહે, પશ્ચિમ દેશમાં અન્ન સાધારણ પાકે, સિંધુ દેશથી ધાન્ય આવે. ૨૦.

## ઈતિ મધ્યમ વિંશતિકા બીજી.

પ્લવંગ નામના સંવત્સરનો સ્વામી બ્રહ્મા છે. તે વર્ષે ચૈત્ર અને વૈશાખ માસમાં મોંઘવારી રહે, જ્યેષ્ઠ માસમાં રાજાઓને પીડા થાય, અષાઢ માસમાં અલ્પ વૃષ્ટિ થાય, ભૂમિકંપ થાય, હાથીઓ પીડા પામે, ઘોડાઓની કીંમત વધે, શ્રાવણ માસમાં ઘણો વરસાદ વરસે, ભાદ્રપદ માસમાં આઠમથી ઘણો વરસાદ થાય, આશ્વિન માસમાં રોગચાળો થાય, રસનો ભાવ વધારે રહે, ફાલ્ગુન માસમાં દશ ફદીયાવડે કળશી ધાન્ય મળે, ઘોડા, ભેંશ અને લોક પીડા પામે. ૧. કીલક નામના સંવત્સરનો સ્વામી વિષ્ણુ છે. તેમાં વરસાદ મધ્યમ થાય, ચૈત્ર માસમાં ધાન્ય મોંઘું થાય, વૈશાખ માસમાં રોગ થાય, મારવાડ દેશમાં દુકાળ પડે, પશ્ચિમ દેશમાં સોંઘવારી રહે, જ્યેષ્ઠ માસમાં ધાન્યનો સંગ્રહ કરવો યોગ્ય છે, અષાઢ અને શ્રાવણ માસમાં અલ્પ વૃષ્ટિ થાય, . અન્ન

મોંઘું થાય, ધાન્યનો સંગ્રહ કરનારને બમણો લાભ થાય, ભાદ્રપદ માસમાં આઠમથી વરસાદ થાય, આશ્વિન માસમાં પણ સારો વરસાદ થાય, તોપણ અન્ન મોંઘું રહે, રાજધાની અને નગર ઉજ્જડ થાય, રોગની ઉત્પત્તિ ઘણી ન થાય, ઘઉં મોંઘા થાય, બીજાં સર્વ ધાન્ય સોંઘાં થાય, રસ પણ સોંઘા થાય, અઢાર રૂપીયાનું એક મણ ઘી મળે, કાર્તિક, માર્ગશીર્ષ અને પોષ માસમાં સોંઘવારી રહે, માઘ માસમાં અન્ન મોંઘું થાય, રોગની મોટી પીડા થાય, ફાલ્ગુન માસમાં રાજા રાજ્યપર સ્વસ્થતા પામે, પ્રજા સુખી થાય અને અન્નનો ભાવ સાધારણ રહે. ૨. સૌમ્ય નામના સંવત્સરનો સ્વામી રૂદ્ર છે, તેમાં અલ્પ વૃષ્ટિ થાય, ગાયો અલ્પ દૂધ આપે, વૃક્ષોપર થોડા ફળ થાય, ચૈત્ર માસમાં ધાન્ય મોંઘું થાય, વૈશાખ માસમાં પ્રચંડ વાયુ વાય, જ્યેષ્ઠ માસમાં વિગ્રહ થાય, પ્રજા પીડા પામે, અષાઢ માસમાં અલ્પ વૃષ્ટિ થાય, ધાન્ય મોંઘું થાય, શ્રાવણ માસમાં ઘણો વરસાદ વરસે, ધાન્ય સંગ્રહ કરનારને બમણો લાભ થાય, પચાસ રૂપીયાવડે એક કળશી ઘઉં મળે, સર્વ ધાન્યનો ભાવ સાધારણ રહે, રસ મોંઘા થાય, ભાદ્રપદ માસમાં ખંડ ખંડ વૃષ્ટિ થાય, અન્નનો દુકાળ થાય, આશ્વિન માસમાં રાજાનો વિરોધ થાય, લોક પીડા પામે, માર્ગ વિષમ થાય, અન્નનો સંગ્રહ કરવો યોગ્ય છે. તેમાં બમણો લાભ થાય, સર્વ રસ અને સર્વ ધાતુ સોંઘી થાય, કાર્તિકાદિક ચાર માસમાં ધાન્યનો ભાવ સમાન રહે, પરંતુ રાજાઓનું યુદ્ધ અને રોગચાળો થાય, દેશો ઉજ્જડ થાય, દેશાંતરમાં લોક પીડા પામે, ફાલ્ગુન માસમાં પ્રચંડ વાયુ વાય, પશ્ચિમ દેશમાં સુકાળ થાય, સિંધુ દેશમાં રાજાનો વિરોધ થાય, તથા અન્નનો ભાવ સમાન રહે. ૩. સાધારણ નામના સંવત્સરનો સ્વામી રવિ છે. તે વર્ષે ચૈત્ર માસમાં ધાન્યનો ભાવ મંદ રહે, વૈશાખ અને જ્યેષ્ઠ માસમાં ઉત્પાત થાય, ભૂમિકંપ થાય, રોગની વૃદ્ધિ થાય,

રાજાઓનો વિરોધ થાય, ધાન્ય વિગેરે મોઘું થાય. અષાઢ માસમા પ્રચંડ વાયુ વાય, મહા દુખ ઉપજે, કોઈ ઠેકાણે અલ્પ વૃષ્ટિ થાય, શ્રાવણ માસમા ઘણો વરસાદ થાય, અન્નનો ભાવ સમ રહે, ભાદ્રપદ માસમા અલ્પ વૃષ્ટિ થાય, આશ્વિન માસમા અલ્પ ધાન્ય પાકે, કાર્તિક અને માર્ગશીર્ષ માસમા સાધારણ ઉપદ્રવ થાય, ભૂમિકંપ થાય, અકસ્માત્ રાજાઓનો વિગ્રહ થાય, અન્ન મોઘુ થાય, ફાલ્ગુન માસમા પશુઓ રોગવાળા થાય, પૃથ્વીપર વૃક્ષો અલ્પ ફળ આપે, ધાન્યનો સગ્રહ કરનારને ત્રણ ગુણો લાભ થાય, સર્વ ધાતુ મોઘી રહે, સર્વ રસનો સગ્રહ કરવો યોગ્ય છે, પરંતુ રાજાને દુખ થાય. ૪ વિરોધકૃત નામના સવત્સરનો સ્વામી ચદ્ર છે તે વર્ષે મડપાચળ દુર્ગમા વિગ્રહ થાય, કુકણ દેશમા, મેદપાટ ( મેવાડ ) દેશમા અને મધ્ય દેશમા મહા દુખ ઉપજે, રાજાઓનો પરસ્પર વિગ્રહ થાય, માર્ગ વિષમ થાય, ચૈત્રાદિક ત્રણ માસમા અન્ન સમાન રહે, અષાઢ માસમા અલ્પ વૃષ્ટિ થાય, શ્રાવણ માસમા ઘણો વરસાદ થાય, અન્ન સોઘુ થાય, ભાદ્રપદ માસમા સાધારણ વૃષ્ટિ થાય, અન્નનો ભાવ સાધારણ રહે, સર્વ ધાતુ મોઘી થાય, ફાલ્ગુન માસમા દેશમા વિરોધ થાય, માર્ગ વિષમ થાય, મજીઠ, સોપારી, રેશમી વસ્ત્ર, દાતની વસ્તુ અને ઘોડા વિગેરે મોઘા થાય ૫ પરિધાવી નામના સવત્સરનો સ્વામી મગળ છે તેમા દુકાળ પડે, નાગપુર, મેદપાટ અને જાલંધર દેશમા રાજાઓનો વિરોધ થાય, ચૈત્રાદિક ચાર માસમા અન્નનો ભાવ સમાન રહે, તે વખતે ધાન્યનો સગ્રહ કરવો યોગ્ય છે, લોકમા રાજાને પીડા થાય, મારવાડ દેશમા મનુષ્યોને મરકીનો ભય થાય, ગાય, ભેંશ, ઘોડા, હાથી વિગેરે ચારપગા જનાવરોને પીડા થાય, શ્રાવણ અને ભાદ્રપદ માસમા અલ્પ વૃષ્ટિ થાય, ખડ ખડ વૃષ્ટિ થાય, અન્નનો ભાવ સાધારણ રહે, સર્વ ધાતુઓ સોઘી થાય, કાર્તિકાદિક પાચ માસમા ધાન્યનો

ભાવ સાધારણ રહે, રાજયુદ્ધ થાય, સિંધુ દેશમાંથી ધાન્ય આવે. ૬. પ્રમાથી નામના સંવત્સરનો સ્વામી બુધ છે. તે વર્ષે કુંકણ દેશમાં દુકાળ અને વિગ્રહ થાય, ચૈત્રમાસમાં ધાન્યના ભાવ મંદ રહે, વૈશાક અને જ્યેષ્ઠ માસમાં ધાન્યનો સંગ્રહ કરવો, અષાઢ માસમાં નવી મુદ્રા થાય, અલ્પ વૃષ્ટિ થાય, અર્ધ શ્રાવણ માસમાં મેઘની વૃષ્ટિ થાય, અન્ન મોંઘુ થાય, ધાન્ય સંગ્રહ કરનારને ત્રણગુણો લાભ થાય, ભાદ્રપદ માસમાં ઘણો વરસાદ વરસે, અન્ન સોંઘું થાય, આશ્વિનાદિક ૭ માસ સુકાળ થાય, સર્વ રસકસ મોંઘા રહે, લોક સુખી થાય, ગુરૂઓ પૂજા પામે, તેમનો મહિમા વૃદ્ધિ પામે અને રાજા ધર્મિષ્ઠ થાય. ૭. આનંદ નામના સંવત્સરનો સ્વામી ગુરૂ છે. તે વર્ષે વરસાદ ઘણો થાય, સુકાળ થાય, ચૈત્ર અને વૈશાખ માસમાં અન્ન સસ્તું થાય, જ્યેષ્ઠ અને અષાઢ માસમાં મહા વૃષ્ટિ થાય, પણ નવીન મુદ્રા થાય, શ્રાવણ માસમાં મહા વૃષ્ટિ થાય, ભાદ્રપદ માસમાં ખંડ ખંડ વૃષ્ટિ થાય, ઘઉં મોંઘા થાય, આશ્વિન માસમાં સોંઘા થાય, રસ, અન્ન અને વસ્તુનો ભાવ સમાન રહે, ધાતુ મોંઘી રહે, કાર્તિક માસમાં અકસ્માત્ ભય થાય, લોક પીડા પામે, માર્ગશીર્ષ માસમાં લોકો દક્ષિણ દિશામાં જાય, પોષ અને માઘ માસમાં મેઘની વૃષ્ટિ થાય, અન્ન સોંઘું થાય, અને ફાલ્ગુન માસમાં ધાન્ય મોંઘું થાય. ૮. રાક્ષસ નામના સંવત્સરનો સ્વામી શુક્ર છે. તે વર્ષે ધાન્યનો સંગ્રહ કરવા લાયક છે, ચૈત્ર માસમાં કરા પડે, વૈશાખ અને જ્યેષ્ઠ માસમાં તેલ મોંઘું થાય, જ્યેષ્ઠ અને અષાઢ માસમાં ગોળ, ખાંડ વિગેરે પદાર્થો મોંઘા થાય, શ્રાવણ માસમાં અલ્પ વૃષ્ટિ થાય, અન્ન મોંઘું થાય, ભાદ્રપદ માસમાં ઘણો વરસાદ થાય, અન્ન સોંઘું થાય, આશ્વિન માસમાં અન્નનો ભાવ સમ રહે, કાર્તિક માસમાં રોગની પીડા થાય, માર્ગશીર્ષ આદિ ચાર માસ સુધી

ધાન્ય સોંઘું થાય, રાજા સુખી થાય, પ્રજા રાજાને માનવા લાયક થાય, ફાલ્ગુન માસમાં સોંઘવારી થાય, વૃક્ષો નવપલ્લવિત થાય, માર્ગમાં સુખ અને સુકાળ થાય. ૯. નલ નામના સંવત્સરનો સ્વામી શનિ છે. તે વર્ષે અલ્પ વૃષ્ટિ થાય, પરંતુ ધાન્ય સોંઘું રહે. ચૈત્ર માસમાં રોગની પીડા થાય, વાદળાં ઘણાં થાય, પ્રચંડ વાયુ વાય, વૈશાખ માસમાં ઉપદ્રવ થાય, અન્નનો સંગ્રહ કરવા લાયક છે, જ્યેષ્ઠ માસમાં રાજાઓનો પરસ્પર વિગ્રહ થાય, લોક સુખી થાય, માર્ગ વિષમ થાય, કોઇ કોઇ ઠેકાણે અષાઢ અને શ્રાવણ માસમાં અલ્પ વૃષ્ટિ થાય. ધાન્ય સંગ્રહ કરનારને ત્રણ ગુણો—ચાર ગુણો લાભ થાય, ભાદ્રપદ માસમાં ખંડ ખંડ વૃષ્ટિ થાય, દુકાળ પડે, ધાન્યનો સંગ્રહ અષાઢ માસમાં કરવો, અને આશ્વિનમાં ધાન્ય વેચવું. માર્ગશીર્ષાદિક ત્રણ માસમાં અન્નનો ભાવ સાધારણ રહે, ફાલ્ગુન માસમાં રોગનો ઉપદ્રવ થાય, ચોરનો ભય થાય, ઉત્તર દેશમાં દુકાળ થાય, અને પૂર્વદિશામાં સુકાળ થાય. ૧૦. પિંગલ નામના સંવત્સરનો સ્વામી રાહુ છે. તે વર્ષે ઉચ્ચ મુલતાન, નાગપુર મારવાડ દેશમાં, દિલ્હી દેશમાં, મથુરામાં અને પૂર્વ દેશોમાં દુકાળ પડે, અન્ન મોંઘું થાય, સર્વ ધાતુ સોંઘી થાય, સર્વત્ર વિગ્રહ થાય, નગરમાંજ નિવાસ થાય, ગામો ઉજ્જડ થાય, રોગની પીડા થાય, રાજા સુખી થાય, પ્રજા પણ સુખી થાય, અન્નનો ભાવ સાધારણ રહે, ગુજરાત દેશમાં સોંઘવારી રહે, સિંધુ દેશથી ધાન્ય આવે, ચૈત્ર માસમાં ધાન્ય મોંઘું થાય, પ્રજા પીડા પામે, વૈશાખાદિક ત્રણ માસમાં અન્ન મોંઘું રહે, પ્રજાનો ક્ષય થાય, ઘોડાઓ પીડા પામે, અષાઢ અને શ્રાવણ માસમાં અલ્પ વૃષ્ટિ થાય, ધાન્ય સંગ્રહ કરવાથી ચાર ગુણો લાભ થાય, ભાદ્રપદ માસમાં ખંડ ખંડ વૃષ્ટિ થાય, આશ્વિન માસમાં ધાન્યનો ભાવ સાધારણ રહે, કાર્તિકાદિક પાંચ માસમાં

વિગ્રહ અને પીડા થાય, અન્ન મોંઘું થાય, ચારપગા પશુઓને
ાગ થાય. ૧૧. કાળ નામના સંવત્સરનો સ્વામી કેતુ છે. તે વર્ષે
ાલ્પ વૃષ્ટિ થાય, દેશ ઉજ્જડ થાય, વેપારરોજગાર થોડો ચાલે,
ાજાનો વિગ્રહ થાય, ચૈત્ર અને વૈશાખ માંસમાં અત્યંત અરિષ્ટ
ાપજે, ઉત્તરાપથમાં દેશનો ભંગ થાય, જ્યેષ્ઠ માસમાં ધાન્યનો
ાંગ્રહ કરવાથી છ ગુણો લાભ થાય, અષાઢ માસમાં અલ્પ વૃષ્ટિ
ાય, લોક દુ:ખી થાય, માર્ગ વિષમ થાય, શ્રાવણ માસમાં સારો
ારસાદ થાય, અન્નનો ભાવ સાધારણ રહે, ભાદ્રપદ માસમાં ખંડ
ખંડ વૃષ્ટિ થાય, ધાન્યનો દુકાળ થાય, ઉત્પાત થાય, આશ્વિન
માસમાં રોગ તથા શીતલાની ઉત્પત્તિ થાય, પંચોતેર ફદીયાવડે
એક કળશી ધાન્ય મળે, સર્વ રસ મોંઘા રહે, સર્વ ધાતુ સસ્તી
રહે, કાર્તિકાદિક પાંચ માસ સુધી રાજવિગ્રહ રહે, અશ્વાદિક
ચારપગા જનાવરોને પીડા થાય અને વૃક્ષો ઘણાં ફળ આપે. ૧૨.
સિદ્ધાર્થ નામના સંવત્સરનો સ્વામી રવિ છે. તે વર્ષે સર્વ દેશમાં
સુકાળ થાય, વસ્તી ઘણી વધે. અન્નનો વિક્રય થાય, ચૈત્ર તથા
વૈશાખ માસમાં લોક પીડા પામે, જેઠ અને અષાઢ માસમાં
પ્રચંડ વાયુ વાય, શ્રાવણમાં ત્રણ દિવસ ઘણો વરસાદ થાય,
સર્વ અન્ન મોંઘું થાય, ભાદ્રપદ માસમાં ખંડ ખંડ વૃષ્ટિ
થાય, આશ્વિન માસમાં અન્નનો ભાવ સામાન્ય રહે, કાર્તિક
માસમાં ઘણું ધાન્ય નીપજે, અન્ન સોંઘુ થાય, માર્ગશીર્ષાદિક
ચાર માસ સુધી સર્વ સ્થાને ધાન્યની પ્રાપ્તિ થાય, ગ્રાહકો મળે,
ઉત્પાત થાય, કોઇ ઠેકાણે રાજવિરોધ થાય, લોક સુખી થાય,
અને અશ્વનું મૂલ્ય વધે. ૧૩. રૌદ્ર નામના સંવત્સરનો સ્વામી
ચંદ્ર છે. તે વર્ષે પૃથ્વીર રોગ ઘણો ફેલાય, ચારપગા જનાવરનો
વિનાશ થાય, છત્રનો ભંગ થાય, મેઘ અલ્પ હોય, ચૈત્રાદિક ત્રણ
માસ ઘણી મોંઘવારી રહે, અષાઢ અને શ્રાવણમાં અલ્પ વૃષ્ટિ

થાય, ખંડ ખંડ વૃષ્ટિ થાય, ભાદ્રપદ માસમાં ઘણો વરસાદ વરસે અન્ન સોંઘું થાય, બીજી વસ્તુ, મજીઠ, સોપારી અને હિંગ એ વસ્તુ સોંઘી થાય, લોક સુખી થાય, ચારપગા જનાવર સોંઘા થાય હાથીઓ પીડા પામે. ૧૪. દુર્મતિ નામના સંવત્સરનો સ્વામી મંગળ છે. ચૈત્ર અને વૈશાખ માસમાં ધાન્ય સોંઘું રહે, જ્યેષ્ઠ માસમાં અન્નનો ભાવ સમાન રહે, અષાઢ માસમાં પ્રચંડ વાયુ વાય. શ્રાવણ માસમાં અલ્પ વૃષ્ટિ થાય. અન્ન સોંઘું થાય, ભાદ્રપદ માસમાં મેઘનો મોટો ઉદય થાય, ઘઉં સસ્તા થાય, પાંત્રીશ કદીયાવડે એક કળશી ઘઉં મળે, સર્વ ધાતુઓ સોંઘી થાય, ધાન્યનો ભાવ સમાન રહે, કાર્તિક અને માર્ગશીર્ષ માસમાં સર્વ વસ્તુ સમાન રહે, રાજાને સ્વસ્થતા થાય, દરેક ગામમાં નવી વસ્તી થાય, સર્વ લોક સુખી થાય, અશ્વ મોંઘા થાય, ચારપગા જાનવર પણ મોંઘા થાય, પોષ વિગેરે ત્રણ માસ સમાન ભાવ રહે, પરંતુ ધાતુ સસ્તી થાય. ૧૫. દુંદુભિ નામના સંવત્સરનો સ્વામી બુધ છે. તે વર્ષે વરસાદ ઘણો થાય, અન્ન સોંઘું રહે, રસકસની વસ્તુનો ભાવ સમ રહે, ચૈત્રાદિક ત્રણ માસમાં અન્ન સોંઘું રહે, અષાઢ માસમાં બમણો લાભ થાય, વૃષ્ટિ અલ્પ થાય, શ્રાવણ માસમાં અગ્યાર દિવસ ઘણી વૃષ્ટિ થાય, ભાદ્રપદ માસમાં નવ દિવસ વરસાદ સારો પડે, અન્ન સોંઘું થાય, નવા દેશો વસે, આશ્વિન માસમાં અન્ન સોંઘું રહે, રોગ ઘણા થાય, મજીઠ અને મરી સસ્તાં રહે, સર્વ રસ અને સર્વ ધાતુ સોંઘી થાય, કાર્તિક માસમાં ધાન્ય સસ્તું થાય, મેદપાટ દેશમાં લોક પીડા પામે, અન્નનો દુકાળ થાય, પશ્ચિમ દેશમાં શુભ થાય, માર્ગશીર્ષ માસમાં સોંઘવારી રહે, રાજાઓનો પરસ્પર વિરોધ થાય, પોષાદિક ત્રણ માસમાં ભાવ સમાન રહે, અશ્વ મોંઘા થાય, મજીઠ મોંઘી થાય. ૧૬. રૂધિરોદ્ગારી નામના સંવત્સરનો સ્વામી ગુરૂ છે, તે વર્ષે રાજાઓનો પરસ્પર વિરોધ થાય, લોકો દેશાંતર ચાલ્યા

જાય, દુકાળ પડે, બ્રાહ્મણોને પીડા થાય, જજીયાવેરો આદિક કરની પ્રવૃત્તિ થાય, મ્લેચ્છના રાજ્યમાં પરદેશથી ધાન્ય આવે, અષાઢ શુકલ પક્ષમાં ઘણો વરસાદ વરસે, શ્રાવણ માસમાં પંદર દિવસ ઘણી વૃષ્ટિ થાય, ચૈત્રાદિક ત્રણ માસ સોંઘવારી રહે, ધાતુઓ સોંઘી રહે, ઉત્તરાપથમાં, ઉચ્ચમુલતાન દેશમાં, તિલંગ દેશમાં, ગૌડ દેશમાં અને લોટ આદિ દેશોમાં દુકાળ પડે, પશ્ચિમ દિશામાં સુકાળ થાય, સિંધુ દેશમાં ધાન્ય સારૂં પાકે, ભાદ્રપદ માસમાં ખંડ ખંડ વૃષ્ટિ થાય, ધાન્યમાં ત્રણ ગુણો લાભ થાય, આશ્વિનમાં ભાવ સમાન રહે, રોગનો ઉપદ્રવ થાય, કાર્તિકાદિક પાંચ માસમાં અન્ન સોંઘું રહે, અને મેદપાટ દેશમાં લોક પીડા પામે. ૧૭. રક્તાક્ષ નામના સંવત્સરનો સ્વામી શુક્ર છે. તે વર્ષે અન્ન સોંઘું રહે. મેદપાટ દેશના લોકો પર્વતપર નિવાસ કરે, ચૈત્રાદિક ત્રણ માસમાં અન્ન મોંઘું રહે, સર્વ ધાતુઓ સસ્તી રહે, ફાલ્ગુન માસમાં અન્નનો સંગ્રહ કરવો, જ્યેષ્ઠ માસમાં અન્ન મોંઘું થાય, શુકલ પક્ષમાં ઘણો વરસાદ થાય, અષાઢ માસમાં મહા વૃષ્ટિ થાય, સૌરાષ્ટ્ર દેશમાં ગામડાં જળમાં ડૂબી જાય, અન્ન સોંઘું થાય, શ્રાવણ માસમાં અલ્પ વૃષ્ટિ થાય. કાંઇક વિગ્રહ થાય, ભાદ્રપદ માસમાં થોડો વરસાદ થાય, રોગપીડા થાય, આશ્વિન માસમાં અન્ન સોંઘું થાય, રસકસની વસ્તુ પણ સસ્તી થાય, કાર્તિકાદિક પાંચ માસમાં ધાન્ય મોંઘું રહે, વિવાહાદિક શુભ કાર્ય થાય નહીં, અશ્વને પીડા થાય, પશ્ચિમ દિશામાં સુકાળ થાય. ૧૮. ક્રોધન નામના સંવત્સરનો સ્વામી શનિ છે. તે વર્ષે રોગનો ઉપદ્રવ ઘણો રહે, વૃષ્ટિ મંદ થાય, પ્રજા પીડા પામે, ઉત્તરાપથમાં દુકાળ પડે, લોકો નિર્ધન થાય, ચૈત્ર અને વૈશાખ માસમાં થોડો વરસાદ થાય, અન્ન સોંઘું થાય, જ્યેષ્ઠ માસમાં મંદ રહે, રોગની પીડા થાય, અન્નનો ભાવ સમ રહે, અષાઢ અને શ્રાવણ માસમાં અલ્પ વૃષ્ટિ થાય, ધાન્ય વેચવામાં બમણો

લાભ થાય, ભાદ્રપદ માસમાં વરસાદ સારો વરસે, અન્ન સોંઘું થાય, આશ્વિન માસમાં રોગની પીડા થાય, કાર્તિક માસમાં વિગ્રહ થાય, ધાન્ય સસ્તું થાય, માર્ગશીર્ષ માસમાં ધાન્યનો ભાવ સાધારણ રહે, અકસ્માત ઉત્પાત થાય, પોષ માસમાં સોંઘવારી, વણિક જનને પીડા, અન્ન અને વસ્તુ મોંઘી થાય. ૧૯ તથા ક્ષય સંવત્સરનો સ્વામી રાહુ છે. તે વર્ષે ચૈત્ર માસમાં કર પડે, વૈશાખ માસમાં ઉત્પાત થાય, ભૂમિકંપ થાય, જ્યેષ્ઠ અને અષાઢ માસમાં રોગની વૃદ્ધિ થાય, નવીન મુદ્રા ચાલે. મેઘનો અલ્પ ઉદય થાય, અન્ન સોંઘું રહે, ભાદ્રપદ માસમાં ખંડ ખંડ વૃષ્ટિ થાય, ચાર પગા જાનવરોની હાનિ થાય, [1]પંચાવન કદીયાવડે એક કળશી ધાન્ય મળે, આશ્વિન માસમાં રોગ આવે, અન્નનો ભાવ સમાન રહે, સર્વ ધાતુઓના ભાવ સાધારણ રહે, સમય મધ્યમ થાય, રાજાનો વિરોધ થાય, પશ્ચિમ દિશામાં સુકાળ થવાથી ધાન્ય સસ્તું રહે, સિંધુ દેશથી અથવા સ્થળ માર્ગે અન્ન આવે, પૂર્વ દિશામાં યુદ્ધ થાય અને અન્નનો ભાવ સાધારણ રહે. ૨૦.

## ઇતિ અધમ વિંશતિકા ત્રીજી.

## ઇતિ સંક્ષેપથી સાઠ વર્ષનું ફળ કહ્યું.

આ સંવત્સર સંબંધી ફળાદેશ વૈશાખ શુદી ત્રીજને દિવસે પ્રાચીન શાસ્ત્રના બળથી કહેવા લાયક છે. જો

**અથ ગુરૂચાર.** કદાચ આ સત્યરૂપ જિનેશ્વરના વચનમાં કાંઇપણ વિરોધ જાણવામાં આવે, તો તે ખળ પુરૂષનું લખેલું વાચાળનું ચરિત્ર જાણવું. ચૈત્ર શુદિ આઠમને દિવસે આદિનાથ ભગવાનની ત્રણ જગતને જોનારી દીક્ષા થઇ છે, ત્યારથી વર્ષીતપનો પ્રારંભ થયો છે. કેમકે આ તપ પૃથ્વીપર

[1] અહીં કળશીનું માપ બીજું હોવું જોઇએ.

પ્રથમ ઋષભદેવ સ્વામીએજ કર્યો છે, આ તપના પારણાનો લાભ નહીં થવાથી એક વર્ષથી કાંઇક અધિક એટલે વૈશાખ શુદી ત્રીજને દિવસે પારણું થયું, તેથી આ ત્રીજ જગતને વિષે પ્રિય અને વાંદવા લાયક થઇ છે. તેથી કરીને વર્ષનું શુભાશુભ ફળ તેજ ત્રીજને દિવસે વિચારવાનું છે. વળી તે દિવસે સ્ત્રી સહિત પુરૂષોએ સાધુને તથા શ્રાવકોને સત્કાર કરવાપૂર્વક દાન દેવું. સંવત્સર નામની દ્વિપવિંશતિકાનો અર્થ તથા ગ્રહનો પ્રચાર વિગેરે સારી રીતે જાણીને જો શુભાશુભ ફળ જોવામાં આવે તો તેનું વચન સફળ થાય છે, અન્યથા અસત્ય થાય છે. પ્રાચીન વાણીના વૈભવને જોઇને તથા સર્વ ગ્રહોનું ચલાચલપણું અને બલાબલપણું ઘણા સંગ્રહવડે વિચારી શુભાશુભ ફળ કહેવું. જે પુરૂષ સદ્ગુરૂ અને દેવને વિષે પ્રગટ રીતે અતિ ભક્તિમાન હોય, સ્વધર્મને વિષે આસક્ત હોય, હૃદયમાં દયાળુ હોય, અને શાસ્ત્રની રીતિ પ્રમાણે વર્ષનું ફળ કહેતો હોય, તો તે મેઘથી વિજયલક્ષ્મીવડે વ્યાપ્ત થાય છે.

ગુરૂ, શનિ, કેતુ અને રાહુ ( તથા બીજા ગ્રહો ) એ વર્ષના સ્વામી છે. તેમાં ગુરૂના પ્રચારથી બાર સંવત્સર ઉત્પન્ન થાય છે. તેમનાં નામ વિધિપૂર્વક કહેવાં. તેમાં ગુરૂએ કરેલા સંવત્સરોના નામ તથા તેમનું ફળ રામવિનોદ નામના ગ્રંથમાં આ પ્રમાણે કહ્યું છે.

હવે હું ઉત્તમ ગુરૂચારને કહીશ. આ ગુરૂચારવડે પ્રભવ વિગેરે વર્ષની ઉત્પત્તિ થાય છે. કાર્તિક આદિ માસને વિષે કૃત્તિકા આદિ બે બે નક્ષત્રો આવે છે, અને ઉપાંત્ય એટલે અગ્યારમા, પાંચમા અને છેલ્લા એટલે બારમા માસમાં ત્રણ ત્રણ નક્ષત્ર આવે છે. ( એટલે કે ઉપાંત્ય—ભાદ્રપદ, પાંચમો ફાલ્ગુન અને અન્ત્ય—આશ્વિન એ ત્રણ માસમાં ત્રણ ત્રણ નક્ષત્ર આવવાથી નવ નક્ષત્ર

થયાં. બાકીના કાર્તિકાદિક નવ માસમાં બબે નક્ષત્ર આવવાથી અઢાર નક્ષત્ર થયા, તેમા ઉપરના નવ નક્ષત્ર ભેળવતા સત્તાવીશ નક્ષત્ર પૂર્ણ થાય છે અહીં બાર માસના જે નામ છે, તેજ એક એક વર્ષના પણ નામ હોવાથી ગુરૂચારના બાર વર્ષ પૂરા થાય છે ) જે નક્ષત્રમા ગુરૂનો ઉદય થયો હોય તે નક્ષત્રના નામનો સવત્સર ગણાય છે ( જેમકે કૃત્તિકા નક્ષત્રમાં ગુરૂનો ઉદય થાય ત્યારે કાર્તિક સવત્સર કહેવાય છે એમ આશ્વિન સવત્સર સુધી જાણવુ ) વળી કોઇ કહે છે કે—સૂર્યસિદ્ધાતમા કહેલા જે નક્ષત્રમા ગુરૂનો અસ્ત થયો હોય તે નક્ષત્રના નામનો સંવત્સર પણ કહેવાય છે ( જેમકે કૃત્તિકા નક્ષત્રમા ગુરૂનો અસ્ત થાય તો કાર્તિક સવત્સર વિગેરે ) જે વખતે પ્રવાસ ( ગતિ—ચાર ) ને અતે જે ગ્રહનક્ષત્ર સહિત ગુરૂનો ઉદય થાય છે, તે કારણથી તે નક્ષત્ર પૂર્વક ગુરૂનો સવત્સર પ્રવર્તે છે

**ગુરૂના વર્ષનો વિચાર ( ફળ ).**

બૃહસ્પતિના કાર્તિક નામના સવત્સરમા અગ્નિ અને ગાયો વડે આજીવિકા કરનાર લોકોને પીડા થાય, શસ્ત્ર, અગ્નિ અને ક્ષુધા વિગેરેનો ભય થાય. તથા પુષ્પ અને [1]કોસુભવડે આજીવિકા કરનાર લોકોની વૃદ્ધિ થાય ૧ [2]સૌમ્ય નામના બૃહસ્પતિ સવત્સરમા વૃષ્ટિ અલ્પ થાય, અનેક પ્રકારે ધાન્યની હાનિ થાય, રાજાઓ યુદ્ધ કરવા તત્પર થાય, અને પરસ્પરનો વધ કરવાની ઇચ્છા કરે. ૨ પોષ નામના બૃહસ્પતિ સવત્સરમા સર્વ જનો સુખી થાય, ગુરૂની પૂજા કરવા મા તત્પર થાય, ક્ષેમ, સુકાળ અને આરોગ્ય થાય, તથા ખેડુતને ઇચ્છિત વૃષ્ટિ થાય ૩ માઘ નામના બૃહસ્પતિ સવત્સરમા સર્વ—

૧ કસુબાનો રગ ૨ માગશીર્ષ

સંપત્તિ પ્રાપ્ત થાય, સર્વ પ્રાણીઓના હિતનો ઉદય થાય, વરસાદ સારો વરસે અને સુકાળ થાય. ૪. ફાલ્ગુન નામના ગુરૂસંવત્સરમાં ચોરનો ભય થાય, સ્ત્રીઓ અત્યંત દુર્ભાગ્યવાળી થાય, કોઇ ઠેકાણે વૃષ્ટિ થાય, કોઇ ઠેકાણે ધાન્ય પાકે, કોઇ ઠેકાણે ભય થાય, અને કોઈ ઠેકાણે ઇતિ થાય. ૫. ચૈત્ર નામના ગુરૂના સંવત્સરમાં રાજાઓ શાંતિપૂર્વક રહે, સ્ત્રીઓને થોડી પ્રજા ઉત્પન્ન થાય, અલ્પ વૃષ્ટિ થાય, ધાન્યની ઉત્પત્તિ (અલ્પ) થાય, તથા પ્રજાઓને વ્યાધિનો ભય થાય. ૬. વૈશાખ નામના ગુરૂના વર્ષમાં પૃથ્વીપર રાજાઓ ધર્મમાર્ગમાં રકત થાય, પૃથ્વીપર ક્ષેમ, સુકાળ અને આરોગ્ય પ્રવર્તે, તથા બ્રાહ્મણો યજ્ઞકર્મમાં તત્પર થાય. ૭. જ્યેષ્ઠ નામના ગુરૂના વર્ષમાં ધર્મ માર્ગે રહેલા અને સત્ક્રિયામાં તત્પર થયેલા લોકો પીડા પામે, તે વર્ષે વરસાદ વરસે નહીં, અને ધાન્યનો વિનાશ થાય. ૮. અષાઢ નામના બૃહસ્પતિના વર્ષમાં રાજાઓ સદા કલહ કરવામાં ઉત્સુક થાય, કોઇ ઠેકાણે ઇતિ થાય, કોઈ ઠેકાણે ભય થાય, કોઇ ઠેકાણે વૃદ્ધિ થાય, અને કોઇ ઠેકાણે જળની વૃષ્ટિ થાય. ૯. શ્રાવણ નામના બૃહસ્પતિના વર્ષમાં દેવોની પણ સ્પર્ધા કરે એવા વૈભવ વાળા મનુષ્યોવડે પૃથ્વી શોભે છે, પૃથ્વી પુષ્પ ફળાદિકવડે યુકત થાય છે, અને યજ્ઞાદિક ક્રિયાવડે ભરપૂર થાય છે. ૧૦. ભાદ્રપદ નામમાં ગુરૂસંવત્સરને વિષે કોઈ કોઇ ઠેકાણે વૃષ્ટિ, ક્ષેમ અને આરોગ્યતા રહે, સર્વ ધાન્યની સંપત્તિ પ્રાપ્ત થાય, અને બીજા ફળ પુષ્પ વિગેરેનો નાશ થાય. ૧૧. તથા આશ્વિન નામના ગુરૂસંવત્સરને વિષે સર્વ પ્રાણીઓ અત્યંત સુખી થાય, પ્રથમનું ધાન્ય મધ્યમ–સાધારણ પાકે, અને પછીનું ધાન્ય પરિપૂર્ણ પાકે. ૧૨.

જીર્ણ પત્રોમાં પાઠાંતર આ પ્રમાણે છે.—

જ્યારે બૃહસ્પતિ મેષ રાશિમાં રહ્યો હોય ત્યારે તે ચૈત્ર નામનો સંવત્સર કહેવાય છે. તે વર્ષે પ્રબુદ્ધ

**૧ મેષ રાશિમાં રહેલા ગુરૂનું ફળ.** નામનો મેઘ હોય છે, અને સર્વત્ર વૃષ્ટિ થાય છે, સુકાળ થાય, રાજાઓનો વિગ્રહ થાય, વસ્ત્ર, કર્પટ ( કાપડ ), સુવર્ણ, રૂપું, તાંબુ, કપાસ અને પરવાળા, એ સર્વ વસ્તુ સોંઘી થાય, તેમજ મજીઠ, નાળીયેર અને રેશમી વસ્ત્ર પણ સોંઘા થાય, તથા કાંસું, લોહું, ઇક્ષુ અને સોપારી વિગેરેનો સંગ્રહ કરવો. અશ્વને પીડા થાય, મોટો રોગ ઉત્પન્ન થાય, બ્રાહ્મણોને કષ્ટ થાય, આ પ્રમાણે ત્રણ માસનું ફળ જાણવું. પછીથી ભાદ્રપદ માસમાં ઘઉં, શાલિ, અડદ અને ઘી સસ્તું થાય, દક્ષિણ અને ઉત્તર દિશામાં ખંડ ખંડ વૃષ્ટિ થાય. દક્ષિણ અને ઉત્તર દેશમાં કોઇ ઠેકાણે છત્રભંગ થાય, આશ્વિનથી ફાલ્ગુન એ છ માસસુધી દુકાળ થાય, પછી બે માસ સુકાળ થાય, તે વખતે જલેંદ્રક નામનો મેઘ વરસે. કાર્તિક અને માર્ગશીર્ષ માસમાં કપાસ અને અન્ન મોંઘું થાય. મેદપાટ દેશમાં રાજા પીડા પામે, દેશનો ભંગ થાય, વૃષ્ટિ અલ્પ થાય, લોકો રોગવાળા થાય, દુકાળ પડે, પોષ માસમાં રસ મોંઘા થાય, વેપારીઓને લાભમાં સંશય રહે. વૈશાખ માસમાં ગુજરાતને વિષે રણસંગ્રામ થાય, છત્રનો ભંગ થાય. અષાઢ કે શ્રાવણ માસમાં માર્ગ ભય થાય, નવો રાજા થાય, કોઇ ઠેકાણે કાર્તિક માસમાં પણ વરસાદ થાય, ધાન્યનો સંગ્રહ કરે તો પાંચમે માસે ત્રણ ગુણો લાભ થાય. એક વર્ષમાં જો ગુરૂ ક્રમે કરીને ત્રણ રાશિનો સ્પર્શ કરે તો કરોડો સુભટોના રૂંડ મુંડ પૃથ્વીપર લોટે. જળચર રાશિપર ગુરૂ આવે તો સુભિક્ષ (સુકાળ) અને કલ્યાણ થાય. મધ્યમનું મધ્યમ ફળ કહેવું. એજ પ્રમાણે સર્વ ગ્રહોનું જાણવું. આ રીતે મેષ રાશિપર ગુરૂ રહ્યો હોય

તેનું વિશેષ ફળ કહ્યું. બાકીનું સર્વ ગુરૂના ઉપદેશથી જાણવું. બીજા કોઇ પુરૂષે આ ગુરૂચારના વિચારના સંગ્રહમાં કદાપિ શંકા કરવી નહીં. ઇતિ મેષરાશિસ્થ ગુરૂફલમ્. ૧.

**૨ વૃષ રાશિમાં રહેલા ગુરૂનું ફળ.**

જ્યારે ગુરૂ વૃષ રાશિમાં રહ્યો હોય ત્યારે તે વૈશાખ નામનો સંવત્સર કહેવાય છે. તે વર્ષે નંદશાલ નામનો મેઘ વરસે અને સર્વ ધાન્ય સસ્તું થાય. વૈશાખ અને આશ્વિન માસમાં સ્ત્રીઓને રોગ થાય, હાથી અને ઘોડાને મહા પીડા થાય, અને ઘરને વિષે પરસ્પર વેર થાય. ઉત્તર દિશામાં વૃષ્ટિ ન થાય, કોઇ દેશમાં દુકાળ પડે, પૂર્વ દિશામાં મહાસુખ થાય, રાજાની બુદ્ધિ વિપરીત થાય. ઘી, તેલ, મજીઠ, મોતી, પરવાળા, લવણ, રાતું વસ્ત્ર અને નાળીયેર એ વસ્તુ સોંઘી થાય. શ્રાવણ માસમાં ઘઉં, શાળ, ચણા, મગ, અડદ તથા તલ મોંઘા થાય. જ્યેષ્ઠ માસમાં મેઘની ઘણી વૃષ્ટિ થાય. શૃંગાલક અને માળવા દેશમાં ઉત્પાત થાય, રાજાનો વિગ્રહ થાય, દેશનો ભંગ થવાથી ભય થાય, અને દેશ શૂન્ય થાય, ઘી અને ધાન્ય મોંઘું થાય. મેદપાટ દેશમાં ગ્રીષ્મ ઋતુને વિષે ધાન્ય સોંઘું થાય. મારવાડ દેશમાં ધાન્ય, ઘી અને તેલ મોંઘાં થાય ધાતુઓ સોંઘી થાય સિંધુ દેશ, નાગપુર, શ્રી વિક્રમપુર એ સ્થળે ધાન્ય મોંઘું થાય, અને મેદપાટ દેશમાં સોંઘું થાય. બે માસમાં ધાન્ય સંગ્રહ કરવો યોગ્ય છે. તેથી લાભ થાય. કેમકે બીજા દશ માસ દુકાળ રહે, માર્ગમાં રોધ થાય અને પ્રજાનો ક્ષય થાય. અષાઢ અને શ્રાવણ માસમાં વરસાદ થાય અને ભાદ્રપદ માસમાં વૃષ્ટિ થાય નહીં. ઘોડાને રોગ થાય, બીજા ચારપગા જાનવરનો નાશ થાય અને કોઇ ઠેકાણે તીડનો ઉપદ્રવ થાય. આ પ્રમાણે વૃષભ રાશિના ગુરૂનું સમગ્ર ફળ શ્રેષ્ઠ મુનિ-

ઓએ કહ્યું છે. શ્રી ઉત્તમ જિનેશ્વરના ધ્યાનના બળથી પૃથ્વી સર્વત્ર રસકસવાળી થાય. ઈતિ વૃષભ રાશિસ્થ ગુરૂ ફલમ્.

**૩ મિથુન રાશિમાં રહેલા ગુરૂનું ફળ.** મિથુન રાશિમાં બૃહસ્પતિ આવે ત્યારે તે જ્યેષ્ઠ નામનો સંવત્સર કહેવાય છે, તે વર્ષે બાળકોને અને અશ્વોને રોગ થાય, તથા ખંડ ખંડ વૃષ્ટિ થાય. તે વર્ષે કર્કોટક નામનો મેઘ હોય, અથવા બીજાના મતમાં ગંડૂપદ નામનો મેઘ હોય. તે વર્ષમાં પાપી મનવાળા ચોરો લોકોને પીડા પમાડે. પશ્ચિમ દિશામાં, સિંધુ દેશમાં, વાયવ્ય ખૂણામાં અને ઉત્તર દિશામાં વિચિત્ર રોગો ઉત્પન્ન થાય, ઉત્તરાપથમાં પીડા થાય. શ્વેત વસ્ત્ર, કાંસું, કર્પૂર, ચંદનાદિક, મજીઠ, નાળીયેર, સોપારી, સોનું અને રૂપું એ સર્વ વસ્તુ ચૈત્રાદિક પાંચ માસ સુધી સોંઘી થાય. પછીથી મોંઘી થાય પૂર્વે કહેલાં ધાન્ય સોંઘા થાય. પૂર્વ દિશામાં, અગ્નિ ખૂણામાં દક્ષિણ દિશામાં, નૈઋત્ય ખૂણામાં અને ઈશાન ખૂણામાં સુકાળ થાય. શ્રાવણ માસમાં લેંશ અને હાથીઓને મહા કષ્ટ થાય, રાજા સ્વસ્થ રહે, પ્રજાની વૃદ્ધિ થાય, સુકાળ થાય, પૃથ્વીપર મંગળ પ્રવર્તે તથા તેલ, ખાંડ, સાકર, અને ધાતુઓ એ વસ્તુ સોંઘી થાય. શૃંગાલ (સીંગાપુર) દેશમાં ઉત્પાત થાય, કરીયાણાનો ભાવ મંદ થાય, ઘણો વરસાદ થાય, ઘી, ધાન્ય અને ગોળ સોંઘા થાય. સુંઠ, મરી, પીપર, મજીઠ, જાયફળ અને કંકોલ એ સર્વ વસ્તુ મોંઘી થાય. ફાલ્ગુન માસમાં ધાન્યનો સંગ્રહ કરવો. કપાસ, લવણ, ગોળ, તેલ, ઘઉં, જુવાર, ચણા, અને મગ એ સર્વનો સંગ્રહ કરવો. ત્રણ માસ પછી તેનો વિક્રય કરવામાં ત્રણ ગુણો લાભ મળે. લોકમાં મિથુન રાશિનો ગુરૂ પણ અવશ્ય વ્યભિચાર કરે છે, અને ચારના બળના અભાવથી કોઈ ઠેકાણે દેશભંગનો ભય પણ કરે છે. ઈતિ મિથુન રાશિસ્થ ગુરૂ ફલમ્.

જ્યારે કર્ક રાશિનો બૃહસ્પતિ થાય ત્યારે તે વર્ષ આષાઢ નામનો સંવત્સર કહેવાય છે. તે વર્ષે પૂર્વ અને દક્ષિણ દિશામાં કમ્બલ નામનો મધ્યમ મેઘ વરસે. કાર્તિક અને ફાલ્ગુન માસમાં સર્વધાન્ય મોઘાં રહે. પશ્ચિમ દિશામાં, સિંધુ દેશમાં, વાયવ્ય ખૂણામાં અને ઉત્તર દિશામાં ચાર પગા પશુનો ક્ષય થાય, દુકાળ થાય, મૃગોને દુઃખ થાય. સોનું, રૂપું, તાંબુ, પટ્ટસૂત્ર, પરવાળાં, મોતી અને અન્નાદિક દ્રવ્ય એ સર્વ ચતુરાઇથી વેચાય. મજીઠ અને શ્વેત વસ્ત્ર સોંઘાં થાય, સુભટોનો ક્ષય થાય. ઘઉં, શાલિ, તેલ, ઘી, લવણ, સાકર અને અડદ મોંઘા થાય, લોક પાપકર્મમાં આસકત થાય. કાર્તિક અને માર્ગશીર્ષ માસમાં ધાન્ય, ઘી અને તેલ મોંઘા થાય. પટ્ટસૂત્ર, વસ્ત્ર, જાયફળ, લવિંગ અને મરી એ સર્વ વસ્તુ વેપારીઓએ શીયાળામાં સંગ્રહ કરવી. તે વૈશાખ અને જ્યેષ્ઠ માસમાં વેચવાથી બમણો લાભ થાય. વર્ષાઋતુમાં ઘણો વરસાદ થાય, સર્વ ધાન્ય સોંઘા થાય, અને સુકાળ થાય. તલ, કપાસ, ચણા, ગોળ, ઘઉં, અડદ, તુવેર, જુવાર, મગ, અને કોદરા વિગેરે ધાન્યનો આષાઢ માસમાં સંગ્રહ કરીને ઉષ્ણ ઋતુમાં વેચવાથી બમણો લાભ થાય છે.

**કર્ક રાશિમાં રહેલા બૃહસ્પતિનું ફળ—**

## ઇતિ કર્ક રાશિસ્થ ગુરૂ ફલમ્.

જ્યારે સિંહ રાશિમાં ગુરૂ આવે, ત્યારે તે વર્ષ શ્રાવણ નામનો સવત્સર કહેવાય છે. તે વર્ષમાં વાસુકિ નામનો મેઘ હોય છે. તે વર્ષે ગાયો ઘણું દૂધ આપે છે, અને પૃથ્વી જળથી ભરપૂર થાય. દેવ અને બ્રાહ્મણની પૂજા

**સિંહ રાશિમાં રહેલા બૃહસ્પતિનું ફળ.**

થાય, સત્પુરૂષોનો સત્કાર થાય, રોગ ઉત્પન્ન થાય, પરસ્પર વિવાદ થાય, ચારપગા પશુ મોંઘા થાય. મ્લેચ્છ દેશમાં મહાયુદ્ધ થાય, છત્ર ભંગ થાય, ઉપદ્રવ થાય, પશ્ચિમ અને ઉત્તરનો વાયુ વાવાથી લોકોનો વિનાશ થાય. ઘઉં, તલ, અડદ અને શાલિ મોંઘા થાય, સોનું, રૂપું, તાંબુ અને પરવાળાં સોંઘા થાય. સુકાળ થાય, સર્પ દંશનો ભય થાય, અષાઢ અને ભાદ્રપદ માસમાં વૃષ્ટિ થાય. શ્રાવણ માસમાં અલ્પવૃષ્ટિ થાય. કાર્તિક માસમાં સુકાળ થાય. સોપારી, ટોપરાં, મકાઇના ડોડા, મજીઠ, સુંઠ, ખારેક, પટ્ટકુળ, જાયફળ અને કપૂર એ સર્વ વસ્તુ સોંઘી થાય. ઉષ્ણ કાળે ગોળ, ખાંડ, હિંગ, મીસરી અને સાકર એ સર્વ વસ્તુ મોંઘી થાય, ધાન્ય સોંઘું થાય. જ્યેષ્ઠ માસમાં આઠ સ્કંદકવડે એક મણ ધાન્ય મળે, પચ્ચીશ સ્કંદકવડે એક મણ ઘી મળે, વીશ સ્કંદકવડે એક મણ તેલ મળે, દશ સ્કંદકવડે એક મણ ઘઉં મળે, ફાલ્ગુન માસમાં ધાન્ય, કપાસ, તેલ વિગેરે રસનો સંગ્રહ કરવો યોગ્ય છે, તે જ્યેષ્ઠ માસમાં વેચવાથી બમણો લાભ થાય. સિંહ રાશિમાં ગુરૂ પ્રાપ્ત થાય ત્યારે સર્વ ઠેકાણે ધાર્મિકજનનો ઉદય થાય.

## ઇતિ સિંહરાશિસ્થ ગુરૂ ફલમ્.

**કન્યા રાશિમાં રહેલા ગુરૂનું ફળ.** જ્યારે કન્યારાશિનો ગુરૂ થાય છે, ત્યારે તે ભાદ્રપદ નામનો સંવત્સર કહેવાય છે. તે વર્ષે તમસ્તમ નામનો મેઘ હોય છે. તે વર્ષે સાત માસ સુધી દુઃખ રહે છે. ત્યારપછી કાર્તિક માસથી વૈશાખ માસ સુધી સુકાળ રહે છે. તે વખતે ભાદ્રપદ માસમાં ઘીનો સંગ્રહ કરવાથી બમણો લાભ થાય છે. ચારપગા પશુઓને પીડા થાય છે. ઘઉં, શાલિ, સાકર, તેલ, અડદ, ગોળ, શેરડી વિગેરે મોંઘા થાય. સૌરાષ્ટ્ર

શમાં શુદ્ર અને અંત્યજ લોકો દુઃખી થાય, દાક્ષણ દિશામાં, રંડ ખંડ વૃષ્ટિ થાય, મ્લેચ્છના દેશમાં ઉત્પાત થાય, મેદપાટ અને શૃંગાલ દેશમાં શત્રુના સૈન્યનો ભય થાય તથા યુદ્ધ થાય. ાર્પદંશ, અગ્નિભય, અલ્પ વૃષ્ટિ અને અલ્પ રસ થાય. ચૈત્ર વૈશાખમાં મારવાડ .દેશમાં છત્રનો ભંગ થાય, તથા ઘઉં ઘી મને તેલ મોંઘાં થાય. રત્ન, કંબલ, ધાતુ અને રત્નાદિક વસ્તુ ાંઘી થાય. આષાઢ માસમાં ધાન્યનો .સંગ્રહ કરવાથી ભાદ્રપદ ાાસમાં ચાર ગુણો લાભ થાય.

## ઈતિ કન્યા રાશિસ્થ ગુરૂ ફલમ્.

**તુલા રાશિમાં રહેલા બૃહસ્પતિનું ફળ.**

જ્યારે તુલારાશિનો બૃહસ્પતિ થાય ત્યારે આશ્વિન નામનો સંવત્સર થાય છે. તે વર્ષે તક્ષક નામનો મેઘ વરસે છે. તે વર્ષે ઘણી વૃષ્ટિ થાય છે. મજિઠ અને નાળિયેર સોઘા થાય છે, રાજાઓનું પરસ્પર યુદ્ધ થાય, ઘી તેલ સોંઘા થાય, માર્ગશીર્ષ અને પોષ માસમાં ધાન્યનો સંગ્રહ કરવો સારો છે. તેથી માર્ગશીર્ષથી આરભી ચૈત્ર સુધી પાંચ મહિનામાં લાભ થાય છે. કોઇ દેશમાં છત્રભંગ અને રાજાઓનો વિગ્રહ થાય છે મારવાડ દેશમા ઉત્પાત થાય, માર્ગમાં ચોરનો ભય થાય, કોટા અને જેસલમેર વિગેરે દેશમાં શત્રુના– સૈન્યનું આગમન થાય. કાર્તિક કે માર્ગશીર્ષ માસમા દશ સ્કંદક વડે એક મણ ધાન્ય મળે. અષાઢ માસમાં સારો વરસાદ વરસે. તેર સ્કંદકવડે એક મણ ખાંડ વેચાય, પચાસ સ્કંદકવડે એક મણ મીસરી અને સાકર વેચાય. રસ અને કરીયાણાનો સંગ્રહ કરવાથી ચોથે માસે ચાર ગુણો લાભ થાય અને ધાતુઓ સોંઘી થાય.

## ઇતિ તુલા રાશિસ્થ ગુરૂ ફલમ્.

જ્યારે વૃશ્ચિક રાશિમાં બૃહસ્પતિ રહેલો હોય ત્યારે કાર્તિક નામનો સંવત્સર કહેવાય છે. તે વર્ષે ... નામનો મેઘ વરસે છે. તેમાં ખંડ ખંડ વૃષ્ટિ થાય, ધાન્ય થોડું પાકે, મહા ભય ઉપજે, આઠ માસ સુધી ઘેર ઘેર પરસ્પર વેર થાય, તેમાં કાંઈ સંશય નથી. ભાદ્રપદ, આશ્વિન અને કાર્તિક એ ત્રણ માસ મોંઘવારી રહે, ત્યારપછી સુકાળ થાય, દેશમાં મંદ વૃષ્ટિ થાય. પશ્ચિમ દેશમાં જીવની વૃષ્ટિ થાય ( જીવોની ઉત્પત્તિ ઘણી થાય, અથવા જીવ એટલે જળ તેની વૃષ્ટિ થાય. ) વાયવ્ય ખુણાના દેશમાં દુકાળ પડે. સોનું રૂપું, કાંસું, તાંબુ, તલ, ઘી, નાળીયેર, ગોળ, કપાસ, લવણ અને શ્વેત વસ્ત્ર મોંઘાં થાય. મધ્ય દેશમાં ભેંશ, બળદ અને ઘોડા સોંઘાં થાય, તથા તીડ અને મ્લેચ્છ લોકોનો મોટો ઉત્પાત થાય. શૃંગાલ દેશમાં સૈન્ય ચડી આવે, ઘોડા અને ભેંશોમાં રોગ વધે, હીંગ, ખારેક અને ટોપરાં મોંઘાં થાય. દેશ ભંગ, અલ્પવૃષ્ટિ અને સ્ત્રીઓને દુઃખ થાય. મારવાડ અને નાગપુર દેશમાં પ્રજાઓ કલેશ પામે, ઘઉં, ચણા, તુવેર, જુવાર, અડદ, મગ અને કાંગ એ સર્વને પાંચ માસ સુધી ગ્રહણ કરી પછી વેચવાથી બમણો લાભ થાય.

**વૃશ્ચિક રાશિમાં રહેલા બૃહસ્પતિનું ફળ.**

### ઇતિ વૃશ્ચિક રાશિસ્થ ગુરૂ ફલમ.

જ્યારે ધન રાશિનો બૃહસ્પતિ થાય ત્યારે માર્ગશીર્ષ નામનો સંવત્સર થાય છે. તેમાં હેમમાલી નામનો મેઘ વરસે છે. તેમાં વૃષ્ટિ ઘણી થાય, ચોર ઘેર સ્ત્રીઓ પીડા પામે. પૂર્વ કાળમાં ધાન્ય પાકે. ઘઉં, શાલિ, સાકર, કપાસ, પરવાળાં,

**ધન રાશિમાં રહેલા બૃહસ્પતિનું ફળ.**

ાંસું, લોહું, સીસું, ઘી, સોનું અને રૂપું એ સર્વ મોંઘાં થાય. તથા તેલ, તલ, ગોળ, સોપારી અને શ્વેત વસ્ત્ર કોઇ કોઇ ઠેકાણે સોંઘા થાય. માર્ગશીર્ષ માસથી જ્યેષ્ઠ માસ સુધી ી મોંઘું રહે. ભેંશ, ઘોડા, ગાય અને મજીઠ પણ મોંઘા થાય. શીતકાળમાં દેશભંગ, દુકાળ અને કોઇ ઠેકાણે મરકીનો ઉપદ્રવ થાય. ગ્રીષ્મ ઋતુમાં મ્લેચ્છ જનનો ક્ષય થાય. શ્રાવણ માસમાં ત્રીશ સ્કંદકવડે એક કળશી ધાન્ય મળે. પચાસ સ્કંદકવડે એક મણ ઘી મળે. ભાદ્રપદ માસમાં મોટી વૃષ્ટિ થાય. આશ્વિન માસમાં રોગની ઉત્પત્તિ થાય, સર્પદંશ વધે. દશ સ્કંદકવડે મણ ધાન્ય મળે અને તેજ પ્રમાણે મણ ઘી પણ મળે. એક સ્કંદકવડે શેર ખાંડ મળે. ગોળ અને સાકર કોઇ ઠેકાણે મોંઘા થાય. કળથી, કામસૂર, રાતાં વસ્ત્ર અને ઘઉં તથા જવ મોંઘા થાય. ગુજરાત દેશમાં છત્રનો ભંગ થાય. માર્ગશીર્ષ તથા પોષ માસમાં મજીઠ, હિંગ, મોતી, જાયફળ, સોપારી અને પરવાળાં મોંઘાં થાય. પશુ વિગેરેનો તથા કપાસ, રસ અને અડદનો સંગ્રહ કરવાથી સાતમે માસે ચાર ગુણો લાભ પ્રગટ રીતે થાય.

## ઇતિ ધન રાશિસ્થ ગુરૂ ફલમ્.

**મકર રાશિમાં રહેલા બૃહસ્પતિનું ફળ.**

જ્યારે મકર રાશિમાં બૃહસ્પતિ રહ્યો હોય, ત્યારે તે પોષ નામનો સંવત્સર કહેવાય છે. તેમાં જલેંદ્ર નામનો મેઘ હોય છે. તે વર્ષે ચારપગા જનાવરનો ક્ષય થાય, પૃથ્વીપર દુકાળ પડે, માણસો પાણી રહિત થાય. માર્ગશીર્ષ માસથી ધાન્યનો સંગ્રહ કરવો સારો છે. તે વખતે મહા ઘોર સંગ્રામ થાય અને રાજાઓની વિપરીત

બુદ્ધિ થાય. ઉત્તર અને પશ્ચિમના દેશમાં કદાપિ ખંડ ખંડ વૃષ્ટિ થાય. પૂર્વ અને દક્ષિણના દેશમાં દુકાળ થાય અને રાજાઓનો વિગ્રહ થાય, લોકો પાપબુદ્ધિમાં આસક્ત થાય, પૃથ્વીપર હાહાકાર પ્રવર્તે. જળ, તેલ, ઘી, દૂધ, અન્ન અને રક્ત વસ્ત્ર મોંઘાં થાય. ઉત્તમ અને મધ્યમ સર્વ લોક સર્વ ભક્ષણ કરવામાં તત્પર થાય. ક્ષત્રિયોનો છત્ર ભંગ થાય, અને મ્લેચ્છ લોકોનો વિનાશ થાય. ચૈત્ર, આશ્વિન અને અષાઢ એ ત્રણ માસ મોંઘવારી રહે. પછી ધાન્યનો સુકાળ થાય, ચોરો પ્રજાને પીડા કરે. નર્મદા નદીને કાંઠે સોનું, રૂપું, તાંબું, લોઢું, કપૂર અને ચંદનાદિક મોંઘાં થાય, અને મહી નદીને કાંઠે શુભ થાય. માઘ માસમાં માળવા દેશને વિષે દેશનો ભંગ થાય, વરસાદ ઘણો ન થાય, ઘણુ વ્યાધિઓ થાય, રૂપું અને બીજી ધાતુ મોંઘી થાય. મેદપાટ દેશમાં માર્ગશીર્ષ અને પોષ માસમાં સૈન્ય ચઢી આવે, પ્રજાજનને પીડા થાય, છત્ર ભંગ અને મહાભય થાય. દેશ, ગામ અને નગરમાં લુંટ ચાલે, યુદ્ધ થાય, શાલિ, જવ, ઘઉં તથા રસકસ મોંઘા થાય. ખાંડ, ધાન્ય, ગોળ, મજીઠ અને સાકર એ વસ્તુ ફાલ્ગુન અને ચૈત્ર માસમાં સર્વ ઠેકાણે મોંઘી રહે. અષાઢ માસમાં ઘી, તેલ, પટ્ટ સૂત્ર, કંબલ, વસ્ત્ર, શેરડી અને રસ એ સર્વ વસ્તુ મોંઘી થાય. વૃષ્ટિ થોડી થાય તો પણ સુકાળ થાય. આશ્વિન અને કાર્તિક માસમાં દશ સ્કંદકવડે એક મણ ધાન્ય મળે, સોળ સ્કંદકવડે એક મણ ઘી મળે, અને પંદર સ્કંદકવડે એક મણ તેલ મળે. (બીજા માસમાં), આઠ સ્કંદકવડે એક મણ ઘઉં મળે, સત્તર સ્કંદકવડે મણ તેલ મળે અને ચાર સ્કંદકવડે બીજાં ધાન્ય મળે.

ઇતિ મકર રાશિસ્થ ગુરૂ ફલમ્.

જ્યારે કુંભ રાશિનો બૃહસ્પતિ થાય ત્યારે તે માઘ નામનો સંવત્સર કહેવાય છે. તે વર્ષે વજ્રદંડ નામનો મેઘ હોય છે. તે વર્ષે સુકાળ થાય છે, ઋષિ, દેવ અને બ્રાહ્મણ પૂજાય છે, કાંસું, પીતળ, લોઢું, મજીઠ, સીસું, અને સોનું એ વસ્તુઓ ત્રણ માસ સોંઘી રહે છે, મોતી, પરવાળાં, મજીઠ, રેશમી વસ્ત્ર, સોપારી, રૂપું, નાળીયેર અને શ્વેત વસ્ત્ર એ વસ્તુઓ મોંઘી થાય છે. માઘ, ફાલ્ગુન અને ચૈત્ર એ ત્રણ માસમાં રોગની ઉત્પત્તિ થાય, લોકમાં લવણ મોંઘું થાય. મારવાડ દેશમાં ધાન્ય મોંઘું થાય, ચૈત્ર અને વૈશાખ માસમાં સિંધુ દેશપર સૈન્ય ચડી આવે. વસ્ત્ર, કંબલ અને હિંગ મોંઘી થાય, કાર્તિક અને આશ્વિન માસમાં રોગની વૃદ્ધિ થાય, છત્ર ભંગ થાય અને મહા ભય થાય. રસ, કપાસ અને વસ્ત્ર સર્વ ઠેકાણે મોંઘા થાય. અષાઢ માસમાં ચાર સ્કંદકવડે મણ ઘઉં મળે, અઢાર સ્કંદકવડે ઘી એક મણ મળે, અને તેલ ચૌદ સ્કંદકનું એક મણ મળે. શ્રાવણ અને ભાદ્રપદ માસમાં ધાન્યનો સંગ્રહ કરવો, તે તથા જુવારને વેચવાથી પોષ માસમાં બમણો લાભ થાય.

**કુંભ રાશિમાં રહેલા બૃહસ્પતિનું ફળ.**

## ઈતિ કુંભ રાશિસ્થ ગુરૂ ફલમ્.

જ્યારે મીન રાશિનો ગુરૂ થાય ત્યારે તે ફાલ્ગુન નામનો સંવત્સર કહેવાય છે. તેમાં સંભવ નામનો મેઘ હોય છે. તે વર્ષે ખંડ ખંડ વૃષ્ટિ થવાથી પૃથ્વીપર સર્વ ધાન્ય મોંઘાં રહે. વાયુના રોગની પીડા થાય, લોકોને દેશાંતરમાં જવું પડે, પાંચ માસ સુધી રાજાઓના વિરોધને લીધે મહા ભય ઉપજે. પછીથી સુખ અને સુકાળ થાય,

**મીન રાશિમાં રહેલા બ્રહસ્પતિનું ફળ.**

શાલિ, ઘઉં, સાકર, તલ, તેલ અને ગોળ મોઘા થાય તેમજ મજીઠ, નાળીયેર, શ્વેત વસ્ત્ર, દાંત, કપૂર, લવણ અને ઘી મોઘા થાય પોષ માસમા કલેશની ઉત્પત્તિ થાય, ફાગ્ગુન અને ચૈત્ર માસમા મારવાડ દેશમા મહા પીડા અને દુકાળ થાય વૈશાખ અને જ્યેષ્ઠ માસમા પશુઓનુ મરણ થાય. અષાઢ અને શ્રાવણ માસમા ધાન્ય, ઘી અને તેલ મોઘા થાય શ્રાવણના બીજા પખવાડીયામા સારો વરસાદ થાય, ભાદ્રપદ માસમા ઘી સોઘુ થાય આશ્વિન અને કાર્તિક માસ શુભ થાય. અર્બુદ દેશમા તલ અને કપાસ મોઘા થાય, તથા છત્ર ભગ થાય માર્ગશીર્ષ અને પોષ માસમા મારવાડ દેશને વિષે ઉત્પાત થાય ગ્રીષ્મ ઋતુમા સૈન્યનો સગ્રામ થાય, પશુઓ મોઘા થાય, નાગપુરમા દુકાળ પડે અને વર્ષાકાળમા સુકાળ થાય આ પ્રમાણે ગૌરવ ( બહુમાન ) પૂર્વક કેટલાક શાસ્ત્રો જોવાથી ગુરૂચારનો વિચાર શીઘ્ર બોધ થવાને માટે લખ્યો છે આ વિચારમા અતિશયવાળી બુદ્ધિ જે યોગ્ય છે, કે જેથી આ વાક્યોનો વિચાર કરતા સારી બુદ્ધિને લીધે સત્ય લાભ થાય છે

## ઇતિ મીન રાશિસ્થ ગુરૂ ફલમ્.

### ઇતિ નક્ષત્ર સવત્સરની પ્રાપ્તિ માટે ગુરૂચારનો વિચાર સપૂર્ણ.

રૂદ્રે રચેલી મેઘમાળામા કાઇક વિશેષ છે તેમા મેષ રાશિને

**ગુરૂ વક્ર વિચાર.** વિષે ગુરૂ વક્રચારે કરીને રહ્યો હોય તેનુ ફળ કહે છે —

જેનાથી ધાન્યનું શુભાશુભ ફળ જાણી શકાય છે, તે [1]અર્ઘ કાડને હુ કહીશ. જ્યારે બૃહસ્પતિ વર્ષનો સ્વામી હોય અથવા તેનો યોગ હોય ત્યારે શુભાશુભ ફળનો વિશેષ વિચાર આ પ્રમા-

[1] અર્ઘ એટલે ધાન્ય વિગેરેનુ મૂલ્ય

ઘે કરવો.—બૃહસ્પતિ મેષ રાશિમાં રહેલો હોય અને પછી વક્ર થઇ મીન રાશિમાં જાય, ત્યારે અષાઢ અને શ્રાવણ માસમાં ગાય, ભેંશ, ગધેડા અને ઉંટ એ સર્વે બે માસ સુધી મોંઘા રહે, તેમાં કાંઈ સંશય નથી. પછી હે માહેશ્વરી ! ભાદ્રપદ અને આશ્વિન માસમાં ચંદન, પુષ્પ, સુગંધી પદાર્થો, તેલ અને કરીયાણાં વિગેરે સર્વ ચીજો બે માસ સુધી મોંઘી રહે છે.

**વૃષ રાશિસ્થ વક્રી ગુરૂનું ફળ.**

વૃષ રાશિમાં રહેલો ગુરૂ વક્ર થઇને મેષ રાશિમાં આવે ત્યારે પાંચ માસ સુધી બળદ વિગેરે પશુઓ અને તુલાભાંડ મોંઘા થાય. તેમાં સર્વ ધાન્યનો સંગ્રહ કરવો યોગ્ય છે. કેમકે આઠ માસ મોંઘવારી રહે. તેથી શ્રાવણ, ભાદ્રપદ, આશ્વિન અને કાર્તિક માસમાં સંગ્રહ કરવો. ત્યાર પછી સર્વ ધાન્ય વેચવાથી બમણો લાભ થાય અને પશુઓ વેચવાથી ત્રણ ગુણો લાભ થાય.

**મિથુનરાશિમાં રહેલા વક્રીગુરૂનું ફળ.**

મિથુન રાશિમાં રહેલો બૃહસ્પતિ વક્ર થઈ વૃષભ રાશિમાં જાય ત્યારે આઠ માસ ભયંકર થાય, પશુઓ મોંઘા થાય, માર્ગશીર્ષાદિક માસોમાં પૃથ્વીપર સુકાળ થાય, સર્વ લોક સ્વસ્થ થાય અને કોઇ ઠેકાણે દુકાળ થાય.

**કર્ક રાશિમાં રહેલા વક્રી ગુરૂનું ફળ.**

કર્ક રાશિમાં રહેલો બૃહસ્પતિ વક્ર થઇ મિથુન રાશિમાં જાય ત્યારે ભયંકર દુકાળ પડે, રાજાઓ યુદ્ધમાં તત્પર થાય, વૈરનો ઉપદ્રવ થાય, દેશનો ભંગ થાય, રસાદિક સર્વનો સંયોગ થાય, ઘી તેલ વિગેરે તથા કરીયાણાં કપાસ વિગેરે વસ્તુ કાંઇ પણ લાભ આપી શકે નહીં. તેમાં કાંઇ સંશય નથી. માર્ગશીર્ષાદિક સાત માસ સર્વ ધાન્ય મોંઘાં રહે.

સિંહ રાશિમાં રહેલો બૃહસ્પતિ વક્ર થઇ કર્ક રાશિમાં જાય ત્યારે સુકાળ, કલ્યાણ, આરોગ્ય અને સર્વ લોકમાં હર્ષ પ્રવર્તે. સર્વ ધાન્ય અને તુલા ભાંડ ( કરીયાણાં ) નો સંગ્રહ કરવો. નવ માસ ગયા પછી તેનો વિક્રય કરવો

**સિંહ રાશિમાં રહેલા વક્રી ગુરૂનું ફળ.**

કન્યા રાશિમાં રહેલો ગુરૂ વક્ર થઇ સિંહ રાશિમાં જાય ત્યારે પુણ્યના વશથી જ લાભાલાભ થાય છે.

**કન્યા રાશિમાં રહેલા વક્રી ગુરૂનું ફળ.**

તુલા રાશિમાં રહેલો બૃહસ્પતિ વક્ર થઇને કન્યા રાશિમાં આવે ત્યારે તુલા અને કરીયાણાં, સુગંધી વસ્તુ, કપાસ અને લવણ એ સર્વ માર્ગશીર્ષ માસ વીતે ત્યાં સુધી મોંઘા રહે. અને દશ માસ જાય ત્યારે તેમાંથી બમણો લાભ થાય.

**તુલા રાશિમાં રહેલા વક્રી ગુરૂનું ફળ.**

વૃશ્ચિક રાશિમાં રહેલો બૃહસ્પતિ વક્ર થઇને તુલા રાશિમાં આવે ત્યારે અન્નનો અને વિશેષે કરીને ધાન્ય વિગેરેનો સંગ્રહ કરવો. તેના તથા કપાસ અને ઘૃતાદિકનો વિક્રય માર્ગશીર્ષ માસમાં કરવો, તેથી સંગ્રહ કરનારને બમણો લાભ થાય.

**વૃશ્ચિક રાશિમાં રહેલા વક્રી ગુરૂનું ફળ.**

ધન રાશિમાં રહેલો ગુરૂ વક્ર થઇને વૃશ્ચિક રાશિમાં આવે ત્યારે થોડા કાળમાં સર્વ ધાન્ય સોંઘું થાય. તેમાં ઘઉં, ચણા વિગેરે ધાન્યો, સર્વ કરીયાણાં, બાજી વસ્તુ, ગોળ અને લવણ વિગેરે સર્વ સોંઘા થાય. તે વસ્તુનો ચૈત્રાદિકમાં સંગ્રહ કરવો અને માર્ગશીર્ષાદિકમાં તે વેચવાં. અગ્યાર માસ ગયા પછી સર્વ વસ્તુ લાભદાયક થાય છે.

**ધન રાશિમાં રહેલા વક્રી ગુરૂનું ફળ.**

**મકર રાશિમાં રહેલા વક્રી ગુરૂનું ફળ.**

મકર રાશિમાં રહેલો ગુરૂ વક્ર થઇને ધન રાશિમાં જાય ત્યારે આરોગ્ય વર્તે અને સર્વ ધાન્યસોંઘું થાય. તેમાં કાંઇ સંશય નથી. તુલા, કરીયાણાં અને સર્વ ધાન્યનો સંગ્રહ કરવો. છ માસ ગયા પછી વેચવાથી લાભ પ્રાપ્ત થાય છે.

**કુંભ રાશિમાં રહેલા વક્રી ગુરૂનું ફળ.**

કુંભ રાશિમાં રહેલો બૃહસ્પતિ વક્ર થઇને મકર રાશિમાં આવે ત્યારે આરોગ્ય, સર્વ સ્વસ્થતા, રાજાઓને લક્ષ્મીની પ્રાપ્તિ અને જયની પ્રાપ્તિ થાય છે. સર્વ ધાન્ય નીપજે, સર્વ ધાન્યનો વિક્રય થાય. ઘી, તેલ, તુલા, કરીયાણાંનો આઠ માસ સંગ્રહ કરવો; પછીથી તેનો વિક્રય કરવાથી લાભ થાય. સુકાળ તથા લોકમાં નિર્ભયતા થાય. ગાય, બ્રાહ્મણ અને દેવની પૂજા થાય, અને ન્યાયને વિષે નિર્મળ બુદ્ધિ થાય.

**મીન રાશિમાં રહેલા વક્રી ગુરૂનું ફળ.**

મીન રાશિમાં રહેલો બૃહસ્પતિ વક્ર થઇને કુંભ રાશિમા આવે ત્યારે લોકમાં ચોર લોકોવડે ધનનો ક્ષય થાય. રાજા પણ ક્રોધ પામે. આધાર રહિત થયેલી પ્રજા ગ્રહ અને ભૂતાદિકના દોષથી પીડા પામે. તુલા, કરીયાણું, ગોળ અને ખાંડ વાંછિત મૂલ્ય આપે. લવણુ, ઘી, તેલ આદિ તથા સર્વ ધાન્ય મોંઘાં થાય. કપાસ વેચતાં ઇચ્છિત મૂલ્યની પ્રાપ્તિ થવાથી ચાર ગુણો લાભ થાય.

જગતમાં ઇંદ્રને પણ પૂજવા લાયક બૃહસ્પતિ વક્ર થાય ત્યારે તેની આવી શીઘ્ર ગતિ થાય છે. આ તત્ત્વને સારી રીતે જાણી હે બુદ્ધિમાન પંડિતો ! તમે સાવધાન થઇને લોકને હિતકારક વચન કહો. જો કે વક્ર ગતિ કરનારા સૂર્યાદિક સર્વ ગ્રહો લોકમાં અનુ-

કુળતાએ વર્તે છે, તો પણ તે સર્વે પ્રાયે કરીને શુભ કે અશુભ ફળ આપવામાં ગુરૂને જ અનુસરે છે.

## ઇતિ વક્ર ગુરૂચાર વિચાર.

**અથ ગુરૂ નક્ષત્ર ભોગ વિચાર.**

બૃહસ્પતિને નક્ષત્રનો યોગ થવાથી તેનું જે શુભાશુભ ફળ થાય, તે લોકોના નિર્ણયને માટે વર્ષપ્રબોધ ગ્રંથમાં કહ્યા પ્રમાણે કહેવામાં આવે છે. જ્યારે બૃહસ્પતિ કૃત્તિકા અને રોહિણી નક્ષત્રપર હોય ત્યારે મધ્યમ વૃષ્ટિ થાય છે, તથા ધાન્યનો પાક પણ મધ્યમ થાય છે. મૃગશીર્ષ અને આર્દ્રા નક્ષત્રપર બૃહસ્પતિ હોય ત્યારે લોકમાં સુકાળ અને સુખ થાય છે, તથા વરસાદ પણ સારો થાય છે. પુનર્વસુ, પુષ્ય અને અશ્લેષા નક્ષત્રપર બૃહસ્પતિ હોય ત્યારે સર્વ દેશમાં અનાવૃષ્ટિ, ભય અને ભયંકર દુકાળ પડે. મઘા અને પૂર્વાફાલ્ગુની નક્ષત્ર પર બૃહસ્પતિ હોય ત્યારે સુકાળ, કલ્યાણ, આરોગ્ય અને દેશને જોઇએ તેટલો સારો વરસાદ થાય ઉત્તરા ફાલ્ગુની અને હસ્ત નક્ષત્રપર બૃહસ્પતિ હોય ત્યારે લોકમાં વરસાદ સારો થાય, અને સુખ થાય. ચિત્રા અને સ્વાતિ નક્ષત્રપર ગુરૂ હોય ત્યારે ચિત્ર વિચિત્ર ધાન્યની પેદાશ થાય છે. વિશાખા અને અનુરાધા નક્ષત્રપર ગુરૂ હોય ત્યારે ધાન્ય મધ્યમ પાકે, મધ્યમ દેશમાં વરસાદ થાય તે પણ મધ્યમ જ થાય. જ્યેષ્ઠા અને મૂળ નક્ષત્ર પર બૃહસ્પતિ હોય ત્યારે બે માસ સુધી વરસાદ વરસે નહીં. ત્યાર પછી ખંડ ખંડ વરસાદ થાય, અને રાજાઓનો ભયંકર રણસંગ્રામ થાય. પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા નક્ષત્ર પર બૃહસ્પતિ હોય ત્યારે લોક ઘણા સુખી થાય, ત્રણ માસ સુધી વરસાદ વરસે, અને એક માસ ન વરસે. શ્રવણ ધનિષ્ઠા અને શતભિષા નક્ષત્ર પર

બૃહસ્પતિ હોય ત્યારે પૃથ્વી પર સુકાળ, કલ્યાણ, આરોગ્ય અને ઘણુ ધાન્ય થાય પૂર્વાભાદ્રપદા તથા ઉત્તરાભાદ્રપદા નક્ષત્ર પર બૃહસ્પતિ હોય ત્યારે અનાવૃષ્ટિ અને ભયાદિક થાય રેવતી, અશ્વિની અને ભરણી નક્ષત્ર પર બૃહસ્પતિ હોય ત્યારે સુકાળ થાય અને ધાન્યની સંપત્તિ થાય મૃગશીર્ષ વિગેરે પાચ અને ચિત્રાદિક આઠ નક્ષત્ર પર બૃહસ્પતિ હોય તો અશુભ ફળ અને તે સિવાય બીજા નક્ષત્રો પર બૃહસ્પતિ હોય તો શુભ ફળ થાય એમ જાણવુ.

અર્ઘકાંડ તથા ત્રૈલોક્યદીપક ગ્રંથને અનુસારે નક્ષત્ર અને બૃહસ્પતિના યોગમા ચાર પ્રકાર આ પ્રમાણે કહ્યા છે — મૃગશીર્ષાદિક પાચ નક્ષત્ર પર બૃહસ્પતિ હોય તો દુઃખ થાય, અને દુકાળ પડે, મઘાદિક ચાર નક્ષત્ર પર બૃહસ્પતિ હોય તો સુખ અને સુકાળ થાય ચિત્રાદિક આઠ નક્ષત્ર પર બૃહસ્પતિ હોય તો ધાન્યની પ્રાપ્તિ થાય નહીં, ભય અધિક થાય, અને દુઃખ ઉપજે. તથા બાકીના શ્રવણાદિક નક્ષત્રપર બૃહસ્પતિ હોય તો જગતમા સુખ સંપત્તિ પ્રાપ્ત થાય વળી બીજો મત એ છે કે–શ્રવણાદિકના અનુક્રમે દશ, પાચ, ચાર અને આઠ નક્ષત્રોપર બૃહસ્પતિ હોય ત્યારે તેનુ ફળ આ પ્રમાણે થાય છે–શ્રવણાદિક દશ નક્ષત્રપર બૃહસ્પતિ હોય તો સુકાળ થાય, મૃગશીર્ષાદિક પાચ નક્ષત્રપર બૃહસ્પતિ હોય ત્યારે ભયંકર દુઃખ થાય, મઘાદિક ચાર નક્ષત્રપર બૃહસ્પતિ હોય ત્યારે સુકાળ થાય, અને ચિત્રાદિક આઠ નક્ષત્રપર બૃહસ્પતિ હોય ત્યારે ભયંકર યુદ્ધ અને દુઃખ થાય

સ્વાતિ આદિ આઠ નક્ષત્રપર અને અશ્વિની આદિ ત્રણ નક્ષત્રપર બૃહસ્પતિ હોય અને તેની સાથે શનિ, રાહુ કે મંગળ એમાથી કોઇ એક હોય અને તેઓ સાથે ગતિ કરે તો સુકાળ

થાય. મૃગશીર્ષ આદિ દશ અને ધનિષ્ઠા આદિ પાંચ નક્ષત્રપર મંગળની સાથે બૃહસ્પતિ હોય ત્યારે દુકાળ પડે. એકજ રાશિપર અને એકજ નક્ષત્રપર હોય ત્યારે મહા ભય પ્રાપ્ત થાય છે. મીન, કન્યા અને ધનુ રાશિને વિષે જ્યારે બૃહસ્પતિ જાય છે, ત્યારે તે સમગ્ર પૃથ્વીને ત્રીજા ભાગની કરી દે છે, તેમાં કાંઇ સંશય નથી. બૃહસ્પતિ અતિચાર એટલે શીઘ્ર ગતિ કરે અને શનિ વક્રગામી હોય ત્યારે જગતમાં હાહાકાર થાય અને પૃથ્વીપર મનુષ્યોનાં મસ્તકો આળોટે. જો એકજ વર્ષમાં બૃહસ્પતિ ત્રણ રાશિનો સ્પર્શ કરે ત્યારે દુકાળ થાય અને પૃથ્વી ઝનખડે પૂર્ણ થાય. જ્યારે બૃહસ્પતિ બૃહત્ નક્ષત્રપર હોય અને રાશિનો સ્વામી બલિષ્ઠ હોય ત્યારે તેર માસ સુધી ધાન્ય સસ્તું રહે.

**બાળબોધ ગ્રંથને આધારે ગુરૂને નક્ષત્રના યોગનું ફળ.**

અશ્વિની નક્ષત્રપર ગુરૂ હોય ત્યારે વૃષ્ટિ સારી થાય, સુકાળ થાય અને શીતની પીડા થાય. ૧. ભરણી નક્ષત્રપર બૃહસ્પતિ હોય ત્યારે દુકાળ પડે, વર્ષ નિષ્ફળ થાય અને રાજાનો ભય થાય. ૨. કૃત્તિકા નક્ષત્રપર બૃહસ્પતિ હોય ત્યારે વરસાદ થાય નહીં અને બ્રાહ્મણો પીડા પામે. ૩. રોહિણી નક્ષત્રપર બૃહસ્પતિ હોય ત્યારે વરસાદ થાય નહીં અને પશુનો વિનાશ થાય. ૪. મૃગશીર્ષ નક્ષત્રપર બૃહસ્પતિ હોય ત્યારે લોકને વિષે રોગ ચાલે ને ધાન્ય મોંઘું થાય. આર્દ્રા નક્ષત્રપર બૃહસ્પતિ આવે ત્યારે વરસાદ ઘણો થાય, તથા કપાસ અને તલનો વિનાશ થાય. ૬. પુનર્વસુ નક્ષત્રપર બૃહસ્પતિ આવે ત્યારે આરોગ્ય, સુકાળ, સારી વૃષ્ટિ અને સર્વ ધાન્યની પેદાશ થાય છે. ૭. પુષ્ય નક્ષત્રપર બૃહસ્પતિ હોય ત્યારે લોકમાં નેત્રનો રોગ વૃદ્ધિ પામે, વસ્ત્ર મોંઘાં થાય,

રોગ ઉત્પન્ન થાય અને બળદની કીંમત વધે. ૮. અશ્લેષા નક્ષત્રપર બૃહસ્પતિ હોય ત્યારે સુકાળ થાય. ૯. મઘા નક્ષત્રપર બૃહસ્પતિ આવે ત્યારે વરસાદ થાય નહીં, તૃણ અને ધાન્ય મળી શકે નહીં, શ્રાવણ અને ભાદ્રપદ માસમાં વરસાદ વરસે નહીં અને પશુ મોંઘા થાય. ૧૦. પૂર્વા ફાલ્ગુની નક્ષત્રપર બૃહસ્પતિ આવે ત્યારે શ્રાવણ અથવા ભાદ્રપદ માસમાં વરસાદ ન થાય. ૧૧. ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રપર બૃહસ્પતિ આવે ત્યારે ગાયો ઘણું દૂધ આપનારી થાય, આરોગ્ય થાય અને સર્વ ધાન્ય પાકે. ૧૨. હસ્ત નક્ષત્રપર બૃહસ્પતિ આવે ત્યારે સુકાળ થાય. ૧૩. ચિત્રા નક્ષત્રપર ગુરૂ હોય ત્યારે તલ, કપાસ અને ચણા મોંઘા થાય. ૧૪. સ્વાતિ નક્ષત્રપર ગુરૂ આવે ત્યારે સર્વ ઠેકાણે ધાન્ય પેદા થાય. ૧૫. વિશાખા નક્ષત્રપર બૃહસ્પતિ આવે ત્યારે સર્વ ધાન્ય સોંઘાં થાય, અને લોકમાં અગ્નિની પીડા થાય. ૧૬. અનુરાધા નક્ષત્રપર બૃહસ્પતિ આવે ત્યારે સુકાળ અને લોકોમાં ઉત્સવ થાય. ૧૭. જ્યેષ્ઠા નક્ષત્રપર બૃહસ્પતિ આવે ત્યારે વૃષ્ટિ થાય નહીં અને લોક પીડા પામે. ૧૮. મૂલ નક્ષત્રપર બૃહસ્પતિ આવે ત્યારે સુકાળ અને આરોગ્ય થાય. ૧૯. પૂર્વાષાઢા નક્ષત્રપર બૃહસ્પતિ આવે ત્યારે ચણા, ઘઉં અને તલનો વિનાશ થાય. ૨૦. ઉત્તરાષાઢા નક્ષત્રપર બૃહસ્પતિ આવે ત્યારે વરસાદ થાય નહીં અને ઘી, ગોળ તથા લવણ મોંઘાં થાય. ૨૧. શ્રવણ નક્ષત્રપર ગુરૂ આવે ત્યારે ગાયો તથા વૃદ્ધ લોકો પીડા પામે. ૨૨. ધનિષ્ઠા નક્ષત્રપર ગુરૂ આવે ત્યારે ઘણા રોગ થાય, અલ્પવૃષ્ટિ થાય, અને પ્રજાઓનો વિરોધ થાય. ૨૩. શતભિષા અને અભિજિત નક્ષત્રપર ગુરૂ આવે ત્યારે ઘણો વરસાદ થાય. ૨૪. પૂર્વાભાદ્રપદા નક્ષત્રપર ગુરૂ આવે ત્યારે અળસી, તલ, અડદ, વિગેરેનો વિનાશ થાય અને અત્યંત શીત પડે. ૨૫. ઉત્તરા ભાદ્રપદા નક્ષત્રપર ગુરૂ આવે ત્યારે વરસાદ

વરસે નહીં, અને ઉત્તમ લોક પીડા પામે. ૨૬. તથા રેવતી નક્ષત્રપર ગુરૂ આવે ત્યારે વરસાદ વરસે નહીં અને ધાન્ય સુકાઈ જાય. ૨૭.

**બારરાશિને આશ્રી ગુરૂના ઉદયનું ફળ.**

મેષ રાશિમાં ગુરૂનો ઉદય હોય ત્યારે અતિવૃષ્ટિ, દુકાળ અને ઉત્તમ લોકનું મરણ થાય. ૧. વૃષ રાશિમાં બૃહસ્પતિનો ઉદય થાય ત્યારે સુકાળ થાય તથા પથ્થર, શાલિ, મણિ અને રત્ન ચાલતા સમયના ભાવની અપેક્ષાએ વધારે મોંઘાં થાય. ૨. મિથુન રાશિમાં બૃહસ્પતિનો ઉદય થાય ત્યારે ગણિકાઓ પીડા પામે. ૩. કર્ક રાશિમાં બૃહસ્પતિનો ઉદય થાય ત્યારે મનુષ્યોનું વધારે મરણ થાય અને જળની વૃષ્ટિ અલ્પ થાય. ૪. સિંહ રાશિમાં બૃહસ્પતિનો ઉદય થાય ત્યારે પણ તેજ પ્રમાણે જાણવું. વિશેષ એ કે ધાન્યનો લાભ ઘણો થાય. ૫. કન્યા રાશિમાં બૃહસ્પતિનો ઉદય થાય ત્યારે બાળક, ગણિકા અને વૃદ્ધ લોકો પીડા પામે. ૬. તુલા રાશિમાં બૃહસ્પતિનો ઉદય હોય ત્યારે કેસર, ચંદન, ફળ વિગેરે વસ્તુ મોંઘી થાય, અને વેપારમાં મોટો લાભ થાય. ૭. વૃશ્ચિક રાશિમાં બૃહસ્પતિનો ઉદય હોય ત્યારે દુકાળ થાય. ૮. ધન રાશિમાં બૃહસ્પતિનો ઉદય હોય ત્યારે અલ્પ વૃષ્ટિ થાય. ૯. મકર રાશિમાં બૃહસ્પતિનો ઉદય થાય ત્યારે લોકમાં રોગ વધે, અને ધાન્ય તથા વૃષ્ટિ ઘણી થાય. ૧૦. કુંભ રાશિમાં બૃહસ્પતિનો ઉદય હોય ત્યારે સમગ્ર દેશમાં વૃષ્ટિ ઘણી થાય, છતાં અન્ન મોંઘું થાય. ૧૧. તથા મીન રાશિમાં ગુરૂનો ઉદય થાય ત્યારે વૃષ્ટિ અલ્પ થાય, રાજાઓ વચ્ચે યુદ્ધનો સંયોગ થાય, અને માણસોને મરકીને લીધે નરક જેવી પીડા થાય. ૧૨

**માસને આશ્રી ગુરૂના ઉદયનું ફળ**

જ્યારે કાર્તિક માસમાં બૃહસ્પતિનો ઉદય થાય, ત્યારે લોકમાં અગ્નિનો પ્રકોપ વધારે થાય ( અથવા સખત તાપ પડે ), વૃષ્ટિ ન થાય અને રોગની પીડા થાય. ૧. માર્ગશીર્ષ માસમાં બૃહસ્પતિનો ઉદય થાય ત્યારે ધાન્યનો વિનાશ થાય. ૨. પોષ માસમાં બૃહસ્પતિનો ઉદય થાય ત્યારે લોક સુખી અને નીરોગી રહે, તથા સમગ્ર ધાન્યની ઉત્પત્તિ થાય. ૩. માઘ તથા ફાલ્ગુન માસમાં બૃહસ્પતિનો ઉદય થાય ત્યારે પૃથ્વીપર ખંડ ખંડ વૃષ્ટિ થાય. ૪–૫. ચૈત્ર માસમાં બૃહસ્પતિનો ઉદય થાય ત્યારે વિચિત્ર પ્રકારની જળ વૃષ્ટિ થાય. ૬. વૈશાખ માસમાં બૃહસ્પતિનો ઉદય થાય ત્યારે સર્વ પ્રકારનું સુખ થાય. ૭. જ્યેષ્ઠ માસમાં બૃહસ્પતિનો ઉદય થાય ત્યારે જળનો રોધ થાય. ૮. અષાઢ માસમાં બૃહસ્પતિનો ઉદય હોય ત્યારે રાજાઓ વચ્ચે યુદ્ધ થાય અને અન્નનો ભાવ તેજ થાય. ૯. શ્રાવણ માસમાં બૃહસ્પતિનો ઉદય હોય ત્યારે આરોગ્ય, અધિક વૃષ્ટિ અને સર્વ લોક સુખી થાય. ૧૦. ભાદ્રપદ માસમાં બૃહસ્પતિનો ઉદય થાય ત્યારે ચોરનો ઉપદ્રવ તથા ધાન્યનો વિનાશ થાય. ૧૧. તથા આશ્વિન માસમાં બૃહસ્પતિનો ઉદય થાય ત્યારે સર્વ લોકો સુખી થાય. ૧૨.

**બાર રાશિને આશ્રી ગુરૂના અસ્તનું ફળ.**

મેષ રાશિમાં ગુરૂનો અસ્ત થાય ત્યારે અલ્પ વૃષ્ટિ તથા દુકાળ થાય. ૧. વૃષભ રાશિમાં ગુરૂનો અસ્ત થાય ત્યારે ગોળ, ઘી, તેલ અને લવણ મોંઘાં થાય. ૨. મિથુન રાશિમાં ગુરૂ અસ્ત થાય ત્યારે મનુષ્યોમાં અધિક મરણ અને અલ્પ વૃષ્ટિ થાય. ૩. કર્ક રાશિમાં ગુરૂનો અસ્ત થાય

ત્યારે રાજાનો ભય, પ્રજાનું કુશળ અને સુકાળ થાય. ૪. સિંહ રાશિમાં ગુરૂનો અસ્ત થાય ત્યારે રાજાઓનું યુદ્ધ થાય, તથા લોક અને ધનાદિકનો નાશ થાય ૫. કન્યા રાશિમાં ગુરૂનો અસ્ત થાય ત્યારે સકલ ધાન્ય સસ્તાં થાય, સુકાળ થાય, લોકનું કલ્યાણ તથા રોગનો નાશ થાય. ૬. તુલા રાશિમાં ગુરૂનો અસ્ત થાય ત્યારે બ્રાહ્મણો પીડા પામે, ધાન્ય ઘણું સસ્તું થાય, અને નેત્રનો રોગ વધે. ૭. વૃશ્ચિક રાશિમાં ગુરૂનો અસ્ત થાય ત્યારે રાજાનો ભય થાય, અને ચોર લોકો લુંટ ચલાવે. ૮. ધનુષ રાશિમાં ગુરૂનો અસ્ત થાય ત્યારે અડદ અને તલ ઘણા નીપજે. ૯. ( મકર રાશિ માટે કાંઈ લખ્યું નથી. ૧૦. ) કુંભ રાશિમાં ગુરૂનો અસ્ત થાય ત્યારે પ્રજા પીડા પામે અને સ્ત્રીઓ ગર્ભવતી થાય. ૧૧. મીન રાશિમાં ગુરૂનો અસ્ત થાય ત્યારે સુકાળ, લોકમાં કુશળ, અને અલ્પ વૃષ્ટિ છતાં પણ ધાન્ય સસ્તું થાય. ૧૨.

માર્ગશીર્ષ માસમાં ગુરૂનો અસ્ત થાય અને તેજ પક્ષમાં તેનો ઉદય થતો હોય તો ગ્રીષ્મઋતુમાં ઇતિનો ઉપદ્રવ થાય. કાર્તિક માસના કૃષ્ણ પક્ષમાં ગુરૂનો અસ્ત થાય અને અગસ્તિનો ઉદય હોય તો છત્રભંગ થાય. માર્ગશીર્ષ માસમાં ગુરૂનો અસ્ત હોય અને ભૃગુસુત ( અગસ્તિ ) નો ઉદય હોય તો સર્વ જગતની સ્થિતિ વિપરીત થાય.

**મેઘ વિચાર**

અહીં ગુરૂચાર નામના શાસ્ત્રમાં પ્રબુદ્ધ વિગેરે બાર પ્રકારના મેઘ કહ્યા છે. તથા રામવિનોદ નામના ગ્રંથમાં નામપરની પ્રીતિને લીધે નાગ નામના મેઘ કહ્યા છે એટલે કે રામવિનોદમાં બાર પ્રકારના નાગ આ પ્રમાણે કહ્યા છે-ગયેલા વર્ષના સંખ્યામાં બે ભેળવી બારે ભાગવા. જે શેષ રહે તે અનુક્રમે મેઘનાં નામ જાણવાં, તે આ પ્રમાણે—સુબુદ્ધ ૧, નંદિસારી ૨, કર્કોટક

૩, પૃથુશ્રવા ૪, વાસુકિ ૫, તક્ષક ૬, કંબલ ૭, અશ્વતુર ૮, હેમમાલી ૯, જલેંદ્ર ૧૦, વજ્રદંત ૧૧ અને વૃષ ૧૨. તેમાં સુબુદ્ધ નામનો મેઘ બુદ્ધિને કરનાર છે, કષ્ટથી વૃષ્ટિ કરે છે, અને તે શુભકારક છે. ૧. નંદિસારી નામનો મેઘ મહા વૃષ્ટિ કરે છે તથા મહાજનોને આનંદ આપનાર છે. ૨. કર્કોટક નામનો મેઘ જળની વૃષ્ટિ કરે નહીં, તેમાં રાજાનું મરણ થાય. ૩. પૃથુશ્રવા નામનો મેઘ થોડી વૃષ્ટિ કરે છે. તેમાં ધાન્યની હાનિ થાય છે. ૪. વાસુકિ નામનો મેઘ ધાન્ય નીપજાવે છે, ઘણી વૃષ્ટિ કરે છે, અને તે શુભ કારક છે. ૫. તક્ષક નામનો મેઘ મધ્યમ વૃષ્ટિ કરે, વિગ્રહ અને મરણ નીપજાવનાર છે. ૬. કંબલ નામનો મેઘ મધ્યમ વૃષ્ટિ કરનાર છે તથા ધાન્ય સારૂં ઉત્પન્ન કરે છે. ૭. અશ્વતર નામનો મેઘ થોડું જળ આપે છે, અને ધાન્યનો વિનાશ કરે છે. ૮. હેમમાલી નામનો મેઘ મહા વૃષ્ટિ કરે છે. ૯. જલેંદ્ર નામનો મેઘ પૃથ્વીને તૃપ્ત કરે છે. ૧૦. વજ્રદંષ્ટ્ર નામનો મેઘ અનાવૃષ્ટિ કરે છે. ૧૧. તથા વૃષ નામનો મેઘ ઇતિનો ભય કરે છે. ૧૨.

ગયેલા વર્ષને નવે ભાગવા જે શેષ રહે તે અનુક્રમથી મેઘનું નામ જાણવું—આવર્ત ૧, સંવર્ત ૨, પુષ્કર ૩, દ્રોણ ૪, કાલક ૫, નીલ ૬, વરૂણ ૭, વાયુ ૮ અને તમોમેઘ ૯. તેમાં આવર્ત નામના મેઘમાં અલ્પ જળ હોય. ૧. સંવર્ત નામનો મેઘ વાયુની પીડા કરે. ૨. પુષ્કર નામનો મેઘ ઘણી વૃષ્ટિ કરે. ૩. દ્રોણ નામનો મેઘ વૃષ્ટિ તથા સુખ કરનાર છે. ૪. કાલ નામનો મેઘ અલ્પ વૃષ્ટિ કરે. ૫. નીલ નામનો મેઘ શીઘ્ર વૃષ્ટિ કરે. ૬. વારૂણ નામનો મેઘ સમુદ્રની જેમ પૃથ્વીને જળમય કરે. ૭. વાયુ નામનો મેઘ વરસાદનો નાશ કરે. ૮. તમ નામનો મેઘ વૃષ્ટિ કરે નહીં. ૯. આ પ્રમાણે સર્વ મેઘનું ફળ જાણવું.

આ બાબત મતાંતર આ પ્રમાણે છે.—

ગયેલા વર્ષમાં ત્રણ મેળવી ચારે ભાગ દેવો. જે શેષ રહે તે અનુક્રમે મેઘનાં નામ જાણવાં.—આવર્ત ૧, સંવર્તક, ૨ પુષ્કર ૩ અને ચોથો દ્રોણ ૪. આ પ્રમાણે મુનિઓએ નામ કહ્યાં છે. તેમાં આવર્ત મેઘ ખંડ ખંડ વૃષ્ટિ કરે ૧, સંવર્તક મેઘ પૃથ્વીને જળથી પૂર્ણ કરે ૨, પુષ્કર મેઘ અલ્પ વૃષ્ટિ કરે ૩ અને દ્રોણ મેઘ સર્વદા વરસે છે. ૪.

સારસંગ્રહ નામના ગ્રંથમાં આ પ્રમાણે કહ્યું છે.—શક સંવત્સરમાં ત્રણ ભેળવી ચારે ભાગ દેવો. જે શેષ રહે તે અનુક્રમે મેઘનાં નામ જાણવાં,—આવર્ત ૧, સંવર્ત ૨, પુષ્કર ૩ અને દ્રોણ ૪. તે મેઘો અનુક્રમે અલ્પ વૃષ્ટિ ૧, ખંડવૃષ્ટિ ૨, મહાવૃષ્ટિ ૩, અને વાયુ ૪ કરનારા છે. એ પ્રમાણે સત્પુરૂષોએ અનુક્રમે તેનું ફળ કહેલું છે.

તથા—મેઘ ચાર પ્રકારના કહ્યા છે. તેમાં પહેલો દ્રોણ નામનો છે ૧, બીજો આવર્ત ૨, ત્રીજો પુષ્કરાવર્ત ૩ અને ચોથો સંવર્તક નામનો છે. ૪. આ ચારે મેઘનું અનુક્રમે આ પ્રમાણે ફળ પંડિતો કહે છે—ઘણીવૃષ્ટિ ૧, ખંડવૃષ્ટિ ૨, મધ્યમ વૃષ્ટિ ૩ અને વાયુ ૪.

'આગમમાં સ્થાનાંગને વિષે પણ આ પ્રમાણે કહ્યું છે.–ચાર પ્રકારના મેઘ કહ્યા છે. તે આ પ્રમાણે.—પુષ્કરસંવર્તક ૧, પ્રદ્યુમ્ન ૨, જીમૂત ૩ અને જિમ્હ ૪. તેમાં પુષ્કરસંવર્તક નામનો મેઘ એક વાર વરસે તો દશ હજાર વર્ષ સુધી પૃથ્વીને રસવાળી કરે છે. ૧. પ્રદ્યુમ્ન નામનો મેઘ એક વાર વરસે તો એક હજાર વર્ષ સુધી પૃથ્વીને રસવાળી કરે. ૨. જીમૂત નામનો મેઘ એક વાર વરસે તો દશ વર્ષ સુધી પૃથ્વીને રસવાળી કરે. ૩. અને જિમ્હ નામનો મેઘ ઘણીવાર વરસે તો પૃથ્વીને એક જ વર્ષ રસવાળી કરે. ૪.

રૂદ્રદેવ બ્રાહ્મણે કરેલી મેઘમાલામાં આ પ્રમાણે કહ્યું છે.—
ર્વતી ઇશ્વરને પૂછે છે કે–હે દેવ ! મેઘ કેવા છે ? તે પૃથ્વીપર
. રીતે વરસે છે ? અને તે કેટલા છે ? તે કહો. જેથી મને
તીતિ થાય. ત્યારે ઇશ્વરે કહ્યું કે–હે દેવી ! મેઘના વર્ણ અને
પ જેવા છે તેવા હું કહું છું, તે તમે સાંભળો–મેરૂ પર્વતપર
ા મેઘો છે. તે રાજાઓ કહેવાય છે. કૈલાસ પર્વતપર દશ મેઘો
, પ્રાકાર કોટજપર દશ મેઘ છે, ઉત્તરમાં દશ મેઘ છે, શૃંગવેર
પર દશ મેઘ છે, પર્યંતે દશ મેઘ છે, હિમવાન્ પર્વતપર દશ
ઘ છે, તથા ગંધમાદન પર્વતપર દશ મેઘ છે. તે સર્વ રાજાના
ામથી કહેવાય છે. આ કુલ એંશી મેઘો પ્રસિદ્ધ છે. તે હે પાર્વ-
। ! મેં તમને કહ્યા. હે લોકના હિતને કરનારી ! બીજું તમે શું
છો છો ? આ એંશી મેઘોને વિષે જે મેઘને બૃહસ્પતિ રાશિના
ંયોગથી આગળ કરે છે, તે પટ્ટબંધ રાજા કહેવાય છે. ચાર
દેશા અને ચાર વિદિશામાં દરેકમાં દશ દશ મેઘ છે. તે મનુષ્ય
ાકમાં ઉદય પામીને વૃષ્ટિવડે પૃથ્વીને જળમય કરી દે છે. વૃષ્ટિ
ાવવાને માટે આઠ પાંખડીનું કમળ કરી તેમાં મેઘોને સ્થાપન
રી ધૂપ, દીપ, પુષ્પ અને નૈવેદ્યવડે તેમની પૂજા કરવી. સિંહક
, વિજય ૨, કંબલ ૩, જયદ્રથ ૪, ધૂમ્ર ૫, સુસ્વામી ૬, ભદ્ર
, માતંગ ૮, વરૂણ ૯ અને ત્રિલોચનપતિ ૧૦, એ દશ મેઘો
ર્વ દિશામાં છે. આનંદ ૧, કાળદંષ્ટ્ર ૨, શકર ૩, વિષભુક્ ૪,
ગ ૫, નીલ ૬, ભવ ૭, કુંભ ૮, નિકુંભ ૯ અને મહિષ ૧૦
એ દશ મેઘો દક્ષિણ દિશામાં છે. તે પ્રાયે વૃષ્ટિ કરનારા છે.
કુંજર ૧, કાલમેઘ ૨, યામુન ૩, કાલક ૪, અંતક ૫, દુંદુભિ ૬,
મેખલ ૭, સિંધુ ૮, મકર ૯ અને છત્ર ૧૦ એ દશ મેઘો પશ્ચિમ
દિશામાં છે. તે વૃષ્ટિ કરનારા છે. મેઘનાદ ૧, ત્રિલોચન ૨, સુધા-
કર ૩, દંડિન ૪, સિતાલ ૫, ત્રૈકાલિકજલ ૬, વૃષભ ૭, ગંધર્વ
૮, વિધમાસિકથ ૯ અને ગહ્વર ૧૦. એ દશ મેઘો ઉત્તર દિશામાં

રહેલા વૃષ્ટિ કરે છે. આ પૂર્વાદિક ચારે દિશાના મેઘોની અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એવી જાતિ કહેલી છે. બીજા ચાર વિદિશાના ચાળીશ મેઘો કહેલા છે. તેમનાં નામો બીજા ગ્રંથમાંથી જોઇને જાણી લેવાં. આ એંશી મેઘ સિવાય બીજા ઓંકાર યુક્ત મૂર્તિવાળા મયૂર ૧, કદિક ૨, બિંદુકાંતિ ૩, કરણ ૪, હેમકાંતિ ૫, પર્વત ૬, અને ગૈરિક ૭. એ નામના સાત મેઘો સ્વર્ગલોકમાં રહેલા છે. તે સર્વ પ્રકારના સુખ આપનારા દિવ્ય મેઘો છે. ઉપર કહેલા ચાલીશ મેઘોમાં દશ મેઘ શ્વેત વર્ણવાળા છે, દશ મેઘ રાતા વર્ણવાળા છે, દશ મેઘ પીળા વર્ણવાળા છે અને દશ મેઘ ધૂમ્ર વર્ણવાળા કહેલા છે.

હવે હું એનો મંત્ર કહું છું. તે મંત્રવડે સ્થાપન કરેલા ( બોલાવેલા ) દેવો પૃથ્વીપર આવી પૃથ્વીને વૃષ્ટિવડે સમુદ્રની જેમ એક જળમય કરી દે છે —

ॐ ह्रीँ मेघदूत्यै नमः आगच्छ आगच्छ स्वाहा । ॐ मेघदूतीकमलोद्भवाय नमः आगच्छ आगच्छ स्वाहा । ॐ ह्रीँ महानीलराजाय हिमवन्निवासिने आगच्छ आगच्छ स्वाहा । ॐ ह्रीँ नन्दिकेश्वराय जठरनिवासिने मेघराजाय आगच्छ आगच्छ स्वाहा । ॐ ह्रीँ कुबेरराजाय शृंगवेरनिवासिने आगच्छ आगच्छ स्वाहा ॥

આ મંત્રોના દસ દસ હજાર જાપ કરવા. ઘોળા અને રાતા કણેરના પુષ્પોવડે દશાંશ હોમ કરવો. ત્યારપછી સુગંધિ પુષ્પોવડે સાતે મેઘની પૂજા કરવી નદીપર અથવા વનમાં જઇને ડાહ્યા પુરૂષે આ મેઘોનું આવાહન કરવું અને શિવાલયમાં અથવા

તળાવપર તે મેઘોનું વિસર્જન કરવું. આ દિવ્ય સાતે મેઘો કુલપર્વતપર વસનારા છે.

આ સર્વ મેઘોને વિષે પ્રબુદ્ધ, આનંદ, શાલ વિગેરે બાર મેઘો રાજાઓ કહેવાય છે. તે બૃહસ્પતિએ જ પ્રયુંજ્યા છે. આ પ્રમાણે ગુરૂચારના વશથી મેઘો રહેલા છે. તેઓ સંવત્સરના નામના પરાવર્તનથી દરેક વર્ષે પૃથ્વીપર વૃષ્ટિ કરે છે.

**ઇતિ-શ્રી મેઘવિજયજી ગણિ રચિત શ્રી મેઘમહોદય અથવા વર્ષપ્રબોધ ગ્રંથનો ચતુર્થ સંવત્સરાધિકાર સંપૂર્ણ.**

---

# પંચમ શનૈશ્ચરવત્સર નિરૂપણાધિકાર–

સંવત્સરનું શરીર આ પ્રમાણે કહ્યું છે.—રોહિણી અને કૃત્તિકા એ બે નક્ષત્ર સંવત્સરના શરીરરૂપ છે, પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા એ બે નક્ષત્ર સંવત્સરની નાભિરૂપ છે, અશ્લેષા નક્ષત્ર સંવત્સરનું હૃદય છે, અને મઘા નક્ષત્ર સંવત્સરનું કુસુમ એટલે પુષ્પ છે. આ સર્વ અવયવ જો શુદ્ધ હોય તો તે શુભ ફળને આપે છે. આ સંવત્સરનું શરીરરૂપ નક્ષત્ર જો પાપગ્રહવડે પીડિત હોય તો અગ્નિ અને વાયુનો ભય થાય છે, નાભિરૂપ નક્ષત્ર ક્રૂરગ્રહવડે પીડિત હોય તો ક્ષુધાનો ભય થાય છે, કુસુમરૂપ નક્ષત્ર ક્રૂરગ્રહવડે પીડિત હોય તો મૂળ અને ફળનો વિનાશ થાય છે, અને હૃદયરૂપ નક્ષત્ર ક્રૂરગ્રહવડે પીડિત હોય તો અવશ્ય ધાન્યનો વિનાશ થાય છે. પ્રથમ શનૈશ્ચર વર્ષના સ્વામીનો વિચાર કરવો. પછી તેના ચરિત્રનો અભ્યાસ કરી બુદ્ધિમાન્ પુરૂષે મેઘના વિષયનો વિચાર કહેવો અને ભાવી શુભાશુભ વર્ષનો વિચાર બુદ્ધિથી કરવો. તે આ પ્રમાણે.—

મેષ રાશિપર ત્રણ જગતમાં પ્રસિદ્ધ એવો શનૈશ્ચર હોય તો ધાન્યનો વિનાશ થાય, તૂક, તેલંગ અને બંગ દેશમાં ઘોડાઓની ખરીવડે પૃથ્વી દબાઇ જાય તેવું ભયંકર યુદ્ધ થાય, પાતાળમાં, નાગલોકમાં, દિશામાં અને વિદિશામાં રહેલા રાજાઓ અત્યંત ભય પામે. સર્વ લોકોનું પ્રથમ ઉપાર્જન કરેલું ધન નાશ પામે છે, અને તેઓ સર્વત્ર યાચના કરતા ભટકે છે. ૧. વૃષ રાશિમાં શનૈશ્ચર હોય ત્યારે મનુષ્યો પરસ્પર વૈરથી દુ:ખી થાય, ધન અને સુખનો વિનાશ થાય, સર્વ દેશમાં અન્ન મોંઘું થાય, સર્વ મનુ-

ષ્યના મનમાં દુઃખ અને વૈરાગ્ય થાય, અન્ન અને પશુઓનો નાશ થાય, ધાન્યનો અર્ધ નાશ થાય, રસકસ રહિત સર્વ શૂન્ય થાય, તથા સર્વ દેશો પરિવાર રહિત થાય. ૨. મિથુન રાશિપર શનૈશ્વર હોય ત્યારે ઘી, કપાસ, લોઢું, લવણુ, તલ અને ગોળ એ વસ્તુ સર્વ દેશમાં મોંઘી થાય. મજીઠ, સુવર્ણ, બળદ, ઘોડા, હાથી અને સર્વ પ્રકારનાં ધાન્ય સસ્તાં થાય. સાત દ્વીપ અને સાત સમુદ્રમાં રહેનારા મનુષ્યો અને રાજાઓ સર્વ પ્રકારે સુખી થાય, અને સર્વ ઋતુમાં વરસાદ થાય, એમ સર્વ મુનિઓનો મત છે. ૩. કર્ક રાશિપર શનૈશ્વર હોય ત્યારે નિરંતર રોગની પીડા થાય, અત્યંત પરાભવ થાય, પિત્તનો નાશ થાય, કાર્યની હાનિ થાય, મનુષ્યોમાં વિરોધ થાય, સર્વ જનો ભય યુકત થાય, દેશમાં ચિંતા અને ખેદ થાય, શબ્દ સહિત જળની વૃષ્ટિ થાય, તેથી પૃથ્વી ટલ ટલ થાય, સર્વ લોકનો નાશ થાય, સર્વ દેશમાં રાજાઓનું યુદ્ધ થાય, તથા પશુ અને ધનનું હરણુ થાય. ૪. સિંહે રાશિપર શનૈશ્વર હોય ત્યારે પૃથ્વીપર પશુઓનો નાશ થાય, સર્વ દેશ હાથી, ઘોડા, બળદ, વિગેરે પશુઓથી, યુદ્ધથી, દુકાળથી અને રોગોથી પીડા પામે, મ્લેચ્છ લોકો સમુદ્રના કાંઠાના દેશોનો ભંગ કરે. ધાન્યનો ભાવ ઉંચો રહે. રાજાઓ ધનવડે સુખી તથા ઇંદ્ર અને ચંદ્રની જેવા પ્રભાવવાળા હોય, તે સર્વે દુઃખી થઇને આ યુગકાળમાં ભ્રમણુ કરે. ૫. કન્યા રાશિપર શનૈશ્વર હોય ત્યારે કાશ્મીર દેશ નાશ પામે, ઘોડાઓની ખરીઓવડે પૃથ્વી ચૂર્ણ થાય એવો ભયંકર રણસંગ્રામ થાય, રત્ન, ધાતુ, રૂપું, હાથી, ઘોડા, બળદ, બકરી, ભેંશ, મજીઠ અને કેસર વિગેરે રસકસ સહિત સર્વ વસ્તુ સસ્તી થાય. સર્વ જન સુખી થાય. તે વખતે ધાન્યનો સંગ્રહ કરવો સારો છે. ૬. તુલા રાશિપર શનૈશ્વર હોય ત્યારે સર્વ ધાન્ય મોંઘાં થાય, પૃથ્વી રોગથી

વ્યાસ થાય, સર્વ દેશ કલેશ પામે, પૃથ્વી કંપાયમાન થાય, સર્વ મુનિ જનોને સદા શરીર પીડા રહે, મનુષ્ય, પુર, નગર વિગેરે નાશ પામે, અલ્પ વૃષ્ટિ થાય, મનુષ્યો ધન રહિત અને દુઃખી હોય. ૭. વૃશ્ચિક રાશિપર શનૈશ્ચર હોય ત્યારે રાજાઓ ક્રોધી થાય, સર્પો હર્ષ પામે, પક્ષિઓનાં યુદ્ધ થાય, સાતે દ્વીપ કંપાયમાન થાય, રાજાઓનાં મરણ થાય, વરસાદ થાય નહીં, સર્વ લોકો દુઃખી થઇ ભિક્ષાવૃત્તિ કરવા લાગે, લોકમાં પરસ્પર શત્રુતા થાય, સર્વ કાર્યનો વિનાશ થાય, અને સર્વગુણો નાશ પામે. ૮. ધનુ રાશિપર શનૈશ્ચર આવે ત્યારે સાત દ્વીપ, સાત સમુદ્ર અને સર્વ મુનિઓનાં વન સહિત સર્વ પૃથ્વી વાયુવડે પૂર્ણ થાય, બ્રાહ્મણો વેદ અને .અંગનો અભ્યાસ કરવામાં લીન થાય, જગતના મનુષ્યો સુખી થાય, અનેક પ્રકારના તૃણની ઉત્પત્તિ થાય, ધાન્ય ઘણાં પાકે, રસકસ અધિક થાય, ધાન્યનો ઘણો પ્રચાર થાય, અને સર્વ મનુષ્યોનાં મુખ હસતાં હોય ૯. મકર રાશિ પર શનૈશ્ચર આવે ત્યારે રૂપું, સોનું, તાંબું, હાથી, ઘોડા, અગર, સુતર, અને કપાસ એ સર્વ વસ્તુ મોંઘી થાય. સર્વ પૃથ્વીતળ ઉપર અલ્પ ધાન્યની ઉત્પત્તિ થાય, પૃથ્વીપર ધાન્યનો વિનાશ થાય, રાજાઓ ક્રોધી થાય, માર્ગમાં ભય વધે, સર્વ પ્રકારના રોગથી મનુષ્યોનો વિનાશ થાય, અને રાજાઓ ચિંતાતુર રહે. ૧૦. કુંભ રાશિપર શનૈશ્ચર આવે ત્યારે લક્ષ્મીની પ્રાપ્તિ. દેશમાં સુખ, ધન ધાન્ય સહિત રાજાઓ અને દેશો સુખી થાય, સુખમાં મગ્ન થયેલા લોકો ધર્મ અને અધર્મમા પણ પ્રવૃત્તિ કરે, પૃથ્વી જળથી પૂર્ણ થાય, સર્વ લોકમા મંગલિક પ્રવર્તે, ઘણા પ્રકારનાં ધાન્ય પાકે, પૃથ્વી વિવાહાદિક ઉત્સવોવડે હર્ષવાળી અને મનોહર દેખાય. આ પ્રમાણે સર્વ જનને સુખમય સમય થાય. ૧૧. મીન રાશિપર શનૈશ્ચર આવે ત્યારે પૃથ્વી કંપાયમાન થાય, વાયુ પ્રચંડ વાય, નાગલોક કંપાયમાન થાય, સાત દ્વીપ, સમુદ્ર અને

પર્વતના વૃક્ષાદિકની હાનિ થાય, રાજાઓનો વિનાશ થાય, દેશનો પ્રલય થાય, મેઘો પણ નાશ પામે, આ પ્રમાણે ચતુર મનુષ્યોના હર્ષને માટે વારાહી સંહિતામાં કહ્યું છે. ૧૨.

ગાર્ગી સંહિતામાં પણ આ પ્રમાણે કહ્યું છે.—મીન રાશિપર શનૈશ્વર આવે ત્યારે સમુદ્રો ક્ષોભ પામે, આકાશ ચલાયમાન થાય, નાગલોક કંપવા લાગે, સૂર્ય ચંદ્ર અને ગ્રહ નક્ષત્રો કિરણ રહિત થાય, પ્રચંડ વાયુ વાય, રાજાઓ વિનાશ પામે, મનુષ્યોનાં મરણ થાય, મેઘો નાશ પામે, અને સમગ્ર જગત ચક્રની જેમ ભ્રમણ કરે.

## ઇતિ સંક્ષેપથી શનિચાર સંપૂર્ણ.

અનેક શાસ્ત્રોનો વિચાર કરી મનુષ્યોને શીઘ્ર બોધ થાય એવી રીતે વિસ્તારથી ગદ્યબંધવડે શનિચારનું ફળ કહે છે.—જ્યારે મેષ રાશિપર શનિ આવે ત્યારે પશ્ચિમ દિશામાં રાજાઓનો વિગ્રહ થાય, વસ્તુ મોંઘી થાય, રાજાનો ભય થાય, ગુજરાત, ગૌડ અને સૈરાષ્ટ્ર દેશમાં ધાન્યની મોઘવારી રહે, ધાન્યના વેપારમાં બમણો લાભ થાય, છત્રનો ભંગ થાય, અર્ધ રાશિને ભોગવ્યા પછી પૃથ્વીપર ઘણા ઉત્પાત થાય, મહી નદીની પાસેના લોકો પીડા પામે, રાજાઓના ઉપદ્રવો થાય, વૃષ્ટિ ઘણી થાય, જુવાર વિગેરે સાતે ધાન્યનો સંગ્રહ કરવો સારો છે, ચાર માસ પછી વેચવામાં બમણો લાભ થાય, ગુજરાત દેશમાં અફીણ, ગોળ, સાકર, ખાંડ, ઘઉં, બાજરો અને ચોળા વિગેરે વેચવાથી લાભ મળે, સોના રૂપામાં લાભ મળે, પહેલાં શનૈશ્ચર સાત માસ સુધી રાશિને ભોગવે, ત્યાર પછી ઉત્પાત ચાલે, કોઇ ઠેકાણે ભૂમિકંપ અને ગર્જારવ થાય, ફાલ્ગુન માસમાં ઉપદ્રવ થાય, તે વખતે વસ્તુઓ મોંઘી થાય, વેપારમાં લાભ થાય, માલવ દેશમાં

धी, साकर, तेल, टोपरा, गयणु ए वस्तु मोंधी थाय, अने आठ मास सुधी सैन्य चाले. आ प्रमाणे गौतम स्वामीए शशिमंडळ ग्रंथमां कह्युं छे, ते शनिना चारवडे वर्षनुं शुभाशुभ जाणवुं. १. ज्यारे वृष राशिपर शनि आवे त्यारे दक्षिण दिशामां विग्रह थाय, शत्रुना सैन्यनो भय थाय, वराड देशमां अस्वस्थता थाय, पश्चिमनो पति दक्षिणमां जाय, देशो उजड थाय, अन्न मोंघुं थाय घउं, चणा अने लवणना वेपारमा लाभ थाय सोनुं, रूपुं, पीतळ, कांसुं अने लोढुं ए विगेरेना वेपारमा छ मास सुधी लाभ थाय अषाढ विगेरे त्रण मास लाभ थाय आभीर देशमां युद्ध थाय म्लेच्छ अने हिंदुनो क्षय थाय. हिंदु राजानो जय थाय भाद्रपद मासमां अफीणथी लाभ थाय देवगढ नामना देशमा विग्रह थाय, दुर्गनो भंग थाय शनिए राशिनो एक वर्ष भोग कर्या पछी वस्तु मोंधी थाय तेमां माघ मासमां अजमा वेचवा थी लाभ थाय २ ज्यारे शनि मिथुन राशिमा आवे त्यारे दुकाळ थाय, राजानो विग्रह थाय, मालव देशमा विरोध थाय राशिने भोगवता पाच मास गया पछी उज्जयिनीमा उत्पात थाय. दुर्गनो भंग थाय बे मास पछी एक मास सुधी दुकाळ जणाय एक वर्ष पछी शुभ थाय धान्यनी प्राप्ति थाय पूर्व देशमां उत्पात थाय गोळनो भाव सम रहे लविंग, केसर, एलची, पारो, हिंग, पानडी, रेशम, कथीर अने सुंठ ए सर्व वस्तु मोंधी थाय मालव देशमा क्षत्रिओनो जय थाय दुर्गरोध अने उच्च वस्तुनो विक्रय थाय ३ ज्यारे शनि कर्क राशिपर आवे त्यारे मेदपाट देशमा मालव देशनी सीमा पर्यंत देशो उजड थाय राजाना छत्रनो भंग थाय, राजाओनुं मोटु युद्ध थाय मालपद देशमां मुगल लोकनुं सैन्य चडी आवे तापी नदीना कांठा सुधी विग्रह थाय आगळ कुशळता थाय दक्षिण दिशामा लोको विनाश पामे,

ગામોનો ભંગ થાય. ભાદ્રપદ માસમાં જળનો ઉપદ્રવ થાય. ઘણો મેઘ વરસે. આશ્વિન માસમાં વરસાદ થાય. અફીણ મોંઘું થાય, બે માસ ગયા પછી સોંઘા ભાવ થાય. વસ્તુઓ મોંઘી થાય. ઘોડા, ભેંશ વિગેરે મોંઘા થાય. વેપારમાં લાભ થાય. ૪. જ્યારે શનિ સિંહ રાશિ પર આવે ત્યારે સર્વત્ર અન્નની ઉત્પત્તિ થાય. ઘણી વૃષ્ટિ થાય. માલવ દેશમાં વેપારને વિષે લાભ થાય. રાશિભોગના એક માસ ગયા પછી દેશમાં ગમન થાય, બાદશાહી ચળાચળ થાય. પરંતુ અન્ન સોંઘું થાય. શાક ( શક લોકોના ) બંધની જેવા સંગ્રામ થાય. દરેક ગામમાં ગોળ, ઘઉં, ચણા, ચોખા, શાલિ, મસૂર, ઘી વિગેરે વસ્તુના વેપારમાં લાભ થાય. પ્રથમ સુકાળ થાય પછી મરકીનો ભય થાય. સર્વ દેશમાં પીડા અને વ્યાકુળતા થાય. વર્ષનું અશુભ ફળ થાય. મરી, સુંઠ વિગેરે કરયાણુંના વેપારમાં લાભ થાય. તાંબું, પીતળ મોંઘું થાય. ઘી, તેલ વિગેરે રસ મોંઘા થાય. કુંકણ દેશમાં ઘાસ, ભેંશ વિગેરે સસ્તાં થાય. માલવ દેશમાં ઉપદ્રવ થાય. પરંતુ રાજ્યમાં સુખ થાય. સૈન્યનો વિગ્રહ થાય. પૂર્વ દેશમાં વસ્ત્રનો લાભ થાય. સર્વ વસ્તુ સોંઘી થાય. ૫. જ્યારે કન્યા રાશિપર શનિ આવે ત્યારે ચારે દિશામાં દુકાળ થવાથી પિતા પુત્રને વેચે. અન્નનો નાશ થાય, વરસાદ ન થાય. મારવાડ, શિવપુરી અને દ્રાવિડ દેશમાં રાજપીડા તથા છત્રભંગ થાય. બીજા સર્વ દેશોમાં શુભ થાય આબુમાં સુકાળ થાય. શીરોહીમાં અન્નનો લાભ થાય. સર્વ ધાન્યનો સંગ્રહ કરવામાં બમણો લાભ થાય. નવ માસ સુધી ધાન્ય રાખીને પછી તેનો વિક્રય કરવો. ધાતુની વસ્તુ સોંઘી થાય. અન્નનો ભય રહે, મહાવૃષ્ટિ થાય. ત્રણ કરીયાણાં સોંઘાં થાય. ૬. જ્યારે તુલા રાશિમાં શનિ આવે ત્યારે ચરાચર વિશ્વમાં સુકાળ થાય. પ્રજાઓને સુખ, સૌભાગ્ય, ધન, ધાન્ય અને સંપત્તિ

પ્રાસ થાય. બંગાલ દેશમાં વિગ્રહ થવાથી તેની પ્રજા પીડા પામે. રોગ ઘણો થાય. કાર્તિક માસમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ મહાજનોને ઘણું કષ્ટ પડે. બંગાલ દેશમાં ઉત્પાત થાય, છત્ર ભંગ થાય, અર્ધ રાશિનો ભોગ થયા પછી ઉત્પાત થાય. દક્ષિણ દિશામાં ઉપદ્રવ થાય. ઘઉં, ચણા, ચોખા, મારૂંગી, કાંગ અને અડદ મોંઘા થાય. જ્યેષ્ઠ માસ પછી વેચવાથી બમણો લાભ થાય. બીજા સર્વ દેશોમાં સુકાળ થાય. ૭. જ્યારે વૃશ્ચિક રાશિપર શનિ આવે ત્યારે હસ્તિનાગપુરમાં, તેના દેશમાં અને વૈરાટ દેશમાં વિગ્રહ થાય. માલવ, મેદપાટ, વાગડ, ગુજરાત, સૌરાષ્ટ્ર અને ઉત્તરાર્ધ દેશોમાં સૈન્યનો ઉપદ્રવ થાય, અનાજથી લાભ થાય, ઘઉં, કપાસ, મસૂર, તેલ અને કાપડ વિગેરેના વ્યાપારમાં લાભ થાય નવ માસ પછી ઉપદ્રવ થાય. રાજા, રાણા અને મ્લેચ્છોને પરસ્પર યુદ્ધ થાય. બાદશાહના ઘરમાં કલેશ થાય. માલવ દેશમાં તીડ આવે. સર્વ વસ્તુના મૂલ્યની વૃદ્ધિ થાય. અફીણના વેપારમાં ( લેવામાં ) લાભ થાય. જ્યેષ્ઠ માસમાં ભાવ વધે. અજમોદ, મેથી વિગેરેનો વિક્રય કરવો. રોગચાળો વધે. અને વરસાદ ઘણો થાય. ૮. જ્યારે ધનરાશિપર શનિ આવે ત્યારે સર્વત્ર મોંઘું થાય. લોક દુર્બળ થાય, પિતા પુત્રને વેચે. અન્નનો નાશ થાય. પૃથ્વીપર જળ રહે નહીં. લોકો વ્યાકુળ થાય, રાશિના ભોગથી છ માસ પછી રૂ અને ધાન્યનો સંગ્રહ કરવો. અફીણથી લાભ થાય. તેલ, તલ, ઘઉં, ચણા, ચોખા, ખાંડ, લાંગ, ડોડા, અસાલિયા, અજમોદ, મેથી અને ઘી એ વસ્તુ મોંઘી થાય શ્રાવણાદિક ચાર માસ મરકીની પીડા રહે રાજાનું સુખ મળે. ઉત્તરાપથમાં સૈન્ય ચડી આવે. ૯. જ્યારે મકર રાશિપર શનિ આવે ત્યારે આનંદ પ્રવર્તે, સર્વત્ર સુકાળ થાય, રાજા નિર્ભય થાય, આરોગ્ય અને સમાધાન લોકમાં પ્રવર્તે.

પૂર, પારો, જાયફળ, લાંગ, ટોપરાં, હીંગ, જીરા, સુવા, ભિરહાલી, ી અને લવણુ એ સર્વ મોંઘું થાય. અષાઢાદિક સાત માસ સુધી ેના મૂલ્યની વૃદ્ધિ થાય. અફીણુ મોંઘુ થાય. ચોરનો ભય થાય. :શાંતરમાં મહાજનને પીડા થાય, પ્રથમ વરસાદ વરસે, પછી એક માસ સુધી વરસાદ વરસે નહીં. પહેલી મોંઘવારી રહે, પછીથી સુકાળ થાય. ૫૬ર દિવસ લવણુનો ભાવ તેજ રહે. ચિ- તોડ ગઢમાં સૈન્યનું યુદ્ધ થાય, મનુષ્યો પીડા પામે, અને ધનની હાનિ થાય. માલવ દેશમાં રોગની પીડા થાય. પ્રથમ ભયંકર વર્ષ લાગે, પછી શુભ થાય. રાશિના ભોગને છેડે દેશ ભંગ થાય. ૧૦. જ્યારે કુંભ રાશિપર શનિ આવે ત્યારે દક્ષિણુ કુંકણુ દેશમાં મોટો વિગ્રહ થાય. રાજાનો ક્ષય થાય. પ્રજાને ભય થાય. ધનનો ક્ષય થાય. રાશિભોગથી આરંભીને સાત માસ સુધી સર્વ ધાન્ય મોંઘું રહે. અષાઢ આદિ પાંચ માસ સુધી ઘઉં, ચણુા, મસૂર, જુવાર, ચોખા, અડદ, વટાણુા, તુવેર, કાંગ, ચોળા, બા જરો, એ સર્વ વસ્તુ મોંઘી થાય. દુકાળ પડે. માઘ માસમાં મોટી વૃષ્ટિ થાય. તેથી ધાન્યનો વિનાશ થાય. છત્રભંગ થાય ફાલ્ગુન અને ચૈત્ર માસથી વસ્તુ અને ધાન્યનો સંગ્રહ કરવો. દાતાર માણુસોને પણુ ભિક્ષા માગવાનો વખત આવે. ધાન્ય સંગ્રહ કર- નારને બમણો લાભ થાય. ૧૧. જ્યારે મીન રાશિપર શનૈશ્ચર આવે ત્યારે દુકાળ પડે, લોક દુર્બળ થાય, માતા પુત્રને વેચે. માલવ દેશમાં મોંઘવારી રહે. ઉત્પાત થાય. કાંગ, ઘઉ, ચણુા, જુવાર, અડદ, ગોળ, લવણુ, વસ્ત્ર, નાળીયેર, ટોપરાં, સુંઠ, કપૂર, જાયફળ એ સર્વ વસ્તુ પાંચ માસ પછી વેચવાથી બમણો લાભ થાય, ધાન્યના સંગ્રહથી લાભ થાય. દક્ષિણુમાં ધાન્ય મોંઘું થાય, માલવ દેશમાં રાજાનો વિરોધ થાય. પ્રજાનો નિવાસ થાય. વસ્તુનો ભાવ તેજ થાય. ધાતુની વસ્તુ, સોનું, રૂપું, તાંબું,

સીસું, લોઢું એ વસ્તુ મોંઘી થાય. સર્વ વસ્તુના વેપારમાં લાભ થાય. ૧૨. આ પ્રમાણે ગૌતમ સ્વામીએ કહેલું રાશિમંડળ શનિચાર વડે વર્ષનું શુભાશુભ કારણ જાણવું.

રાશિના સ્વામી અને ગ્રહમૈત્રી વિગેરેનો વિચાર કરી શનિચારના ફળનો વિચાર કરવો. તેમાં શુભ ગ્રહનો વેધ હોય તો શનિનું અર્ધ ફળ પ્રાપ્ત થાય છે અને ક્રૂર ગ્રહનો વેધ હોય તો શનિનું અશુભ ફળ થાય છે. પોતાની કે મિત્રની રાશિમાં શનિ રહેલો હોય તો તે દેશને અને વસ્તુઓને કાંઇક પીડા કરનાર થાય છે. અને જો શત્રુની રાશિમાં શનિ રહેલો હોય તો ઘણો વિનાશ અને ઘણું દુઃખ આપે છે. આ શનિના વિચારનું ગુપ્ત રહસ્ય છે.

**હવે શનિ નક્ષત્ર ભોગનું ફળ.**

પૂર્વભાદ્રપદા, રેવતી, મઘા, મૂળ, પુનર્વસુ અને પુષ્ય એ નક્ષત્રપર શનિ હોય તો વિના કારણે પણ યુદ્ધ થાય, છત્ર ભંગ થાય, દેશભંગ થાય પૃથ્વી આકુળ વ્યાકુળ થાય, પશુઓ અને વ્યસની જનોને રોગ થાય. ત્રણ ઉત્તરા, મઘા, રોહિણી અને રેવતી એ નક્ષત્રપર શનિ હોય તો ભૂમિપર કષ્ટ થાય. કહ્યું છે કે—" મૂળ, મઘા, રોહિણી, રેવતી, હસ્ત અને પુનર્વસુ એ નક્ષત્રપર શનિ હોય તો પશુમાં અધિક મરણ થાય, મનુષ્યોને કષ્ટ થાય અને સમગ્ર પૃથ્વીપર ઉપદ્રવ થાય." વળી કહ્યું છે કે—" માઘ માસમાં શનિ વક્ર હોય તો પશ્ચિમમાં મેઘનો ઉદય થઇ મુશળધાર વરસાદ પડે. શ્રાવણ માસના કૃષ્ણપક્ષમાં જો શનિ વક્ર થાય તો એક માસની અંદર પૃથ્વીપર ઉત્પાત થાય." શ્રવણ, સ્વાતિ, હસ્ત, આર્દ્રા, ભરણી તથા ભાગ્ય એ નક્ષત્રપર શનિ હોય તો તે જળમય પૃથ્વી કરે છે. પરંતુ તે સ્નિગ્ધ હોવો જોઇએ.

**ાનિના ભોગને માશ્રી દિવસનું ાથી અથવા સાત યમજિહ્વા.**

શનિ જે નક્ષત્રપર હોય તે નક્ષત્રની સંખ્યા અને દિન નક્ષત્રની સંખ્યા એ બેને ભેળી કરી સાતે ભાગ દેવો, જે શેષ રહે તેનું અનુક્રમે આ પ્રમાણે ફળ જાણવું.-અન્નની પ્રાપ્તિ, અધિક વાયુ, યુદ્ધ, દુકાળ, છત્રભંગ, શૂન્યતા અને દુ:ખ એમ વિદ્વાનોએ ફળ જાણવું. આ સાતે અગ્નિજિહ્વા અથવા યમજિહ્વા કહેવાય ;. પાઠાંતરમાં આ પ્રમાણે છે.-" સૂર્ય નક્ષત્રથી દિવસનું નક્ષત્ર ેટલામું હોય તેટલી સંખ્યાને સાતે ભાગ દેવો. શેષ રહે તેનું મા પ્રમાણે અનુક્રમે ફળ કહેવું-વરસાદ, કલહ, રોગ, અગ્નિ, ાયુ, પશુપીડા અને દુકાળ. એમ જાણવું."

**ાનિના ઉદયનો વિચાર.**

મેષ રાશિમાં શનિનો ઉદય હોય ત્યારે વૃષ્ટિ સારી થાય, અને લોક સુખી થાય. ૧. વૃષ રાશિમા શનિનો ઉદય હોય ત્યારે ઘાસ અને કાષ્ઠનું કષ્ટ પડે, ઘોડાઓમાં રોગ થાય, તથા શેરડીથી ઉત્પન્ન થતા ગોળ વિગેરે મોંઘા ાય. ૨. મિથુન રાશિમાં શનિનો ઉદય થાય ત્યારે અત્યત દુકાળ થાય. ૩. કર્ક રાશિમાં શનિનો ઉદય થાય ત્યારે વરસાદ ાય નહીં, સરોવરો સુકાઈ જાય, સર્વત્ર મરકીનો ભય થાય, મનુષ્યો અત્યંત પીડા પામે, તથા કોઈ ઠેકાણે તીડ આવે. ૪. સેંહ રાશિમાં શનિનો ઉદય થાય ત્યારે બાળકોનો નાશ થાય, બધર્મીના શાસ્ત્રનો પ્રકાશ થાય. ૫ કન્યા રાશિમાં શનિનો ઉદય થાય ત્યારે અવશ્ય ધાન્યનો નાશ થાય, અને રાજાઓ પરસ્પર સંધિ-સલાહ થાય. ૬. તુલા રાશિમાં શનિનો ઉદય થાય ત્યારે વરસાદ થાય નહીં, અને પૃથ્વી ઘઉં રહિત થાય. ૭.

શ્ચિક રાશિમાં શનિનો ઉદય થાય ત્યારે પણ ઉપર પ્રમાણે તુલા જેવું જ ફળ જાણવું. ૮. ધન રાશિને વિષે શનિનો ઉદય થાય ત્યારે મનુષ્ય જાતિમાં રોગ થવાથી અશાંતિ રહે, સ્ત્રીઓ અને બાળકો દુઃખી થાય, અને સર્વ ધાન્યનો નાશ થાય. ૯. મકર રાશિમાં શનિનો ઉદય થાય ત્યારે રાજાઓની યુદ્ધ કરવાની બુદ્ધિ થાય ૧૦. કુંભ રાશિમાં શનિનો ઉદય થાય ત્યારે પશુઓનો અધિક નાશ થાય. ૧૧. તથા મીન રાશિમાં શનિનો ઉદય થાય ત્યારે મનુષ્યોમાં હીનતા આવે અને ધાન્ય પાકે નહીં. ૧૨.

**શનિના અસ્તનો વિચાર.** જ્યારે મેષ રાશિમાં શનિનો અસ્ત થાય ત્યારે પૃથ્વીપર ધાન્ય મોંઘું મળે. ૧. વૃષ રાશિમાં શનિનો અસ્ત થાય ત્યારે સર્વત્ર ગાયો વિગેરેને પીડા થાય. ૨. મિથુન રાશિમાં શનિનો અસ્ત થાય ત્યારે વેશ્યાને દુઃખ થાય. ૩. કર્ક રાશિમાં શનિનો અસ્ત થાય ત્યારે માર્ગમાં જનારા લોકો દુઃખી થાય, શત્રુનો ભય થાય, કપાસ અને ધાન્ય વિગેરે દુર્લભ થાય, તથા વાદળાંઓ થાય પણ વરસાદ વરસે નહીં. ૪. સિંહ રાશિમાં શનિનો અસ્ત થાય ત્યારે ઘોડાઓને દુઃખ થાય, ધાતુઓ મોંઘી થાય, અને અનાજનો વિનાશ થાય. ૫. કન્યા રાશિમાં શનિનો અસ્ત થાય ત્યારે અન્ય લોકોમાં પણ વિરોધ થાય. ૬. તુલા રાશિમાં શનિનો અસ્ત થાય ત્યારે સર્વદા જનોને આનંદ થાય, અને ધાન્ય થોડું પાકે. ૭. વૃશ્ચિક રાશિમાં શનિનો અસ્ત થાય ત્યારે રાજા તરફથી મનુષ્યોને ભય થાય, અને તીડનો ઉપદ્રવ થાય. ૮. ધન રાશિમાં શનિનો અસ્ત થાય ત્યારે લોકમાં સુખ પ્રવર્તે. ૯. મકર રાશિમાં શનિનો અસ્ત થાય ત્યારે અધિક પવન થાય, વૃષ્ટિ ન થાય અને સ્ત્રીઓનું મરણ વધારે થાય. ૧૦.

કુંભ રાશિમાં શનિનો અસ્ત થાય ત્યારે શીતનો ક્ષય થાય, પશુઓમાં ગ્લાનિ થાય અને ગાયોની હાનિ થાય. ૧૧. તથા મીન રાશિમાં શનિનો અસ્ત થાય ત્યારે વૃષ્ટિની હાનિ હોવાથી કોઇ વાવમાં પણ જળ મળે નહીં, રાજા ધર્મથી વિમુખ થઇ લોકોને પીડા કરે, માણસો પીડાને લીધે પાપમાં પ્રવર્તે, અને રાજાઓ વચ્ચે પરસ્પર યુદ્ધ થાય. ૧૨.

કન્યા, મિથુન, મીન, વૃષ અથવા ધન રાશિમાં જો શનિ રહેલો હોય, ત્યારે દુકાળ પડે અને રાજાઓનું પરસ્પર યુદ્ધ થાય. આગ્નેય, વાયવ્ય, વરૂણ અને મહેંદ્રના નક્ષત્રમાં શનિ વક્ર થાય ત્યારે તેના નામને તુલ્ય ફળ થાય છે.

## શનિ નક્ષત્રનું ફળ જાણવા માટે કૂર્મચક્ર.—

શનિના નક્ષત્રનું ફળ જાણવા માટે કૂર્મચક્ર તેનું બીજું નામ પદ્મચક્ર જે પ્રથમ કહ્યું છે, તેનું વિવરણ કરે છે.—

આકાશમાં સર્વત્ર તનવાત અને ઘનવાત રહેલા છે, તેના ઉપર ઘનોદધિ નામનું જળ રહેલું છે, તેના ઉપર પૃથ્વી રહેલી છે, તે પૃથ્વી જીવોનો આધાર છે. તે પૃથ્વી કઠણ અને ગોળાકાર છે, તેનો આકાર આઠ દિશાની અપેક્ષાએ આઠ પાંખડીવાળા કમળની જેવો થાય છે. જેમ કમળ સમુદ્રમાં ઉત્પન્ન થાય છે, તેમ પૃથ્વી પણ ઘનોદધિમાં રહેલી હોવાથી કમળ કહી શકાય છે. તેથી આ પૃથ્વીચક્રને પદ્મચક્ર કહી શકાય છે. કોઇના મતમાં આ પદ્મચક્રને કૂર્મચક્ર પણ કહે છે. કેમકે કૂર્મ પણ વજદંડ જેવો કઠણ, સર્વ સહન કરનાર અને સમુદ્રમાં રહેલો છે. તેથી આ પદ્મચક્રને બ્રાહ્મણો કૂર્મચક્ર પણ કહે છે. અહીં इव', વિગેરે શબ્દનો પ્રયોગ કરેલો નથી, તેથી ઉપમા કે રૂપક અલંકાર માનવો તે ભ્રમમૂલક છે અને બુદ્ધિના અંધપણાને લીધે અલં-

કારરૂપ થઇ જાય છે. જેમ મેઘને વિષે ઇંદ્રની કલ્પના, રામ વિગેરેને વિષે જગદીશ્વરની કલ્પના, દુષ્ટ પુરૂષને વિષે દૈત્યની કલ્પના, ઉપચારમાં પણ તત્ત્વની કલ્પના, તેમ અરિહંતાની પ્રતિમાને સ્થાને કૂર્મનું નામ લખવું, અથવા તેની ઉપર શેષનાગ નાગેંદ્રનું સ્થાપન કરવું. પહેલાં શૂકરના મુખવાળો મહાશિર નામનો રાજા હતો, તેણે અન્યાયને લીધે સમુદ્રમાં ડૂબતી પૃથ્વીનું રક્ષણ કર્યું, તથા વારાહી નામની વિદ્યાથી વરાહ જેવું રૂપ કરી રાક્ષસોનો નાશ કરી દાંતથી પૃથ્વીનો ઉદ્ધાર કર્યો. આ પ્રમાણે કહેવાથી અન્ય દર્શનીઓનું જ્ઞાન મિથ્યા છે, કે જેથી વરાહના દાંતના અગ્રભાગે પૃથ્વીને ધારણ કરી વિગેરે માને છે.

રૂદ્રદેવે પોતાની રચેલી મેઘમાળામાં કહ્યું છે કે—કૌશલ આગમમાં જે પ્રમાણે કહ્યું છે, તે પ્રમાણે હું કૂર્મચક્રને કહીશ. તે જાણવાથી જ દેશનો નિર્ણય જાણી શકાય છે. તેત્રીશ કરોડ દેવતાઓ કૂર્મના એક ભાગમાં રહેલા છે. પૃથ્વીના મધ્ય ભાગે મેરૂ પર્વત રહેલો છે, એમ સાંભળવામાં છે, પણ જોવામાં આવતો નથી. તેવા મેરૂ પર્વત આઠ છે. તેમ જ દ્વીપ અને સમુદ્ર પણ આઠ આઠ છે. આ સર્વને જે પૃથ્વીએ ધારણ કરી રાખ્યા છે, તે પૃથ્વીને જેણે ધારણ કરી છે, તે કોણ છે? તે પૃથ્વી વરાહે પોતાની દંષ્ટ્રાના અગ્રભાગ પર ધારણ કરી છે, તે પૃથ્વી મોથને ખોદવાથી દંષ્ટ્રાપર રહેલી માટીની જેમ શોભે છે. આવો મોટા શરીરવાળો તે વરાહ પણ શેષનાગના મસ્તકપર તેના ચૂડામણિની ઉપર મચ્છરની જેમ રહેલો છે. આવો શેષનાગ પણ ગોળ કુંડળરૂપ થઇ કૂર્મના પૃષ્ઠના એક ભાગપર સૂત્રમાં રહેલા એક તંતુની જેમ શોભે છે. તે કૂર્મનું શરીર, સ્કંધ, મસ્તક, પુચ્છ, મુખ અને પગ વિગેરે અવયવોનું પ્રમાણ જ્યોતિષ શાસ્ત્રને જાણનારાઓ આ પ્રમાણે કહે છે.—તે કૂર્મનું શરીર લાખ યોજનનું છે, તેથી

અર્ધ એટલે પચાસ હજાર યોજનનું પુચ્છ છે, અને પુચ્છના પ્રમાણથી અર્ધ પ્રમાણવાળું એટલે પચીશ હજાર યોજનનું પેટ છે, તેની ગ્રીવા દશ હજાર કરોડ યોજનની છે, સાત કરોડ યોજનનું મસ્તક છે. તેના બન્ને નેત્રોનું આંતરૂં એક કરોડ યોજનનું છે, તેનું મુખ બે કરોડ યોજનનું છે, તેથી બમણા એટલે ચાર કરોડ યોજનના તેના પગ છે, અને તેની આંગળીઓના નખ દશ દક્ષ હજાર યોજનના છે. આ પ્રમાણે કૂર્મનું પ્રમાણ આદિ યામલ નામના ગ્રંથમાં કહ્યું છે. આવા કૂર્મની ઉપર આ સાત દ્વીપવાળી પૃથ્વી રહેલી છે. આ રીતે સર્વ અવયવ સહિત કૂર્મના આકારવાળું એક ચક્ર આળેખવું તેનું મુખ પૂર્વમાં અને પશ્ચિમમાં પુચ્છ રાખવું. પૂર્વ અને પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ, ઇશાન અને નૈઋત્ય તથા આગ્નેય અને વાયવ્ય એ રીતે દિશા અને વિદિશાનો પરસ્પર વેધ થાય છે. નાભિ, મસ્તક, ચાર પગ, પુચ્છ અને બે કુક્ષિ એમ નવ સ્થાનકે કૃત્તિકાથી આરંભીને ત્રણ ત્રણ નક્ષત્ર લખી શનૈશ્ચરનો વિચાર કરવો.

કૂર્મની નાભિપર કૃત્તિકા, રોહિણી અને મૃગશીર એ ત્રણ નક્ષત્ર લખવાં, તથા પૃથ્વીની નાભિ-મધ્ય ભાગે મિથિલા, ચંપા કૌશાંબી, કૌશિકી, અહિચ્છત્ર, ગયા, વિંધ્યાચળ, અંતર્વેદી ( પ્રયાગથી હરદ્વાર સુધી ગંગા યમુનાનો મધ્ય ભાગ ), મેખલા ( નર્મદાનો પ્રદેશ ), કાન્યકુબ્જ ( કનોજ ) અને પ્રયાગ એટલા દેશો રહેલા છે. એ સર્વ દેશો મધ્યદેશ કહેવાય છે. આર્દ્રા, પુનર્વસુ અને પુષ્ય એ ત્રણ નક્ષત્ર કૂર્મના મસ્તકપર લખવા. તે ઠેકાણે પૃથ્વીપર રામાદ્રિ, હસ્તિખંધ, પંચતાલ, કામરૂ, બરેલી, સરયૂ નદી અને ગંગા નદી, એ પૂર્વ દિશાના દેશો છે. અશ્લેષા, મઘા, અને પૂર્વાફાલ્ગુની એ ત્રણ નક્ષત્ર કૂર્મના અગ્નિખુણા તરફના પગપર લખવા તે ઠેકાણે પૃથ્વીપર અંગ, બંગ, કલિંગ, પંચકૂટ,

કૌશલ, ડાહલ (ત્રીપુર નામનો દેશ), જલેંદ્ર, હુગલી, વલ્લભેશ્વર ઉડ્ડીશારી અને તિલંગ એ અગ્નિખુણાના દેશો છે. ઉત્તરાફાલ્ગુની, હસ્ત અને ચિત્રા એ ત્રણ નક્ષત્ર કૂર્મની દક્ષિણ કુક્ષિપર લખવા. તે ઠેકાણે પૃથ્વીપર દર્દુર, મહીધ્ર વન, સિંહલદેશ, તાપી નદી, ભીમરથી નદી, લંકા, ત્રિકૂટ અને મલયાચળ એ દક્ષિણ દિશાના દેશો છે. સ્વાતિ, વિશાખા અને અનુરાધા એ ત્રણ નક્ષત્ર કૂર્મના નૈઋત્ય પગપર લખવા. તે ઠેકાણે પૃથ્વીપર નાશિક, બગલાણ, ધારમાલવ, ચુલ્લી, તલા, પ્રકાશ, ભૃગુકચ્છ (ભરૂચ), કુંકણ, વિદ્યાપુર અને મોઢેર એ દેશો નૈઋત્ય ખુણાના છે. જ્યેષ્ઠા, મૂળ અને પૂર્વાષાઢા એ ત્રણ નક્ષત્ર કૂર્મના પુચ્છપર લખવા. તે ઠેકાણે પૃથ્વીપર અર્બુદ, કચ્છ, અવંતિ, પૂર્વમાલવ, પારસી (ઇરાન દેશ), બર્બર દ્વીપ, સૌરાષ્ટ્ર, સિંધુ, જલસ્થાન અને સ્ત્રીરાજ્ય એ પશ્ચિમ દિશાના દેશો છે. પુચ્છની પીડાથી તે દેશો પણ પીડા પામે છે. ઉત્તરાષાઢા, શ્રવણ અને ધનિષ્ઠા એ ત્રણ નક્ષત્ર વાયવ્ય પગ ઉપર લખવા. તે ઠેકાણે પૃથ્વીપર ગુજરાત, મહી દેશ, મારવાડ દેશ, જાલંધર દેશ, આભીર દેશ, દિલ્લી દેશ, ઉદધિ સ્થલ અને મેરૂ શૃંગ, વિગેરે વાયવ્ય કોણના દેશો છે, પગ પીડાવાથી તે દેશો નાશ પામે છે. શતભિષા, પૂર્વાભાદ્રપદા અને ઉત્તરાભાદ્રપદા એ ત્રણ નક્ષત્ર કૂર્મની ઉત્તર કુક્ષિપર લખવા. તે ઠેકાણે પૃથ્વીપર નેપાલ, કીર, કાશ્મીર, ગર્જની, ખુરાસાણ, મથુરા, મ્લેચ્છ દેશ, ખરદેશ, કેદારનાથ તથા હિમાલય એ ઉત્તર પ્રદેશ છે. તેનો વિનાશ થાય. રેવતી, અશ્વિની અને ભરણી એ ત્રણ નક્ષત્ર કૂર્મના ઈશાન પગપર લખવા. તે ઠેકાણે પૃથ્વીપર ગંગાદ્વાર, કુરૂક્ષેત્ર, શ્રીકંઠ, હસ્તિનાપુર, અશ્વચક્ર, એકપાદ અને ગજકર્ણ એ તથા બીજા ઈશાન કોણના દેશ વિનાશ પામે છે. એટલે કે જે નક્ષત્રપર શનિ હોય તે નક્ષત્રની દિશા કે વિદિશાના દેશોમાં દુકાળ, વિગ્રહ

મેને પરદેશમાં સ્થિતિ થાય છે, તથા રાજાઓમાં પરસ્પર યુદ્ધ થાય છે.

નરપતિ જયચર્યામાં આ પ્રમાણે કહ્યું છે કે—કૃત્તિકાથી ભરણી નક્ષત્ર સુધી પૃથ્વીરૂપ કૂર્મ કહ્યો છે. તેમાં પોત પોતાના દેશના નક્ષત્રાદિકનો વિચાર કરી શુભાશુભ ફળ કહેવું. આ કૂર્મચક્ર વિદ્વાનો ચાર પ્રકારનું કહે છે.—દેશ, નગર, ક્ષેત્ર અને ગૃહ (ઘર.) તેમાં આખી પૃથ્વીરૂપ કૂર્મચક્ર ઉપરની રીત પ્રમાણે કરવું. એક દેશને કૂર્મરૂપે ઉદ્દેશી તેના અવયવોરૂપ દિશા વિદિશામાં કહેલી રીતેજ નક્ષત્રો મૂકવાં, તે દેશ કૂર્મ કહેવાય છે. એજ રીતે એક નગરને કૂર્મરૂપે માનવું, અને એજ રીતે એક ક્ષેત્ર અને એક ઘરને કૂર્મરૂપે માનવા. પછી કહેલી રીત પ્રમાણે જ અવયવોરૂપ દિશા વિદિશામાં નક્ષત્રો મૂકી તેનું ફળ કહેવું, તેમાં જે દેશ નગરાદિકની જે દિશાના નક્ષત્રપર શનિ આવેલો હોય અથવા તેનો વેધ થતો હોય, તે દેશ ને નગરાદિકના વિભાગનો નાશ થાય છે. સારી બુદ્ધિવડે કૂર્મચક્ર કરીને શનૈશ્ચરથી થવાનું શુભાશુભ ફળ પંડિત જન જાણી શકે છે. આ કૂર્મચક્ર પદ્મ જેવા આકારવાળું હોવાથી પદ્મિનીચક્ર પણ કહેવાય છે.

## ઇતિ કૂર્મચક્ર વિવરણ.

**રાહુચારનું ફળ.** જ્ઞાનપર પ્રીતિવાળા પૂર્વના બુદ્ધિમાન લોક રાહુને વર્ષનો સ્વામી કહે છે. તેથી તેના વિકારનો વિચાર કરી જગતમાં તેના ચાર ( ગતિ ) ના વિચારનું વર્ણન કરે છે—મીન કે મેષ રાશિ પર રાહુ હોય તો સુકાળ થાય, તથા રાજાઓ વચ્ચે પરસ્પર વિગ્રહ થાય. તુલા કે કુંભ રાશિ પર રાહુ આવે ત્યારે વરસાદ સારો થાય. ધન કે વૃષ રાશિપર રાહુ આવે ત્યા

ધાન્યાદિક મોંઘા થાય. મકર કે વૃશ્ચિક રાશિપર રાહુ આવે ત્યારે પ્રજાનો નાશ થાય, ઇતિનો ઉપદ્રવ થાય, રાજાઓ અનીતિમાં પ્રવર્તે, અને માર્ગમાં મુસાફરોને ચોરનો ભય થાય. સિંહ રાશિપર રાહુ હોય ત્યારે દુકાળ પડે. તથા કર્ક રાશિપર રાહુ આવે ત્યારે રાજાનો વિનાશ થાય. (વૃષ અને કન્યા એ બે રાશિપર રાહુ હોય તો તેનું શું ફળ થાય ? તે લખ્યું નથી.) જ્યાં શનિની દૃષ્ટિ હોય ત્યાં દેશનો ભંગ તથા છત્રનો ભંગ થાય છે.

મંગળ ગ્રહપર રાહુ રહેલો હોય ત્યારે રાજાઓનો વિરોધ અને પ્રજાઓના ગૃહોનો દાહ થાય છે. બુધ ભવનમાં રાહુ રહ્યો હોય ત્યારે બાળકોના સમૂહનો નાશ થાય છે. ગુરૂના ભવનમાં રાહુ રહેલો હોય ત્યારે બ્રાહ્મણોને કષ્ટ થાય છે, રોગની અધિક ઉત્પત્તિ થાય છે, અને પરસ્પર વેર થાય છે. શુક્રના ભવનમાં રાહુ રહેલો હોય ત્યારે જળની ઘણી વૃષ્ટિ થાય, સુકાળ થાય અને અન્ન સોંઘું થાય. શનિના ભવનમાં રાહુ રહેલો હોય ત્યારે યુદ્ધનો ભય, રોગનો ઉપદ્રવ અને વસ્તુઓની મોંઘવારી થાય છે. રાહુનું વિશેષ ફળ શનિ જેવું કહેવું. કેમકે શનિ અને રાહુ એ બન્નેની પ્રકૃતિ પ્રાયે કરીને સરખી છે. (સૂર્ય અને ચંદ્રના ભવનમાં રાહુ આવે છે ત્યારે તેમનું ગ્રહણ થાય છે, તેનો વિચાર અન્યત્ર હોવાથી અહીં લખ્યો નથી.)

વિશેષ આ પ્રમાણે છે.—જે વર્ષમાં રાહુ મીન રાશિપર હોય, તે માસમાં ભય થાય અને પ્રાહુણાઓનું આવવું થાય. એમ જાણીને યવાન્નનો અત્યંત સંગ્રહ કરવો. તથા બીજાં સર્વ ધાન્યનો સંગ્રહ કરવો. તેનાથી બમણો, ત્રણગુણો કે ચારગુણો લાભ થાય છે. કેમકે એક વર્ષ સુધી ઘોર દુકાળ થાય છે, પછી તેરમો માસ આવે ત્યારે ઘણો સુકાળ થાય છે. જ્યારે કુંભ

ાશિપર રાહુ રહેલો હોય અને દૈવયોગથી તે રાહુને મંગળનો સંગમ થાય ત્યારે તે જોઇને શણ અને સુતર વિગેરેનો સંગ્રહ કરવો. વેશેષે કરીને છ માસ સુધી કાંસુ વિગેરે સર્વ ધાતુનાં પાત્રો ગ્રહણ કરવાં, અને સાતમે માસે તે વેચવાં. મંગળ અને રાહુ એ બન્ને સાથે રહેલા હોવાથી ચાર ગુણો લાભ થાય છે. તેમાં અન્યથા નથી. જ્યારે મકર રાશિ પર રાહુ આવે ત્યારે પટ્ટસૂત્રનો સંગ્રહ કરવો. ત્રણ માસ સુધી સંગ્રહ કરીને પછી તે પટ્ટસૂત્ર તથા વિષને ચોથે માસે વેચવાથી ત્રણ ગુણો કે પાંચ ગુણો લાભ થાય. જ્યારે અનુક્રમે ધન રાશિ પર રાહુ આવે ત્યારે પૃથ્વીતળને વિષે ભેંશ વિગેરેનો સંગ્રહ કરવો. તથા વિશેષે કરીને ઘોડા, હાથી અને ગંધાદિકનો સંગ્રહ કરવો. બીજા અને પાંચમા માસમાં વેચવાથી ચાર ગુણો લાભ થાય છે. જ્યારે વૃશ્ચિક રાશિ પર રાહુ આવે અને દૈવયોગથી તેને મંગળ અને બુધનો સમાગમ થાય, ત્યારે તે જાણીને ઘી તથા વસ્ત્રનો સંગ્રહ કરવો. પછી પાંચ માસ જવા દઇ છઠ્ઠે માસે તેનો વિક્રય કરવો. તેમાં બમણો લાભ અવશ્ય થશે. એમ શાસ્ત્રમાં કહ્યું છે. સૂર્યની સંક્રાંતિને વખતે જો તુલા રાશિ પર રાહુ આવે તો અવશ્ય દુકાળ થાય. તે વખતે પિતા પુત્રને વેચે અને પુત્ર પિતાને વેચે છે. આ વર્ષે વિશેષે કરીને ડાંગરનો સંગ્રહ કરવો, તેમજ કંબલ અને કાંસાનો પણ સંગ્રહ કરવો. તેથી અવશ્ય લાભ થાય છે. જ્યારે કન્યા રાશિ પર રાહુ આવે ત્યારે ધાતકી અને પીપરનો પાંચ માસ સુધી સંગ્રહ કરવો. એક માસ ગ્રહણ કરીને ધાતકી પુષ્પનો વિક્રય કરવો, અને બે માસને અંતે પીપરનો વિક્રય કરવો. તેમાં અવશ્ય ઇચ્છિત લાભ થાય છે. અનુક્રમે સિંહ રાશિમાં વક્ર થયેલો શનિ આવે ત્યારે શેરડી જેવી ચુસવા લાયક વસ્તુનો અવશ્ય સંગ્રહ કરવો. પ્રથમ ધાન્યનો સંગ્રહ કરી પછી સુંઠ,

મરી, પીપર, જીરૂં, લવણુ, સંચળ, સિંધાલુણુ અને ખેર વિગેરેનો વર્ષ સુધી સંગ્રહ કરવો. છ માસને અંતે વેચવા. જો શુભ ગ્રહનો વેધ હોય તો અવશ્ય તેનો ચાર ગુણો લાભ થાય છે. જો મહા બળવાન રાહુ કર્ક રાશિમાં આવેલો હોય તો અવશ્ય ચોરો સર્વ લોકને પીડા પમાડે છે. તે વખતે ત્રીહીનો થોડા પાક થાય, સોનું, રૂપું, કાંસું અને તાંબું સોંઘું થાય. તેનો સંગ્રહ કરવાથી છ માસે તે લાભદાયક થાય. જ્યારે મિથુન રાશિમાં ઉચ્ચ સ્થાને રહેલો રાહુ આવે ત્યારે ઘી, ધાન્ય, માણેક વિગેરે સોંઘા થાય. જ્યારે મંગળ ગ્રહની દૃષ્ટિ સહિત રાહુ અનુક્રમે વૃષ રાશિમાં આવે ત્યારે મનુષ્યોને નિધાનની પ્રાપ્તિ થાય છે. તે વખતે સર્વ ધાન્યનો સંગ્રહ કરવો, અને વિશેષે કરીને ઘી, તેલ, કંકુ, ગંધદ્રવ્ય, કપાસ અને ગોળ એ સર્વ વસ્તુ છ માસ સુધી ગ્રહણ કરી સાતમે માસે વેચવી. તેમાં ચાર ગુણો લાભ અવશ્ય થાય. અન્યથા પ્રકારે ન થાય. કાંસું, લાખ, મજીઠ, સુંઠ, મરી અને હીંગ એ વસ્તુનો છ માસ સુધી સંગ્રહ કરવો. મેષ રાશિમાં રાહુ રહેલો હોય અને દૈવયોગે ચંદ્ર કે સૂર્યનું ગ્રહણ થતું હોય તો અવશ્ય દુકાળ પડે છે.

## ઇતિ રાહુચાર વિચાર.

**બારે રાશિમાં સૂર્ય ચંદ્રનું ગ્રહણ થાય તેને આશ્રી રાહુનું ફલ.—**

જો મેષ રાશિમાં સૂર્ય કે ચંદ્રનું ગ્રહણ થાય તો મનુષ્યો પીડા પામે, તથા કાંબોજ, આંધ્ર, કિરાત, પાંચાલ અને તૈલંગના લોકો પણ પીડા પામે છે. ૧. વૃષ રાશિમાં ગ્રહણ થાય તો ગોવાળ, પશુ, મુસાફર લોક તથા મહાજનોને પીડા થાય છે. ૨. મિથુન રાશિમાં ગ્રહણ થાય તો સ્ત્રીઓને પીડા થાય. તથા વાલ્હિક અને વત્સ દેશના લોકો તથા

યમુના નદીને કાંઠે વસનારા લોકો પીડા પામે છે. ૩. કર્ક રાશિમાં ગ્રહણ થાય તો ગધેડાઓ પીડા પામે છે, તથા આભીર અને ગાબરની જાતિને અત્યંત પીડા થાય છે. ૪. સિંહ રાશિમાં ગ્રહણ થાય તો સર્વ વનવાસીઓને પીડા થાય, તથા રાજાઓના અને રાજા જેવા મોટા મનુષ્યોના ધનનો ક્ષય થાય છે. ૫. કન્યા રાશિમાં જો ગ્રહણ થાય તો ત્રિપુટ અને શાલિ જાતિના લોકોને પીડા થાય. તથા કવિ, લેખક અને ગવૈયાના ધનનો ક્ષય થાય. ૬. તુલા રાશિમાં ગ્રહણ થાય તો દશાર્ણ, ખંક, કાહલ, મારવાડ અને અપરાંત દેશના લોકો તથા સત્પુરૂષો પીડા પામે છે. ૭. વૃશ્ચિક રાશિમાં ગ્રહણ થાય તો સર્વ લોકો પીડા પામે છે, તથા યદુંબર, મંદ્ર, ચોલ અને યોધેય જાતિના લોકો અતિ દુઃખ પામે છે. ૮. ધન રાશિમાં ગ્રહણ થાય તો મંત્રીઓ, ઘોડાઓ, વિદેહના લોકો, મલ્લ લોકો, પાંચાલ દેશના લોકો, વૈદ્ય અને વણિક જનો પીડા પામે છે. ૯. મકર રાશિમાં ગ્રહણ થાય તો નીચ જનો, મંત્રવાદી જનો, વૃદ્ધ જનો અને નટ લોકો તથા ચિત્રકૂટના લોકો ક્ષય પામે છે. ૧૦. કુંભ રાશિમાં ગ્રહણ થાય તો પર્વતવાસી જનો, પશ્ચિમ દિશાના જનો, ચોર, હાથી, ભરવાડ, વણિક્લોક અને વેદની ક્રિયા કરનારા લોકો પીડા પામે છે. ૧૧. મીન રાશિમાં ગ્રહણ થાય તો જળના પ્રાણીઓ, સમુદ્રના પ્રાણીઓ, જળવડે આજીવિકા કરનારા લોકો, ભાટ, ચારણ તથા પંડિતો પીડા પામે છે. ૧૨.

## ઇતિ રાશિગ્રહણવડે રાહુનું ફળ.

**નક્ષત્ર પીડાનું ફળ.**

જે નક્ષત્રમાં ચંદ્ર રહેલો હોય તે નક્ષત્રમાં જો સૂર્ય કે ચંદ્રનું ગ્રહણ થાય તો તે નક્ષત્ર પીડિત કહેવાય છે. તેનું ફળ પંડિતો આ પ્રમાણે કહે છે.—

જો અશ્વિની નક્ષત્રમાં કેતુનો ઉદય થાય તો તે અશ્મક દેશના સ્વામીને હણે છે. ૧. જો ભરણી નક્ષત્રમાં કેતુનો ઉદય થાય તો બિલ્લના સ્વામીનો નાશ થાય છે. ૨. કૃત્તિકા નક્ષત્રમાં કેતુનો ઉદય થાય તો કલિંગ દેશના રાજાનો નાશ થાય. ૩. રોહિણી નક્ષત્રમાં કેતુનો ઉદય થાય તો શૂરસેન દેશના રાજાનો નાશ થાય. ૪. મૃગશીર્ષ નક્ષત્રમાં કેતુનો ઉદય થાય તો ઉશીનર દેશના રાજાનો નાશ થાય. ૫. આર્દ્રા નક્ષત્રમાં કેતુનો ઉદય થાય ત્યારે જલણ દેશના રાજાનો નાશ થાય. ૬. પુનર્વસુ નક્ષત્રમાં કેતુનો ઉદય થાય ત્યારે અશ્મક દેશના રાજાનો નાશ થાય. ૭. પુષ્ય નક્ષત્રમાં કેતુનો ઉદય થાય ત્યારે મગધ દેશના રાજાનો નાશ થાય. ૮ અશ્લેષા નક્ષત્રમાં કેતુનો ઉદય થાય ત્યારે કેરલ દેશના અધિપતિનો નાશ થાય. ૯. મઘા નક્ષત્રમાં કેતુનો ઉદય થાય ત્યાં અંગ દેશના નાથનો વિનાશ થાય. ૧૦. પૂર્વાફાલ્ગુની નક્ષત્રમ કેતુનો ઉદય થાય ત્યારે પાંડય દેશના નાયકનો વિનાશ થાય. ૧૧. ઉત્તરાફાલ્ગુનીમાં રહેલો કેતુ ઉજ્જયિનીના રાજાને હણે છે. ૧૨. હસ્ત નક્ષત્રમાં કેતુ ઉદય પામે તો દંડકા દેશના રાજાનો વિનાશ થાય. ૧૩. ચિત્રા નક્ષત્રમાં કેતુ ઉદય પામે તો કુરૂ દેશના રાજાનો વિનાશ થાય છે. ૧૪. સ્વાતિ નક્ષત્રમાં કેતુનો ઉદય થાય ત્યારે કાશ્મીર અને કંબોજ દેશના રાજાઓનો વિનાશ થાય છે. ૧૫. વિશાખા નક્ષત્રમાં કેતુનો ઉદય થાય ત્યારે ઇક્ષ્વાકુ અને કુરલ દેશના સ્વામીનો વિનાશ થાય છે. ૧૬. અનુરાધા નક્ષત્રમાં કેતુનો ઉદય થાય ત્યારે પોંડ્ર દેશના રાજાનો વિનાશ થાય છે. ૧૭. જ્યેષ્ઠા નક્ષત્રમાં કેતુનો ઉદય થાય તો ચક્રવર્તીનો વિનાશ (કષ્ટ) થાય છે. ૧૮. મૂલ નક્ષત્રમાં રહેલો કેતુ અંધ્ર અને મદ્રક દેશના રાજાઓને અવશ્ય હણે છે. ૧૯. પૂર્વાષાઢા નક્ષત્રમાં ઉદય પામેલો કેતુ કાશીના રાજાને હણે છે. ૨૦. ઉત્તરાષાઢા નક્ષત્રમાં ઉદય

નામેલો કેતુ કૈકવ દેશના રાજાને હણે છે. ૨૧. અભિજિત નક્ષત્રમાં ઉદય પામેલો કેતુ શિબિપવેદી દેશના સ્વામીને હણે છે. ૨૨. શ્રવણ નક્ષત્રમાં ઉદય પામેલો કેતુ કૈકય દેશના અધિપતિને હણે છે. ૨૩. ધનિષ્ઠા નક્ષત્રમાં ઉદય પામેલો કેતુ પંચજન્ય (પાંચાલ) દેશના સ્વામિનો વિનાશ કરે છે. ૨૪. શતભિષા નક્ષત્રમાં કેતુનો ઉદય થયો હોય ત્યારે સિંહલ દેશના ઈશ્વરનો નાશ થાય છે. ૨૫. પૂર્વાભાદ્રપદ નક્ષત્રમાં કેતુનો ઉદય થાય ત્યારે અંગ દેશના નાથનો નાશ થાય છે. ૨૬. ઉત્તરાભાદ્રપદ નક્ષત્રમાં કેતુનો ઉદય થાય ત્યારે નૈમિષ દેશના રાજાનો વિનાશ થાય છે. ૨૭. રેવતિ નક્ષત્રમાં ઉદય પામેલો કેતુ કિરાત દેશના અધિપતિનો નાશ કરે છે. ૨૮. જો કેતુ ધુમ્ર આકારે હોય અને પુચ્છ સહિત હોય તો તે વિશ્વને પીડા કરે છે.

હસ્ત, ચિત્રા, સ્વાતિ, શ્રવણ, રોહિણી, મૃગશીર્ષ, પુનર્વસુ પુષ્ય, અશ્લેષા, મઘા અને અશ્વિની એ નક્ષત્રોમાં બાળકો અને રાજાઓનું ચૂડાકર્મ કરવું યોગ્ય છે. ચૂડાકર્મ સંસ્કાર કરવાથી લોક શિખાવાળા–શ્રેષ્ઠ થાય છે.

વારાહ સંહિતામાં કહ્યું છે કે–" કેટલાક પંડિતો કહે છે કે કેતુઓ એકસો ને એક છે, કોઇ કહે છે કે એક હજાર કેતુઓ છે, અને નારદ મુનિ કહે છે કે કેતુ તો એક જ છે, પણ તે એક જ બહુ રૂપવાળો થાય છે. "

**કેતુ ગ્રહણનું ફળ.** કેતુવડે સૂર્યનું ગ્રહણ થયું હોય ત્યારે પ્રાયે કરીને દુકાળ પડે છે. તથા તેની તિથિ, નક્ષત્રના નામ સદૃશ વસ્તુઓનો ભાવ તેજ થાય. અષાઢ અને શ્રાવણ માસમાં જો ત્રણ ગ્રહણ થાય તો પૃથ્વી પર મોટું યુદ્ધ થાય અને રાજાઓનો વિનાશ થાય.

અશ્વિની નક્ષત્ર પીડિત હોય એટલે કે અશ્વિની નક્ષત્રમાં સૂર્ય કે ચંદ્રનું ગ્રહણ થયું હોય તો મગ વિગેરે ધાન્ય મોંઘું થાય. ૧. ભરણી નક્ષત્ર પીડિત થયું હોય તો શ્વેત વસ્ત્રથી ત્રણ માસમાં લાભ થાય. ૨. કૃત્તિકા નક્ષત્ર પીડિત થયું હોય તો સોનું રૂપું, પરવાળા, મણિ અને મોતિનો સંગ્રહ કરવો. તે નવમે માસે લાભદાયક થશે. ૩. રોહિણી નક્ષત્ર પીડિત થયું હોય તો સુતર અને કપાસનો સંગ્રહ કરવો. તેમાં જો ચંદ્રનો વેધ ન હોય તો દશ માસે લાભ થાય છે. ૪. મૃગશિર નક્ષત્ર પીડિત થાય તો મજીઠ, લાખ, ખાર અને કસુંબો એ વસ્તુ મોંઘી થાય. તેનો દશ માસે યથાયોગ્ય લાભ થાય. ૫. આર્દ્રા નક્ષત્ર પીડિત થાય તો ઘી મોંઘુ થાય. તેનો સંગ્રહ કરવાથી પાંચ માસે લાભ થાય. ૬. પુનર્વસુ નક્ષત્ર પીડિત હોય તો તેલનો સંગ્રહ કરવાથી પાંચ માસ પછી વેચતાં લાભ થાય. ૭. પુષ્ય નક્ષત્ર પીડિત હોય તો ઘઉં મોંઘા થા તેનો સંગ્રહ કરવાથી ત્રણ માસે લાભ થાય. ૮. અશ્લેષા નક્ષત્ર પીડિત હોય તો મગનો સંગ્રહ કરવો. તેને પાંચ માસે વેચતાં લાભ થાય. ૯. મઘા, પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની અને હસ્ત એ ચાર નક્ષત્ર પીડિત હોય તો ચોળા અને ચણા તુષ્ટિ આપનારા થાય. ૧૩. ચિત્રા નક્ષત્ર પીડિત હોય તો જુવારનો સંગ્રહ કરવો, તેથી બે માસે લાભ થાય છે. ૧૪. સ્વાતિ નક્ષત્ર પીડિત હોય તો પણ જુવારનો સંગ્રહ કરવો. તેમાં ત્રણ, પાંચ કે નવ માસે લાભ થાય છે. ૧૫. વિશાખા નક્ષત્ર પીડિત હોય તો કળથીનો સંગ્રહ કરવાથી ૭ માસે લાભ પ્રાપ્ત થાય છે. ૧૬. અનુરાધા નક્ષત્ર પીડિત હોય તો કોદરાંનો સંગ્રહ કરવાથી નવ માસે લાભ થાય છે. ૧૭. જ્યેષ્ઠા નક્ષત્ર પીડિત થાય તો ગોળ અને ખાંડ વિગેરેનો સંગ્રહ કરવો. તેથી પાંચ માસે ધનની પ્રાપ્તિ થશે. ૧૮. મૂળ નક્ષત્ર પીડિત થાય તો ચોખાનો સંગ્રહ કરવાથી પાંચ માસે લાભ

થાય છે. ૧૯. પૂર્વાષાઢા નક્ષત્ર પીડિત થાય તો શ્વેત વસ્ત્રનો સંગ્રહ કરવાથી પાંચ માસે લાભ થાય છે. ૨૦. ઉત્તરાષાઢા નક્ષત્ર પીડિત થાય તો શ્રીફળ અને સોપારીનો સંગ્રહ કરવાથી પાંચ માસે લાભ થાય છે. ૨૧. શ્રવણ નક્ષત્ર પીડિત થાય તો તુવેરનો સંગ્રહ કરવાથી ત્રણ માસે લાભ થાય. ૨૨. ધનિષ્ઠા નક્ષત્ર પીડત થાય તો અડદનો સંગ્રહ કરવાથી ત્રણ માસે વેચતાં લાભ થાય છે. ૨૩. શતભિષા અને પૂર્વા ભાદ્રપદા નક્ષત્ર પીડિત થયાં હોય તો ચણાનો સંગ્રહ કરવાથી ત્રણ માસે લાભ થાય છે. ૨૫. ઉત્તરાભાદ્રપદા નક્ષત્ર પીડિત હોય તો લવણનો સંગ્રહ કરવાથી ત્રીજે માસે લાભ થાય છે. ૨૬. તથા રેવતી નક્ષત્ર પીડિત હોય તો મગ અને અડદનો સંગ્રહ કરવાથી છ માસે લાભ મળે છે. ૨૭. આજ પ્રમાણે પહેલાં જે ઉત્પાત પ્રકરણ કહ્યું છે, તે ઉત્પાત આ નક્ષત્રોમાં હોય તો તેનું ફળ પણ આ પ્રમાણે જાણી જે પુરૂષ તે તે વસ્તુનો સંગ્રહ કરે, તેને તત્કાળ સર્વ સંપદાઓ વશ થાય છે.

## ઇતિ રાહુચાર વિચાર.

**કેતુચારનું ફળ.** હમેશાં કેતુઓ રવિના મંડળની જેમ અગ્નિમાં રહે છે, તેઓ તેજવડે પૂર્ણ છે, તે કોઇક વખત જ દેખાય છે. જ્યારે રવિ અસ્તાચળ પર્વતપર આરૂઢ થાય ત્યારે પશ્ચિમ દિશામા જોવું, તે વખતે જો અગ્નિની શિખાનો આકાર દેખાય, તો તે કેતુનો ઉદય થયો છે એમ જાણવું. જ્યારે પ્રાતઃકાળે લોકમાં શિખાવાળા તારાનો ઉદય જોવામાં આવે છે, ત્યારે તેને 'આ પુંછડીયો તારો છે' એમ લોકો કહે છે. માસને આશ્રીને આ કેતુઓની ઉત્પત્તિ પ્રથમ ઉત્પાત પ્રકરણને છેડે કહી ગયા છે. હવે દરેક નક્ષત્રને આશ્રી તે કેતુનું જે વિચિત્ર ફળ થાય છે, તે અહીં કહે છે.—

જો અશ્વિની નક્ષત્રમાં કેતુનો ઉદય થાય તો તે અશ્મક દેશના સ્વામીને હણે છે. ૧. જો ભરણી નક્ષત્રમાં કેતુનો ઉદય થાય તો ભિલ્લના સ્વામીનો નાશ થાય છે. ૨. કૃત્તિકા નક્ષત્રમાં કેતુનો ઉદય થાય તો કલિંગ દેશના રાજાનો નાશ થાય. ૩. રોહિણી નક્ષત્રમાં કેતુનો ઉદય થાય તો શૂરસેન દેશના રાજાનો નાશ થાય. ૪. મૃગશીર્ષ નક્ષત્રમાં કેતુનો ઉદય થાય તો ઉશીનર દેશના રાજાનો નાશ થાય. ૫. આર્દ્રા નક્ષત્રમાં કેતુનો ઉદય થાય ત્યારે જાલણ દેશના રાજાનો નાશ થાય. ૬. પુનર્વસુ નક્ષત્રમાં કેતુનો ઉદય થાય ત્યારે અશ્મક દેશના રાજાનો નાશ થાય. ૭. પુષ્ય નક્ષત્રમાં કેતુનો ઉદય થાય ત્યારે મગધ દેશના રાજાનો નાશ થાય. ૮ અશ્લેષા નક્ષત્રમાં કેતુનો ઉદય થાય ત્યારે કેરલ દેશના અધિપતિનો નાશ થાય. ૯. મઘા નક્ષત્રમાં કેતુનો ઉદય થાય ત્યારે અંગ દેશના નાથનો વિનાશ થાય. ૧૦. પૂર્વાફાલ્ગુની નક્ષત્રમાં કેતુનો ઉદય થાય ત્યારે પાંડય દેશના નાયકનો વિનાશ થાય. ૧૧. ઉત્તરાફાલ્ગુનીમાં રહેલો કેતુ ઉજ્જયિનીના રાજાને હણે છે. ૧૨. હસ્ત નક્ષત્રમાં કેતુ ઉદય પામે તો દંડકા દેશના રાજાનો વિનાશ થાય. ૧૩. ચિત્રા નક્ષત્રમાં કેતુ ઉદય પામે તો કુરૂ દેશના રાજાનો વિનાશ થાય છે. ૧૪. સ્વાતિ નક્ષત્રમાં કેતુનો ઉદય થાય ત્યારે કાશ્મીર અને કંબોજ દેશના રાજાઓનો વિનાશ થાય છે. ૧૫. વિશાખા નક્ષત્રમાં કેતુનો ઉદય થાય ત્યારે ઇક્ષ્વાકુ અને કુરલ દેશના સ્વામીનો વિનાશ થાય છે. ૧૬. અનુરાધા નક્ષત્રમાં કેતુનો ઉદય થાય ત્યારે પૌંડ્ર દેશના રાજાનો વિનાશ થાય છે. ૧૭. જ્યેષ્ઠા નક્ષત્રમાં કેતુનો ઉદય થાય તો ચક્રવર્તીનો વિનાશ (કષ્ટ) થાય છે. ૧૮. મૂલ નક્ષત્રમાં રહેલો કેતુ અંધ્ર અને મદ્રક દેશના રાજાઓને અવશ્ય હણે છે. ૧૯. પૂર્વાષાઢા નક્ષત્રમાં ઉદય પામેલો કેતુ કાશીના રાજાને હણે છે. ૨૦. ઉત્તરાષાઢા નક્ષત્રમાં ઉદય

પામેલો કેતુ કૈકવ દેશના રાજાને હણે છે. ૨૧. અભિજિત નક્ષત્રમાં ઉદય પામેલો કેતુ શિબિપવેદી દેશના સ્વામીને હણે છે. ૨૨. શ્રવણ નક્ષત્રમાં ઉદય પામેલો કેતુ કૈકય દેશના અધિપતિને હણે છે. ૨૩. ધનિષ્ઠા નક્ષત્રમાં ઉદય પામેલો કેતુ પંચજન્ય (પાંચાલ) દેશના સ્વામિનો વિનાશ કરે છે. ૨૪. શતભિષા નક્ષત્રમાં કેતુનો ઉદય થયો હોય ત્યારે સિંહલ દેશના ઈશ્વરનો નાશ થાય છે. ૨૫. પૂર્વાભાદ્રપદ નક્ષત્રમાં કેતુનો ઉદય થાય ત્યારે અંગ દેશના નાથનો નાશ થાય છે. ૨૬. ઉત્તરાભાદ્રપદ નક્ષત્રમાં કેતુનો ઉદય થાય ત્યારે નૈમિષ દેશના રાજાનો વિનાશ થાય છે. ૨૭. રેવતિ નક્ષત્રમાં ઉદય પામેલો કેતુ કિરાત દેશના અધિપતિનો નાશ કરે છે. ૨૮. જો કેતુ ધુમ્ર આકારે હોય અને પુચ્છ સહિત હોય તો તે વિશ્વને પીડા કરે છે.

હસ્ત, ચિત્રા, સ્વાતિ, શ્રવણ, રોહિણી, મૃગશીર્ષ, પુનર્વસુ પુષ્ય, અશ્લેષા, મઘા અને અશ્વિની એ નક્ષત્રોમાં બાળકો અને રાજાઓનું ચૂડાકર્મ કરવું યોગ્ય છે. ચૂડાકર્મ સંસ્કાર કરવાથી લોક શિખાવાળા-શ્રેષ્ઠ થાય છે.

વારાહ સંહિતામાં કહ્યું છે કે-"કેટલાક પંડિતો કહે છે કે કેતુઓ એકસો ને એક છે, કોઇ કહે છે કે એક હજાર કેતુઓ છે, અને નારદ મુનિ કહે છે કે કેતુ તો એક જ છે, પણ તે એક જ બહુ રૂપવાળો થાય છે."

**કેતુ ગ્રહણનું ફળ.** કેતુવડે સૂર્યનું ગ્રહણ થયું હોય ત્યારે પ્રાયે કરીને દુકાળ પડે છે. તથા તેની તિથિ, નક્ષત્રના નામ સદૃશ વસ્તુઓનો ભાવ તેજ થાય. અષાઢ અને શ્રાવણ માસમાં જો ત્રણ ગ્રહણ થાય તો પૃથ્વી પર મોટું યુદ્ધ થાય અને રાજાઓનો વિનાશ થાય.

જે રાશિપર ગ્રહણ થયું હોય તે રાશિવાળી વેચવાની વસ્તુ ઘણી મોંઘી થાય; પણ રાહુવડે વેધ થયો હોય તો તે વસ્તુના મૂલ્યની પ્રાપ્તિ થાય છે. લોકમાં પણ કહ્યું છે કે—" શિષ્યે ગુરૂને ગ્રહણનો વિચાર પૂછયો ત્યારે ગુરૂએ કહ્યું કે—માર્ગશીર્ષ માસમાં ચંદ્રગ્રહણ હોય તો પ્રજાને કષ્ટ થાય. જો કાર્તિક માસમાં સૂર્યગ્રહણ થાય અને તેની સાથે મંગળ હોય તો ગૃહકુટુંબ વિના બીજી સર્વ સુભટની સેનાનો વિનાશ થાય "

આ પ્રકારે વર્ષના અધિપતિને આશ્રીને નક્ષત્રને નામે બૃહસ્પતિનો સંવત્સર જે થાય છે તે સમગ્ર જગતમાં વર્ષના જ્ઞાનનું બીજ ( કારણ ) છે. પોતાના નામે કરીને જ પ્રગટ મહિમાવાળો શનિસંવત્સર પણ છે. તે બન્નેનો તત્ત્વથી વિચાર કરી ભાવિ વર્ષનું ફળ કહેવું.

**ઇતિ શ્રી મહોપાધ્યાય શ્રી મેઘવિજય ગણિ રચિત શ્રી મેઘમહોદય અથવા વર્ષપ્રબોધ ગ્રંથનો પાંચમો અધિકાર સંપૂર્ણ.**

# અયન-માંસ-પક્ષ-દિનનિરૂપણ નામનો

# છઠ્ઠો અધિકાર.

**અયન.** જો [1]કર્ક સંક્રાંતિને દિવસે મંગળ, રવિ, શનિ કે બુધવાર હોય તો વરસાદ થોડો થાય, ભયંકર યુદ્ધ થાય અને લોકોને નીચ બુદ્ધિ ઉત્પન્ન થાય છે. ( અહીં દક્ષિણાયનનું ફળ કહ્યું છે. ) કેમકે મેઘના અધિકારમાં પ્રથમ દક્ષિણાયન, પછી પ્રાવૃષ આદિ ઋતુઓ અને પછી શ્રાવણાદિક માસ, એમ અનુક્રમે વિચાર કરવો જોઈએ. જો મકર કે કર્ક સંક્રાંતિને દિવસે રવિ, શનિ કે મંગળવાર હોય તો ધાન્યના ભાવ તેજ થાય, ઇતિનો ઉપદ્રવ તથા યુદ્ધ થાય.

**વિશ્વાનો વિચાર.** કર્ક સંક્રાંતિને દિવસે રવિવાર હોય તો તે વર્ષના દશ વિશ્વા જાણવા ૧, સોમવાર હોય તો વીશ વિશ્વા ૨, મંગળવાર હોય તો આઠ વિશ્વા ૩, બુધવાર હોય તો બાર વિશ્વા ૪, ગુરૂ કે શુક્રવાર હોય તો અઢાર વિશ્વા ૬, અને શનિવાર હોય તો શૂન્ય વિશ્વા જાણવા. ૭ પરંતુ દેશ વિશેષને લીધે અથવા બીજા શુભયોગને લીધે ત્રણ વિશ્વા કહેલા છે. કોઈ ઠેકાણે આ પ્રમાણે પણ કહ્યું છે-" ગુરૂવારે સોળ વિશ્વા અને શુક્રવારે અઢાર વિશ્વા જાણવા.

---

૧ કર્ક સંક્રાંતિને દિવસે દક્ષિણાયન અને મકર સંક્રાંતિને દિવસે ઉત્તરાયણ શરૂ થાય છે.

વળી દીવાળીને દિવસે જે વાર હોય તે વારથી પણ વિશ્વાની ગણતરી થાય છે. તેમ જ કર્ક સંક્રાંતિને દિવસે રવિવાર હોય તે દશ વિશ્વાનું વર્ષ જાણવું ૧, સોમવાર હોય તો વીશ ૨, મંગળવાર હોય તો તેર ૩, બુધવાર હોય તો સાત ૪, ગુરૂવાર હોય તો અગ્યાર ૫, શુક્રવાર હોય તો નવ ૬ અને શનિવાર હોય તો શૂન્ય વિશ્વાનું વર્ષ જાણવું ૭. " વળી અન્ય સ્થળે આ પ્રમાણે કહ્યું છે કે–" કાર્તિક શુકલપક્ષની પાંચમને દિવસે જે વાર હોય તે વારથી વર્ષ, વરસાદ અને ધાન્યને માટે વિશ્વાનો વિચાર કરવો. તે આ પ્રમાણે–કાર્તિક શુકલ પાંચમને દિવસે રવિવાર હોય તો તે વર્ષના દશ વિશ્વા જાણવા ૧, સોમવાર હોય તો વીશ વિશ્વા ૨, મંગળવાર હોય તો આઠ વિશ્વા ૩, બુધવાર હોય તો સાત વિશ્વા ૪, ગુરૂવાર હોય તો સોળ વિશ્વા ૫, શુક્રવાર હોય તો પણ સોળ વિશ્વા ૬, અને શનિવાર હોય તો અઢાર વિશ્વા વર્ષના જાણવા. ૭. " લૌકિક પણ કહે છે કે–" કર્ક સંક્રાતિને દિવસે મંગળવાર હોય તો આઠ વિશ્વા, બુધવાર હોય તો બાર વિશ્વા, સોમ, શુક્ર તથા ગુરૂ હોય તો અઢાર વિશ્વા અને શનિ તથા રવિવાર હોય તો શૂન્ય વિશ્વા જાણવા. વળી જો કર્ક સંક્રાંતિને દિવસે શનિ, રવિ અને મંગળવાર હોય તો તીડ, ઉંદર અને કાતરા એ ત્રણમાંથી એકનો ઉપદ્રવ થાય છે. " જો મેષ, કર્ક તથા મકર સંક્રાતિને દિવસે ક્રૂર વાર હોય તો જળની વૃષ્ટિ થાય નહીં, અલ્પ ધાન્ય પાકે, વિગ્રહ, ચોર અને રોગનો ઉપદ્રવ થાય.

ચૈત્ર અને શ્રાવણ માસમાં જો પાંચ ગુરૂવાર હોય તો દુકાળ, મહા ઘોર દુઃખ તથા છત્રભંગ થાય છે.

**માસ વિચાર.** અથવા તો જ્યારે કૃષ્ણપક્ષની બારશને દિવસે શનિવાર આવે તો તે માસથી ચૌદમા માસમાં પાંચ રવિવાર આવે છે. જે માસમાં પાંચ રવિવાર હોય

તે માસમાં રોગની વૃદ્ધિ થાય, પાંચ મંગળવાર હોય તો અધિક ભય થાય, પાંચ શનિવાર હોય તો દુકાળ થાય, એ સિવાય બીજા કોઇ વાર એક માસમાં પાંચ આવે તો તે શુભદાયક છે. કહ્યું છે કે–" એક માસમાં પાંચ રવિવાર આવે તો તે શુભ કરતા નથી. અમાવાસ્યાને દિવસે રવિવાર હોય તો મોંઘવારી થાય છે." જો ચૈત્ર અને શ્રાવણ માસમાં પાંચ રવિવાર આવે તો દુકાળ અને છત્રભંગ થાય, તેમાં કાંઇ સંશય નથી. ( તે જ બે માસમાં ) પાંચ મંગળવાર હોય તો રાજાનું મરણ થાય, પાંચ શુક્રવાર હોય તો પ્રજાની વૃદ્ધિ થાય, પાંચ બુધવાર હોય તો પૃથ્વીપર રસનો ક્ષય થાય, અને પાંચ શનિવાર હોય તો દુકાળ થાય. લોકમાં પણ કહ્યું છે કે–" પાંચ શનિવાર, પાંચ રવિવાર, અને પાંચ મંગળવાર હોય તો ભયંકર યુદ્ધ થાય, પૃથ્વી ચગડોળે ચડે. તેમાં કોઇક જ વિરલો જીવે. " કોઇ માસનો પેલો દિવસ બુધવાર હોય તો ત્રણ માસ ધાન્ય મોંઘું રહે અને પછીનું વર્ષ પણ દુઃખકારક થાય. કહ્યું છે કે–" કોઇપણ માસનો આરંભ બુધવારે થતો હોય તો તે માસથી ત્રણ માસ સુધી મોંઘવારી રહે અને રાજયુદ્ધ થાય. " જો વૈશાખ માસમાં પાંચ રવિવાર હોય તો ગર્ભને વિનાશ કરનારી વૃષ્ટિ થાય, પાંચ મંગળ હોય તો અગ્નિનો ભય થાય તથા કોઇ કોઈ ઠેકાણે વરસાદનો રોધ થાય. સર્વ કોઇપણ માસના પડવાને દિવસે બુધવાર હોય તો દુકાળ થાય છે, અને જ્યેષ્ઠ માસના પડવાને દિવસે બુધવાર હોય તો વિશેષે કરીને વર્ષનો વિનાશ થાય છે.

જે માસમાં ચિત્રા સ્વાતિ અને વિશાખા નક્ષત્રમાં વરસાદ ન હોય, તે માસમાં જળ રહિત મેઘ રહે છે એમ ગર્ગમુનિ કહે છે. જે માસમાં એક રાશિપર છ ગ્રહો આવે તો તે ગોલ નામનો યોગ કહેવાય છે. એ ગોલ યોગ આવે ત્યારે ઇંદ્ર પણ પ્રલયને

પામે છે, રાજાઓ વિનાશ પામે છે, પૃથ્વી ગરમીથી જ્વલિત થાય, નદીઓ સુકાઇ જાય, તથા લોકો એવા રંક થઇ જાય કે જેથી માતા પણ પુત્રનો ત્યાગ કરે છે. માર્ગશીર્ષાદિક પાંચ માસમાં જો શુકલપક્ષની કોઇપણ તિથિનો ક્ષય હોય તો અસ્વસ્થતા, છત્રભંગ અને રાજવિગ્રહ થાય. માર્ગશીર્ષાદિક પાંચ માસના કૃષ્ણપક્ષમાં જો [૧]નિરંતર તિથિની વૃદ્ધિ હોય તો અસ્વસ્થતા અને પ્રજાને વિષે મહામારી પ્રવર્તે છે. દરેક માસની અમાવાસ્યાનું પ્રમાણ જોવાનું છે. તેમાં જો તિથિ વધારે પહોંચતી હોય તો ધાન્યની વૃદ્ધિ થાય અને તિથિ કરતાં નક્ષત્ર વધારે પહોંચતું હોય તો ધાન્યનો ક્ષય થાય. મહિનાના નક્ષત્ર કરતાં પૂર્ણિમા ઓછી હોય તો સોંઘવારી રહે, સમાન હોય તો સમાનભાવ રહે અને અધિક હોય તો મોંઘવારી રહે. પૂર્ણિમા અને અમાવાસ્યામાં બરાબર તારાપાત હોય તો તે માસમાં પૂર્વના ભાવ કરતાં તેજી ભાવ રહે. જો અમાવાસ્યાની તિથિએ બૃહત્ નક્ષત્રમાં ચંદ્રનો ઉદય અને અસ્ત થાય તો તે માસમાં અવશ્ય સોંઘવારી થાય છે. જો કર્ક સંક્રાતિને પહેલે દિવસે શનિવાર હોય, મકર સંક્રાતિને પહેલે દિવસે ગુરૂવાર હોય, અને તુલા સંક્રાતિને પહેલે દિવસે મંગળવાર હોય તો તે વર્ષે દુકાળનો સંભવ છે. અષાઢ, કાર્તિક અને ફાલ્ગુન એ ત્રણે માસમાં દૈવયોગે પાંચ મંગળવાર આવી જાય તો પાંચ માસ અશુભ થાય. ચાર ભાગમાંથી અર્ધ ભાગ ( અષ્ટમાંશ ) પરદેશ ગમન કરવાથી નષ્ટ થાય છે, અર્ધ ભાગ રૂધિરના વિકારથી નાશ પામે છે, દોઢ ભાગ દુકાળથી નાશ પામે છે. આ પ્રમાણે અઢી ભાગ નાશ પામી બાકીનો દોઢ ભાગ શેષ રહે છે. જ્યારે સૂર્ય નક્ષત્રાંતરમાં ( બીજા નક્ષત્રમાં ) જાય ત્યારે જો ચંદ્રમા છઠ્ઠો હોય તો એક માસ સુધી

૧ પાંચે કૃષ્ણપક્ષમાં.

અવશ્ય ધાન્ય મોંઘું રહે. જો કાર્તિક માસમાં આકાશ રક્ત કમળના જેવું રાતું દેખાય તો આવતું વર્ષ સારૂં થાય છે. પરંતુ સંધ્યાકાળને વિષે રાતું દેખાય તો તે શુભ નથી. કહ્યું છે કે–" કાર્તિક માસમાં જો આકાશ રક્ત કમળના વર્ણ જેવું દેખાય, તો હે ભડલી ! તું જાણજે કે વરસાદ સારો વરસશે. " હીરમેઘમાળામાં વિશેષ આ પ્રમાણે લખ્યું છે કે–" કાર્તિક માસમાં સૂર્ય રક્તવર્ણ દેખાય તો હે પંડિત ! વર્ષ ઘણું ઉત્તમ થાય એમ જાણવું. " માર્ગશીર્ષ માસમાં ઝાકળ પડે, પોષ માસમાં હિમ પડે, માઘ માસમાં અત્યંત ઠંડી પડે, અને ફાલ્ગુન માસમાં દુર્દિન થાય, તો તે શુભ છે. ફાલ્ગુન માસમાં સખત વાયુ વાય, ચૈત્ર માસમાં કાંઇક વાદળાં થાય, વૈશાખ માસમાં પાંચે બાબત હોય એટલે કે વાયુ, વાદળાં, વરસાદ, ગર્જના અને વીજળી હોય, તથા જ્યેષ્ઠ માસમાં અધિક ગરમી હોય તો તે શુભ છે. આ આઠ માસમાં જે જે નિમિત્તો કહ્યાં, તે જો શુભ હોય તો અષાઢાદિક ચાર માસ શુભ જાણવા. તેમાં વરસાદ સારો થાય.

ચૈત્ર માસમાં મેઘનો મોટો આરંભ થાય તો તે વૃષ્ટિના ગર્ભનો વિનાશ કરે છે. મૂલ નક્ષત્રથી ભરણી નક્ષત્ર સુધી આકાશ વાદળાં રહિત નિર્મળ દેખાય તો સુકાળ થાય છે. ચૈત્ર માસમાં વૃષ્ટિ કરનાર મેઘ હોય અથવા અત્યંત નિર્મળ મેઘ હોય અને વૈશાખ માસમાં પાંચ વર્ણવાળા મેઘ હોય તો ધાન્યની ઉત્તમ નીપજ થાય છે.

અહીં કોઇ શંકા કરે કે—ચૈત્ર માસમાં નિર્મળતાને શુભ કહી છે, વાદળાં સહિતપણું પણ શુભ કહ્યું છે, વાયુ આદિ પણ શુભ કહ્યા છે. તથા " ચૈત્ર માસમાં કાંઇક વૃષ્ટિ થાય તો તે હિતકારક છે. " એમ પણ કહ્યું છે. વળી સ્થાનાંગ વૃત્તિમાં–" વાયુ

અને મેઘની વૃષ્ટિવડે યુક્ત અને પરિવેષ સહિત એવા ગર્ભો શુભ છે. ” ઇત્યાદિક આગમમાં કહ્યું છે. લોકમાં પણ કહ્યું છે કે– “ જો . ચૈત્ર માસમાં વીજળી ચમકે, વૈશાખ માસમાં કેસુડાના પુષ્પની રજ ધોવાય અથવા વરસાદ દ્વારા કેસુડાના પુષ્પના રંગથી ધુળ રંગાઇ જાય, અને જ્યેષ્ઠ માસમાં સખત તાપ પડે, તો વરસતા વરસાદને કોણ અટકાવવા સમર્થ છે ? કોઇ અટકાવી શકે નહીં. અર્થાત્ વરસાદ ઘણો વરસે ” અહીં વીજળી ચમકવાનું કહ્યું છે તો વાદળા વિના વીજળી હોઇ શકે નહીં. તેથી નિર્મળપણું અને વીજળી સહિતપણું એ બન્ને કેમ સંભવે ? કેમકે નિર્મળતા ઘણા પ્રકારે કહી છે. વળી કહ્યુ છે કે–“ જો ચૈત્ર માસ નિર્મળ હોય તો ચાર માસ ઘણો વરસાદ વરસે. જ્યાં જ્યાં વાદળાં હોય ત્યાં ત્યાં વરસાદની હાનિ થાય, અને મનુષ્ય ધાન્ય પાકવાની આશા છોડી દે, ચૈત્ર માસમાં જળનો પ્રવાહ વહે અને મલયાચળનો પવન ન વાય, તો હે ભડલી ! ગર્ભનો વિનાશ ન થાય એમ તુ જાણજે. ” ઇત્યાદિ.

અહીં ઉત્તર આપે છે—સ્યાદ્વાદ જ આ બાબતમા પ્રમાણ છે. એટલે વીજળી કે વાદળા કોઇ દોષવાળાં નથી. મહા વૃષ્ટિ થઇને જળનો પ્રવાહ ચાલે તો તે દોષ છે. કેમકે ચૈત્ર માસમા મીનના સૂર્યનો સંભવ છે. તેમાં વીજળી અને વાદળાં શુભ કહેલાંજ છે. તે વિષે ત્રૈલોકયદીપકમાં કહ્યુ છે કે–“ મીન સંક્રાંતિ વખતે રેવતી નક્ષત્રના યોગ્ય દિવસોમા જો વીજળી અને શુભ વાયુ હોય તો અવશ્ય ગર્ભ બંધાય છે. ” કદાચ જળના છાંટા પડે તો તે છાંટા ગર્ભરૂપજ છે તેથી તે દૂષિત નથી. “ જો મેષના સૂર્ય હોય તો તેમાં કદાચ વાદળા પણ હોય ” એમ પ્રથમ કહ્યું છે, તે બાબત શ્રીહીરસૂરિ પણ કહે છે કે–“ ચૈત્ર માસની બીજ, ત્રીજ, ચોથ અને પાંચમને દિવસે વાદળાં હોય અને પૂર્વ ઉત્તરનો

વાયુ હોય તો મોટો સુકાળ જાણવો.” વળી સ્થાનાંગમાં મેઘની વૃષ્ટિ જે કહી છે, તે માત્ર બિંદુઓ જ સમજવા. કેમકે “ચૈત્ર માસમાં કાંઇક જળ પડે તો તે હિતકારક છે.” એમ કહ્યું છે. તેથી માત્ર છાંટા જ સમજાય છે. કહ્યું છે કે—“જ્યારે માઘ અને ચૈત્ર માસ મેઘની વૃષ્ટિ રહિત નિર્મળ હોય તો પૃથ્વીપર મનોહર વૃષ્ટિ થાય અને ઘણું અનાજ પાકે.” વળી કહ્યું છે કે—“ચૈત્ર માસના કૃષ્ણપક્ષની પાંચમને દિવસે વરસાદ ન હોય અને દુર્દિન હોય તો ઉંચી ભૂમિ જોઇને તેમાં સર્વ ધાન્ય વાવો.” તે વિષે આગળ પણ “ચૈત્ર માસમાં ગૌરિ! સંક્રાતિમાં” ઇત્યાદિક કહેશે. તોપણ—“હે પાર્વતી! ચૈત્ર માસના શુકલ પક્ષની પાંચમ, સાતમ અને તેરશને દિવસે જો મેઘની વૃષ્ટિ થાય, તારા ખરે, મેઘની ગર્જના થાય અને વીજળી થાય તો વર્ષાકાળ પાસે જ આવ્યો છે એમ જાણવું. તેમાં કાંઇ વિચાર કરવાનો નથી.”

આ રીતે ચૈત્ર માસમાં જેમ ઘટે તેમ વાદળાં સહિતપણું અને વાંદળાં રહિતપણું એ બન્ને લોકને વિષે શુભને માટે છે, અને તેથી વિપરીત હોય તો સુખદાયક નથી. તેથી કરીને જ વૃષ્ટિના નિષેધ માટે દિવસનો નિયમ આ પ્રમાણે કહ્યો છે.— “ચૈત્ર માસમા પાંચમને દિવસે રોહિણી નક્ષત્ર હોય, સાતમને દિવસે આર્દ્રા નક્ષત્ર હોય, નોમને દિવસે પુષ્ય નક્ષત્ર હોય અને પૂર્ણિમાને દિવસે ચિત્રા નક્ષત્ર હોય અને તેમાં જો વૃષ્ટિ થાય તો ગર્ભનો વિનાશ થાય. તેમાં રોહિણી યુક્ત પાંચમને દિવસે વૃષ્ટિ થાય તો અષાઢ માસમાં વૃષ્ટિ થાય નહીં. એજ રીતે આર્દ્રાયુક્ત સાતમ વરસે તો શ્રાવણ માસ હણાય છે. પુષ્ય નક્ષત્રયુક્ત નોમ વરસે તો ભાદ્રપદ માસ હણાય છે, અને ચિત્રા નક્ષત્ર યુક્ત પૂર્ણિમા વરસે તો આશ્વિન માસ હણાય છે, એટલે કે વૃષ્ટિ થાય નહીં.” પરંતુ વાદળાં સહિત હોય તેને માટે તો આ પ્રમાણે

કહ્યું છે.–ચૈત્ર શુકલ પંચમીને દિવસે રોહિણી નક્ષત્ર હોય તે દિવસે જો આકાશમાં વાદળાં દેખાય તો વૃષ્ટિનો ગર્ભ પરિપૂર્ણ બંધાય એમ જાણવું. વૈશાખ માસમાં ગર્જના થાય, ભૂમિ જળવાળી થાય અને ઘણો વાંયુ વાય, તથા જ્યેષ્ઠ માસમાં અધિક ગરમી પડે, તો ગર્ભની બીજી ચેષ્ટાની શી જરૂર છે ? વૈશાખ માસમાં આકાશ પાંચવર્ણવાળું દેખાય, વીજળી પડે અને કડાકો થાય, તો ભાદ્રપદ માસમાં ઘણી વૃષ્ટિ થાય, અને ધાન્ય ઘણું પાકે.

**અધિક માસ વિચાર.**

ચાલતા શક સંવત્સરની સંખ્યામાંથી ૯૨૫ બાદ કરવા. પછી તેને ૧૯ વડે ભાગ દેવો. શેષમાં જો ત્રણ રહે તો ચૈત્ર માસ અધિક થાય, અગ્યાર શેષ રહે તો વૈશાખ માસ અધિક થાય, શૂન્ય કે આઠ શેષ રહે તો જ્યેષ્ટ માસ અધિક થાય, સોળ શેષ રહે તો અષાઢ માસ અધિક થાય, પાંચ શેષ રહે તો શ્રાવણ માસ અધિક થાય, તેર શેષ રહે તો ભાદ્રપદ માસ અધિક થાય, અને બે શેષ રહે તો આશ્વિન માસ અધિક થાય. સિવાય બીજા કોઇ શેષ રહે તો કોઈ માસ અધિક થતો નથી. બત્રીશ માસ, સોળ દિવસ અને ચાર ઘડી જાય ત્યારે અધિક માસથી બીજો અધિક માસ આવે છે. જે માસની શુકલ પક્ષની પાંચમને દિવસ સૂર્યસંક્રાંતિ આવે, તે જ માસ પછીના વર્ષમાં અધિકમાસ થાય છે. જે માસમાં સૂર્યસંક્રાંતિ ન હોય તેજ અધિક માસ કહેવાય છે, અને જે માસમાં બે સંક્રાંતિ આવે તે ક્ષય માસ કહેવાય છે. પ્રાયે કરીને કાર્તિક, માર્ગશીર્ષ અને પોષ આ ત્રણ માસમાંથી જ ક્ષય માસ આવી શકે છે. તથા જે વર્ષમાં ક્ષય માસ આવતો હોય તે વર્ષમાં બે અધિક માસ આવે છે. ( પરંતુ અહીં ચાંદ્ર માસથી ગણતરી કરવાની છે, એટલે અમાવાસ્યાથી અમાવાસ્યા પર્યંત માસ ગણવાનો છે. )

સંવત ૧૭૩૮ ના વર્ષે પોષ માસનો ક્ષય છે. તેના આશ્વિન તથા ચૈત્ર એ બે માસ અધિક છે. બત્રીશ

**ઉદાહરણ.—** માસ પહેલાં પણ અધિક માસ આવે એમ જાણવું નહીં. કેમકે જ્યારે એક વર્ષમાં અમાવાસ્યા (ચાંદ્ર) વાળા બે માસમાં સંક્રાંતિ ન હોય ત્યારે તેમાં તે એક જ અધિક માસ કહેવાય છે, કે જે બત્રીશ માસ વીત્યા પછી આવતો હોય, અને બીજો (એટલે બત્રીશ માસ પહેલાં જે આવ્યો હોય તે અથવા તેથી દૂર આવ્યો હોય તે) સંક્રાંતિ રહિત હોય તો પણ તે અધિક માસ કહેવાતો નથી. કેમકે કાળનું અધિકપણું નથી માટે. કાળથી અધિક હોય તે જ અધિક માસ કહેવાય છે. પૂર્વના અધિક માસથી આરંભીને બત્રીશ માસ ગયા પહેલાં જે પહેલો સંક્રાંતિ રહિત માસ આવે તે શુદ્ધ માસ છે અને બીજો આવે તે અધિક માસ છે. ઇત્યાદિ.

**અધિક માસનું ફળ.—** શ્રાવણ માસ બે હોય તો દુકાળ, પૃથ્વીનો નાશ અને પ્રજાનો ક્ષય થાય. ભાદ્રપદ અધિક માસ હોય તો મનને ઇચ્છિત એવી ધાન્યની ઉત્પત્તિ થાય. આશ્વિન અધિક માસ હોય તો પૃથ્વીપર સૈન્ય, ચોર અને રોગનો ભય થાય. કોઈ કહે છે કે સુકાળ થાય અને દક્ષિણ દિશામાં દુકાળ થાય. કાર્તિક માસ અધિક હોય તો સુકાળ થાય, કોઇ ઠેકાણે લોકોને યુદ્ધથી દુઃખ થાય. માર્ગશીર્ષ માસ બે હોય તો દેશમાં પરમ સુખ થાય. પોષ માસ બે હોય તો સુકાળ, મંગલિક અને રાજાનો વિજય થાય, રાજા લોકોનો દંડ કરવામાં તત્પર થાય અને લોકોની વિપરીત બુદ્ધિ થાય. માઘ માસ બે હોય તો પૃથ્વીપર ક્ષેમ કુશળ થાય. પણ રાજ્યોને ભય થાય. ફાલ્ગુન માસ અધિક હોય તો સુકાળ અને ક્ષત્રિઓને સુખ થાય. ચૈત્ર માસ બે હોય તો ધાન્ય

રહિત દેખાય, વિજળી કે વરસાદ ન થાય તો બે માસ સુધી વરસાદ વરસે. જે માસમાં અને જે પક્ષમાં છઠ્ઠને દિવસે રવિવાર હોય. તો અન્ન અને ઘી મોંઘાં થાય. તેમાં પણ તિથિ થોડી હાય તો થોડા મોંઘા અને અધિક હાય તો અધિક મોંઘાં થાય. આશ્વિન માસના શુકલપક્ષની દશમ વિગેરે ત્રણ દિવસ ગર્જના અને વિજળી થાય તો ઘઉંનો વિનાશ થાય. જ્યેષ્ઠ માસની પૂર્ણિમાને દિવસે મૂળ નક્ષત્ર હોય તો તે વર્ષ શુભ અને હિતને માટે થાય છે, પ્રતિપદાને દિવસે મૂળ નક્ષત્ર હોય તો મધ્યમ વર્ષ અને બીજને દિવસે મૂળ નક્ષત્ર હોય તો દુઃખકારક વર્ષ થાય છે. કહ્યું છે કે—" જ્યેષ્ઠ માસની બીજને દિવસે મૂળ નક્ષત્ર હોય તો અવૃષ્ટિ કે અતિવૃષ્ટિ થઇને સર્વ બીજનો વિનાશ થાય છે. એમ મુનિ મહારાજ કહે છે. " અહીં વિચારવાનું એ કે માસનો આરંભ શુકલપક્ષથી ગણુવો ? કે કૃષ્ણપક્ષથી ગણુવો ? તેમાં જો શુકલપક્ષથી માસનો આરંભ કરીએ તો તે આ રીતે અસંભવિત છે—" જો કદાચ કાર્તિકની અમાવાસ્યાએ શનિ, મંગળ કે રવિવાર હોય, એ જ પ્રમાણે જ્યેષ્ઠ માસની અમાવાસ્યાએ શનિ, મંગળ કે રવિવાર હોય તો બમણા બમણાના તર્કથી રત્નની જેમ મોંઘું ધાન્ય મળે, અને ( તે બન્ને અમાવાસ્યાએ ) બુધ, ગુરૂ, શુક્ર કે સોમવાર હોય તો મૃત્તિકાની જેમ સસ્તું ધાન્ય મળે " બીજા ગ્રંથમાં કહ્યું છે કે—" જો કદાચ કાર્તિક અમાવાસ્યાએ શનિ, મંગળ કે રવિવાર હોય અને તે દિવસે સ્વાતિ નક્ષત્ર હોય, તેમજ તે દિવસે આયુષ્માન યોગ હોય તો ક્ષય, પ્રલય, વિપત્તિ અને ત્રણ પખવાડીયામાં છત્રભંગ થાય." લોકમા પણ કહ્યું છે કે—" કાર્તિક વદ અમાવાસ્યાને દિવસે રવિ, શનિ કે મંગળવાર હોય તથા સાથે સ્વાતિ નક્ષત્ર અને આયુષ્માન યોગ પણ હોય, તો દુકાળ અને છત્રભંગ થાય. " તથા

" શ્રાવણ માસના પહેલા પક્ષમાં આશ્વની નક્ષત્રમાં જો જળ વરસે તો બીજા ઘણા અપયોગ છતાં પણ અવશ્ય અત્યંતસુકાળ થાય." આ વચનને આધારે જો શુકલપક્ષને પહેલો માનીએ તો તે પક્ષમાં અશ્વિની નક્ષત્રનો સંભવજ નથી. વળી અષાઢ કૃષ્ણ અષ્ટમીનું ફળ જે આગળ કહેશે તે પણ મળતું આવશે નહિં. કેમકે કૃષ્ણ અષ્ટમી જણાવવા માટે ' धुरि ' શબ્દ લખ્યો છે. તેમજ વળી ( શુકલપક્ષથી માસની શરૂઆત માનીએ તો ) અષાઢકૃષ્ણપક્ષના તિથિ, વાર, વાદળાં વિગેરે સર્વ ચાતુર્માસની અંદર ગણાશે, ( તેમ ગણાતા નથી ) કેમકે જ્યેષ્ઠ અમાવાસ્યાનું લક્ષણ અષાઢ પૂર્ણિમા પહેલાં સોળમે દિવસે આવે છે. આ રીતે કહેવાથી જ્યોતિષ શાસ્ત્રમાં કહ્યું છે કે ચૈત્ર માસ શુકલપક્ષથી ગણવો એમ જે કહ્યું છે તે મેઘમાળાના પંડિતોને પ્રમાણભૂત છે; તેમજ લોકમાં પણ કહ્યું છે કે—

> " ધુરિ અજુઆલો પખ્ખડો, પિછૈ અંધારો હોઇ;
> ઇણ પરિ જોઇસ ગણિ સદા, મ કરીસ સાંસો કોઇ." ૧

પહેલાં અજવાળીયું પખવાડીયું અને પછી અંધારૂં પખવાડીયું હોય છે. એ પ્રમાણે સદા જ્યોતિષની ગણતરી કરવી. તેમાં કાંઇ સંશય કરવો નહીં."

તથા મેઘમાળામાં પણ કહ્યું છે કે—" પોષ માસની કૃષ્ણપક્ષની સપ્તમીને દિવસે જો આકાશ વાદળાંથી વ્યાપ્ત થાય તો આઠ માસના વશથી યુક્ત એવો દિવ્ય ગર્ભ થાય છે. હે શ્રેષ્ઠ મુખવાળી ! શ્રાવણ શુકલપક્ષની સપ્તમીને દિવસે જો સ્વાતિ નક્ષત્ર હોય તો ઘણી વૃષ્ટિ થાય છે. એમ સત્ય જાણવું." અહીં જેમ શુકલાદિક માસના પક્ષમાંજ ગર્ભનો પાક તથા તેનું ફળ કહ્યું છે, તેમ કૃષ્ણાદિક માસના મતને વિષે પણ સમજવું. અહીં

' આઠ માસના વશથી ' એમ જે કહેવામાં આવ્યું તેથીજ કૃષ્ણપક્ષ પ્રથમ ગણવાનો મત દૃઢ કર્યો છે. કેમકે કૃષ્ણપક્ષ પહેલો લઇએ તોજ પોષ કૃષ્ણપક્ષથી શ્રાવણ શુકલપક્ષ સુધી ગણતાં આઠ માસ થઇ શકે છે. શુકલપક્ષને પહેલો લઇએ તો સાત માસ થાય છે. એમ અર્થાતથી જાણવું. તેથી કરીને જ ચૈત્ર માસને છેડે કૃષ્ણપક્ષને આશ્રીને " આ ચૈત્ર માસ બહુ રૂપવાળો છે." એવું વચન જ્યોતિષના મતનું છે. કેમકે તે વખતે કૃષ્ણપક્ષને પહેલો ગણવાથી વૈશાખ માસ પ્રાપ્ત થાય છે. તે વૈશાખમાં વાદળાં વિગેરે પાંચે પ્રકાર હોઇ શકે છે. તેથી કરીને જ કાર્તિક કૃષ્ણપક્ષની અમાવાસ્યાને દિવસે શ્રી મહાવીરસ્વામીનું નિર્વાણ કહેવાય છે. કેમકે સિદ્ધાંતમાં કૃષ્ણપક્ષથી માસની શરૂઆત થાય છે. વળી જેને વિષે માસ પૂર્ણ થાય છે તે તિથિ પૌર્ણમાસી કહેવાય છે એ પ્રમાણે પૂર્ણિમા શબ્દનો અર્થ બરાબર થઇ શકે છે.

આ બાબત સિદ્ધ કરવા માટે આ પ્રમાણે સંમતિ છે— " પોષ માસમાં મૂળ નક્ષત્રથી ભરણી નક્ષત્ર સુધી ચંદ્રનક્ષત્રોમાં આકાશ વાદળાંથી વ્યાપ્ત હોય તો સૂર્યનક્ષત્રના આર્દ્રા નક્ષત્રથી વિશાખા નક્ષત્ર પર્યંત વરસાદ વરસે છે." અહીં પોષ માસનો આરંભ શુકલપક્ષથી ગણીએ તો પોષ માસમાં. મૂળ નક્ષત્રથી ભરણી નક્ષત્ર આવી શકશે નહીં ( પણ ભરણીથી મૂળ આવી શકે ) અને કૃષ્ણપક્ષથી માસની શરૂઆત ગણીએ તો પોષ માસમાં મૂળ નક્ષત્રથી ભરણી નક્ષત્ર આવી શકે છે. તે મૂળ નક્ષત્રથી ગર્ભનો ઉદય થાય છે. એમ પંડિતોએ જાણવું તથા—" ધનુષ રાશિમાં સૂર્ય રહ્યો હોય ત્યારે મૂલાદિક નક્ષત્રો ગર્ભનું કારણ થાય છે." આ વચનને વિષે ધનુષનો સંબંધ છે માટે કૃષ્ણપક્ષથી, પોષ માસની શરૂઆત ગણીએ તો ધનુષ રાશિનો સૂર્ય આવી શકે છે. તે વિષે મેઘમાળામાં કહ્યું છે કે—" ધનુષ રાશિમાં સૂર્ય

તો ૩૧ દિવસ વરસાદ વરસે નહીં. નવમે દિવસે વૃષ્ટિ થાય તો ૨૮ દિવસ વરસાદ વરસે નહીં. દશમે દિવસે વૃષ્ટિ થાય તો ૨૪ દિવસ વરસાદ વરસે નહીં. અગ્યારમે દિવસે વૃષ્ટિ થાય તો ૨૧ દિવસ વરસાદ વરસે નહીં. બારમે દિવસે વૃષ્ટિ થાય તો ૧૬ દિવસ વરસાદ વરસે નહીં. તેરમે દિવસે વૃષ્ટિ થાય તો ૧૨ દિવસ વરસાદ થાય નહીં. ત્યારપછી વરસાદ થાય છે. કોઈના મતમાં આ પ્રમાણે કહ્યું છે.—રોહિણીના પહેલા ચરણમાં ( ચોથા ભાગમાં ) વૃષ્ટિ થાય તો ૭૨ દિવસ સુધી વરસાદ વરસે નહીં. બીજા ચરણમાં વૃષ્ટિ થાય તો ૬૨ દિવસ સુધી વરસાદ થાય નહીં, ત્રીજા ચરણમાં વૃષ્ટિ થાય તો ૫૨ દિવસ સુધી વરસાદ વરસે નહીં અને ચોથા ચરણમાં વૃષ્ટિ થાય તો ૪૨ દિવસ સુધી વરસાદ વરસે નહીં. ત્યારબાદ વરસાદ વરસે છે.

**વરસાદ થવાના દિવસોની સંખ્યા.** જો દીવાળીને દિવસે રવિવાર હોય તો તે વર્ષે કુલ ૫૯ દિવસ વરસાદ વરસે છે, સોમવાર હોય તો ૧૦૦ દિવસ, મંગળવાર હોય તો ૪૦ દિવસ, બુધવાર હોય તો ૬૦ દિવસ, ગુરૂવાર હોય તો ૮૦ દિવસ, શુક્રવાર હોય તો ૯૦ દિવસ અને શનિવારે દીવાળી હોય તો તે વર્ષે કુલ ૨૦ દિવસ જ વરસાદ વરસે છે.

**તિથિ અને વારને આશ્રી રોહિણીનું ફળ.** બન્ને પખવાડીયાના પડવાને દિવસે જો રોહિણી નક્ષત્રનો સૂર્ય થતો હોય તો તે વર્ષે દુકાળ પડે, બીજને દિવસે રોહિણી આવે તો સુકાળ થાય, ત્રીજને દિવસે રોહિણી આવે તો અન્નની પ્રાપ્તિ અલ્પ થાય, ચોથને દિવસે રોહિણી આવે તો અધિક અન્નની પ્રાપ્તિ થાય, પાંચમને દિવસે રોહિણી આવે તો કાંઈ પણ અન્ન પાકે

નહીં અથવા થોડું પાકે, છઠને દિવસે રોહિણી બેસે તો આકાશમાં મેઘનો આડંબર ઘણો થાય, સાતમને દિવસે રોહિણી આવે તો ઉત્તર દિશામાં જળ સુકાઈ જાય, આઠમને દિવસે રોહિણી આવે તો અન્નનો નાશ થાય, નોમને દિવસે રોહિણી આવે તો ભૂમિપર વણિક જાતિને અધિક કષ્ટ થાય, દશમને દિવસે રોહિણી આવે તો સુકાળ થાય, અગ્યારશને દિવસે રોહિણી આવે તો ધાન્ય મોંઘું થાય અને લોકોમાં ભય ઉપજે. બારશને દિવસે રોહિણી હોય તો વણિક જાતિને ભય ઉપજે તથાં તેમનો પરાભવ થાય, તેરશને દિવસે રોહિણી આવે તો અલ્પ રસવાળી વૃષ્ટિ થાય, ચૌદશને દિવસે રોહિણી હોય તો ઘણો વરસાદ થાય અને પૂર્ણિમા કે અમાવાસ્યાને દિવસે રોહિણી નક્ષત્રનો સૂર્ય થાય તો આકાશમાં જળની પ્રાપ્તિ થાય નહીં. રવિવારને દિવસે રોહિણી નક્ષત્ર પર સૂર્ય આવે અને તે દિવસે જો પ્રથમ વૃષ્ટિ થાય તો તે વર્ષે દુકાળ પડે, એ જ રીતે સોમવારે સુકાળ, મંગળવારે અગ્નિદાહ, બુધવારે રોગ, ગુરૂવારે બાળકોનુ મરણ, શુક્રવારે વરસાદ સારો અને શનિવારે રોહિણી નક્ષત્ર પર સૂર્ય આવે અને તે દિવસે જો પ્રથમ વૃષ્ટિ થાય તો તે વર્ષે દુકાળ પડે છે. જ્યેષ્ઠ કે અષાઢ માસમાં જે દિવસે રોહિણી નક્ષત્ર પર સૂર્ય આવે તે દિવસે જો ઘનઘોર વૃષ્ટિ થાય તો મેઘના ઉદયને જાણનાર પંડિતોએ આ ઉપર કહેલું ફળ બતાવ્યું છે.

**પ્રથમ વૃષ્ટિના દિવસનું ફળ.** ચૈત્ર માસના કૃષ્ણ પક્ષની પાંચમથી આરંભીને નવ દિવસ જો આકાશ નિર્મળ રહે તો આર્દ્રા વિગેરે નવે સૂર્યનક્ષત્રોમાં પુષ્કળ જળ વરસે. અહીં પોતપોતાના દેશના વ્યવહાર પ્રમાણે કૃષ્ણ પક્ષનો નિર્ણય કરવો. જેમકે મારવાડ દેશમાં ફાલ્ગુન શુક્લ પૂર્ણિમા પછી તરત જ ચૈત્ર માસનો કૃષ્ણ

પક્ષ આવે છે. તથા ગુજરાત વિગેરે દેશોમાં પોતપોતાના માસની પૂર્ણિમા પછી તરત જ તે જ માસનો કૃષ્ણ પક્ષ આવે છે. એ જ પ્રમાણે યથાયોગ્ય પોતપોતાના વ્યવહારને અનુસરી સર્વ માસનાં ફળ વિચારવાનાં છે. ચૈત્ર માસના શુકલ પક્ષમાં મીન રાશિ પર સૂર્ય આવે ત્યારે જો મૂળ વિગેરે નવ નક્ષત્રોના દિવસોમાં આકાશ નિર્મળ રહે તો તે વર્ષ શુભ થાય છે. વળી લોકમાં પણ કહ્યું છે કે—.

"ચૈત્ર અનુઆલી ચઉથથી, મેસ થકા નવ દીહ;
જલ આભુ વિજ્જુ લવે, તો કુડંબી મ મ બીહ. ૧."

"ચૈત્ર માસની અજવાળી ચોથ પછી મેષ સંક્રાંતિથી નવ દિવસ વરસાદ હોય અથવા વીજળી થાય તો હે ખેડુત ! તુ ડરીશ નહીં. અર્થાત્ વરસાદ ઘણો થશે"

વૈશાખ માસમા પડવાના દિવસથી સાત દિવસ સુધી મેઘને ઉદય થાય, ગર્જના થાય, વરસાદ વરસે અને વીજળી થાય તો સુકાળ થાય છે, એમ મુનિઓ કહે છે. માઘ માસની સાતમ, ફાલ્ગુન માસની પાંચમ, ચૈત્ર માસની ત્રીજ અને વૈશાખ માસનો પહેલો દિવસ, આ દિવસોમાં મેઘની ગર્જના થાય, અથવા વાદળાંનું દર્શન થાય તો ચોમાસાના ચાર માસ સારી વૃષ્ટિ થાય છે. શ્રી હીરવિજય સૂરિએ કહ્યું છે કે—"કાર્તિક માસની બારશ, માર્ગશીર્ષ માસની દશમ, પોષ માસની પાંચમ અને માઘ માસની સાતમ, એટલા દિવસોમાં જો વરસાદ થાય અને વીજળી ઝબકે તો ચોમાસામાં ધારાબંધ વરસાદ પડે છે"

**ઇતિ શ્રી મહોપાધ્યાય શ્રી મેઘવિજયજી ગણિ રચિત શ્રી મેઘમહોદય અથવા વર્ષપ્રબોધ ગ્રંથનો છઠ્ઠો અયન, માસ, પક્ષ નિરૂપણ અધિકાર સમાપ્ત.**

## સપ્તમ વર્ષરાજાદિક ફળાધિકારઃ—

**અગસ્તિ દ્વાર.** જ્યારે પૂર્વાફાલ્ગુની નક્ષત્ર પર સૂર્ય આવે અને તેથી સાતમે દિવસે રાત્રિએ પ્રકાશને ધારણ કરનાર અને સમુદ્રનું પાન કરનાર અગસ્તિ ઋષિનો ઉદય થાય, ત્યારે ચારે દિશામાં સર્વત્ર લક્ષ્મી પ્રાપ્ત થાય છે જો અગસ્તિ ઋષિનો ઉદય પ્રાતઃકાળે થાય તો દુકાળ પડે છે, ઘોર ઉપદ્રવ થાય છે અને રાજ્ય ભગ થાય છે એમ જાણવું. જ્યારે પૂર્વાફાલ્ગુની નક્ષત્રપર સૂર્ય આવે અને તેનાથી આઠમે દિવસે અગસ્તિનો ઉદય થાય તો લોકમા તે શુભકારક નથી, એમ કોઇનો મત છે કૃત્તિકા નક્ષત્રપર સૂર્ય આવે અને તેનાથી સાતમે કે આઠમે દિવસે અગસ્તિનો જો અસ્ત હોય તો તે શ્રેષ્ઠ છે, પણ તે અસ્ત દિવસે થતો હોવો જોઇએ. કેમકે અગસ્તિનો ઉદય રાત્રિએ શ્રેષ્ઠ છે, પણ રાત્રિએ અસ્ત થતો હોય તો તે અશુભ છે અને દિવસે તેનો અસ્ત થતો હોય તો તે શ્રેષ્ઠ છે. પણ દિવસે ઉદય થાય તો તે શ્રેષ્ઠ નથી. લોકમા પણ કહ્યું છે કે—" સિંહ રાશિપર સૂર્ય આવે તે દિવસથી એકવીશ દિવસે જો અગસ્ત્યનો ઉદય હોય તો પૃથ્વીપર સારો વરસાદ થાય છે." શ્રી હીરવિજય સૂરિ પણ કહે છે કે—" જે દિવસ સિંહ રાશિપર સૂર્ય આવે તે દિવસથી વીશ દિવસે અગસ્ત્યનો ઉદય થાય તો દુકાળ પડે, એકવીશ દિવસે ઉદય થાય તો મધ્યમ વર્ષ થાય અને બાવીશ દિવસે ઉદય થાય તો સુકાળ થાય છે જે મા સમાં બુધથી દશમે દિવસે અગસ્ત્યનો ઉદય થાય તો ધારાબધ વરસાદ વરસે છે, અને પ્રજાની આશા પૂર્ણ થાય છે." વળી બીજા ગ્રંથમાં તો આ પ્રમાણે કહ્યુ છે—" સિહ સક્રાતિથી વીશ દિવસે જો અગસ્ત્યનો ઉદય થાય તો તે વૈસ્ય કહેવાય છે, એકવીશ દિવસે

ઉદય થાય તો તે બ્રાહ્મણ કહેવાય છે અને બાવીશ દિવસે અગસ્ત્યનો ઉદય થાય તો તે માળી કહેવાય છે. તેઓને ઘેર અનુક્રમે અગસ્ત્યનો જન્મ થાય છે, એમ જાણવું. તેમાં જો અગસ્ત્યની જાતિ વૈશ્ય હોય તો ખંડ ખંડ વૃષ્ટિ થાય છે, તે અગસ્ત્ય મુનિ બ્રાહ્મણ હોય તો દુકાળ થાય છે અને જો તે મુનિનો જન્મ માળીને ઘેર હોય તો સુકાળ થાય છે. આ રીતે સિંહ રાશિપર સૂર્ય આવવાથી અગસ્ત્યનું ફળ જાણવું

**વર્ષના રાજાદિક.** ચૈત્ર માસના શુકલપક્ષની પડવાની પહેલી કળાને વિષે જે વાર હોય છે. તે આખા વર્ષનો રાજા હોય છે, મેષ સંક્રાંતિને દિવસે જે વાર હોય તે મંત્રી હોય છે, મિથુન સંક્રાંતિને દિવસે જે વાર હોય તે સર્વ રસનો અધિપતિ હોય છે અને કર્ક સંક્રાંતિને દિવસે જે વાર હોય તે ધાન્યનો અધિપતિ હોય છે. આ વિષે મતાંતર આ પ્રમાણે છે.—જ્યેષ્ઠા નક્ષત્રપર સૂર્ય આવે તે દિવસે જે વાર હોય તે મંત્રી હોય છે. તેનાથી જે ચોથો વાર હોય તે ધાન્યનો અધિપતિ હોય છે ફાલ્ગુન માસને છેડે જે વાર હોય તે વર્ષનો રાજા કહેવાય છે અષાઢ માસમાં જે દિવસે રોહિણી નક્ષત્રપર સૂર્ય આવે તે દિવસે જે વાર હોય તે જળનો અધિપતિ કહેવાય છે. જે દિવસે આર્દ્રા નક્ષત્રપર સૂર્ય આવે તે દિવસે જે વાર હોય તે વૃષ્ટિનો અધિપતિ કહેવાય છે તથા વૃષ સંક્રાંતિને દિવસે જે વાર હોય તે કોટવાલ કહેવાય છે. આ સર્વે વર્ષના પુર્વાર્ધમાં વાર્ષિક ધાન્યને આપનારા કહ્યા છે, કોઇનો મત આ પ્રમાણે છે કે—ચૈત્ર માસની શરૂઆતમાં જે વાર હોય તે ધનનો અધિપતિ કહેલો છે, તથા ચૈત્ર માસમાં મેષ સંક્રાંતિને સમયે લગ્નેશને વર્ષનો અધિપતિ કહ્યો છે ખરતર ગચ્છીય શ્રીમેઘજી નામના ઉપાધ્યાય કહે છે કે—ચૈત્ર

માસની અમાવાસ્યાને દિવસે જે વાર હોય તે રાજા, મેષ સંક્રાંતિ વખતે જે વાર હોય તે મંત્રી, મિથુન સંક્રાંતિ સમયે જે વાર હોય તે રસનો આધપતિ, કર્ક સંક્રાંતિને દિવસે જે વાર હોય તે ધાન્યનો આધપતિ, અષાઢ માસમાં રોહિણી નક્ષત્રપર સૂર્ય આવે ત્યારે જે વાર હોય તે જળનો અધિપતિ અને કાર્તિક માસમાં મૂળ નક્ષત્રપર સૂર્ય આવે તે દિવસે જે વાર હોય તે કોટવાલ કહેવાય છે. આ સર્વે વર્ષના રાજાદિક પ્રથમ ધાન્યની નિષ્પત્તિમાં કારણરૂપ છે.

વિજયા દશમીને દિવસે જે વાર હોય તે રાજા, મકર સક્રાંતિને દિવસે જે વાર હોય તે મંત્રી, ચૈત્ર માસની પ્રતિપદાને દિવસે જે વાર હોય તે ધનનો અધિપતિ, તુલા સંક્રાંતિને દિવસે જે વાર હોય તે સર્વ રસનો અધિપતિ, ધનુષ સંક્રાંતિને દિવસે જે વાર હોય તે ધાન્યનો અધિપતિ તથા કાર્તિક માસમાં મૂળ નક્ષત્રને દિવસે જે વાર હોય તે કોટવાલ છે. આ રાજાદિક સર્વે પશ્ચાત્ ધાન્યને આપનારા છે. આમાં મતાંતર આ પ્રમાણે છે.— ધનુષ સંક્રાંતિને દિવસે જે વાર હોય તે મંત્રી, કુભ સક્રાંતિને દિવસે જે વાર હોય તે ધાન્યનો સ્વામી અને ફાલ્ગુન માસના છેલ્લા દિવસે જે વાર હોય તે નિશ્ચે વર્ષનો રાજા કહેવાય છે. એજ જ્યોતિષનો વિચાર છે. કેવલકીર્તિ નામના દિગંબરે કરેલી મેઘમાળામાં આ પ્રમાણે કહ્યું છે—" જેમ રાજાના આવવાથી ઘેરઘેર મહોત્સવ થાય છે, તેમ વર્ષના રાજાને જોઇ લોકોમાં દેદીપ્યમાન દીપોત્સવ થાય છે. " શ્રીહીરવિજય સૂરિએ કરેલી મેઘમાળામાં આ પ્રમાણે કહ્યું છે.—" કાર્તિક શુકલ દ્વિતીયાને દિવસે જે વાર હોય, તેને વર્ષનો સ્વામી જાણવો. તેનું ફળ આગળ કહેવાશે. " આ વચન વૃષ્ટિનો ગર્ભ જે વખતે રહે છે તે વખતની વૃષ્ટિના સ્વામીને કહેનારૂં છે.

અહીં આ પ્રમાણે વ્યવસ્થા કરવાની છે.–ચાંદ્ર વર્ષના ચૈત્ર માસમાં શુકલ પ્રતિપદાને દિવસે પ્રથમ ક્ષણમાં જે વાર હોય તે વાર વર્ષનો રાજા થાય છે. તેથી કરીને જે દિવસે પ્રતિપદા તિથિ પ્રથમ કળાને ભોગવે છે તે વાર વર્ષનો સ્વામી છે. તથા ફાલ્ગુન માસની અમાવાસ્યાને દિવસે જે વાર હોય તે વર્ષનો સ્વામી છે એમ પણ કોઈનો મત હોવાથી બન્ને મત માનેલા છે. આ મત પ્રાયે કરીને ગુજરાત દેશમાં મનાય છે. દક્ષિણ દેશના લોકો તો ઉદયકાલિક પ્રતિપદાના વારનેજ રાજા માને છે. કહ્યું છે કે–"ચૈત્ર શુકલ પ્રતિપદાને દિવસે જે વાર હોય તે વાર તે વર્ષનો રાજા છે, મેષ સંક્રાંતિને દિવસે જે વાર હોય તે મંત્રી હોય છે, કર્ક સંક્રાંતિને દિવસે જે વાર હોય તેને પૂર્વના મુનિઓએ ધાન્યનો સ્વામી કહ્યો છે, જ્યારે આર્દ્રા નક્ષત્રમાં સૂર્ય પ્રવેશ કરે અને તે દિવસે જે વાર હોય તેને પૂર્વના વિદ્વાનોએ મેઘનો અધિપતિ કહ્યો છે, તુલા સંક્રાંતિને દિવસે જે વાર હોય તેને રસનો અધિપતિ કહ્યો છે તથા ધનુષ સંક્રાંતિને દિવસે જે વાર હોય તેને મુનિઓએ ધાન્યનો અધિપતિ કહ્યો છે. કોઈ એમ પણ કહે છે કે–ચૈત્ર શુકલ પ્રતિપદા વિગેરે દિવસે જે જે રાજા વિગેરે કહેલા છે, તે ચૈત્રાદિક વર્ષના મતમાં ફળીભૂત થાય છે. " વિજયા દશમીને દિવસે જે વાર હોય " ઇત્યાદિક જે કહ્યું છે તે સ્વતંત્રપણે અત્યંત ફળને આપનાર છે. કાર્તિકાદિક વર્ષના મતમાં મેઘના ગર્ભની ઉત્પત્તિને વિષે તે ફળદાયક થાય છે ફાલ્ગુન માસની અમાવાસ્યાને દિવસે પ્રાયે કરીને ચૈત્ર શુકલ પ્રતિપદાનો સંયોગ જોવામાં આવે છે. તેથી અમાવાસ્યાને દિવસે જે વાર હોય તે વર્ષનો સ્વામી હોય છે; પરંતુ ઉત્તરાર્ધમાં તો વિજયાદશમીને દિવસે જે વાર હોય તે રાજા, તુલા સંક્રાંતિને દિવસે જે વાર હોય તે મંત્રી, વૃશ્ચિક સંક્રાંતિને દિવસે જે વાર હોય તે કોટવાલ, ધનુષ સંક્રાંતિને દિવસે

જે વાર હોય તે રસનો અધિપતિ, મકર સંક્રાંતિને દિવસે જે વાર હોય તે ધાન્યનો અધિપતિ, જ્યેષ્ઠા નક્ષત્ર જે વારે હોય તે જળનો અધિપતિ તથા કાર્તિક માસમાં જે વારે મૂળ નક્ષત્ર હોય તે મેઘનો અધિપતિ હોય છે એ પ્રમાણે જે કહ્યું છે, તે મત સારો ભાસે છે. બીજાના મતનો અભિપ્રાય પ્રાયે કરીને જોશીઓને જાણવા લાયક છે. વાસ્તવિક રીતે તો વર્ષનો સ્વામી, મંત્રી અને ધાન્યનો સ્વામી એ ત્રણનો જ વિશેષ ઉપયોગ છે. તેમનું ફળ ગિરધરાનંદમાં આ પ્રમાણે કહ્યું છે.—

**વર્ષના રાજાદિકનું ફળ.**

જે વર્ષમાં રાજા, મંત્રી અને ધાન્યેશ એ ત્રણે એકજ હોય તે વર્ષમાં યુદ્ધ, દુકાળ અને પ્રજાને વિષે મરકી વિગેરે ઉપદ્રવ થાય છે. બીજા ગ્રંથમાં પણ કહ્યું છે કે—" જે વર્ષમાં પોતે જ રાજા, પોતે જ મંત્રી અને પોતેજ ધાન્યેશ હોય; તે વર્ષમાં સમુદ્ર સિવાય બીજે કોઈ ઠેકાણે જળ દેખાતું નથી. અર્થાત્ વરસાદ બિલકુલ વરસે નહીં.

**વર્ષના અધિપતિનું ફળ.**

જે વર્ષમાં સૂર્ય રાજા હોય તે વર્ષના ચોમાસામાં મેઘ અલ્પ વૃષ્ટિ કરે છે, ધાન્યની ઉત્પત્તિ અલ્પ થાય છે, વૃક્ષ પર અલ્પ ફળ થાય છે, મનુષ્યોમાં કાંઇક પીડા ઉત્પન્ન થાય છે, ચોર અને અગ્નિની શંકા રહે, તથા રાજાથી ભય પ્રાપ્ત થાય છે. જો વર્ષનો રાજા ચંદ્ર હોય તો ઉત્તમ ઉત્તમ માંગલિક કાર્ય થાય છે, વરસાદ ઘણો થાય, ધાન્ય ઘણું પાકે, મનુષ્યોની વ્યાધિ શાંત થાય, પ્રજાઓને સુખ પ્રાપ્ત થાય અને રાજાઓનો ઉદય થાય. જો વર્ષનો રાજા મંગળ હોય તો અગ્નિનો ભય થાય, લોકો ચોરના ભયથી આકુળ વ્યાકુળ થાય, રાજાઓ વચ્ચે યુદ્ધ

થાય, પ્રજા દુઃખી થાય, લોકમાં વ્યાધિ અને વિયોગની પીડા થાય, તથા પૃથ્વી પર શીઘ્ર જળવૃષ્ટિ થાય. જો વર્ષનો રાજા બુધ હોય તો પૃથ્વીતળ જળમય થાય, ઘેર ઘેર વાજિંત્રના શબ્દ અને વિવાહના મંગળ થાય, સુખ-સુકાળ અને ધન ધાન્યવડે પૃથ્વી પૂર્ણ થાય, તથા રાજા અને ગાયો આનંદિત રહે. જો વર્ષનો રાજા બૃહસ્પતિ હોય તો સમગ્ર પૃથ્વી પર સારો વરસાદ થાય, ગાયો ઇચ્છાનુસાર દૂધ આપે, સર્વત્ર લોક દાન દેવામાં તત્પર થાય, કોઈનો પરાભવ થાય નહીં અને લોક સદા આનંદમાં રહે. જો વર્ષનો રાજા શુક્ર હોય તો ધાન્ય ઘણું પાકે, વૃક્ષો ફળોથી ભરપૂર થાય, ગાયો ઘણું દૂધ આપે, વરસાદ ઘણો થાય, મધુર કેરીનો પાક થાય, લોકો પ્રસન્ન રહે અને પૃથ્વી જળમય થાય. જો વર્ષનો રાજા શનિ હોય તો પૃથ્વી પર ખંડ ખંડ વૃષ્ટિ થાય. મનુષ્યો રોગથી પીડા પામે, મહા ઉગ્ર વાયુ વાય, રાજાઓ પ્રજાપર અસહ્ય કર નાંખે, ચોરોનો ઉપદ્રવ થાય તથા લોક ક્ષુધાથી વ્યાકુળ થઇ ભ્રમણ કરતા ફરે.

**વર્ષના મંત્રીનું ફળ**

જો વર્ષનો મંત્રી સૂર્ય હોય તો પૃથ્વીપર રોગની પીડા થાય, સર્વ દેશોમાં તીડ ઉત્પન્ન થાય, રસ અને ધાન્ય મોંઘાં થાય, મનુષ્યોમાં કપટ વધે અને દેવોનો પ્રભાવ નાશ પામે જો વર્ષનો મંત્રી ચંદ્ર હોય તો પૃથ્વીપર ધાન્ય ઘણું પાકે, વૃક્ષો ફળોથી ભરપૂર થાય, ગાયો રસવાળી થાય, સ્ત્રીઓ ઘણા પુત્રોને જન્મ આપે, તથા મનુષ્યોની વાણી મધ જેવી મધુર લાગે. વર્ષનો મંત્રી મંગળ હોય તો પૃથ્વીપર ગુરૂ અને દેવની નિંદા થાય, અતિસાર રોગનો ઉપદ્રવ થાય, ધૂમવડે પૃથ્વી વ્યાકુળ થાય, મનુષ્યોને નેત્ર રોગની પીડા થાય, તથા યુદ્ધનો સંભવ થાય. વર્ષનો મંત્રી બુધ હોય તો રાજાઓ પ્રસન્ન

.ષ્ટિવાળા થાય, ધાન્ય અને વરસાદ અધિક થાય, ઉત્તમ શાસ્ત્રની વૃદ્ધિ થાય, ધનિક લોકો સમૃદ્ધિવાળા થાય અને પતિપર સ્ત્રીઓનો પ્રેમ વૃદ્ધિ પામે. વર્ષનો મંત્રી બૃહસ્પતિ હોય તો પ્રજાઓ સુખી થાય, ધન ધાન્યની વૃદ્ધિ થાય, મનુષ્યોમાં વિવાહાદિક મંગલિક ઉત્સવો થાય અને અનેક પ્રકારના રસોથી મેઘનો મહા ઉદય થાય અર્થાત્ ઘણી સારી વૃષ્ટિ થાય. વર્ષનો મંત્રી શુક્ર થયો હોય તો ગાયો અધિક દૂધ આપે, પૃથ્વીપર ધાન્ય સોંઘું થાય, વૃક્ષો ફળોવડે પરિપૂર્ણ થાય, લોકોમાં રોગની વૃદ્ધિ થાય, વૈદ્યના પ્રયોગ ચાલે, તથા કોઇ કોઇ ઠેકાણે ઇતિનો ભય થાય. વર્ષનો મંત્રી શનિ હોય તો મનુષ્યોના વ્યવહારનો નાશ થાય, માંદગીની વૃદ્ધિ થાય, રાજાઓ ક્રૂર થાય, ચોર અને અગ્નિથી દુઃખ ઉત્પન્ન થાય. ગાયોનો વિનાશ થાય, ધાન્ય અત્યંત મોંઘું થાય અને રાજાઓ વચ્ચે યુદ્ધ થાય.

**ધાન્યના અધિપતિનું ફળ.**

જે વર્ષમાં ધાન્યનો અધિપતિ રવિ હોય તે વર્ષમાં પૃથ્વીપર કોઈ કોઈ ઠેકાણે ધાન્ય પાકે, કોઇ કોઇ ઠેકાણે ધાન્યનો નાશ થાય, તથા વ્યાધિ, દુઃખ અને મહા યુદ્ધ થાય. સસ્યાધિપતિ ચંદ્રમા હોય તો ધાન્ય સસ્તું થાય, સર્વત્ર જળની વૃષ્ટિ થાય, અને સર્વ ધાન્ય ઉત્પન્ન થાય. ધાન્યાધિપતિ મંગળ હોય તો સર્વ જગતમાં ઇતિનો ઉપદ્રવ થાય, વ્યાધિ અને રોગની પીડા થાય, તથા ધાન્ય મોંઘાં થાય. ધાન્યનો સ્વામી બુધ હોય તો સર્વ પૃથ્વી જળમય થાય, ભયનો નાશ થાય, લોકો સુખી થાય, તથા ચણા વિગેરે ધાન્યની નીપજ ઘણી થાય. ધાન્યેશ ગુરૂ હોય તો સર્વ લોકમાં આનંદ પ્રવર્તે, વૃષ્ટિ સારી થાય અને ઘણા ધાન્યો નીપજે. ધાન્યનો સ્વામી શુક્ર હોય તો સમગ્ર જગત રોગથી મુકત થાય, પૃથ્વી ભયથી મુકત થાય, અને

સર્વ ધાન્યો પાકે. સસ્યાધિપતિ શનિ હોય તો પૃથ્વી અગ્નિ અને ચોરથી વ્યાકુળ થાય, મહા વ્યાધિથી પીડા પામે, મૃત્યુ અને રોગનો ભય થાય, તથા યુદ્ધ થાય.

**ગિરધરાનંદને વિષે સસ્યાધિપ વિગેરેનું ફળ આ પ્રમાણે કહ્યું છેઃ—**

વર્ષનો રાજા, મંત્રી કે ધાન્યેશ જો સૂર્ય હોય તો તે વર્ષે રાજાઓ ક્રુર થાય, અલ્પ ધાન્ય પાકે અને અલ્પ વૃષ્ટિ થાય છે. વર્ષનો પતિ, મંત્રી કે ધાન્યનો પતિ જો ચંદ્ર હોય તો તે વર્ષે ધાન્ય, ધન અને વૃષ્ટિવડે પૃથ્વી પરિપૂર્ણ થાય છે. વર્ષપતિ, મંત્રી કે ધાન્યપતિ જો મંગળ હોય તો અવૃષ્ટિ, અગ્નિ અને ચોરનો અત્યંત ભય ઉત્પન્ન થાય છે. વર્ષાધિપ, મંત્રી કે ધાન્યાધિપ જો બુધ હોય તો તે પૃથ્વીપર કલિ, કષ્ટ, અવૃષ્ટિ અને અતિ પવન કરતો નથી. મંત્રી, ધાન્યેશ કે વર્ષેશ જો બૃહસ્પતિ હોય તો તે પૃથ્વીને ઘણા યજ્ઞો, ધન અને વૃષ્ટિવડે પરિપૂર્ણ કરે છે. વર્ષેશ, ધાન્યેશ કે મંત્રી જો શુક્ર હોય તો પૃથ્વી ઘણાં ધાન્ય અને ફળાદિકવડે સંપૂર્ણ થાય છે. વર્ષપતિ, મંત્રી અને ધાન્યપતિ જો શનિ હોય તો તે વર્ષે ચોર, અગ્નિ, ધાન્ય અને રાજાનો ભય થાય છે. આ પ્રમાણે વર્ષપતિ, મંત્રી અને ધાન્યપતિનું બળ, અબળ અને તત્કાળ ગ્રહના ચારનો સમ્યક્ પ્રકારે વિચાર કરી સર્વનું ફળ કહેવું.

## ઇતિ વર્ષપતિ, મંત્રી અને ધાન્યપતિનું ફળ.

**ગર્ગસંહિતામાં રાજાદિકનો વિચાર.**

ચૈત્ર માસની શુકલ પ્રતિપદાને દિવસે જે વાર હોય તે વર્ષનો રાજા કહેવાય છે. તે રાજાને આશ્રીને જ સર્વ શુભ કે અશુભ ફળ કહેલું છે. સૂર્યોદય વખતે બે મુહૂર્ત પણ પ્રતિપદા હોય અને તે દિવસે જે વાર હોય તે વર્ષનો રાજા ક

કહેવાય છે. ચૈત્ર શુકલ પ્રતિપદા, મેષ સંક્રાંતિ, ધનુષ સંક્રાંતિ, આર્દ્રા નક્ષત્રનો સૂર્ય, તુલા સંક્રાંતિ અને કર્ક સંક્રાંતિ, આ દિવસોમાં જે જે વાર હોય તે અનુક્રમે રાજા, મંત્રી ધાન્યેશ, મેઘેશ, રસેશ અને સસ્યેશ કહેવાય છે.

જગન્મોહન નામના ગ્રંથમાં આ પ્રમાણે કહ્યું છે—ચૈત્ર શુકલ પ્રતિપદા, મેષ સંક્રાંતિ, કર્ક સંક્રાંતિ, તુલા સંક્રાંતિ અને મકર સંક્રાંતિ એ દિવસોમાં જે જે વાર હોય તે અનુક્રમે રાજા, મંત્રી, સસ્યપતિ, રસાધિપ અને નીરસાધિપ કહેલા છે. સૂર્ય આર્દ્રા નક્ષત્ર પર આવે ત્યારે જે વાર હોય તે જલાધિપતિ કહેવાય છે, ધનુષ સંક્રાંતિને દિવસે જે વાર હોય તે ધાન્યાધિપતિ કહેવાય છે.

ગુજરાતના વિદ્વાનોનો આ પ્રમાણે મત છે.—“ ફાલ્ગુન માસને છેડે અમાવાસ્યાને દિવસે જે વાર હોય તે વર્ષનો રાજા હોય છે એમ ગુજરાતના જોશીનો મત છે. ” કશ્યપ મુનિ કહે છે કે—“ ચૈત્ર માસની શુકલ પ્રતિપદાને દિવસે કિંસ્તુઘ્ન કે બાલવ કરણમાં સૂર્યોદય વખતે જે વાર હોય તે વર્ષનો સ્વામી કહેલો છે. ” તેમનું રામવિનોદમાં ફળ આં પ્રમાણે કહ્યું છે.—તેમાં પ્રથમ વર્ષના રાજાનું ફળ આ પ્રમાણે છે.—

જે વર્ષમા વર્ષપતિ સૂર્ય હોય તે વર્ષે વરસાદ થોડો થાય, ધાન્ય થોડું પાકે, વૃક્ષોપર થોડા ફળ થાય, તથા ચોર, અગ્નિ અને રાજાનો ભય થાય. વર્ષપતિ ચંદ્રમા હોય તો ગાયો ઘણું દૂધ આપે, ધન, ધાન્ય અને વૃષ્ટિ સારી થાય, તથા મનુષ્યો દેવોની સ્પર્ધા કરનારા થાય. વર્ષપતિ મંગળ હોય તો અગ્નિ, ચોર અને રોગનો ઉપદ્રવ અધિક થાય, રાજાઓમા વિગ્રહ થાય, પૃથ્વીપર ધાન્ય પાકે નહીં, વરસાદ થાય નહીં, અને લોકો અતિ

દુઃખી થાય. વર્ષપતિ બુધ હોય તો ઘણો વાયુ વાય, ધન, ધાન્ય અને વૃષ્ટિ મધ્યમ હોય, તથા રાજાના ક્ષોભથી પ્રજાઓ ઘણું કલેશને ભોગવનારી થાય. વર્ષપતિ ગુરૂ હોય તો રાજાઓ સેંકડો યજ્ઞો કરે, સઘળી પૃથ્વી ધન, ધાન્ય અને વૃષ્ટિથી પૂર્ણ થાય, અને મનુષ્યો રોગ રહિત થઇ સુખી થાય. વર્ષપતિ શુક્ર હોય તે સમગ્ર પૃથ્વી જવ, ઘઉં, ચોખા, ફળ, પુષ્પ અને વૃષ્ટિ વિગેરેથી પૂર્ણ થાય વર્ષપતિ શનિ હોય તો વરસાદ મધ્યમ થાય, ઇતિનો ભય થાય, રોગની વૃદ્ધિ થાય, રાજાઓના ઘોર સંગ્રામ થાય, અને સમગ્ર પૃથ્વી સૈન્યવડે ક્ષોભ પામે.

**મંત્રીનું ફળ વિશિષ્ટ કહે છે.**

જે વર્ષમાં સૂર્ય મંત્રી હોય તે વર્ષમાં નિરંતર વિચિત્ર વરસાદ વરસે, સર્વ પ્રકારનાં ધાન્યો પાકે, રાજાઓ અધિક કોપવાળા થાય, અને બાગ–બગિચા તથા જંગલનો વિનાશ થાય. ચંદ્રમા મંત્રી હોય તો અનેક પ્રકારનાં ધાન્ય પાકે, વરસાદ સારો થાય, બ્રાહ્મણ, સજ્જન, પશુ, ફળ, પુષ્પ અને પ્રાણીઓની વૃદ્ધિ થાય. મંગળ મંત્રી હોય તો અગ્નિનો આઘાત થાય, વાયુ અધિક વાય, રોગનો ભય, ઇતિનો ઉપદ્રવ અને ઉત્પન્ન થના ધાન્ય સુકાઇ જાય. બુધ મંત્રી હોય તો નિરંતર ઘણો વાયુ વાય, પૃથ્વી મધ્યમ ફળદાયક થાય, તથા લોકો દેવ જેવી શોભા પામે. બૃહસ્પતિ મંત્રી હોય તો ધનની અધિક પ્રાપ્તિ થાય, ધાન્ય સંપૂર્ણ પાકે, સમગ્ર પૃથ્વી જળથી પૂર્ણ થાય, તથા રાજ્યોમાં મોટા મોટા ઉત્સવો થાય. શુક્ર મંત્રી હોય તો સમગ્ર પૃથ્વીપર થના યજ્ઞોમાં બ્રાહ્મણોની વાણી દેવોના હૃદયને આનંદ પમાડે છે. શનિ મંત્રી હોય તો સમસ્ત પૃથ્વી મંદ ફળ આપનારી થાય છે, મેઘ વૃષ્ટિને કરે કે ન પણ કરે, અને સર્વ જગત કાંતિ રહિત થાય છે.

**ધાન્યના સ્વામીનું ફળ.**

જે વર્ષે ધાન્યાધિપતિ સૂર્ય હોય તે વર્ષે વૈર, અનાવૃષ્ટિ અને ભય થાય છે, લોકો અધર્મમાં તત્પર થાય છે અને રાજાઓ ક્રૂર આજ્ઞા કરનારા થાય છે. ધાન્યાધિપતિ ચંદ્ર હોય તો સર્વ પ્રકારનુ ધાન્ય સુલભ થાય છે, બ્રાહ્મણ અને ગાયોના કુળની વૃદ્ધિ થાય છે, તથા રાજાઓ આનંદ પામે છે. ધાન્યેશ્વર મંગળ હોય ત્યારે ધાન્ય મોંઘું થાય, ચોરનો ભય થાય, વૈરી અને અગ્નિનું જોર ઘણું વધે, તથા પ્રજાની હાનિ થાય. ધાન્યનો પતિ બુધ હોય ત્યારે રાજાઓમાં પરસ્પર પ્રીતિ થાય, કોઇ કોઇ ઠેકાણે વૃષ્ટિ થાય છે, અને કોઇ કોઇ ઠેકાણે ધાન્ય પાકે છે. ધાન્યનો સ્વામી બૃહસ્પતિ હોય ત્યારે શાસ્ત્રના આમ્નાયની પ્રવૃત્તિ થાય છે, ઘણી વૃષ્ટિ થાય છે અને ઘણું ધાન્ય સુલભ થાય છે. ધાન્યનો અધિપતિ શુક્ર હોય ત્યારે લોકો પરસ્પર હર્ષયુક્ત હોય છે, પશુ અને ધાન્યની વૃદ્ધિ થાય છે તથા ધર્મ અને ઉત્સવો વૃદ્ધિ પામે છે. ધાન્યનો સ્વામી શનિ હોય ત્યારે ધાન્ય મોંઘું થાય છે, રાજાઓ પરસ્પર વિરોધી થાય છે, ચોરનો ભય થાય છે, અને વરસાદ વરસતો નથી.

**મેઘના અધિપતિનું ફળ.**

જે વર્ષે મેઘનો સ્વામી સૂર્ય હોય તે વર્ષે મેઘો અલ્પ વૃષ્ટિને કરે છે, રાજાનો ક્ષોભ થાય છે, ચોરનો ભય થાય છે, અને ઘણી મોંઘવારી થાય છે. મેઘનો અધિપતિ ચંદ્ર હોય ત્યારે ધાન્ય, બ્રાહ્મણ અને સુખ અત્યંત વૃદ્ધિ પામે છે, પૃથ્વી જળથી સંપૂર્ણ થાય છે અને વિદ્વાન જનો વૃદ્ધિ પામે છે. મેઘનો સ્વામી મંગળ હોય ત્યારે અગ્નિનો ભય, ચોરનો ભય અને સર્પનો ભય વધે છે દુકાળ અને અનાવૃષ્ટિથી વધેલા ઉપદ્રવોવડે આખું જગત પીડા પામે છે. મેઘનો સ્વામી બુધ હોય

ત્યારે ઘણી વૃષ્ટિ થાય. લોકો આનંદ પામે, લિપિ, લેખ, કાવ્ય ગણિત વિગેરેની આજીવિકા કરનારા લોકો સુખી થાય, અને સા ન્યની સંપત્તિ ઘણી થાય. મેઘનો પતિ બૃહસ્પતિ હોય ત્યાં સારી વૃષ્ટિ થાય છે, ધાન્યની વૃદ્ધિ થાય છે, યજ્ઞના કાર્યમાં ક્ષેમ કુશળ થાય છે, લોકો સંપત્તિ પામે છે, રાજ્ય વૃદ્ધિ પામે છે અને ધર્મકાર્યની સિદ્ધિ થાય છે. મેઘનો અધિપતિ શુક્ર હોય ત્યાં કામી જનો સુખી થાય છે, ગાયો બહુ દૂધવાળી થાય છે અને પૃથ્વી ધાન્યથી સંપૂર્ણ થાય છે. મેઘનો નાથ શનિ હોય ત્યારે અધિક વાયુ વાય છે, કવચિત વરસાદ થાય છે, કવચિત કુશળ થાય છે અને ધાન્યનો વિનાશ થાય છે.

**રસના સ્વામીનું ફળ.**

જે વર્ષમાં રસનો અધિપતિ સૂર્ય હોય તે વર્ષે ચંદન, કુંકુમ ગુગળ, તલ, તેલ અને એરંડાના તેલની વૃદ્ધિ થાય છે અને સર્વ રસો નિરંતર વૃદ્ધિ પામે છે. રસનો સ્વામી ચંદ્ર હોય ત્યારે ઇક્ષુરસ અને દુધના સર્વ પ્રકારનો વિકારો, સર્વ પ્રકારનાં તેલ અને સુગંધી વસ્તુ એ સર્વ પદાર્થો અત્યંત સસ્તા થાય છે રસનો અધિપતિ મંગળ હોય ત્યારે સર્વ પ્રકારનાં રસનો સમૂહ, ચંદન, પુષ્પ અને મધુર વસ્તુ એ સર્વ દુર્લભ થાય છે—એટલે મોંઘા થાય છે. રસનો અધિપતિ બુધ હોય ત્યારે વિષ, અગ્નિ, સુંઠ, હીંગ, લસણ, ઘી અને તેલ વિગેરે સર્વ વસ્તુ તથા ઇક્ષુથી ઉત્પન્ન થતી સર્વ વસ્તુ દુર્લભ ( મોંઘી ) થાય છે. રસનો નાથ બૃહસ્પતિ હોય ત્યારે ચંદન, કપૂર, કંદ, મૂળ અને સર્વ રસો સુલભ હોય છે, તથા કંકુ વિગેરે વસ્તુનો નાશ થાય છે રસનો અધિપતિ શુક્ર હોય ત્યારે સુગંધી વસ્તુ, ગંધ રહિત વસ્તુ, દૂધ વિગેરે સર્વ રસો, કંદ, મૂળ, ફળ અને પુષ્પ એ સર્વ વસ્તુ ઘણી ઉત્પન્ન થાય છે. રસનો ઇશ્વર શનિ હોય ત્યારે પૃથ્વીપર રસાયન,

સુગંધિ વસ્તુ, ઘી, ઇક્ષુ, કંદ અને મૂળ વિગેરે દુર્લભ થાય છે, અને બીજી વસ્તુ સુલભ થાય છે.

**સસ્યના અધિપતિનું ફળ.** સસ્ય એટલે પ્રથમ ઉત્પન્ન થનારૂં ધાન્ય. તેનો અધિપતિ જો સૂર્ય હોય તો સર્વ ધાન્યો અલ્પ થાય, ઇતિનો ભય ઘણો થાય અને કળથી, ચણા, વિગેરે સંપૂર્ણ થાય. સસ્યનો સ્વામી ચંદ્ર હોય ત્યારે પૃથ્વી મનોહર માણસોને આશ્રય કરવા લાયક થાય છે. પૃથ્વીપર ફળ, પુષ્પ, સસ્ય અને જળ ઘણું હોય છે અને રાજા તથા પ્રજાને સુખ થાય છે. સસ્યનો સ્વામી મંગળ હોય ત્યારે પૃથ્વીપર ગરમીનાં ભયથી ધાન્યના સમૂહનો નાશ થાય, કોઇ ઠેકાણે સમગ્ર ધાન્યનો ભય થાય અને કોઇ ઠેકાણે સસ્યનો ભય થાય. સસ્યનો પતિ બુધ હોય ત્યારે કવચિત મધ્યમ વરસાદથી ઉત્પન્ન થયેલું સર્વ ધાન્ય વાયુથી નષ્ટ થાય છે, અને બીજું ધાન્ય ઘણું ઉત્પન્ન થાય છે. સસ્યનો પતિ બૃહસ્પતિ હોય ત્યારે ઘણા પ્રકારનું ધાન્ય પાકે, વૃષ્ટિ ઘણી થાય, ટંકણ તથા મગધ દેશમાં ધાન્યનો પાક તથા વૃષ્ટિ મધ્યમ થાય. સસ્યનો પતિ શુક્ર હોય ત્યારે ઘણા પ્રકારનાં ફળ, પુષ્પ અને ધાન્યથી સંપૂર્ણ શોભાયમાન પૃથ્વીતળ હોય, તથા લોકોને દેવો અત્યંત વિડંબના પમાડે છે. સસ્યનો અધિપતિ શનિ હોય ત્યારે પૃથ્વીપર મધ્યમ ધાન્ય થાય, રાજભય ન હોય, કોદરાં, કળથી, ચણા, અડદ અને મગ એ સર્વ ધાન્ય અધિક પાકે.

**નીરસના સ્વામીનું ફળ.** જે વર્ષમાં નીરસનો સ્વામી સૂર્ય હોય તે વર્ષે તાંબુ, ચંદન, રત્ન, માણિક્ય, મોતી વિગેરે વસ્તુ મોંઘી થાય. નીરસનો અધિપતિ ચંદ્ર હોય ત્યારે શ્વેત રંગવાળી વસ્તુ, મોતી, રૂપું અને વસ્ત્ર વિગેરે મોંઘાં થાય છે. નીરસનો પતિ

મંગળ હોય ત્યારે પરવાળાં, રાતાં વસ્ત્ર, રકત ચંદન અને તાંબું વિગેરે વસ્તુ દિવસે દિવસે મોંઘી થાય છે. જ્યારે નીરસનો સ્વામી બુધ હોય ત્યારે ચિત્ર વિચિત્ર વસ્ત્ર તથા શંખ અને ચંદન વિગેરે વસ્તુ મોંઘી થાય. નીરસનો અધિપતિ બૃહસ્પતિ હોય ત્યારે હળદર વિગેરે પીળી વસ્તુ અને પીળાં વસ્ત્ર વિગેરે વસ્તુની ઉત્તમ પ્રીતિ થાય. ( મોંઘી થાય. ) શુક્રનું પણ એજ ફળ જાણવું. નીરસનો સ્વામી શનિ હોય ત્યારે કપૂર, અગરૂ, ગંધ વસ્તુ, સુવર્ણ, મોતી અને વસ્ત્ર એ સર્વ વસ્તુ મોંઘી થાય છે.

**આર્દ્રા નક્ષત્રનું ફળ.** અહીં મેઘાદિકનો પ્રસંગ હોવાથી આર્દ્રા નક્ષત્રની તિથિ વિગેરેનું ફળ જગન્મોહન નામના ગ્રંથમાં કહ્યું છે, તે કહે છે.–

જો પ્રતિપદાને દિવસે આર્દ્રા નક્ષત્રપર સૂર્ય આવે તો તે શુભદાયક છે, બીજને દિવસે આર્દ્રા નક્ષત્રમાં સૂર્ય પ્રવેશ કરે તો સસ્યની વૃદ્ધિ થાય છે, ત્રીજને દિવસે પ્રવેશ કરે તો ઈતિનો ક્ષય થાય છે, ચોથને દિવસે પ્રવેશ કરે તો તે અશુભ કહેલો છે, પાંચમને દિવસે પ્રવેશ કરે તો તે અતિ ઉત્તમ છે, છઠ્ઠને દિવસે પ્રવેશ કરે તો ધનની સમૃદ્ધિ થાય, સાતમને દિવસે પ્રવેશ કરે તો ઉત્તમ કલ્યાણ થાય, આઠમને દિવસે પ્રવેશ કરે તો અલ્પ વૃદ્ધિ થાય, નોમને દિવસે પ્રવેશ કરે તો ઈતિની પીડા થાય, દશમને દિવસે પ્રવેશ કરે તો શુભદાયક છે, અગ્યારશને દિવસે પ્રવેશ કરે તો સુકાળ થાય, બારશને દિવસે પ્રવેશ કરે તો ધાન્યની સંપત્તિ થાય, તેરશને દિવસે પ્રવેશ કરે તો જળ ઘણું થાય, ચૌદશને દિવસે પ્રવેશ કરે તો ધનનો વિનાશ થાય, પૂર્ણિમાને દિવસે પ્રવેશ કરે તો પૂર્ણફળ પ્રાપ્ત થાય, અને અમાવાસ્યાને દિવસે જો આર્દ્રા નક્ષત્રપર સૂર્ય પ્રવેશ કરે તો સ્વપક્ષ અને પરપક્ષના

રાજ્યનો વિનાશ થાય. રાજાઓને પોતાનો દેશ સ્વપક્ષ કહેવાય છે, અને શત્રુઓ પરપક્ષ કહેવાય છે.

**આર્દ્રા નક્ષત્રનું વાર આશ્રી ફળ.** આર્દ્રા નક્ષત્રમાં સૂર્યનો પ્રવેશ રવિવારે હોય તો પશુનો નાશ થાય, સોમવારે પ્રવેશ હોય તો સુકાળ થાય, મંગળવારે પ્રવેશ હોય તો મરણ થાય, બુધવારે પ્રવેશ હોય તો ક્ષેમ અને સુકાળ થાય, ગુરૂવારે પ્રવેશ હોય તો અર્થની સિદ્ધિ થાય, શુક્રવારે પ્રવેશ હોય તો પ્રજામાં શાંતિ થાય અને શનિવારે આર્દ્રા નક્ષત્રમાં સૂર્યનો પ્રવેશ હોય તો મંદ ફળ થાય છે.

**નક્ષત્રના યોગનું ફળ.** આર્દ્રા નક્ષત્રમાં સૂર્યનો પ્રવેશ અશ્વિની નક્ષત્રને દિવસે હોય તો તે શુભ છે, ભરણી નક્ષત્રને દિવસે પ્રવેશ હોય તો તે અશુભકારક છે, કૃત્તિકા નક્ષત્રને દિવસે પ્રવેશ હોય તો વૃષ્ટિ થાય નહીં, રોહિણી અને મૃગશીર્ષ નક્ષત્રને દિવસે પ્રવેશ હોય તો સુકાળ થાય છે, આર્દ્રા નક્ષત્રને દિવસે પ્રવેશ હોય તો તે ભયકારક છે, પુનર્વસુને દિવસે પ્રવેશ હોય તો તે વૃદ્ધિકારક છે, પુષ્યને દિવસે પ્રવેશ હોય તો લોક જળમાં તણાઇ જાય, એટલે ઘણો વરસાદ થાય, અશ્લેષા નક્ષત્રને દિવસે પ્રવેશ હોય તો ભયંકર દુઃખ અને સર્વ સુખનો વિનાશ થાય છે. મઘા નક્ષત્રને દિવસે પ્રવેશ હોય તો અલ્પ વૃષ્ટિ થાય, પૂર્વાફાલ્ગુની નક્ષત્રને દિવસે પ્રવેશ હોય તો તે કીર્તિ કરનાર છે, ત્રણે ઉત્તરાને દિવસે પ્રવેશ હોય તો વૃદ્ધિ અને સર્વ સુખની પ્રાપ્તિ થાય છે, ચિત્રા નક્ષત્રને દિવસે પ્રવેશ હોય તો વિવિધ ધાન્યો પાકે અને સદા શુભ ફળ થાય, સ્વાતિ નક્ષત્રને દિવસે પ્રવેશ હોય તો ધાન્યની વૃદ્ધિ થાય,

વિશાખા નક્ષત્રને દિવસે પ્રવેશ હોય તો રોગનો નાશ થાય, અનુરાધા નક્ષત્રને દિવસે પ્રવેશ હોય તો સર્વ રાજા અને પ્રજાઓ સુખી થાય, જ્યેષ્ઠા નક્ષત્રને દિવસે પ્રવેશ હોય તો સર્વ પ્રકારના ક્ષય થાય, મૂલ નક્ષત્રને દિવસે પ્રવેશ હોય તો સર્વ પ્રકારનો ભય ઉત્પન્ન થાય, પૂર્વાષાઢા નક્ષત્રને દિવસે પ્રવેશ હોય તો ઘણું યુદ્ધ થાય, શ્રવણ નક્ષત્રને દિવસે પ્રવેશ હોય તો તે શુભ છે, ધનિષ્ઠા નક્ષત્રને દિવસે પ્રવેશ હોય તો પૃથ્વી સંપૂર્ણ ફળદાયક થાય, શતભિષા નક્ષત્રને દિવસે પ્રવેશ હોય તો પૃથ્વી જળમય થાય, પૂર્વાભાદ્રપદાને દિવસે પ્રવેશ હોય તો તે શુભકારક છે તથા સૂર્ય આર્દ્રા નક્ષત્રમાં પ્રવેશ કરે તે દિવસે જો રેવતી નક્ષત્ર હોય તો રાજાનો વિનાશ થાય.

**યોગને આશ્રી આર્દ્રા નક્ષત્રનું ફળ.**

વિષ્કંભ વિગેરે પાંચ યોગને દિવસે આર્દ્રા નક્ષત્રમાં સૂર્યનો પ્રવેશ હોય તો તે શુભકારક છે. સુકર્મા, ધ્રુવ, વૃદ્ધિ, હર્ષણ, સિદ્ધિ, સાધક, શિવ, સિદ્ધ, શુભ, શુકલ અને ઐંદ્ર આટલા યોગને દિવસે જો આર્દ્રા નક્ષત્રમાં સૂર્યનો પ્રવેશ હોય તો તે શુભકારક છે, બાકીના યોગને દિવસે આર્દ્રામાં સૂર્યનો પ્રવેશ હોય તો તે યોગના નામની સદૃશ મધ્યમ ફળને આપનાર છે

**વેળાલગ્નને આશ્રી આર્દ્રા નક્ષત્રનું ફળ.**

દિવસના પૂર્વભાગમા જો આર્દ્રા નક્ષત્રમાં સૂર્યનો પ્રવેશ થાય તો જગતના પ્રાણીઓ દુઃખ પામે, મધ્યાન્હે પ્રવેશ થાય તો અલ્પ ફળવાળી પૃથ્વી થાય, સૂર્યાસ્ત સમયે પ્રવેશ થાય તો ધાન્યની સંપત્તિ ઘણી થાય, અર્ધ રાત્રિએ પ્રવેશ થાય તો ક્ષેમ અને સુકાળ થાય. જ્યારે આર્દ્રા નક્ષત્રમાં સૂર્યનો પ્રવેશ થાય તે સમયે ચંદ્રમા ત્રિકોણ

કેંદ્રમાં હોય તથા જળચર રાશિમાં હોય કે શુભગ્રહની દૃષ્ટિ પડતી હોય તો આખી પૃથ્વી ધાન્યથી પૂર્ણ થાય. દિવસે આર્દ્રાનો પ્રવેશ હોય તો ધાન્યનો વિનાશ થાય, રાત્રિએ આર્દ્રાનો પ્રવેશ હોય તો સસ્યની વૃદ્ધિ થાય, સૂર્યાસ્ત સમયે કે અર્ધ રાત્રિએ આર્દ્રાનો પ્રવેશ હોય તો અન્ન સોંઘું થાય અને વરસાદ ઘણો થાય.

હવે વર્ષના રાજા અને મંત્રીનો પ્રસંગ હોવાથી વર્ષના જન્મલગ્નનો વિચાર કરાય છે.—

લોકોના હિતને માટે ચૈત્ર માસ પ્રાપ્ત થાય ત્યારે મેષ સંક્રાંતિને સમયે શુભાશુભ લગ્ન જોવું જોઇએ. તે આ પ્રમાણે– જો લગ્ન ઉપર શુભ ગ્રહની દૃષ્ટિ પડતી હોય તો તે શુભ છે અને તે વર્ષ ધન ધાન્યાદિકવડે સંપૂર્ણ થઇ શુભને પ્રાપ્ત કરનારૂં થાય છે. આ લગ્નમાં જે બાર માસ છે તે બાર ભાવ (ભુવન) જાણવા. જે માસમાં સૌમ્ય અને ક્રૂર ગ્રહો હોય તે માસમાં તે દિશામાં શુભાશુભ ફળ જાણવું. મેષ પ્રવેશ લગ્નમાં જો વર્ષનો જન્મ હોય અને સાતમા સ્થાનને વિષે પાપ ગ્રહ હોય તો ધાન્યના સમૂહનો નાશ થાય છે. મેષ સંક્રાંતિના પ્રવેશ સમયે ધન સ્થાનને વિષે, વ્યય સ્થાનને વિષે કે કેંદ્રને વિષે શુભ ગ્રહ હોય તથા પોતાના નક્ષત્રને વિષે શુભ ગ્રહની કે મિત્ર ગ્રહની દૃષ્ટિ પડતી હોય તો સુકાળ થાય છે, અન્યથા દુકાળ પડે છે.

મતાંતર—જ્યોતિષ શાસ્ત્રના વિદ્વાનોએ ચૈત્ર શુકલ પ્રતિપદાને દિવસે પ્રારંભમાં વર્ષના લગ્નનો શુભાશુભ વિચાર કરવો. તે આ પ્રમાણે.–મેષ લગ્નમાં વર્ષનો પ્રવેશ હોય તો પૂર્વ દિશામાં દુકાળ પડે, અને રાજાઓનો વિગ્રહ થાય. દક્ષિણ દિશામાં સુકાળ થાય, તથા પૃથ્વી ઘણા ધાન્ય અને રસકસથી યુક્ત થાય છે, ધાન્ય વેચવામાં લાભ થાય છે, વરસાદ પરિપૂર્ણ વરસે, તથા

ઘી તેલ વિગેરે વસ્તુ અને કરીયાણું મોંઘાં થાય. • ઉત્તર દિશામાં સુકાળ થાય, રાજાઓ ઉદ્વેગ પામે, મધ્ય દેશમાં મોટી વૃષ્ટિ થાય અને ધાન્યના સમૂહની પ્રાપ્તિ થાય. વૃષ લગ્નમાં વર્ષનો પ્રવેશ હોય તો પશ્ચિમમાં દુકાળ પડે, પૂર્વમાં રાજાઓનો વિગ્રહ થાય, ઉત્તરમાં ધાન્યની અર્ધ પ્રાપ્તિ થાય, અને દક્ષિણમાં વિશેષ દુકાળ પડે. મિથુન લગ્નમાં વર્ષનો પ્રવેશ હોય તો યુદ્ધ થાય, પૂર્વમાં ધાન્યનો વિક્રય કરવો, ઉત્તર અને દક્ષિણમાં ઘણો વરસાદ થાય, તે વખતે ધાન્યનો સંગ્રહ કરવો ઉચિત છે. પશ્ચિમ દિશામાં થોડો વરસાદ થાય, છત્રભંગ અને વિગ્રહ થાય, મધ્ય દેશમાં ધાન્યની અર્ધ પ્રાપ્તિ થાય અને પશુઓમાં રોગની વૃદ્ધિ થાય. કર્ક લગ્નમાં વર્ષનો પ્રવેશ હોય તો પૂર્વ દિશામાં સુખની પ્રાપ્તિ થાય, ઉત્તર દિશામાં વિગ્રહ થાય, પશ્ચિમ દિશામાં નવ માસ દુકાળ રહે, આઠ માસ પર્યંત ધાન્ય અને પશુઓનો વિક્રય કરવો. દક્ષિણ દિશામાં અને મધ્ય દેશમાં સુખ થાય અને પશુઓમાં પીડા થાય. સિંહ લગ્નમાં વર્ષનો પ્રવેશ હોય તો દક્ષિણ દિશામાં દાઢવાળા પ્રાણીઓનો ભય થાય, છ માસ સુધી ધાન્ય સસ્તું રહે અને વરસાદ ઘણો થાય. પશ્ચિમ દિશામાં ધાતુ, વસ્તુ અને ફળાદિક મોંઘા થાય. ઉત્તરમાં ઘણી વૃષ્ટિ થાય અને રાજા તથા પ્રજા સુખી થાય. પૂર્વ દિશામાં ધાન્યની અર્ધ પ્રાપ્તિ થાય, પાંચ માસ પછી શુભ થાય, મધ્ય દેશમાં પાંચ માસ સુધી યુદ્ધ થાય અને દેશ ઉજ્જડ થાય. કન્યા લગ્નમાં વર્ષનો પ્રવેશ હોય તો પૂર્વ દિશામાં મનુષ્યો સુખી થાય, ઘી મોંઘું થાય તથા ત્રણ માસ સુધી મજીઠ વિગેરે મોંઘું રહે. દક્ષિણ દિશામાં મરકીનો રોગ અને અગ્નિનો ઉપદ્રવ થાય તથા લોકો દુઃખી થાય. પશ્ચિમ દિશામાં વિગ્રહ અને અન્નની મોંઘવારી રહે, પૂર્વ દિશામાં પશુઓને સુખ થાય, ઉત્તર દિશામાં રાજાઓનો વિગ્રહ થાય, મધ્ય દેશમાં પ્રજા-

તો ભંગ થાય અને ઘી સોંઘું થાય. તુલા લગ્નમાં વર્ષનો પ્રવેશ હોય તો મધ્ય દેશમાં છત્રભંગ થાય, વિગ્રહ થાય; પૂર્વ દેશમાં ધાન્યનો વિક્રય કરવો, છત્રભંગનો ઉપદ્રવ થાય, દુકાળ થાય, ઘણો વાયુ વાય, થોડો વરસાદ થાય, પશ્ચિમ દિશામાં મોટું યુદ્ધ થાય, સર્પાદિક દાઢવાળા જંતુઓનો ભય થાય, અન્નનો ભાવ તેજ થાય, દક્ષિણ દિશાના લોક સુખી થાય, ઉત્તર દિશામાં દુકાળ થાય, તથા પશ્ચિમ દિશામાં બે માસ સુધી કાંઇક ઉત્પાતનો સંભવ રહે. વૃશ્ચિક લગ્નમાં વર્ષનો પ્રવેશ હોય તો પશ્ચિમ દેશમાં નવ માસ સુધી દુકાળ રહે, ઉત્તર દિશામાં અન્નની અર્ધ પ્રાપ્તિ થાય, ધાતુઓ સોંઘી થાય, પૂર્વ દેશના રાજાઓમાં વિગ્રહ થાય, ત્રણ માસ સુધી મનુષ્યોને દુઃખ થાય, પછીથી સુખ થાય, તથા મધ્ય દેશમાં ધાન્યનો નાશ થાય, દક્ષિણમાં આવતા વર્ષમાં દેશભંગ થાય, પાંચ માસ પછી ધાતુનો વિક્રય કરવો. ધનુષ લગ્નમાં વર્ષનો પ્રવેશ હોય તો ઉત્તર અને પૂર્વ દેશના મનુષ્યો સુખી થાય, ઘણો વરસાદ અને સુકાળ થાય, મધ્ય દેશમાં રોગનો ઉપદ્રવ થાય, પશ્ચિમ દેશમાં પાંચ માસ પછી ઘી અને ધાન્ય સસ્તાં થાય, દક્ષિણ દેશમાં લોકો સુખી થાય, પશુઓને કાંઇક પીડા થાય. મકર લગ્નમાં વર્ષનો પ્રવેશ હોય તો ઉત્તર દેશમાં મોટો ઉત્પાત થાય, રાજાનો ક્ષય થાય, પશ્ચિમ દેશમાં એક વર્ષ સારૂં ધાન્ય ઉત્પન્ન થાય અને ઘણું સુખ પ્રાપ્ત થાય. મધ્ય દેશમાં ધાન્યની અર્ધ પ્રાપ્તિ થવાથી ધાન્ય કાંઇક મોંઘું રહે છે, અકાળે મેઘની વૃષ્ટિ થાય, ધાન્ય વેચવાથી લાભ થાય. કુંભ લગ્નમાં વર્ષનો પ્રવેશ હોય તો પૂર્વ દેશમાં સુખ થાય, ઉત્તર દિશામાં દુકાળનો સંભવ થાય, પશ્ચિમ દિશામાં હાહાકાર અને ધાન્ય મોંઘું થાય, દક્ષિણ દિશામાં વિગ્રહ થાય અને મધ્ય દેશમાં ઘણું સુખ પ્રાપ્ત થાય. મીન લગ્નમાં વર્ષનો પ્રવેશ હોય

તો દક્ષિણમાં લોકો સુખી થાય, ધાન્યનો સંગ્રહ કરવો ઉચિત છે, મધ્ય દેશમાં ધાન્યનો નાશ થાય, કવચિત્ છત્રભંગ થાય. આ રીતે વર્ષના જન્મને વિષે બારે લગ્ન જાણવાં.

## ઇતિ વર્ષજન્મ લગ્ન ફળ.

**અભ્રદ્વાર.** પ્રથમ જે વાયુનું દ્વાર કહ્યું છે, તેનો યોગ્યસ્થાને વિચાર કરવો. તેમાં જેટલો વાયુ વાય તેટલો વરસાદ વરસે અને તેથી લોકો સુખી થાય.

**ચૈત્ર માસનું ફળ.** ચૈત્ર માસની કૃષ્ણ દ્વિતીયાને દિવસે જો આકાશ વાદળાં રહિત હોય તો ભાદ્રપદ માસમાં મેઘનો મોટો ઉદય થાય એમ જાણવું. ચૈત્ર વદ ત્રીજને દિવસે પ્રબળ વાદળાં થાય અને વરસાદ વરસે તો કાર્તિક માસમાં વરસાદ થાય. ચૈત્ર વદ ચોથને દિવસે વરસાદ થાય તો દુકાળ થાય છે. ચૈત્ર વદ પાંચમને દિવસે વાદળાનું દુર્દિન દેખવામાં ન આવે તો તે શુભ છે. વળી બીજાના મતમા આ પ્રમાણે કહ્યું છે કે–" ચૈત્ર વદ બીજથી પાંચ દિવસ સુધીમાં જળની વૃષ્ટિ થાય તો આગળપર જળનો નિરોધ થાય છે એમ પૂર્વના આચાર્યોએ કહ્યુ છે. " શ્રી હીરવિજયસૂરિએ કહ્યું છે કે–" ચૈત્ર વદ બીજ, ત્રીજ, ચોથ અને પાંચમને દિવસે જો વરસાદ વરસે અને પૂર્વ દિશાનો વાયુ વાય તો મેઘનો ઉદય વિલંબે થાય. " લોકમાં પણ કહ્યું છે કે–" ચૈત્ર વદ છઠ્ઠને દિવસે વાદળાં કે વાયુ ન હોય તો સમગ્ર ધાન્ય ઉત્પન્ન થાય છે તેમાં કાંઇ પણ સંશય નથી. " વળી ચૈત્ર વદ પાંચમ પછી નવ દિવસ સુધી નિર્મળતા હોય ( તો તે શુભ છે ) એમ પહેલાં કહી ગયા છે. ચૈત્ર વદ પાંચમને દિવસે હસ્ત નક્ષત્ર આવતું હોય અને વીજળી, ગર્જના તથા વાદળાં ન હોય તો તે વર્ષ શુભ થાય છે.

ચૈત્ર વદ તેરશ, નોમ અને પાંચમને દિવસે વીજળી, ગર્જના કે વાદળાં હોય તો વૃષ્ટિની હાનિ થાય છે. ચૈત્ર વદ સાતમને દિવસે જો આકાશ વાદળાં વડે વ્યાપ્ત હોય તો રાતી વસ્તુ મોંઘી થાય છે. તેમાં કાંઇ પણ સંશય નથી. કહ્યું છે કે-" ચૈત્ર વદ પાંચમ, નોમ અને તેરશને દિવસે જો ગર્જના થાય તો ચાર માસ સુધી વરસાદ વરસે નહીં એમાં કાંઇ સંદેહ નથી. ચૈત્ર શુદ પડવો, બીજ, ત્રીજ અને ચોથ એ દિવસોમાં જો વૃષ્ટિ થાય તો ચોમાસાના ચાર માસ વરસાદ વરસે. બીજાના મતમાં કહ્યું છે કે-" ચૈત્ર માસની પહેલી. ( શુદ ) પ્રતિપદાને દિવસે મેઘની ગર્જના કે વૃષ્ટિ થાય તો શ્રાવણ અને ભાદ્રપદ માસમાં વૃષ્ટિ થાય નહીં. " લોકમાં પણ કહ્યું છે કે-" ચૈત્ર શુકલ પ્રતિપદાને દિવસે મેઘની ગર્જના, વીજળી કે વાદળાં ન થાય અને પૂર્ણિમાને દિવસે ચિત્રા નક્ષત્ર હોય તો દામથી બમણું દ્રોણ ધાન્ય મળે અર્થાત્ ઘણું સસ્તું મળે. " ચૈત્ર શુદ પાંચમ, સાતમ અને તેરશને દિવસે વાદળાં હોય તો તે શ્રેષ્ઠ છે, પરંતુ વરસાદ થાય તો તે દુઃખદાયક છે. જો ચૈત્ર માસના શુકલપક્ષમાં આર્દ્રા નક્ષત્રથી સ્વાતિ નક્ષત્ર સુધીમાં વાદળાં થાય, પણ જળ પ્રવાહરૂપ વૃષ્ટિ ન થાય તો વર્ષ સારૂં થાય છે. ચૈત્ર શુદ અગ્યારશને દિવસે રવિવાર હોય અને તે દિવસે દુર્દિન રહે તો જુવારનો સંગ્રહ કરવો, તેનાથી ચાર માસે સારો લાભ થાય છે. ચૈત્ર માસના કૃષ્ણપક્ષમાં ચૌદશ તથા આઠમને દિવસે વાદળાં થાય અને ઉત્તરનો વાયુ વાય તો જગતનું શુભ થાય છે. ચૈત્ર માસના શુકલપક્ષમાં તેરશને દિવસે ધૂળ સહિત વાયુ વાય કે ધુમર વરસે તો તે વર્ષે વરસાદ વરસે નહીં. ચૈત્ર માસના શુકલપક્ષમાં દશમને દિવસે શનિવાર અને મઘા નક્ષત્ર હોય તથા તે દિવસે વરસાદ વરસે તો સમસ્ત વર્ષમાં ધાન્યના મૂલ્યની પ્રાપ્તિ થાય નહીં.

**વૈશાખ માસનું ફળ.**

વૈશાખ માસના કૃષ્ણપક્ષમાં પ્રતિપદાને દિવસે સૂર્યોદય વખતે જ આકાશમાં સૂર્ય વાદળાંથી આચ્છાદિત હોય તો તે વર્ષને હિતકારક છે. વૈશાખ માસના શુકલપક્ષ કે કૃષ્ણપક્ષની ચૌદશ અને આઠમને દિવસે ગર્જારવ, વીજળી અને વૃષ્ટિ થાય તો તે વર્ષને આનંદ કરનાર છે. મતાંતરમાં શ્રીહીરવિજય સૂરિ કહે છે કે—" જો વૈશાખ માસમાં શુકલ કે કૃષ્ણપક્ષની આઠમ અને ચૌદશને દિવસે ગર્જના થાય, વીજળી ચમકે અને આકાશ વાદળાંથી આચ્છાદિત થાય તો ચાર માસ નિરંતર વરસાદ વરસે." વૈશાખ માસના કૃષ્ણપક્ષની અગ્યારશને દિવસે વાદળાં ઘણાં થાય તો ધાન્યને વેચીને પણ ખેતી કરવી. વૈશાખ માસના શુકલપક્ષમાં પ્રતિપદા અને દ્વિતીયાને દિવસે વાદળાં હોય તો તે શુભ છે. જો ત્રીજને દિવસે પણ વાદળાં હોય તો વરસાદ સારો થાય, પણ રોગની વૃદ્ધિ થાય. વૈશાખ માસના શુકલપક્ષમાં દશમ અને અગ્યારશને દિવસે વાદળાં ન હોય તો તે શુભકારક છે. વૈશાખ માસમાં જ્યારે અશ્વિની નક્ષત્ર હોય તે દિવસે વરસાદ થાય તો રાતી વસ્તુ મોંઘી થાય છે. વૈશાખ શુદ પાંચમને દિવસે વરસાદ અને વાદળાં હોય તો સર્વ ધાન્યનો સંગ્રહ કરવો. તેથી ભાદ્રપદ માસમાં લાભ થાય. વૈશાખ શુકલ પ્રતિપદા તથા સાતમ, આઠમ અને નોમ એ તિથિએ વાદળાંનો ઉદય થાય તો શીઘ્ર વરસાદ વરસે છે. વૈશાખ માસના શુકલપક્ષમાં અગ્યારશ, બારશ અને તેરશ એ ત્રણ દિવસે વૃષ્ટિ કે વાદળાં થાય તો દુકાળ પડે છે, અને પૂર્ણિમાને દિવસે વરસાદ થાય તો ભાદ્રપદ માસમાં ધાન્ય મોંઘું થાય. વૈશાખ માસમાં પાંચમ, સાતમ, નોમ, અગ્યારસ અને તેરશ એ દિવસોમાં વૃષ્ટિ થાય તો લોકમાં શુભ થાય છે.

જ્યેષ્ઠ માસના શુકલ અને કૃષ્ણપક્ષની આઠમ અને ચૌદશ તથા કૃષ્ણપક્ષની દશમ એ દિવસોમાં વરસાદ થાય તો ભાદ્રપદ માસમાં અધિક વરસાદ વરસે. જ્યેષ્ઠમાસની દશમની રાત્રિએ જો

**જ્યેષ્ઠ માસનું ફળ.**

ચંદ્ર દેખાય નહીં તો તે વર્ષે વૃષ્ટિનો રોધ થાય અને પૃથ્વી છત્ર રહિત થાય-રાજા રહિત થાય. જ્યેષ્ઠ માસના કૃષ્ણપક્ષની અગ્યારશ અને બારશને દિવસે મેઘની ગર્જના થાય, વીજળી ચમકે અને વૃષ્ટિ થાય તો તે વર્ષ શુભદાયક થાય છે. જ્યેષ્ઠ અને અષાઢ માસમાં રોહિણી નક્ષત્રને દિવસે આકાશ વાદળ સહિત હોય તો વૃષ્ટિનો નાશ થાય છે, પરંતુ તે દિવસે જો વરસાદ વરસે તો તે વર્ષે વૃષ્ટિની વૃદ્ધિ થાય છે. જ્યેષ્ઠ માસમાં મૂળ નક્ષત્રને દિવસે અને છેવટના બે દિવસે વરસાદ વરસે તો દુકાળ થાય છે, તથા કેવળ વીજળી ચમકે, અને ધૂળ સહિત વાયુ વાય તો તે શ્રેષ્ઠ છે. જ્યેષ્ઠ અને અષાઢ માસમાં જે જે દિવસે વૃષ્ટિ થાય તે તે દિવસે શ્રાવણ અને ભાદ્રપદ માસમા અવશ્ય વૃષ્ટિ થાય છે. જ્યેષ્ઠ માસમાં શ્રવણ અને ધનિષ્ઠા નક્ષત્રને દિવસે વીજળી ચમકે અથવા ગર્જના થાય તો સુકાળ થાય છે, અને ચંદ્રમા યુક્ત રોહિણી નક્ષત્રને દિવસે આકાશમાં વાદળાં ન હોય તો વૃષ્ટિનો વિનાશ થાય છે. જ્યેષ્ઠ શુદ બીજને દિવસે ગર્જના થાય તો વૃષ્ટિના ગર્ભનો પાત (નાશ) થાય છે. જ્યેષ્ઠ શુદ ત્રીજને દિવસે આર્દ્રા નક્ષત્ર હોય અને તે દિવસે વૃષ્ટિ થાય તો દુકાળ પડે. જ્યેષ્ઠ માસના શુકલપક્ષમાં બીજ વિગેરે તિથિમાં આર્દ્રા નક્ષત્ર હોય તો ત્યાંથી સ્વાતિ નક્ષત્ર સુધી દશ નક્ષત્રોના દિવસોમાં જો વૃષ્ટિ થાય તો ગર્ભપાત થાય છે. જ્યેષ્ઠ માસની પાંચમને દિવસે, વૃષ સંક્રાંતિને દિવસે, પૂર્વાષાઢા નક્ષત્રને દિવસે કે મૂળ નક્ષત્રને દિવસે જો વરસાદ થાય, તો તે દોષકારક નથી. જ્યેષ્ઠ માસની પૂર્ણિમાને દિવસે મૂળ

નક્ષત્ર હોય અને તે દિવસે જો વૃષ્ટિ થાય તો સાઠ દિવસ પછી વરસાદ થાય છે. જ્યેષ્ઠ માસમાં શ્રવણ નક્ષત્રના પ્રથમ ચરણમાં વરસાદ ન થાય તો અષાઢ માસમાં વૃષ્ટિનો રોધ થાય છે, બીજા ચરણમાં વરસાદ ન થાય તો શ્રાવણ માસમાં વૃષ્ટિનો રોધ થાય છે, ત્રીજા ચરણમાં વરસાદ ન થાય તો ભાદ્રપદ માસમાં વૃષ્ટિનો રોધ થાય છે અને ચોથા ચરણમાં વરસાદ ન થાય તો આશ્વિન માસમાં વૃષ્ટિનો રોધ થાય છે. એ જ પ્રમાણે ધનિષ્ઠાના ચરણોમાં પણ જાણવું. જ્યેષ્ઠ માસના કૃષ્ણપક્ષમાં શ્રવણાદિક નક્ષત્રમાં વૃષ્ટિ ન થાય તો આગળ ચોમાસામાં પણ વરસાદ થાય નહીં અને શ્રવણાદિક નક્ષત્રમાં વૃષ્ટિ થાય તો આગળ પણ ઘણી વૃષ્ટિ થાય છે. જ્યેષ્ઠ માસમાં ચિત્રા, સ્વાતિ અને વિશાખા નક્ષત્રને દિવસે વાદળાં હોય તો તે શુભ છે, અને તે દિવસોમાં આકાશ નિર્મળ હોય તો અષાઢ માસમાં વૃષ્ટિ ન થાય પણ શ્રાવણ માસમાં વૃષ્ટિ થાય છે.

**અષાઢ માસનું ફળ.**

જ્યેષ્ઠ માસ પૂર્ણ થયા પછી અષાઢ માસની પહેલી પ્રતિપદાને દિવસે મેઘની ગર્જના થાય, વીજળી ચમકે અને વરસાદ વરસે તો બે માસ સુધી વૃષ્ટિનો નિરોધ થાય છે. અષાઢ કૃષ્ણપક્ષની ચોથને દિવસે સૂર્યોદય વખતે જો સૂર્ય વાદળાંથી આચ્છાદિત હોય તો સાડા ત્રણ માસ પછી મેઘનો ઉદય થાય છે. અષાઢ કૃષ્ણપક્ષની ચોથને દિવસે સૂર્યાસ્ત સમયે જો વરસાદ ન વરસે તો જળની દુર્લભતા થાય, અષાઢ કૃષ્ણપક્ષની આઠમને દિવસે ચંદ્રના ઉદય વખતે જો વાદળાં વડે આકાશ વ્યાપ્ત થાય તો પૃથ્વી જળથી પૂર્ણ થાય છે. લોકમાં પણ કહ્યું છે કે—" અષાઢ માસના કૃષ્ણપક્ષની આઠમ અને નોમની રાત્રિએ જો ચંદ્ર વાદળાંથી આચ્છાદિત થાય તો અનાજ સોંઘું

થાય." અન્ય સ્થળે પણ કહ્યું છે કે—"અષાઢ માસના કૃષ્ણપક્ષની આઠમને દિવસે રાત્રે ચંદ્રમા વાદળાંઓથી ઢંકાયેલો હોય તો ચાર માસ સુધી સારો વરસાદ વરસે અને ઘણું ધાન્ય ઉત્પન્ન થાય." અષાઢ માસના કૃષ્ણપક્ષની નોમને દિવસે વીજળી સહિત વાદળાં હોય તો ધાન્યને વેચીને પણ ખેતી કરવા માટે હર્ષયુક્ત થવું. અષાઢ માસમાં કૃષ્ણપક્ષને વિષે ધનિષ્ઠા અને શ્રવણ નક્ષત્રને દિવસે ગર્જના કે વીજળી ન હોય તો દેશનો ભંગ થાય એમ જાણવું. અષાઢ માસમાં રોહિણી નક્ષત્રને દિવસે વીજળી અને વરસાદ થાય તો તે હિતકારક છે. તેમજ અષાઢ માસમાં સ્વાતિ નક્ષત્રને દિવસે પણ વીજળી અને વરસાદ થાય તો તે પણ હિતકારક છે. અષાઢ શુદ પ્રતિપદા, બીજ અને ત્રીજ એ ત્રણ દિવસે જો વૃષ્ટિ થાય તો અનુક્રમે એક દ્રોણ, બાર દ્રોણ અને સોળ દ્રોણું જળની વૃષ્ટિ થાય. તે વિષે કહ્યું છે કે—"અષાઢ શુકલ પ્રતિપદાને દિવસે જો મેઘ ગર્જના અને વીજળી થાય તો એક દ્રોણ જળ વરસે, બીજને દિવસે ગર્જના અને વીજળી થાય તો બાર દ્રોણ અને ત્રીજને દિવસે સોળ દ્રોણ જળવૃષ્ટિ થાય છે. તથા ચોથને દિવસે ગર્જના અને વીજળી હોય તો ધાન્ય મોંઘું થાય છે." અષાઢ શુદ પાચમ વિગેરે ચાર તિથિને દિવસે જેટલાં વાદળાં હોય એટલો વર્ષાઋતુમાં મેઘનો ઉદય જાણવો. અષાઢ શુદ નોમ અને દશમને દિવસે વરસાદ થાય તો તે શુભ છે અને કેવળ વાયુ વાય અને વરસાદ ન વરસે તો દુકાળ પડે છે. અષાઢ માસની અમાવાસ્યા તથા શુકલ અને કૃષ્ણપક્ષની નોમને દિવસે સૂર્ય નિર્મળ ઉદય પામે એટલે કે સૂર્યોદય સમયે આકાશ નિર્મળ હોય તથા મધ્યાન્હ સમયે અને સૂર્યાસ્ત સમયે વૃષ્ટિ કરનાર વાદળાં હોય તો મોટી નદી વિના બીજે કોઈપણ ઠેકાણે જળ દેખાય નહીં. લોકમાં કહ્યું છે કે—"અષાઢની અમાવાસ્યાને દિવસે જો વરસાદ

ન હોય તો હે મારૂઆ! વરસાદ વરસે નહી.” અષાઢ શુકલ ચતુર્થીને દિવસે વીજળી, વરસાદ અને ગર્જના હોય તો સમુદ્રમાં જ જળ હોય છે અથવા પુસ્તકમાં જળ શબ્દ દેખાય છે. અષાઢની પૂર્ણિમાને દિવસે પ્રથમ પ્રહરે વાદળાં હોય તો સુકાળ થાય નહીં, માત્ર એકજ માસ વૃષ્ટિ થાય, ધાન્ય થોડું પાકે, અને લોકમાં મહા ભય થાય, બે પ્રહર ચાર પ્રહર વાદળાં રહે તો ધાન્ય અને તૃણ સરખાં થાય અર્થાત્ ધાન્ય ઘણું સસ્તું થાય. અને છ પ્રહર વાદળા હોય તો ગ્રીષ્મ ઋતુનાં ધાન્ય પણ પાકે નહીં.

**શ્રાવણ માસનું ફળ**

શ્રાવણ માસમાં પ્રથમ ( કૃષ્ણ ) પક્ષમાં અશ્વિની નક્ષત્રને દિવસે મેઘ વૃષ્ટિ થાય તો સર્વ દોષને દૂર કરી સુકાળ થાય છે. શ્રાવણ માસમાં ઘણી વીજળી ઝબકે અને મેઘની ગર્જના થાય તો મન ઇચ્છિત વૃષ્ટિ થાય છે અને વર્ષ ઉત્તમ થાય છે. શ્રાવણ માસના કૃષ્ણપક્ષમાં ચોથને દિવસે સૂર્યોદય વખતે વાદળાં અને વૃષ્ટિ હોય તો સર્વત્ર નિરંતર સુખદાયક વૃષ્ટિ થાય છે. શ્રાવણ માસના કૃષ્ણપક્ષમાં પાંચમને દિવસે આકાશ નિર્મળ હોય તો તે શુભ છે. ત્યાર પછી અઢાર પહોરની અંદર મેઘ જળને મૂકે છે. શ્રાવણ માસના કૃષ્ણપક્ષની ચૌદશને દિવસે જો વાદળાં ન હોય તો પૃથ્વીતળ ઉપર રાક્ષસોનું દુઃખ થાય નહીં. શ્રાવણ માસની અમાવાસ્યાને દિવસે જો વૃષ્ટિ થાય તો આ ચરાચર વિશ્વ સુખી થાય અને ચલાચલ ન થાય. શ્રાવણ માસમાં ચિત્રા, સ્વાતિ અને વિશાખાના દિવસે જો વરસાદ ન થાય તો નીક વિગેરે કરીને નદીને કાંઠે ઘર કરવું ઉચિત છે. ( કેમકે કોઇ ઠેકાણે જળ મળશે નહીં ) શ્રાવણ માસના પહેલા પખવાડીયાની પાંચમને દિવસે જો મેઘની વૃષ્ટિ થાય તો ચાર માસ પૃથ્વી

જલથી પૂર્ણ રહે. તે વિષે સહદેવ નામના દૈવજ્ઞે કહ્યું છે કે–" હે સખી ! શ્રાવણ માસના પહેલા પક્ષની પાંચમને દિવસે જો વૃષ્ટિ થાય તો ચારમાસ સુધી નિર્ઝરણાં ઝરે છે. મતાંતરમાં આ પ્રમાણે કહ્યું છે—" શ્રાવણ અથવા ભાદ્રપદ માસના કૃષ્ણપક્ષની પાંચમને દિવસે વૃષ્ટિ થાય તો અકસ્માત્ ઇતિનો ઉપદ્રવ થાય છે. " શ્રાવણ માસના શુક્લપક્ષની સાતમને દિવસે સૂર્યાસ્ત સમયે વરસાદ ન થાય તો જળની આશા સર્વથા છોડી દેવી. શ્રાવણ શુક્લ અષ્ટમીને દિવસે પ્રાતઃકાળે વાદળાંનો આડંબર થાય અને સૂર્ય આચ્છાદિત થાય તો પૃથ્વી જળમય થાય છે, શ્રાવણ માસની પૂર્ણિમાને દિવસે ચંદ્રમા વાદળાંથી આચ્છાદિત થઇ ઉદય પામે તો સમસ્ત જગત સુખી થાય, રાજ્ય સંબંધી સુખ અને ઘણી વૃષ્ટિ થાય. શ્રાવણ માસની કૃષ્ણ ચતુર્થીને દિવસે પૂર્વાભાદ્રપદ નક્ષત્રમાં વરસાદ થાય તો મેઘનો મોટો ઉદય જાણવો. શ્રાવણ માસની શુક્લ ચતુર્દશી, પૂર્ણિમા, ચતુર્થી, પંચમી અને સપ્તમીને દિવસે વૃષ્ટિ થાય તો તે શુભ છે. જો કર્ક સંક્રાંતિને દિવસે વરસાદ થાય અને સિંહ સંક્રાંતિને દિવસે વરસાદ ન થાય તો પૃથ્વીપર ધાન્યની નીપજ ઘણી થાય. કહ્યું છે કે–" સિંહ સંક્રાંતિના આરંભમાં અને કર્ક સંક્રાંતિના અંતમાં જો વરસાદ થાય તો હે ભડલી ! એક માસની અંદર વરસાદ થાય. " શ્રાવણ શુદ સાતમને દિવસે સ્વાતિ નક્ષત્ર હોય અને તે દિવસે જળની વૃષ્ટિ થાય તો પ્રજાને આનંદ થાય, રાજ્યમાં સુખ થાય, અને પૃથ્વી અનેક ભોગોવડે યુક્ત થાય. શ્રાવણ વદ અગ્યારશને દિવસે થોડી પણ વૃષ્ટિ થાય તો વર્ષ સારૂં થશે, તેમાં કાંઇ પણ સંશય નથી, શ્રાવણ માસની ચૌદશ, પુનમ, ચોથ, પાંચમ અને સાતમને દિવસે વરસાદ થાય તો વર્ષ સારૂં થાય, અન્યથા નહી.

ભાદ્રપદ માસની બીજને દિવસે જો ચંદ્ર દેખાય નહીં તો સંપૂર્ણ પ્રકારે શ્રેષ્ઠ વૃષ્ટિ થાય, અને ધાન્યની અત્યંત નીપજ થાય. ભાદ્રપદ શુકલ પંચમીને દિવસે જો દૈવના કોપથી વૃષ્ટિ ન થાય તો જાણવું કે સજ્જન પણ દુર્જન થઇ જાય. જો અગસ્તિના ઉદય વખતે વરસાદ થાય તો તે હર્ષને માટે છે, તે વખતે સર્વ ધાન્ય પાકે છે. અને જો વૃષ્ટિ ન થાય તો ભિક્ષા પણ દુર્લભ થાય. ભાદ્રપદ માસની સાતમને દિવસે વરસાદ ન વરસે, ગર્જના ન થાય અને વીજળી પણ ન ઝબકે તો દૈવ કાળનો વિઘાત કરનાર જાણવો ભાદ્રપદ માસની નોમને દિવસે વરસાદ વરસે તો દુકાળ પડે, અને અગ્યારશને દિવસે વરસાદ વરસે તો ધાન્ય સોંઘુ થાય. ભાદ્રપદ માસમાં દશમને દિવસે જો આકાશ નિર્મળ હોય તો લોકમાં મગ, અડદ અને ચોળા વિગેરે ધાન્ય ઘણું ઉત્પન્ન થાય. સિંહ સંક્રાંતિને દિવસે જો વૃષ્ટિ થાય તો તે લોકોના શુભને માટે કહી નથી, પરંતુ ત્યારપછી બે દિવસની અંદર જો દૈવયોગે વૃષ્ટિ થાય તો તે પ્રથમની વૃષ્ટિનો દોષ રહેતો નથી અને એક માસ સુધી વૃષ્ટિ થાય છે ભાદ્રપદ માસની ચૌદશને દિવસે જો વૃષ્ટિ થાય તો લોકમાં રોગની ઉત્પત્તિ થાય છે.

**ભાદ્રપદ માસનું ફળ.**

આશ્વિન માસની ચોથને દિવસે સૂર્યોદય વખતે જો વાદળાં થાય તો લોકોના કલ્યાણ માટે શુભ વૃષ્ટિ થાય છે. આશ્વિન માસના કૃષ્ણપક્ષની દશમને દિવસે વાદળાં, વીજળી કે વરસાદ થાય તો અડદ અને તલ મોંઘા થાય છે. આશ્વિન માસના શુકલપક્ષની સાતમ અને આઠમ જો જળ સહિત હોય ( તે દિવસે જો વૃષ્ટિ થાય ) તો સુકાળ થાય તથા રાજાઓના વિગ્રહ શાંત થાય.

**આશ્વિન માસનું ફળ.**

**કાર્તિક માસનું ફલ.**

કાર્તિક માસની એકાદશીને દિવસે જો વાદળાં જોવામાં આવે તો અષાઢ માસમાં સારી વૃષ્ટિ થાય છે, તેમાં કાંઇપણ સંશય નથી. કાર્તિક માસની બીજ અને ત્રીજને દિવસે વૃષ્ટિનાં ચિન્હ જોવામાં આવે તો આવતા વર્ષમાં ઘણી વૃષ્ટિ થાય, અને જો વૃષ્ટિનાં ચિન્હ જોવામાં ન આવે તો વૃષ્ટિ થાય નહીં. કાર્તિક માસની બારશની રાત્રિએ, માર્ગશીર્ષ માસની દશમના દિવસના ભાગમાં, પોષ માસની પાંચમે અને માઘ માસની સાતમે જો મેઘની વૃષ્ટિ થાય અથવા ગર્જારવ થાય તો શ્રાવણ માસમાં જરાપણ વૃષ્ટિ થાય નહીં. કાર્તિક માસની બીજ, ત્રીજ, નોમ, અગ્યારસ અને તેરશને દિવસે વૃષ્ટિ થાય તો તે વર્ષે ઘણો વરસાદ થાય. કાર્તિક માસની સંક્રાંતિના છેલ્લા બે દિવસમાં વૃષ્ટિ થાય તો આવતું વર્ષ શુભ થાય છે.

**માર્ગશીર્ષ માસનું ફલ.**

માર્ગશીર્ષ માસની પ્રતિપદાને દિવસે વીજળી, ગર્જના કે વૃષ્ટિ ન થાય તો કુશલ પુરૂષોએ ગર્ભની કુશળતા કહી છે. માર્ગશીર્ષ માસની ચોથ અને પાંચમને દિવસે વાદળાં હોય તો આગળના વર્ષમાં પૃથ્વીતળ વૃષ્ટિથી પૂર્ણ થાય છે. માર્ગશીર્ષ માસની સાતમના દિવસ અને રાત્રિ જો આકાશ નિર્મળ રહે તો વૈશાખ માસમાં ધાન્ય મોંઘું રહે અને જો આકાશ વાદળાં સહિત હોય તો ધાન્ય મોંઘું થાય. માર્ગશીર્ષ શુકલ દ્વાદશી અને અમાવાસ્યાને દિવસે જો વૃષ્ટિ થાય તો આગળનું વર્ષ શુભ થાય એમ પંડિતોએ જાણવું.

**પોષ માસનું ફલ.** પોષ માસના કૃષ્ણપક્ષની આઠમને દિવસે જો વૃષ્ટિ ન થાય તો આર્દ્રા નક્ષત્રમાં સૂર્યનો પ્રવેશ થાય ત્યારે જળ અને સ્થળ એકાકાર થઇ જાય છે અર્થાત્ ઘણી વૃષ્ટિ થાય છે. પોષ માસના કૃષ્ણપક્ષની દશમની રાત્રિએ જો વરસાદ વરસે તો ભાદ્રપદ માસમાં ઘણી વૃષ્ટિ થાય છે. પોષ માસમાં વીજળી ઝબકે, ગર્જના થાય અને વાદળાં વિગેરે દેખાય તો પૃથ્વીપર મેઘનો દોહદ ઉત્પન્ન થયો છે એમ જાણવું. અર્થાત્ ગર્ભ રહ્યો છે એમ જાણવું. પોષ માસમાં વાદળાં થઇને વીજળી ચમકે અને વૃષ્ટિ થાય તો જાણવું કે જગતને આનંદ આપનારો મેઘનો ગર્ભ વૃદ્ધિ પામે છે. જો પોષ માસની છઠ્ઠને દિવસે વરસાદ થાય તો ભાદ્રપદ માસના કૃષ્ણપક્ષમાં મેઘનો ઉદય થાય, અને પોષ માસના શુકલપક્ષમાં વરસાદ થાય તો શ્રાવણ માસમાં વરસાદ વરસે નહી. પોષ માસના શુકલપક્ષની સાતમ, આઠમ અને નોમને દિવસે વીજળી અને ગર્જારવ થાય તો સુખની સંપત્તિને માટે મેઘનો ગર્ભ સ્થિર થાય છે. પોષ માસની અગ્યારસ, છઠ્ઠ, પુનમ કે અમાવાસ્યાને દિવસે વરસાદ ન થાય તો અષાડ માસમાં ઘણો વરસાદ થાય. પોષ માસના શુકલપક્ષની ચૌદશને દિવસે વીજળી દેખાય તો તે ઉત્તમ છે. કેમકે તેથી અષાડ માસના કૃષ્ણપક્ષમાં મેઘનો મોટો ઉદય થાય છે.

વીજળી, વાદળાં, ઇંદ્રધનુષ અને મત્સ્ય વિગેરે એક પણ ચિન્હ ન દેખાય તો આર્દ્રાદિક એક નક્ષત્ર પણ વરસે નહીં, અને જો તે ચિન્હ દેખાય તો તત્કાળ વૃષ્ટિ થાય છે. આ ચિન્હથી વરસાદ થશે કે નહીં થાય તે સર્વે જાણવામાં આવે છે. આ ગર્ભાધાનનું લક્ષણ અત્યંત શુભ છે. તેથી આ વીજળીના સંયોગથી ઉત્પન્ન થતું લક્ષણ જેવા તેવાને બતાવવા લાયક નથી.

તોપણ ગુરૂ ઉપર ભક્તિ રાખનારા શિષ્યને બોધ કરવા માટે કાંઇક કહેવાય છે.

સૂર્યને વાદળાંવડે આચ્છાદન કરી વિદ્યુતકુમારીના સંયોગથી ગર્ભને કરનાર દેવેંદ્ર ઐરાવત સહિત ગર્જના કરે છે. જો ઉત્તર દિશામાં સુવર્ણ જેવા વર્ણવાળી વીજળી ઝબકે તો તે વીજળી જળ દેનારી છે અને તત્કાળ મેઘનો મોટો ઉદય થાય છે. પૂર્વ દિશામાં વીજળી ઝબકે તો તે જળને આપનારી છે, અગ્નિ ખૂણામાં વીજળી ઝબકે તો તે જળનો નાશ કરનારી છે, દક્ષિણ દિશાની વીજળી અલ્પ જળને આપનારી છે, વાયુ ખૂણાની વીજળી વાયુને કરનારી છે, પશ્ચિમ દિશાની વીજળી ઘણું જળ આપનારી અને ધાન્યની સંપત્તિ આપનારી છે, નૈર્ઋત ખૂણાની વીજળી જળ રહિત કહેલી છે, ઉત્તર દિશાની વીજળી શીઘ્ર વૃષ્ટિ કરનારી છે, અને ઇશાન ખૂણાની વીજળી લોકમાં શુભદાયક છે. આ પ્રમાણે વીજળીના ભેદો કહેલા છે. જે દેશમાં સુકાળ થવાનો હોય તે દેશમાં વીજળી જાય છે. આ વીજળી દિશાઓમાં ગુપ્ત રહેલી છે, તે મેઘનો માર્ગ દેખાડનારી છે, વીજળી વિનાના તે મેઘો ગર્જના કરતા નથી, અને જળ વિનાના તેઓ વરસતા પણ નથી. ઘણો વાયુ અને અવાયુ, અતિ ઉષ્ણતા અને અનુષ્ણતા, અતિ વાદળાં અને વાદળાં રહિતપણું આ છ વૃષ્ટિનાં ચિન્હો છે. ચાર લાખ અને ચાર હજાર કરોડ શ્લોક પ્રમાણ મેઘમાળા નામનું મહાશાસ્ત્ર છે, તેમાંથી આ હકિકત ઉદ્ધરી છે. અશ્વનું કુદવું, મેઘના ગર્જના, સ્ત્રીઓનું ચરિત્ર, ભવિતવ્યતા, અવૃષ્ટિ અને અતિવૃષ્ટિ આટલી બાબતોને દેવ પણ જાણી શકતા નથી, તો મનુષ્ય ક્યાંથી જાણે?

પોષ માસના શુકલપક્ષમાં પાંચમને દિવસે શતભિષા નક્ષત્ર

હોય અને તે દિવસે વાયુ, વાદળાં અને વીજળી હોય તો વૃષ્ટિનો ગર્ભ ઉત્પન્ન થાય છે. તે ગર્ભ અષાડ માસના કૃષ્ણપક્ષમાં ચોથને દિવસે અવશ્ય વૃષ્ટિ કરે છે. તે વખતે દ્રોણ નામનો મેઘ સાત દિવસ વરસે છે. પોષ માસના શુકલપક્ષમાં સાતમ, આઠમ અને નોમને દિવસે રેવતી, અશ્વિની અને ભરણી નક્ષત્ર હોય અને તે દિવસોમાં વીજળી, તુષાર, વાયુ, વાદળાં અને હિમ હોય તો ગર્ભની ઉત્પત્તિ જાણવી. પોષ માસની શુકલ એકાદશીને દિવસે રોહિણી નક્ષત્રનો યોગ હોય અને તે દિવસે હિમ પડે, વીજળી ઝબકે અને થોડી વૃષ્ટિ થાય તો તેને પંડિતો શુભકારક કહે છે. મતાંતરમાં આ પ્રમાણે કહ્યું છે—“ પોષ માસના શુકલપક્ષની એકાદશીને દિવસે રાત્રિદિવસ કૃત્તિકાનો ભોગ હોય અને વાદળાં પણ હોય તો રાતા વર્ણની વસ્તુ મોંઘી થાય છે. ” પોષ માસની અમાવાસ્યાએ મૂળ નક્ષત્ર હોય અને તે દિવસે વીજળી, વાદળાં અને અધિક ગર્જારવ હોય તો વર્ષાઋતુના ચારે માસ મેઘનો મોટો ઉદય થાય. પોષ માસની પૂર્ણિમા અને દ્વિતીયાને દિવસે વીજળી ઝબકે, હિમ પડે અને આકાશ વાદળાંથી વ્યાપ્ત રહે તો વર્ષાઋતુમાં વરસાદ સારો થાય. વળી એ ચિન્હોથી અષાઢ માસની અમાવાસ્યાને દિવસે અત્યંત જળવૃષ્ટિ થાય, સર્વ પ્રકારના ધાન્ય નીપજે, પ્રજાઓ ઉપદ્રવ રહિત થાય, સર્વત્ર ગાયો ઘણું દૂધ આપનારી થાય, સર્વ પ્રજાઓ હર્ષિત થાય; અને શ્રાવણ માસના પહેલા પખવાડીયામાં દ્રોણ પ્રમાણ વરસાદ વરસે. દ્વિતીયાને દિવસે અશ્લેષા નક્ષત્ર હોય તો કાંઈક સર્પનો ભય રહે, અમાવાસ્યાને દિવસે રવિવાર કે મંગળવાર હોય અને તે દિવસે મેઘ વરસે તો તથા પોષની પૂર્ણિમાને દિવસે વાદળાંને લીધે ચંદ્રમા દેખાય નહીં, ઉત્તર દક્ષિણ વીજળી ઝબકે તથા આકાશ વાદળાંઓથી આચ્છાદિત રહે તો આવતા વર્ષમાં

શ્રાવણની અમાવાસ્યાને દિવસે અવશ્ય ઘણી વૃષ્ટિ થાય છે. પોષ માસની કૃષ્ણસપ્તમીને દિવસે સ્વાતિનક્ષત્ર હોય અને જળની વૃષ્ટિ થાય તો સુકાળ, ક્ષેમ અને આરોગ્ય થાય છે, તેમાં કાંઇ સંદેહ નથી. તેમજ તે દિવસે આકાશ વાદળાંથી વ્યાપ્ત થાય તો થોડી વૃષ્ટિ થાય અને વરસાદ થાય તો મહાવૃષ્ટિ થાય છે. પોષ માસના કૃષ્ણપક્ષમાં તેરશ, ચૌદશ અને અમાસ એ ત્રણ દિવસ વીજળી ઝબકે તો તે ગર્ભ કરનાર છે. પોષની અમાવાસ્યાને દિવસે પૂર્વ દિશામાં વીજળી થાય, અથવા હિમ પડે, અથવા આકાશ વાદળાંથી વ્યાપ્ત રહે તો આવતા વર્ષમાં સુકાળ થાય છે.

**માઘ માસનું ફળ.** માઘ માસમાં શીત ન પડે, જ્યેષ્ઠ માસમાં મૂળ ( ગર્ભ ) ની રક્ષા ન થાય એટલે ગરમી ન પડે પણ વરસાદ થઇને ઠંડી પડે, તથા આર્દ્રા નક્ષત્રમાં વૃષ્ટિ ન થાય તો દુકાળ પડે છે. માઘ માસના શુકલપક્ષમાં સાતમ, આઠમ અને નોમને દિવસે વાદળાં રહે તો ધન ધાન્યની સમૃદ્ધિ થાય છે અને લોકમાં વિવાહાદિક ઉત્સવો થાય છે. આઠમને દિવસે ચંદ્ર નિર્મળ હોય તો રાજાઓ વચ્ચે વિગ્રહ થાય, અને વાદળાંથી આચ્છાદિત થયેલા સૂર્યનો ઉદય થાય તો પ્રાણીઓને ત્રાસ ઉત્પન્ન થાય છે. કહ્યું છે કે–" સાતમ નિર્મળ હોય અને આઠમને દિવસે વાદળાં હોય તો અષાઢ માસમાં વરસાદ વરસે નહીં અને શ્રાવણ માસમાં પ્રાયે કરીને વરસાદ થાય. " માઘ માસના શુકલપક્ષની નોમને દિવસે ચંદ્રમાનું પરિવેષ મંડળ દેખાય તો આગળ અષાઢ માસમાં વૃષ્ટિનો રોધ થાય. માઘ માસની દશમને દિવસે વરસાદ થાય તો તે શુભને માટે છે. તેજ પ્રમાણે નોમને દિવસે વરસાદ ન થાય તો તે પણ હર્ષને માટે છે. તેમાં વર્ષાઋતુ આવે ત્યારે મેઘનો મોટો ઉદય હોવાથી વૃષ્ટિમાં કાંઇપણ તફાવત નથી. માઘ

માસની ચૌદશને દિવસે જે પ્રહરમાં વાદળાં થાય તો વર્ષાઋતુન તે માસમાં વરસાદ થાય નહીં. શ્રીહીરવિજયસૂરિએ કરેલી મેઘ માળામાં કહ્યું છે કે—" જો માઘ માસમાં હિમ પડે, વરસા વરસે અને વીજળી ઝબકે તો ગર્ભનો પૂર્ણ દોહદ જાણવો. માઘ માસની કૃષ્ણપક્ષની સાતમ, ફાલ્ગુન માસની પાંચમ, ચૈ માસની દ્વિતીયા અને વૈશાખની પ્રથમ પ્રતિપદા, એ દિવસોમ વરસાદ થાય તો સુકાળ થાય. માઘ માસના કૃષ્ણપક્ષની નોમ દશમ અને અગ્યારશને દિવસે જો વીજળી ઝબકે તો ભાદ્રપદ માસના શુકલપક્ષની નોમ, દશમ અને અગ્યારશે ઘણો વરસાદ થાય. તથા અત્યંત સુકાળ અને રાજાઓ ઉપદ્રવ રહિત થાય એમ જાણવું. સાતમ નિર્મળ હોય તો તે ઇષ્ટ નથી અને વરસે તો તે શ્રેષ્ઠ છે." કેવળ કીર્તિ નામના દિગંબરાચાર્ય કહે છે કે— "માઘ માસના શુકલપક્ષની સાતમને દિવસે જો આકાશમાં ચોતરફ વાદળાં હોય તો પૃથ્વીપર વર્ષાઋતુમાં ઘણો વરસાદ થાય. તેમાં કાંઈ સંશય નથી."

**સ્વાતિયોગનું ફળ.** માઘમાસના કૃષ્ણપક્ષની સાતમને દિવસે સ્વાતિ નક્ષત્ર હોય અને તે દિવસે વાદળા થાય, ગર્જારવ થાય, હિમ પડે અને પ્રચંડ વાયુ વાય તો સર્વ પ્રકારનું ધાન્ય પાકે અને પ્રજાઓ સુખી થાય. તેજ પ્રમાણે ફાલ્ગુન, ચૈત્ર અને વૈશાખ માસમાં સ્વાતિ નક્ષત્રને દિવસે વીજળી અને વાદળાં વિગેરે હોય તો તે શ્રેષ્ઠ છે, તે જ પ્રમાણે અષાઢ માસમાં પણ સ્વાતિના યોગમાં વીજળી વિગેરે થાય તો સુકાળ થાય છે. વરાહ મિહિર નામના આચાર્ય કહે છે કે–" ચંદ્રની સાથે રોહિણી નક્ષત્રના યોગમાં જેવું ફળ છે, તેવી જ રીતે આષાઢ ( પૂર્વાષાઢા–ઉત્તરાષાઢા ) નક્ષત્ર અને સ્વાતિ નક્ષત્રની સાથે ચંદ્રમાના યોગનું

પણ ફળ જાણવું. અષાઢ માસના શુકલપક્ષમાં આ સર્વનો વિચાર કરવો. તેમાં જે વિશેષ છે, તે હું કહું છું—સ્વાતિ નક્ષત્રને દિવસે રાત્રિના પહેલા અંશમાં વરસાદ થાય તો સર્વ પ્રકારના ધાન્યની વૃદ્ધિ થાય, બીજા અંશમાં વરસાદ થાય તો તલ, મગ અને અડદની વૃદ્ધિ થાય, ત્રીજા અંશમાં વરસાદ થાય તો ગ્રીષ્મ ઋતુના ધાન્ય જવ, ઘઉં વિગેરેની વૃદ્ધિ થાય, પરંતુ શરદ ઋતુના ધાન્ય જુવાર, બાજરી વિગેરે ઉત્પન્ન થાય નહીં. દિવસના પ્રથમ ભાગમાં વૃષ્ટિ થાય તો આગળ અધિક વૃષ્ટિ થાય, બીજા ભાગમાં વૃષ્ટિ થાય તો આગળ સારી વૃષ્ટિ થાય, પણ કીડા અને સર્પ વિગેરેનો ઉપદ્રવ થાય, ત્રીજા ભાગમાં વૃષ્ટિ થાય તો આગળપર મધ્યમ વૃષ્ટિ થાય, તથા રાત્રિ દિવસ વૃષ્ટિ થાય તો આગળ ઉપદ્રવ રહિત સારી વૃષ્ટિ થાય. ચિત્રા નક્ષત્રની સીધી સપાટી ઉપર ઉત્તર તરફ જે તારો દેખાય છે તે 'અપાંવત્સ' કહેવાય છે. તેની સમીપે ચંદ્રની સાથે સ્વાતિ નક્ષત્રનો યોગ થાય તો તે શુભ છે.

માઘ માસના કૃષ્ણપક્ષની અષ્ટમીને દિવસે ચંદ્રમા વાદળાંઓવડે આચ્છાદિત હોય તો હે ભડ્ડલી સારૂં વર્ષ થાય. માઘ માસના કૃષ્ણ પક્ષની નવમીને દિવસે તથા મૂળ નક્ષત્રને દિવસે, તથા ધનુષ સંક્રાંતિને દિવસે આકાશ વાદળાંઓવડે વ્યાપ્ત રહે, તથા વીજળી ઝબકે અને વરસાદ થાય તો તે ગર્ભથી આગળના વર્ષમાં અષાઢ અને ભાદ્રપદ માસની નવમીને દિવસે અવશ્ય સારી વૃષ્ટિ થાય છે. માઘ માસના કૃષ્ણપક્ષની સપ્તમી, ત્રયોદશી અને ચતુર્દશી એ ત્રણ દિવસ પૂર્વ દિશામાં મેઘનો ઉદય થાય અને વાદળાંઓવડે આકાશ વ્યાપ્ત રહે તો અષાઢ માસમાં સાત દિવસ સુધી ઘણા જળને કરનારી વૃષ્ટિ થાય. અમાવાસ્યાને દિવસે મેઘનો ઉદય થાય તો ભાદ્રપદ માસની પૂર્ણિમાને

દિવસે સારી વૃષ્ટિ થાય. માઘ માસના શુકલપક્ષની પ્રતિપદ અને બીજને દિવસે વાદળાં હોય તો તેલ; સુગંધી વસ્તું અને ધાન્યના ભાવ તેજ રહે. જો ત્રીજને દિવસે વરસાદ ન થાય પરંતુ આકાશ વાદળાંઓથી વ્યાપ્ત રહે તો લવણ, શ્રીફળ અને નાગરવેલનાપાન મોંઘા થાય. ચતુર્થીને દિવસે વરસાદ કે ગર્જના ન થાય, તો ઘઉં દુર્લભ થાય. જો પાંચમને દિવસે વરસાદ ન થાય અને વાદળાં થાય તો ભાદ્રપદ માસમાં અધિક વરસાદ થાય. જો છઠ્ઠનો દિવસ નિર્મળ હોય તો પૃથ્વીપર કપાસ મોંઘો થાય. સાતમને દિવસે ચંદ્રમા નિર્મળ હોય તો રાજાઓ વચ્ચે મોટો વિગ્રહ થાય, આઠમને દિવસે પ્રાતઃકાળે સૂર્યોદય નિર્મળ હોય તો આર્દ્રામાં વરસાદનો નિરોધ થાય અર્થાત્ થોડી વૃષ્ટિ થાય.

**ફાલ્ગુન માસનું ફળ.**

ફાલ્ગુન માસના કૃષ્ણપક્ષની સાતમ, આઠમ અને નોમને દિવસે મેઘની ગર્જના થાય તો ગામ ગામને વિષે સંગ્રામ થાય અને ધાન્યનો ભાવ સસ્તો થાય. ફાલ્ગુન માસની આઠમને દિવસે જો વરસાદ થાય તો સુકાળ થાય, દેશમાં કલ્યાણ અને અધિક સુખ થાય. ફાલ્ગુન માસની સાતમ, આઠમ અને નોમ એ ત્રણ દિવસ વાદળાં રહે તો મેઘના ગર્ભની કુશળતા જાણવી અને તેમ હોવાથી ભાદ્રપદ માસની અમાવાસ્યાને દિવસે વરસાદ સારો થાય. ફાલ્ગુન માસના શુકલપક્ષની સાતમ અને પૂર્ણિમાને દિવસે વાયુ રહિત આકાશ હોય, વીજળી ઝબકે અને વૃષ્ટિ રહિત વાદળાં હોય તો આગળના વર્ષમાં સુકાળ અને કલ્યાણ થાય. આ જ ગર્ભ ભાદ્રપદ માસના કૃષ્ણપક્ષની સાતમ અને અમાવાસ્યાને દિવસે જળની વૃષ્ટિ કરે છે. જો હોળી પ્રકટવાને સમયે વાદળાં હોય તો ઘઉં, કંકુ અને ધાન્ય મોંઘાં થાય. ફાલ્ગુન માસના શુકલપક્ષની દશમ અને અગ્યારશને દિવસે

વાદળાં વિગેરે ગર્ભ હોય તો આશ્વિન માસની ચોથ અને પાંચમને દિવસે સારી વૃષ્ટિ થાય.

આ રીતે અગસ્તિના ઉદય અને અસ્તના ફળાદેશથી પ્રારંભી બારે માસના વાદળાંના ઉદય સુધીનું ફળ શાસ્ત્રથી અને બુદ્ધિથી વિચારી વાયુ અને વરસાદના સમાગમના ઉદયને જાણવાવાળા પંડિતો પાસે અભ્યાસ કરી તથા તેમની સેવા કરી વરસાદના અર્થી જનોને હર્ષ આપવા માટે આ વર્ષપ્રબોધરૂપ ધનને મેં બતાવ્યું છે.

ઇતિ શ્રી મહોપાધ્યાય શ્રી મેઘવિજયજી ગણિ રચિત શ્રી મેઘમહોદય. અથવા વર્ષપ્રબોધ ગ્રંથને વિષે અગસ્તિ, વર્ષના રાજા વિગેરે, જન્મ લગ્ન, વાદળાં અને વીજળી વિગેરેના ફળને દેખાડનાર સાતમો અધિકાર સમાપ્ત.

## આઠમો ગર્ભકથન અધિકાર—

**મેઘના ગર્ભનું લક્ષણ.** વાયુ અને જળ વિગેરેનો કઠિન થયેલો પુદ્ગલોનો સમૂહ જે દેખાય નહીં તેવી રીતે ગુપ્ત રહે તે અહીં ગર્ભ કહેવાય છે તે ગર્ભની ઉત્પત્તિ અહીં કહેવામાં આવે છે.–કાર્તિક માસના કૃષ્ણ પક્ષની પ્રતિપદાથી કળા નામની જે તિથિઓ છે તેમાં પૂર્વની પૂર્ણિમા ઉમેરવાથી અને અમાવાસ્યા સુધી લેવાથી તે અમાવાસ્યા સોળમી તિથિ થાય છે. આ સોળ રાત્રિઓ ઋતુની કહેવાય છે. તેથી કરીને ગર્ભનો આદિ કાળ કાર્તિક માસ હોવાથી તે દિવસોમાં આકાશ રક્તવર્ણવાળું દેખાય છે, અને કૃત્તિકા નક્ષત્રનો સૂર્ય હોય ત્યારે જો આ ગર્ભનો પાક થાય તો વર્ષાઋતુમાં કલ્યાણકારક વૃષ્ટિ થાય છે. સિદ્ધાંતમાં માઘ માસનો ગર્ભ કહ્યો છે, વાર્તિકના મતમાં માર્ગશીર્ષ માસનો ગર્ભ કહ્યો છે, અને કોઇ ઠેકાણે કાર્તિક માસથી માઘ માસ પર્યંતનો ગર્ભ કહ્યો છે, તે લૌકિક મત છે અર્થાત્ તે તે માસમા ગર્ભ ઉત્પન્ન થાય છે એમ માનેલુ છે. કહ્યુ છે કે—" કાર્તિક માસથી માઘ માસ સુધીનો જે ગર્ભ રહેલો હોય તે પવિત્ર માનેલો છે, અને ફાલ્ગુન માસમા જે ગર્ભ રહે તે પારકો માનેલો છે, જેમ કોઇ સ્ત્રીને જાર પુરૂષથી ગર્ભ રહ્યો હોય તેવો તે જાણવો." કાર્તિક માસના શુકલપક્ષની બારશની આખી રાત્રિ ઉજ્વળ અને વાદળાં રહિત નિર્મળ હોય તો મેઘના ગર્ભનો પુણ્યોદય થયો છે એમ જાણવું. કાર્તિક શુદ બારશથી પૂર્ણિમા સુધી ત્રણ ચાર દિવસ આકાશ નિર્મળ રહે તો તે આકાશનું ઋતુસ્નાન જાણવું. કાર્તિક માસમાં ઋતુની ઉત્પત્તિ, માર્ગશીર્ષ માસમાં ઋતુસ્નાન, પોષ માસમાં તુષાર અને વાયુ

તથા માઘ માસમાં હમેશાં વાદળાં રહે તો ગર્ભ પરિપૂર્ણ થયો જાણવો. વળી લોકમાં કહ્યું છે કે–" કાર્તિક શુદ બારશને દિવસે આકાશમાં વાદળાં થાય, વીજળી ઝબકે તથા વરસાદ વરસે તો ચોમાસાના ચાર માસ પૂર્ણ વરસાદ થાય. " બીજે સ્થળે પણ કહ્યું છે કે–" કાર્તિક શુદ બારશને દિવસે મેઘ જોવામાં આવે તો સૂર્યના મૃગશીર્ષ નક્ષત્રમાં નિશ્ચે વરસાદ વરસે તથા પાંચમને દિવસે મેઘ અને વિજળી દેખાય તો સઘળો શ્રાવણ માસ વરસાદ વરસે." વરાહમિહિર કહે છે કે—" કાર્તિક શુકલપક્ષને આળંગીને પછી ગર્ભના દિવસો હોય છે એમ કેટલાક કહે છે; તે તેમનો મત ગર્ગ વિગેરે ઘણા વિદ્વાનોને માન્ય નથી તેમનો મત હું કહું છું—માર્ગશીર્ષ માસના શુકલપક્ષમાં પ્રતિપદાને આરંભી જે દિવસે ચંદ્રમા પૂર્વાષાઢા નક્ષત્રપર હોય તે દિવસે ગર્ભનું લક્ષણ જાણવું. જે નક્ષત્રપર ચંદ્રમા હોય તે દિવસે જે મેઘનો ગર્ભ ઉત્પન્ન થાય તે ચંદ્રના વશથી ગર્ભ માનવામા આવે છે. તે ચંદ્રના વશથી ઉત્પન્ન થયેલા ગર્ભનો ૧૯૫ દિવસે પ્રસવ થાય છે. " મેઘમાળામાં કહ્યું છે કે—" જે તિથિ ગર્ભિણી હોય તે તિથિએ ચોથો વાર અને ત્રીજું નક્ષત્ર હોય તો તે તે કાળે ગર્ભપાત થયા વિના મેઘની વૃષ્ટિ થાય છે. " શીત ઋતુમાં ઉત્પન્ન થનારાં દશ પ્રકારના ગર્ભ પહેલાં કહી ગયા છે. તે જો ચૈત્ર માસના શુકલપક્ષમા ન વરસે તો યથાયોગ્ય કાળે વરસાદ વરસે છે. કહ્યું છે કે—" ચૈત્ર માસના પહેલા દશ દિવસ એટલે આર્દ્રાથી સ્વાતિ નક્ષત્ર સુધી અનુક્રમે વૃષ્ટિને માટે અવલોકન કરવું. તેમાં જે દિવસે દુર્દિન કે વરસાદ થાય, તેટલી સંખ્યાવાળા વર્ષાઋતુનાં નક્ષત્ર દગ્ધ કહેવાય છે. કરા પડે, ધૂમ વરસે અને ધૂમ સહિત રજોવૃષ્ટિ થાય, આ ત્રણ મોટા ઉત્પાતવડે તત્કાળ ગર્ભનો વિનાશ થાય છે. કાર્તિકથી વૈશાખ માસ સુધી

સાત માસ ગર્ભ રહે છે. તે ઉત્પત્તિથી સાડા છ માસે પાત થયા વિના પ્રસૂતિ કરનારો થાય છે. કહ્યું છે કે—" કાર્તિક માસમાં ગર્ભ ઉત્પન્ન થયો હોય તે ચોમાસાના ચાર માસ વૃષ્ટિ કરે છે, સુકાળ કરે છે અને ધાન્યની ઉત્તમ નિષ્પત્તિ કરે છે. " કાળા, પીળા, લીલા અને શ્વેત વર્ણવાળા મેઘ ઉત્તમ વૃષ્ટિ કરનારા હોય છે. અને સિંદૂર તથા તામ્રવર્ણવાળા મેઘ કોઈ કોઈ ઠેકાણે વૃષ્ટિ કરનારા હોય છે. લોકમાં પણ કહ્યું છે કે—" કાર્તિક માસથી વૈશાખ માસ પર્યંત રોહિણી નક્ષત્રમાં વૃષ્ટિ ન થાય તો ગર્ભની પૂર્ણ પ્રાપ્તિ જાણવી. કાર્તિક અને માર્ગશીર્ષ માસમાં ચંદ્રનો રોહિણી નક્ષત્રની સાથે ગર્ભના ઉદયને લીધે ભોગ થાય તો તે કૃત્તિકા અને રોહિણી એ બે નક્ષત્રોમાં વરસાદ થાય. આગમમાં ગર્ભ ઉત્કર્ષથી છ માસનો કહેલો છે. કેમકે તેથી અધિકની વિવક્ષા કરી નથી. જેમ સૂર્યાદિકનું આયુષ્ય. અથવા બાહુલ્યતાના નયથી સૂત્રનું કથન પ્રાયિક જાણવું. જેમ ઉત્તમ સ્વપ્નોમાં પ્રથમ હાથીનું સ્વપ્ન કહ્યું છે તે પ્રાયિક છે તથા જિનેશ્વરોની ગર્ભમાં નવ માસાદિકની સ્થિતિ કહી છે તે પણ પ્રાયિક છે. વળી માર્ગશીર્ષના પહેલા પક્ષમાં ગર્ભના પુષ્પકાળનો સંભવ છે. તેને કાર્તિક માનીને પુષ્પનો સંભવ બતાવ્યો છે એમ અન્ય આચાર્યોએ ભેદની વિવક્ષા કરી છે. જેમ ગર્ભથી આઠમે વર્ષે યજ્ઞોપવીત આપવું વિગેરે. તે વિષે વરાહમિહિર કહે છે કે—" શુકલપક્ષમાં ઉત્પન્ન થયેલા ગર્ભ કૃષ્ણપક્ષમાં પ્રસવે છે, કૃષ્ણપક્ષમાં ઉત્પન્ન થયેલા ગર્ભ શુકલપક્ષમાં પ્રસવે છે, દિવસે ઉત્પન્ન થયેલા ગર્ભ રાત્રે પ્રસવે છે, રાત્રે ઉત્પન્ન થયેલા ગર્ભ દિવસે પ્રસવે છે, અને સંધ્યાકાળે ઉત્પન્ન થયેલા ગર્ભ સંધ્યાકાળે પ્રસવે છે. માર્ગશીર્ષ શુકલપક્ષમાં ઉત્પન્ન થયેલા ગર્ભ જ્યેષ્ઠ કૃષ્ણપક્ષમાં પ્રસવે છે, અને માર્ગશીર્ષ કૃષ્ણપક્ષમાં ઉત્પન્ન થયેલા ગર્ભ અષાડ

માસના શુકલપક્ષમાં પ્રસવે છે એટલે વૃષ્ટિ કરે છે. પોષ માસનાં શુકલપક્ષમાં ઉત્પન્ન થયેલા ગર્ભ અષાઢ માસના કૃષ્ણુપક્ષમાં પ્રસવે છે, અને પોષ કૃષ્ણુપક્ષમાં ઉત્પન્ન થયેલા ગર્ભ શ્રાવણુ શુકલપક્ષમાં પ્રસવે છે—વરસે છે. માર્ગશીર્ષના શુકલપક્ષમાં ઉત્પન્ન થયેલા કેટલાક ગર્ભ કરા અને વાયુ વિગેરેના ઉત્પાતને લીધે કદાપિ વિનાશ પામે છે. માર્ગશીર્ષના કૃષ્ણુપક્ષમાં અને પોષ શુકલપક્ષમાં ઉત્પન્ન થયેલા ગર્ભ મંદ ફળને આપનારા થાય છે. માઘ શુકલપક્ષમાં ઉત્પન્ન થયેલા ગર્ભ શ્રાવણુ કૃષ્ણુપક્ષમાં પ્રસૂતિને પામે છે, અને માઘ કૃષ્ણુપક્ષમાં ઉત્પન્ન થયેલા ગર્ભ ભાદ્રપદના શુકલપક્ષમાં પ્રસૂતિ કરે છે. ફાલ્ગુન શુકલપક્ષમાં ઉત્પન્ન થયેલા ગર્ભ ભાદ્રપદના કૃષ્ણુપક્ષમા પ્રસૂતિ કરે છે, અને ફાલ્ગુન કૃષ્ણુપક્ષમાં ઉત્પન્ન થયેલા ગર્ભ આશ્વિન શુકલપક્ષમાં પ્રસવ કરે છે. ચૈત્ર શુકલપક્ષમાં ઉત્પન્ન થયેલા ગર્ભ આશ્વિન કૃષ્ણુપક્ષમાં પ્રસવ કરે છે, અને ચૈત્ર કૃષ્ણુપક્ષમા ઉત્પન્ન થયેલા ગર્ભ કાર્તિક શુકલપક્ષમાં પ્રસવ કરે છે." આ પ્રમાણે વરાહ-મિહિરનો મત છે, તેથી કાર્તિક કૃષ્ણુપક્ષમાં મેઘના પુષ્પની પ્રાપ્તિ સમજવી જોઇએ. બાકી જે કહ્યું ન હોય તેનો નિર્ણય બહુ-શ્રુત પાસેથી જાણી લેવો

**માર્ગશીર્ષ કૃષ્ણ-પક્ષાદિકના ગર્ભો.**

માર્ગશીર્ષ કૃષ્ણુપક્ષમા મઘા નક્ષત્રને દિવસે ગર્ભ ઉત્પન્ન થયો હોય અથવા માર્ગશીર્ષ કૃષ્ણુપક્ષની ચૌદશને દિવસે વીજળી સહિત વાદળાં હોય તો અષાઢ શુકલપક્ષમા ચોથને દિવસે અવશ્ય વરસાદ વરસે. માર્ગશીર્ષ કૃષ્ણુપક્ષની ચોથ, પાંચમ અને છઠ્ઠ અને અશ્લેષા વિગેરે ત્રણુ નક્ષત્રોમાં ગર્ભની ઉત્પત્તિ હોય તો અષાઢ માસમાં પૂર્વાફાલ્ગુની નક્ષત્રને દિવસે ત્રણુ રાત્રિ સુધી વરસાદ વરસે છે. માર્ગશીર્ષ કૃષ્ણુપક્ષમાં ઉત્તરા-

ફાલ્ગુની, હસ્ત અને ચિત્રા નક્ષત્ર તથા સાતમ, આઠમ અને નોમ એને વિષે ગર્ભ ઉત્પન્ન થાય તથા વીજળી સાથે વાદળાં અને વાયુ હોય તો અષાઢ શુકલપક્ષમાં આઠમ અને સ્વાતિ નક્ષત્રમાં ત્રણ રાત્રિ સુધી મેઘની વૃષ્ટિ થાય છે, અને પૃથ્વી જળમય થાય છે. માર્ગશીર્ષ કૃષ્ણપક્ષની દશમ, અગ્યારશ, બારશ અને અમાવાસ્યા. એ તિથિઓમાં તથા ચિત્રા, સ્વાતિ અને વિશાખા એ નક્ષત્રોમાં ગર્ભ ઉત્પન્ન થાય તો અષાઢ શુકલપક્ષમાં છેલ્લી તે જ તિથિઓમાં અને તે જ નક્ષત્રોમાં વૃષ્ટિ થાય છે. તેમાં કાંઇ સંદેહ નથી.

પોષ માસના કૃષ્ણપક્ષમાં શતભિષા નક્ષત્ર હોય અને તે દિવસે વાયુ તથા વાદળાં હોય ઈત્યાદિ દશ શ્લોક પ્રથમ કહ્યા છે, તેનો અહીં વિચાર કરી લેવો. પોષ કૃષ્ણપક્ષની સાતમ, આઠમ, અને નોમને દિવસે ગર્ભનું લક્ષણ થયું હોય તો શ્રાવણ શુકલપક્ષની સાતમના સ્વાતિ નક્ષત્રને દિવસે અવશ્ય વરસાદ વરસે છે. પોષ કૃષ્ણપક્ષની તેરશ ચૌદશ અને અમાવાસ્યાને દિવસે વીજળી અને વાદળાં સહિત ગર્ભ રહેલો હોય તો શ્રાવણ માસની પૂર્ણિમાને દિવસે સર્વ દેશોમાં વરસાદ થાય છે.

“ માઘ માસના કૃષ્ણપક્ષની નોમને દિવસે ” ઈત્યાદિ પૂર્વે કહ્યું છે તે જાણવું.

ફાલ્ગુન માસના શુકલપક્ષમા સાતમને દિવસે કૃત્તિકા નક્ષત્ર હોય અને તે દિવસે ગર્ભ રહ્યો હોય તો ભાદ્રપદની અમાવાસ્યાને દિવસે એક દ્રોણ પ્રમાણ જળવૃષ્ટિ થાય છે. ફાલ્ગુન માસમાં આઠમ, નોમ, દશમ અને અગ્યારશને દિવસે ગર્ભ રહ્યો હોય તો ભાદ્રપદ માસમાં ચોથ, પાંચમ અને છઠ્ઠને દિવસે જગતને સુખાકાર વૃષ્ટિ થાય છે.

ચૈત્ર માસના શુકલપક્ષની પાંચમ, સાતમ, નોમ, અગ્યારશ તેરશ અને પૂર્ણિમાને દિવસે વરસાદ થાય, કરા પડે, વીજળી ઝબકે અને ગર્જના થાય તો વર્ષાઋતુમાં ખંડ ખંડ વૃષ્ટિ થાય છે.

અથવા તો જેમ વાયુ ત્રણ પ્રકારનો માનેલો છે તેજ પ્રમાણે ગર્ભ પણ જ્ઞાપક, સ્થાપક અને ઉત્પાદક એમ ત્રણ પ્રકારનો કહેવાય છે. તેમાં છેલ્લા ઉત્પાદક ગર્ભમાં સાડા છ માસનો ગર્ભ ઉત્તમ કહેવાય છે. કાર્તિક માસની બારશનો જ્ઞાપક ગર્ભ અષાઢ માસમાં વરસે છે. માર્ગશીર્ષ શુકલપક્ષની પાંચમનો ગર્ભ શ્રાવણ વિગેરે ચાર માસમાં વરસે છે. પોષ કૃષ્ણ પક્ષની આઠમનો ગર્ભ શ્રાવણ શુકલપક્ષની સાતમને દિવસે વરસે છે. પોષ કૃષ્ણપક્ષની દશમનો ગર્ભ ભાદ્રપદ માસના કૃષ્ણપક્ષમાં વરસે છે. પોષ શુકલપક્ષની છઠનો ગર્ભ ભાદ્રપદ કૃષ્ણપક્ષમાં વરસે છે. માઘ શુકલ પક્ષની સાતમનો ગર્ભ આશ્વિન માસના શુકલ અને કૃષ્ણપક્ષમાં વરસે છે.

લોકમાં પણ કહ્યું છે કે—" અષાઢ માસમાં ગર્જના થાય અને ઉત્તર દિશાનો વાયુ વાય તો ભાદ્રપદ માસમાં વરસાદ થાય છે. પોષ કૃષ્ણપક્ષની આઠમને દિવસે આકાશ વાદળાંથી આચ્છાદિત હોય પણ વરસાદ ન થાય તો શ્રાવણ શુકલપક્ષની સાતમને દિવસે વરસાદ થાય છે. પોષ માસની છઠને દિવસે વૃષ્ટિનો ગર્ભ રહ્યો હોય તો ભાદ્રપદ માસના કૃષ્ણપક્ષમાં વરસાદ થાય. માઘ શુકલપક્ષની સાતમને દિવસે વૃષ્ટિનો ગર્ભ ઉત્પન્ન થયો હોય તો આશ્વિન માસમાં નિરંતર વરસાદ થાય છે. પોષ માસની દશમને દિવસે જો મેઘનો આડંબર થાય તો ભાદ્રપદના કૃષ્ણપક્ષમાં વરસાદ થાય છે. માઘ માસની સાતમને દિવસે વૃષ્ટિનો ગર્ભ રહ્યો હોય તો આશ્વિન માસમાં બત્રીશ દિવસ સુધી વરસાદ વરસે. પોષ માસની છઠ, અગ્યારશ, પૂર્ણિમા અને અમાવાસ્યાને દિવસે

ગર્ભની પરિપૂર્ણતા હોય તો અષાઢ માસમાં નિરંતર વરસાદ વરસે એમ સર્વ પંડિતો કહે છે. પોષ માસના કૃષ્ણપક્ષની સાત અને દિવસે જો વરસાદ ન થાય તો આર્દ્રા નક્ષત્રમાં વરસાદનો આરંભ થાય એટલે જળ અને સ્થળ એકાકાર થાય છે.

જ્ઞાપક ગર્ભ છ, સાત કે આઠ માસ પછી વરસે છે. સ્થાપક ગર્ભ જ્યેષ્ઠ, મૂળ અને પૂર્વાષાઢા નક્ષત્રમાં ઉદય પામે છે. કહ્યું છે કે—" પ્રતિપદા તિથિ, રોહિણી, જ્યેષ્ઠ અને મૂળ નક્ષત્રમાં વરસાદ થાય અને પૂર્વાષાઢા નક્ષત્રમાં ગર્જના થાય તો સાતે રસ ઉત્પન્ન થાય." ઉત્પાદક ગર્ભ બે પ્રકારનો છે. એક ' તાત્કાલિક ' એટલે તત્કાળ વૃષ્ટિ કરે તેવો, તથા બીજો ' સલક્ષણ ' લક્ષણવાળો એટલે સાડા છ માસે વૃષ્ટિ કરે તેવો. ગર્ભ થયા પછી બે, ત્રણ, ચાર, પાંચ વિગેરે દિવસથી પ્રારંભી એક માસ સુધીમાં જે વૃષ્ટિ કરે છે તે મધ્યમ તાત્કાલિક ગર્ભ જાણવો.

**રૂદ્રની મેઘમાળામાં કહેલું મેઘચક્ર.** સંધ્યા સમયે પૂર્વ દિશામાં આકાશ વાદળાંઓથી આચ્છાદિત હોય તથા તે વાદળાંની આકૃતિ પર્વત કે હાથી જેવી જોવામાં આવે તથા અનેક પ્રકારનાં શ્વેત હાથીઓની જેવાં તે વાદળાં દેખાતાં હોય તો પાંચ સાત દિવસમાં અવશ્ય વરસાદ થાય છે. ઉત્તર દિશામાં સંધ્યા સમયે પર્વતની પંક્તિ જેવાં વિસ્તૃત વાદળાં થાય તો ત્રણ દિવસમાં મનુષ્યોને સંતુષ્ટ કરનારી સારી વૃષ્ટિ થાય. પશ્ચિમ દિશામાં સંધ્યા સમયે પર્વત જેવાં વાદળાં જોવામાં આવે અને સૂર્યાસ્ત સમયે વાદળાં શ્યામ રંગવાળાં દેખાય તો શીઘ્રપણે વૃષ્ટિ થાય છે. દક્ષિણ દિશામાં સંધ્યા સમયે જટા કે મુકુટના આકારવાળાં વાદળાં દેખાય તો ત્રણ, પાંચ કે સાત દિવસની અંદર કાંઇક વરસાદ થાય છે. અગ્નિ

ખુણામાં વાદળાં થાય તો ગરમી અધિક પડે અને વરસાદ થોડો થાય. નૈર્ઋત ખૂણામાં વાદળાં થાંય તો ઇતિનો ઉપદ્રવ થાય તથા રોગ કરનાર વૃષ્ટિ થાય છે, વાયવ્ય ખૂણામાં ઉન્નત વાદળાં થાય તો તત્કાળ વાયુ સહિત વરસાદ થાય છે. ઇશાન ખૂણામાં વાદળાં અને વીજળી થાય તો સુખકારક જળવૃષ્ટિ થાય છે.

**તાત્કાલિક ગર્ભનું લક્ષણ**

અષાઢ માસના કૃષ્ણપક્ષની ચોથ, પાંચમ, છઠ્ઠ, અમાસ અને સાતમ એ તિથિઓ તત્કાળ વૃષ્ટિ કરનારી છે. આકાશમાં પાંચ વર્ણવાળાં વાદળાં પુર્વ દિશાથી પશ્ચિમ તરફ જતા હોય અને પૂર્વ દિશાનો વાયુ વાતો હોય તો તે વરસાદ આવવાનું લક્ષણ છે એમ જાણવું. અષાઢ માસની પૂર્ણિમા પછી પાંચમ સુધીના દિવસોમાં મધ્યાન્હ સમયે અને સંધ્યા સમયે મેઘનું લક્ષણ જોવામાં આવે તો શીઘ્ર વરસાદ થાય છે. શ્રાવણ માસના કૃષ્ણપક્ષની સાતમ, દશમ અને અગ્યારશને દિવસે સંધ્યા સમયે મેઘનુ લક્ષણ હોય તો ત્રણ દિવસમાં વરસાદ થાય. શ્રાવણ માસની અમાવાસ્યાને દિવસે અથવા શુકલપક્ષમાં ચિત્રા નક્ષત્રને દિવસે દુર્દિન હોય તો શીઘ્ર ગર્ભ ઉત્પન્ન થાય છે. પૂર્વ દિશામાં ધૂમ્રવર્ણવાળાં વાદળાં સૂર્યાસ્ત સમયે પીળા કે શ્યામ વર્ણવાળાં થઇ જાય, ઉત્તર દિશામાં મેઘની પંક્તિ દેખાય, પ્રાતઃકાળે દિશાઓ નિર્મળ રહે, તથા મધ્યાન્હ સમયે અધિક ગરમી પડે તો તે મેઘનું લક્ષણ જાણવુ. જો આવું લક્ષણ હોય તો તે જ દિવસે અર્ધી રાત્રિ સમયે પ્રજાને સંતુષ્ટકારક સારી વૃષ્ટિ થાય છે. ભાદ્રપદ માસના શુકલ પક્ષની ચોથ, પાંચમ, સાતમ, આઠમ, અને પૂર્ણિમા એ દિવસોમાં ગર્ભ રહે તો તત્કાળ વરસાદ થાય છે પાંચમે કે સાતમે દિવસે પૃથ્વી જળથી

પૂર્ણ થાય છે. આશ્વિન માસની ચોથ કે પાંચમને દિવસે પણ તત્કાળ વરસાદ કરનારો ગર્ભ થાય છે. શતભિષા નક્ષત્રને દિવસે દક્ષિણ દિશાનો પ્રબળ વાયુ એક વાર પણ વાય તો તત્કાળ વરસાદ વરસે છે. સર્વ દિશાઓ ધૂમ્ર વર્ણવાળી હોય અને પૂર્વ દિશાનો વાયુ વાતો હોય તો ચોથા પહોરે વરસાદ વરસવાથી સરોવર પૂર્ણ થાય છે. વરાહ કહે છે કે—" વર્ષા ઋતુમાં જે દિવસે ઉદયાચળ પર્વત પર રહેલો સૂર્ય કાંતિવડે અત્યંત તેજસ્વી હોય, પીગળેલા સુવર્ણ સમાન કે સ્નિગ્ધ વૈડૂર્ય મણિની સમાન ચીકણી કાંતિવાળો હોય તો તે જ દિવસે વરસાદ થાય છે. તથા તે સૂર્ય જો આકાશમાં ઉંચા સ્થાન પર જઇને તીક્ષ્ણ કિરણો વડે તપે તો તત્કાળ વરસાદ થાય છે. "

**ગર્ભના વિનાશનું લક્ષણ.**

ગર્ભને સમયે ઉલ્કાપાત, વજ્રાઘાત, ધૂળની વૃષ્ટિ, દિગ્દાહ, ભૂમિકંપ, ગંધર્વ નગર, કીલક, કેતુ, ગ્રહયુદ્ધ, નિર્ઘાતનો શબ્દ, રૂધિરાદિકની વૃષ્ટિનો વિકાર, પરિઘ, ઇંદ્રધનુષ અને રાહુનું દર્શન આ સર્વ ઉત્પાતોથી તથા બીજા ત્રણ પ્રકારના ઉત્પાતોથી ગર્ભનો વિનાશ થાય છે. પોતાની ઋતુના સ્વભાવમાં ઉત્પન્ન થયેલો ગર્ભ સાધારણ લક્ષણવડે વૃદ્ધિ પામે છે, અને એજ લક્ષણ વિપરીત થવાથી ગર્ભની હાનિ થાય છે. પૂર્વાભાદ્રપદા, ઉત્તરાભાદ્રપદા, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા અને રોહિણી એ નક્ષત્રોમાં ઉત્પન્ન થયેલો ગર્ભ સર્વ ઋતુમાં વૃદ્ધિ પામે છે તથા ઘણું જળ આપે છે. શતભિષા, અશ્લેષા, આર્દ્રા, સ્વાતિ અને મઘા એ નક્ષત્રોમાં ઉત્પન્ન થયેલો ગર્ભ શુભ હોય છે, અને ઘણા દિવસ સુધી પોષણ કરે છે. પરંતુ ત્રણ ઉત્પાતો વડે જો તે હણાય તો તત્કાળ નાશ પામે છે. માર્ગશીર્ષ માસમાં શતભિષા વિગેરે પાંચ નક્ષત્રોમાં ઉત્પન્ન થયેલો ગર્ભ સાડા છ માસ પછી આઠ દિવસ સુધી વરસે

છે. એજ પ્રમાણે પોષ માસમાં ઉત્પન્ન થયેલો ગર્ભ છ દિવસ, માઘ માસમાં ઉત્પન્ન થયેલો ગર્ભ સોળ દિવસ, ફાલ્ગુન માસનો ગર્ભ ચોવીશ દિવસ, ચૈત્ર માસનો ગર્ભ વીશ દિવસ અને વૈશાખ માસનો ગર્ભ ત્રણ દિવસ વરસાદ કરે છે. જો ગર્ભનું નક્ષત્ર ક્રૂર ગ્રહયુક્ત હોય તો સમગ્ર ગર્ભના કરા થઇને પડે, અને વીજળી પડે, તથા વરસાદની સાથે માછલાં પડે, જો ચંદ્ર કે સૂર્ય શુભ ગ્રહે કરીને યુક્ત હોય કે શુભ ગ્રહની દૃષ્ટિ પડતી હોય તો ઘણી વૃષ્ટિ થાય છે. જો ગર્ભને સમયે કારણ વિના ઘણી વૃષ્ટિ થાય તો ગર્ભનો વિનાશ થાય છે. એક દ્રોણના આઠમા ભાગથી અધિક વરસાદ થાય તો ગર્ભપાત થાય છે. જો પુષ્ટ થયેલા ગર્ભના પ્રસવ સમયે ગ્રહોના ઉપઘાત વિગેરેના કારણથી વરસાદ ન વરસે તો બીજા ગર્ભના ગ્રહણને સમયે કરા મિશ્રિત જળવૃષ્ટિ થાય છે. જેમ ગાયોનું દૂધ ઘણો વખત રહેવાથી કઠિન થઇ જાય છે, એ જ પ્રમાણે જળ પણ વરસવાને સમયે ન વરસે તો કઠિન થઈ કરારૂપ બની જાય છે. જે ગર્ભ પવન, જળ, વીજળી, ગર્જના અને વાદળાં એ પાંચ પ્રકારના નિમિત્તથી પુષ્ટ થાય છે, તે સો યોજન સુધી વૃષ્ટિ કરે છે, ચાર નિમિત્તથી પચાસ યોજન સુધી વરસે છે, ત્રણ નિમિત્તથી પચીશ યોજન સુધી વરસે છે, બે નિમિત્તથી સાડા બાર યોજન સુધી વરસે છે. અને એક નિમિત્તથી પાંચ યોજન સુધી વરસે છે. અર્થાત્ એક એક નિમિત્તને અભાવે સો યોજનમાંથી અર્ધાર્ધની હાનિ થાય તેટલા યોજન સુધી વરસાદ થાય છે. પાંચે નિમિત્ત-વાળો ગર્ભ એક દ્રોણ (૨૦૦ પલ) પ્રમાણ જળની વૃષ્ટિ કરે છે. પ્રસવને સમયે પવન થાય તો ત્રણ આઢક (૧૫૦ પલ) જળની વૃષ્ટિ થાય છે. વીજળીના નિમિત્તવાળો ગર્ભ છ આઢક જળ વરસે છે, મેઘ સંયુક્ત ગર્ભ હોય તો નવ આઢક જળ વરસે

છે, અને ગર્જના યુકત ગર્ભ હોય તો બાર આઢક જળ વરસે છે. સંધ્યાયુક્ત ગર્ભ એક યોજન સુધી વરસે છે, ગર્જનાયુક્ત ગર્ભ ત્રણ યોજન સુધી વરસે છે, વીજળીયુક્ત ગર્ભ સાડા આઠ યોજન સુધી વરસે છે, ઉલ્કાપાતયુક્ત ગર્ભ અગ્યાર યોજનસુધી વરસે છે, પરિમંડળ યુક્ત ગર્ભ બાર યોજનસુધી વરસે છે, અને વાયુ યુકત ગર્ભ પંદર યોજન સુધી વરસે છે. વાયુ, વાદળાં, વૃષ્ટિ, વીજળી, ગર્જના, શીત, ઉષ્ણ, કિરણ, પરિવેષ અને જળમત્સ્ય એ દશ પ્રકાર ગર્ભપ્રસવનાં કારણ છે જે ગર્ભ વાયુ, જળ, વીજળી, ગર્જના અને વાદળાં એ પાંચ નિમિત્તથી યુક્ત હોય તો તે ગર્ભ ઘણું જળ આપનાર થાય છે. જો ગર્ભ કાળે ઘણું જળ વરસે તો પ્રસવ સમયને પામીને જળના કણને ( થોડા જળને ) વરસે છે.

**તત્કાળ વૃષ્ટિ થવાનું લક્ષણ.**

વાદળાંઓ ઘણો અંધકાર કરે, રાત્રિએ ખજવાનો પ્રકાશ અધિક થાય અને જળમાં ઉષ્ણતા થાય તો તત્કાળ મેઘ વરસવાનું લક્ષણ જાણવું. રાત્રિએ તારા ખરે, પ્રાતઃકાળે સૂર્ય રકતવર્ણવાળો હોય અને વરસાદ વિના આકાશમા ઇંદ્રધનુષ દેખાય તો તત્કાળ વૃષ્ટિ થાય છે વૃક્ષપર સર્પ ચડતા હોય, સૂર્ય અને ચંદ્ર ફરતું પરિમંડળ ( કુંડાળુ ) થાય, ગાડર ઉંચે સ્થાને સુવે, લોઢાપર વારવાર કાટ ચડે, છાશમા ખટાશ જલદી આવે, જળમત્સ્ય અને ઇંદ્રધનુષ દેખાય, પર્વતપર ધુંવર દેખાય, ચામડું વિગેરે આર્દ્ર થાય, પ્રાતઃકાળે પશ્ચિમ દિશામાં ઇંદ્રધનુષ દેખાય અને શતભિષા નક્ષત્ર હોય તો તત્કાળ વૃષ્ટિ થાય છે. છાણમાં કીડાના ઉકેરા નીકળે, અત્યંત ગરમી પડે અને ચાતકપક્ષી શબ્દ કરે તો લોકમા તત્કાળ વૃષ્ટિ થાય એમ સૂચવે છે. શ્રાવણ માસમાં સૂર્યોદય સમયે મેઘની ગર્જના થાય,

અને જળ ઉપર [1]માછલાંઓ તરે તો અઢાર પહોરની અંદર વરસાદ થઇને જળવડે પૃથ્વીને પૂર્ણ કરે. તે વિષે વરાહ કહે છે કે:—" જ્યારે ચંદ્રનો રંગ શુક અને કપોતના નેત્ર જેવો કે મધની જેવો દેખાય, તથા આકાશમાં ચંદ્રનું બીજું પ્રતિબિંબ દેખાય તો જલદી આકાશથી વૃષ્ટિ થાય. રાત્રિએ મેઘની ગર્જના થાય, દિવસે રક્તવર્ણવાળી વીજળી દંડની જેવી લાંબી સીધી દેખાય અને આગળ શીતળ વાયુ વાય તો તેજ સમયે જળનું આગમન થાય છે. લતાઓના નવાંકુરો આકાશની સન્મુખ થાય, ધૂળ કે જળની અંદર પક્ષીઓ સ્નાન કરતા હોય, ગાયો ઉંચું મુખ કરી આકાશ સન્મુખ જોતી હોય, બિલાડી ભૂમિને ખણતી હોય, ગાયોનાં નેત્રમાંથી જળ ઝરતું હોય, ગળી અને કાજળની જેવું આકાશ દેખાતું હોય, માર્ગમાં બાળકો ધૂળ વિગેરેના પૂલે કે કૂબા વિગેરે કરતા હોય, કીડીઓ ઈંડા મૂકે, [1]કુતરાઓ ઘર તરફ ઉંચું જુએ, અને અગ્નિ ખૂણામાં શિયાળનો શબ્દ સાંભળવામાં આવે, આ સર્વ નિમિત્તોથી જલદી વરસાદ થાય છે એમ જાણવું. જો ભાદ્રપદ માસમાં પ્રતિપદા, દશમી, સપ્તમી, પૂર્ણિમા અને નવમી એ તિથિઓમાં અનુક્રમે પશ્ચિમ દિશાને વિષે રહેલાં વાદળા દેખવામાં ન આવે તો નિરંતર મેઘ ઘણું જળ વરસાવે. સૂર્યાસ્ત સમયે સંધ્યાકાળે જળથી ભરેલાં વાદળાં પર્વતના આકાર જેવાં દેખાય તો રાત્રિ દિવસ વરસાદ વરસે. શ્રાવણ

---

૧ માણિક્યસૂરિએ રચેલા શકુન સારોદ્ધાર નામના ગ્રંથમાં કહ્યું છે કે—" જળાશય તીર્થના કાંઠા પર રહેલા કુતરા અંગને કંપાવે તો તે દેશમાં આગામી મેઘ વર્ષાનું સૂચવન કરે છે. વર્ષાઋતુમાં કુતરા સૂર્ય—ચંદ્રને દેખી ઉંચું મુખ કરી રોવા લાગે તો સાત રાત્રિ પછી ઘણી વૃષ્ટિ થાય એમ સૂચવે છે. તથા આકાશમાં મુખને પસારી કુતરા બગાસાં ખાતા દેખાય તો આવી ચેષ્ટાથી જલદી જળની વૃષ્ટિ થશે એમ જાણવું.

માસમાં સૂર્યાસ્ત સમયે આકાશ જ્યાંસુધી રક્ત 'વર્ણવાળું' દેખાય ત્યાંસુધી વરસાદ વરસે નહીં કે જેથી માણસોને છાશ પણ પીવા મળે નહીં. વરાહમિહિર કહે છે કે—" સંધ્યાકાળે સૂર્યના કિરણો સ્નિગ્ધ હોય, પરિઘ, વીજળી, મત્સ્ય, પારધિ તથા પરિવેષ સહિત હોય, તથા ઇંદ્રધનુષ સહિત હોય તો તત્કાળ વૃષ્ટિ થાય છે. સૂર્યના કિરણો વચ્ચેથી વિચ્છેદ પામતા હોય, વિષમ હોય, હણાયેલા હોય, વિકારવાળા હોય, કુટિલ ( વક્ર ) હોય, જમણી બાજુથી પરિવેષવાળા હોય, તેમજ નાના, ટુંકા, વિકળ અને કલુષ ( મેલા ) દેખાતા હોય અને પરસ્પર વિગ્રહવાળા હોય તો જલદી વરસાદ આવે છે. અંધકાર રહિત આકાશમાં સૂર્યના કિરણો પ્રકાશિત, પ્રસન્ન ( નિર્મળ ), સરળ, લાંબા અને દક્ષિણાવર્ત હોય તો તે જગતના કલ્યાણને માટે છે. પ્રાતઃકાળે, મધ્યાન્હકાળે અને સાયંકાળે સૂર્યના કિરણો શ્વેત, સ્નિગ્ધ, અખંડ અને સરળ હોય તો તે અમોઘ નામના કહેવાય છે, અને તે વૃષ્ટિને કરનારા છે.

ગુપ્ત રાખવા લાયક આ વૃષ્ટિના ગર્ભનું જ્ઞાન જેવા તેવા મનુષ્યને કહેવા લાયક નથી. સારી રીતે શિષ્યની પરીક્ષા કરીને આ જ્ઞાન આપવું જોઇએ, કે જેથી કરીને ઉપહાસ ન થાય. રૂદ્રદેવ બ્રાહ્મણે કહ્યું છે કે—" જો મહાદેવ પોતે કહે તો પણ ક્ષુદ્ર, પાખંડી, ધૂર્ત અને ફોગટ ઉપહાસ કરનારાને આ જ્ઞાન આપવું નહીં. શ્રી જિનેશ્વરના કેવળજ્ઞાનને અનુસરીને કોઇપણ પ્રકારે આ ગર્ભનો સમૂહ વિશેષ સહિત અહીં કહ્યો છે. મેઘમાળા તો સમુદ્રના જળથી પણ ઘણી વિશાળ છે. તો તેનો સમગ્ર સાર ગ્રહણ કરવા કોણ શક્તિમાન થઇ શકે ? કોઇપણ શક્તિમાન નથી.

**ઇતિ શ્રી મહોપાધ્યાય શ્રી મેઘવિજયજી ગણિ રચિત શ્રી મેઘમહોદય અથવા વર્ષપ્રબોધ ગ્રંથનો આઠમો અધિકાર સમાપ્ત.**

## નવમો તિથિ ફળ કથન અધિકારઃ—

આવતા ભાવનો વિચાર કરી સંવત્સરના સમગ્ર શુભાશુભ ને તિથિને કહેવા પૂર્વક વ્યાખ્યાન કરે છે. માસ અને પક્ષના પ્રસંગ દ્વારા કાંઇક કહી ગયા છીએ, બાકીના સમગ્ર ફળના લાભને માટે કાંઇક વિશેષ કહે છે.

ચૈત્ર શુદ પ્રતિપદાને દિવસે રેવતિ નક્ષત્ર હોય તો ઘણી વૃષ્ટિ થાય છે. વૈશાખ શુદી પ્રતિપદાને દિવસે ભરણી નક્ષત્ર હોય તો તૃણની ઉત્પત્તિ થાય. જ્યેષ્ઠ શુદ પ્રતિપદાને દિવસે મૃગશીર્ષ નક્ષત્ર હોય તો ઘણો વાયુ વાય. અષાઢ શુદ પ્રતિપદાને દિવસે રવિવાર હોય તો ધાન્યની ઉત્પત્તિ થાય.

ચૈત્ર શુદ પ્રતિપદાને દિવસે રવિવાર હોય તો વિશેષ વાયુ વાય, વરસાદ થોડો થાય, ફળ થોડા ઉત્પન્ન થાય અને ધાન્ય પણ થોડું પાકે. ચૈત્ર શુદ પ્રતિપદાને દિવસે સોમવાર હોય તો વરસાદ અને ધાન્ય અધિક થાય અને મનુષ્યો ઘણો ઉદય પામે. મંગળવાર હોય તો સાત પ્રકારની ઇતિ, ટીડ અને ઉંદર વિગેરેનો ઉપદ્રવ થાય, બુધવાર હોય તો મધ્યમ વરસાદ થાય, ગુરૂવાર કે શુક્રવાર હોય તો સુકાળ થાય, શનિવાર હોય તો ધાન્ય, રસ, તૃણ અને જળનો અભાવ થાય તથા પ્રજા દુઃખી થાય. જો ચૈત્ર શુદ બીજને દિવસે રોહિણી નક્ષત્ર હોય તો બાજરી મોંઘી થાય, પ્રતિપદાને દિવસે રોહિણી નક્ષત્ર હોય તો જુવાર મોંઘી થાય, ત્રીજને દિવસે રોહિણી નક્ષત્ર હોય તો તલ મોંઘા થાય, ચોથને દિવસે રોહિણી નક્ષત્ર હોય તો ચોળા મોંઘા થાય તથા પાંચમને દિવસે રોહિણી હોય તો અત્યંત રૌરવ દુઃખ થાય. એમ વિદ્વાનો કહે છે; પરંતુ દૈવયોગથી તે દિવસે રવિ, મંગળ કે શનિવાર હોય તો અધિક અશુભ ફળ કર્યું છે. તથા ગુરૂવાર

વિગેરે શુભ વાર કે શુભ યોગ હોય તો કહેલું ફળ અલ્પ થાય છે. શ્રી હીરવિજયસૂરિએ કહ્યું છે કે—"ચૈત્ર શુદ પડવાને દિવસે શુક્ર, સોમ કે ગુરૂવાર હોય તો સમગ્ર સંવત્સરમાં ધન–ધાન્ય સસ્તું થાય. ચૈત્ર શુદ બીજને દિવસે રવિવાર અને રેવતિ નક્ષત્ર હોય તો ચાર માસ સુધી ધન–ધાન્ય સસ્તું થાય. ચૈત્ર શુદ ત્રીજને દિવસે શનિવાર અને રોહિણી નક્ષત્ર હોય તો સમગ્ર વર્ષ દુઃખદાયક થાય અને અલ્પ વૃષ્ટિ થાય."

ચૈત્ર શુદ સાતમને દિવસે આર્દ્રા નક્ષત્ર હોય તો ત્રણ માસ ધાન્ય થોડું મળે અને શ્રાવણ માસમાં મેઘની વૃષ્ટિ થાય. ચૈત્ર શુદ દશમને દિવસે શનિવાર તથા મઘા નક્ષત્ર હોય તો મેઘનો ઉદય થાય અને ધાન્ય સસ્તુ થાય. ચૈત્ર શુકલપક્ષમા યથાયોગ્ય રૂ, કપાસ, બાજરી અને જુવાર એ વસ્તુનો સંગ્રહ કરવાથી જ્યેષ્ઠ અને અષાઢ વિગેરે માસમાં લાભ થાય.

**વિંશોપક લાવવાનો વિચાર.** ચૈત્ર માસની શુકલ પ્રતિપદા જેટલી ઘડી હોય તેમાં તે દિવસના નક્ષત્રને મેળવી બારે ભાગ દેવો, તેમાં જે વધે તે વિંશોપક સમજવા. તેમાં વિશેષ એ કે–અષાઢ શુદ બીજને દિવસે પુષ્યં નક્ષત્રં જેટલી ઘડી હોય તેટલા વિંશોપક જાણવા. શ્રી હીરસૂરિએ રચેલી મેઘમાળામાં કહ્યું છે કે—"શ્રાવણ વદ અગ્યારશને દિવસે રોહિણી નક્ષત્ર જેટલી ઘડી હોય, તેટલા ધાન્યના વિંશોપક જાણવા" એમ પ્રથમ કહ્યું છે. લોકમાં પણ કહ્યું છે કે—"શ્રાવણ માસની કૃષ્ણ એકાદશીને દિવસે રોહિણી નક્ષત્ર જેટલી ઘડી હોય તેનાથી અર્ધા ધાન્યના વિંશોપક હોય છે." બીજા ગ્રંથમાં આ પ્રમાણે કહ્યું છે કે—"ફાલ્ગુન માસના શુક્લપક્ષની પ્રતિપદાને દિવસે શતભિષા નક્ષત્ર જેટલી

ઘડી હોય તેટલી [1]પાયલી ( પાલી ) ધાન્ય લોકમાં વેચાય. ” કોઈ ઠેકાણે આ પ્રમાણે કહ્યું છે કે—“ કાર્તિક શુદ પાંચમ જેટલી ઘડી હોય તેને ત્રણે ભાગવા, જે શેષ રહે તેટલો ભાવ સમજવો.” આનો અર્થ આ પ્રમાણે છે–“ કાર્તિક શુદ પાંચમ જેટલી ઘડી હોય તેટલા પાશેરા અન્ન એક ફદીયાના વેચાય. અથવા [2]પલ્લિકાનો ચોથો ભાગ એક ફદીયે વેચાય. કોઇ કહે છે કે-પાંચમ જેટલી ઘડી હોય તેને ચારે ભાગ દેવો. જે ભાગમાં આવે તેટલા મણ અનાજ એક રૂપીયે વેચાય. દેશાંતરમાં પાંચમની ઘડીને ચારે ભાગતાં જે ભાગમાં આવે તેટલા શેર કે પલ્લિકા એક ફદીયે મળે એમ કહે છે. અથવા તો પાંચમની ઘડીને ત્રણે ભાગવા. જે ભાગમાં આવે તેમાંથી એક બાદ કરવો. જે શેષ રહે તેટલી પલ્લિકા એક ફદીયાની વેચાય ” કોઇ ઠેકાણે આ પ્રમાણે કહ્યું છે કે–“ કાર્તિક શુકલ પંચમીને દિવસે જો રવિવાર હોય તો એક ફદીયાનું દશ પલ્લિકા ધાન્ય મળે, એજ પ્રમાણે સોમવાર હોય તો વીશ પલ્લિકા, મંગળવાર હોય તો આઠ પલ્લિકા, બુધવાર હોય તો બાર પલ્લિકા ગુરૂવાર હોય તો સોળ પલ્લિકા અને શુક્રવાર હોય તો એક ફદીયાનુ સોળ પલ્લિકા ધાન્ય વેચાય. કદાચ દૈવયોગથી શનિવાર હોય તો દુકાળ પડે એમ જાણવું. તે વખતે એક મહામુદ્રિકાવડે ધાન્યની એક પલ્લિકા વેચાય. ” કોઈનો મત એવો છે કે–“ કાર્તિક શુદ પાંચમને દિવસે રવિવાર હોય તો એક મહા મુદ્રિકાનું અઢી પલ્લિકા ધાન્ય મળે, સોમવાર હોય તો પાંચ પલ્લિકા, મંગળવાર હોય તો બે પલ્લિકા, બુધવાર હોય તો ત્રણ પલ્લિકા, ગુરૂવાર હોય તો એક મહા મુદ્રિકાનું સાડા ચાર પલ્લિકા ધાન્ય મળે. અને જો શુક્રવાર કે શનિવાર હોય તો દુકાળ પડે એમ જાણવું. ”

---

૧ અઢી શેર ધાન્ય માય તેટલું માપ. ૨ અઢી શેર ધાન્ય માય તેટલું માપ.

વિક્રમ સંવત્સરના અંકને ત્રણે ગુણી તેમાં પાંચ ઉમેરવા પછી તેને સાતે ભાગવા. જે શેષ રહે તેટલા મણ ધાન્ય એ રૂપીયાનું વેચાય. રવિવારને દિવસે જેટલી ઘડી દશમ હોય તેટલી ઘડી ગણીને પંડિતે તેને સાઠે ભાગવા. જે શેષ રહે તેટલા મણ ધાન્ય એક રૂપીયાનું વેચાય. કોઇ એમ પણ કહે છે કે—"જ્યેષ્ઠ અને અષાઢ માસની આઠમને દિવસે રવિવાર હોય અને તે દિવસે આઠમ જેટલી ઘડી હોય તેટલા મણ ધાન્ય એક રૂપીયાનું વેચાય." અથવા તો શનિ કે રવિવારને દિવસે દશમ જેટલી ઘડી હોય તેટલા માણા ધાન્ય એક [1]સ્કંદકનું મળે. અથવા પંચાંગમાં જેટલી સોમવતી અમાસ હોય અથવા જેટલી સોમવતી પાંચમ હોય તેટલા મણ ધાન્ય એક રૂપીયાનું મળે. બીજા ગ્રંથમાં કહ્યું છે કે—"પંચાંગમાં ચૈત્ર માઘની અમાવાસ્યા જેટલી ઘડી હોય તેટલા પીરોજીયા શેર કાર્તિક માસમાં ધાન્ય વેચાય." નવીન દૈવજ્ઞોનો મત આ પ્રમાણે છે—"ધાન્યના વિંશોપકમાં ક્ષુધાના વિંશોપક ભેળવવા. તેમાંથી વરસાદના વિંશોપક બાદ કરવા. જે શેષ રહે તેટલા મણ ધાન્ય એક રૂપીયાનું વેચાય.

**ક્ષુધાના વિંશોપક લાવવાનો ઉપાય.** રામ વિનોદમાં કહ્યું છે કે—ઇચ્છિત શક સંવત્સરને ત્રણે ગુણી સાતે ભાગ દેવો. જે શેષ રહે તેને બમણા કરી તેમાં પાંચ ઉમેરવા. તેટલા વરસાદના વિંશોપક થાય છે. પછી તેને સાતે ભાગ દેવો. જે ભાગમાં આવે તેને શકની કલ્પના કરી પૂર્વની વિધિ પ્રમાણે ધાન્યના વિંશોપક સાધવા. એજ પ્રકારે વારંવાર જેટલા ભાગમાં આવે તેને શકની

---

૧ એક જાતનું નાણું.

કલ્પના કરી તૃણ, શીત, તેજ, વાયુ, વૃદ્ધિ, ક્ષય અને વિગ્રહના વિંશોપક સાધવા. તથા ક્ષુધા વિગેરેના વિંશોપક બીજા પ્રકારે સાધવા. આ વિંશોપકનું જ્ઞાન ફળદાયક થાય છે. તે સાધવાની રીત આ પ્રમાણે છે—

શક સંવત્સરને ચાર ગુણા કરી સાતે ભાગવા. જે શેષ રહે તેને બમણા કરી તેમાં ત્રણ ઉમેરવા. તેમ કરવાથી તેર ભાવોના વિશ્વા બને છે. ક્ષુધા, તૃષા, નિદ્રા, આલસ્ય, ઉદ્યમ, શાંતિ, ક્રોધ, દંભ, લાભ, મૈથુન, રસ નિષ્પત્તિ, ફળનિષ્પત્તિ અને ઉત્સાહ. એ સર્વ લોકોના તેર ભાવો છે.

અહીં પ્રસંગને લીધે બીજી બાબત પણ કહે છે—શક સંવત્સરને આઠે ગુણી નવે ભાગ દેવો. જે શેષ રહે તેને બમણા કરી તેમાં એક ઉમેરવો. તેમ કરવાથી ઉગ્રતા, પુણ્ય, પાપ, વ્યાધિ, વ્યાધિનાશ, આચાર, અનાચાર, પ્રાણીઓના મરણ, જન્મ, દેશનો ઉપદ્રવ, દેશની શાંતિ, ચોરભય, ચોરની શાંતિ, અગ્નિભય અને અગ્નિની શાંતિ, એ સર્વના વિંશોપક થાય છે, શક સંવત્સરને પાંચ, સાત, નવ અને અગ્યારે ગુણી સાતે ભાગ દેવો. જે શેષ રહે તેને બમણા કરી તેમાં ત્રણ ઉમેરવા. એમ કરવાથી ઉદ્ભિજ, જરાયુ, અંડજ અને સ્વેદજના વિંશોપક થાય છે, શક સંવત્સરને છએ ગુણી નવે ભાગ દેવો. જે શેષ રહે તેને બમણા કરી તેમાં ત્રણ ઉમેરવા. જે અંક આવે તેને સાત ઠેકાણે રાખવા. તેમ કરવાથી શલભ, મૂષક, શુક, સોનું તાંબું, સ્વચક્ર, પરચક્ર, ઇતિ, અતિવૃષ્ટિ અને અનાવૃષ્ટિ એટલાના વિંશોપક થાય છે. મેઘજીના ગ્રંથમાં કહ્યું છે કે—"હે મિત્ર ? તિથિ, નક્ષત્ર અને યોગની ઘડીઓ એકત્ર કરી વીશે ભાગ દેવો. જે શેષ રહે તે વિંશોપક જાણવા.

**ચૈત્ર માસ.**

ચૈત્ર શુદ આઠમને દિવસે બુધવાર કે મંગળવાર હોય તો તે વર્ષ વિરૂપ થાય છે એટલે વરસાદ વરસે નહીં. તેથી નદીને કિનારે ઘર કરવા જોઈએ. ચૈત્ર શુદ પાંચમને દિવસે રોહિણી નક્ષત્ર હોય અને તે દિવસે આકાશ વાદળાંવડે વ્યાપ્ત હોય તો ગર્ભની પૂર્ણતા જાણવી. ચૈત્ર શુદ બીજને દિવસે ચારે દિશાનો વાયુ વાતો હોય અને વાદળાં હોય નહીં તો અનાવૃષ્ટિ જાણવી. તેમાં કાંઇ સંશય નથી. ચૈત્ર માસની પૂર્ણિમાને દિવસે જો સ્વાતિ નક્ષત્ર હોય અને તે દિવસે વાદળાં સહિત વીજળી હોય તો પ્રથમના નક્ષત્ર દોષ રહિત છતાં પણ ગર્ભપાત થાય છે.

**વૈશાખ માસ.**

વૈશાખ વદ પડવાને દિવસે જે નક્ષત્ર હોય તે પ્રતિપદાથી હીન (ઓછું) હોય તો ભૂમિપર થોડો વરસાદ થાય, સમાન હોય તો સુખ થાય અને અધિક હોય તો ઘણો વરસાદ થાય. લોકમાં પણ કહ્યું છે કે—"ચૈત્ર માસ પૂર્ણ થયા પછી વૈશાખ માસની પહેલી પ્રતિપદા તિથિ જો વધારે હોય તો ધાન્યનો વિનાશ થાય, અને નક્ષત્ર વધારે હોય તો આકાશમાં મેઘ ચડી આવે. (વરસાદ ઘણો થાય.)" વૈશાખ વદ પાંચમને દિવસે રવિવાર હોય તો આવતા વર્ષની સંક્રાંતિને દિવસે વરસાદ થાય નહી. વૈશાખ શુદ પાંચમને દિવસે શનિવાર હોય અને તે દિવસે આર્દ્રા નક્ષત્ર હોય તો સર્વ વસ્તુ સસ્તી થાય, તથા ભાદ્રપદ માસમાં મેઘનો ઉદય થાય. વૈશાખ શુદ પાંચમને દીવસે રવિવાર હોય તો મંદ વૃષ્ટિ થાય, સોમવાર હોય તો અતિવૃષ્ટિ થાય મંગળવાર હોયતો યુદ્ધ થાય, બુધવાર હોયતો વાયુ પ્રચંડ વાય, ગુરૂવાર હોય તો સુકાળ થાય, શુક્રવાર હોય તો કલહ થાય, અને શનિવાર હોય તો અન્નનો નાશ થાય. જો વૈશાખ માસની

સાતમને દિવસે ધનિષ્ઠા કે શ્રવણ નક્ષત્ર હોય તો કાળી વસ્તુ મોંઘી થાય અને સફેદ વસ્તુ સસ્તી થાય છે. અક્ષય તૃતીયાને દિવસે રોહિણી નક્ષત્ર હોય તો સુકાળ થાય, કૃત્તિકા નક્ષત્ર હોય તો વર્ષ મધ્યમ થાય, અને મૃગશીર્ષ નક્ષત્ર હોય તો દુકાળ જાણવો. જો વૈશાખ માસમાં પાંચ મંગળવાર હોય તો સર્વત્ર ભય થાય, વરસાદ વરસે નહીં, અને ધાન્ય મોંઘાં થાય. વૈશાખ શુદ આઠમને દિવસે શનિવાર હોય તો જળ સુકાઇ જાય, પ્રજાનો નાશ થાય. અને છત્રભંગ થાય એમ જાણવું. વૈશાખ શુદ નોમને દિવસે મંગળવાર હોય અને તે દિવસે રોહિણી, ત્રણ ઉત્તરા, મઘા કે રેવતિ નક્ષત્ર હોય તો પૃથ્વીપર ઘણું કષ્ટ થાય. વૈશાખ માસની ચૌદશને દિવસે ગુરૂવાર કે શુક્રવાર હોય તો પૃથ્વીપર ઘણું ધાન્ય ઉત્પન્ન થાય. વૈશાખ માસની અમાવાસ્યાને દિવસે રેવતિ નક્ષત્ર હોય તો સુકાળ, રોહિણી નક્ષત્ર હોય તો લોકોમાં દુઃખ, અશ્વિની નક્ષત્ર હોય તો મધ્યમ, ભરણી નક્ષત્ર હોય તો રોગથી લોકો દુઃખી, કૃત્તિકા નક્ષત્ર હોય તો અલ્પ વૃષ્ટિ થાય, માર્ગમાં ચોર લુંટે અને રાજાઓમાં પરસ્પર યુદ્ધ થાય. અક્ષય તૃતીયાને દિવસે ગુરૂવાર હોય અને તે દિવસે રોહિણી નક્ષત્ર હોય તો પૃથ્વીપર સર્વ પ્રકારના ધાન્યની પ્રાપ્તિ અને મંગળ હોય છે.

**જ્યેષ્ઠ માસ.** જ્યેષ્ઠ માસના પ્રથમ પક્ષની પ્રથમ તિથિએ કયો વાર છે, તેને પ્રથમ યત્નથી શોધવો. જો રવિવાર હોય તો અધિક પવન વાય, મંગળવાર હોય તો વ્યાધિ કરે, બુધવાર હોય તો દુકાળ અને ખંડ ખંડ વૃષ્ટિ થાય. ગુરૂ, શુક્ર કે સોમવાર હોય તો એક વર્ષ સુધી પૃથ્વી ધન ધાન્યથી પૂર્ણ હોય. જો દૈવયોગથી શનિવાર હોય તો જળનો શોષ થાય, પ્રજાનો નાશ થાય અને છત્રભંગ થાય, જેઠ શુદી બીજ કે ત્રીજને દિવસે જો આર્દ્રા

નક્ષત્ર હોય તો વરસાદ વરસે નહીં અને મોટો દુકાળ પડે. જ્યેષ્ઠ માસના [1]કૃષ્ણપક્ષની પ્રતિપદાને દિવસે જો શનિવાર હોય તો જળનો શોષ, પ્રજાને દુઃખ અને છત્રનો ભંગ થાય છે એમ જાણવું. જ્યેષ્ઠ માસના કૃષ્ણપક્ષની દશમને દિવસે રેવતી નક્ષત્ર હોય તો તે સુખકારક છે. અગ્યારશને દિવસે રેવતી હોય તો ખંડ ખંડ વૃષ્ટિ થાય અને બારશને દિવસે રેવતી હોય તો તે કષ્ટદાયક છે. જ્યેષ્ઠ શુકલ દશમને દિવસે જો શનિવાર હોય તો વરસાદનો નિરોધ થાય, ગાયોનો વિનાશ થાય, અને પ્રજાઓ મહા શોકે વડે વ્યાકુળ થાય. લોકમાં પણ કહ્યું છે કે—" જ્યેષ્ઠ માસની પૂર્ણિમાને દિવસે થોડું પણ મૂળ નક્ષત્ર હોય તો દશે દિશામાં ધાન્યની પ્રાપ્તિ થાય અને જળની વૃષ્ટિ સારી થાય.

**અષાઢ માસ.**

અષાઢ માસના શુકલ પક્ષની પ્રતિપદાને દિવસે જેટલું પુનર્વસુ નક્ષત્ર હોય, તેટલો વર્ષા ઋતુમાં વરસાદ થાય.

**કાળી રોહિણીનો વિચાર.**

અષાઢ કૃષ્ણ પક્ષની દશમને દિવસે જો રોહિણી નક્ષત્ર હોય તો સુકાળ થાય છે. અગ્યારશને દિવસે રોહિણી હોય તો મધ્યમ સમય અને બારશને દિવસે રોહિણી હોય તો દુકાળ થાય છે, તેરશને દિવસે રોહિણી નક્ષત્રહોય તો ઉત્તમ વાયુ વાય છે. ચૌદશને દિવસે રોહિણી હોય તો રાજાઓ વચ્ચે યુદ્ધ થાય અને પ્રજાજન શોકથી વ્યાકુલ થાય. લોકમાં પણ કહ્યું છે કે—" હે ભડ્ડલી !

---

૧ જ્યેષ્ઠ માસનો પ્રથમ પક્ષ કહેવાથી શુક્લપક્ષનો ભ્રમ થઇ જાય, તે દૂર કરવા માટે અહીં જ્યેષ્ઠ કૃષ્ણ પ્રતિપદા એમ કહ્યું છે. " જ્યેષ્ઠ માસ અમાવસે, જો શનિવારી હોય; દેવ ન વરસે ધણ મરે, વીરલો જીવે કોય ॥ ૧ ॥ "

રોહિણી અને ચંદ્રમાના યોગથી જો એક પણ ઘડી રવિવાર હોય અથવા રોહિણી અને સૂર્યના યોગથી એક પણ ઘડી સોમવાર હોય તો સમય સારો થાય ( સુકાળ થાય ). ” અષાઢ શુકલ પક્ષની પાંચમને દિવસે રવિવાર હોય તો વરસાદ થાય, સોમવાર હોય તો સારો વરસાદ થાય, મંગળવાર હોય તો અત્યંત વરસાદ થાય, બુધવાર હોય તો ઉંચો વાયુ વાય, ગુરૂવાર હોય તો પ્રધાત થાય, શુક્રવાર હોય તો પ્રલય થાય, અને શનિવાર હોય તો વિનાશ થાય, અષાઢ શુકલ પક્ષની નોમને દિવસે શનિવાર હોય અને તે દિવસે અનુરાધા નક્ષત્ર હોય તો કોઇ ઠેકાણે ધાન્યની થોડી પ્રાપ્તિ થાય અને કોઇ ઠેકાણે દુકાળ પડે. અષાઢ માસના પહેલા પક્ષમાં પ્રતિપદા, દ્વિતીયા અને તૃતીયાને દિવસે શ્રવણ કે ધનિષ્ઠા નક્ષત્ર આવે તો ધાન્યનો સંગ્રહ કરવો યોગ્ય છે. અષાઢ કૃષ્ણ પક્ષની છઠ્ઠને દિવસે શનિવાર હોય તો ઘઉં ગ્રહણ કરવાથી કાર્તિક માસમાં વેચતાં બમણો લાભ થાય. અષાઢ માસની આઠમને દિવસે શનિવાર હોય અને તે દિવસે રેવતી નક્ષત્ર હોય તો વરસાદ ન થાય અને મહા દુઃખ ઉત્પન્ન થાય. અષાઢ શુકલ એકાદશીને દિવસે શનિવાર હોય તો ઉંદરનો ઉપદ્રવ થાય, રવિવાર હોય તો કાતરાનો ઉપદ્રવ થાય, અને મંગળવાર હોય તો તીડનો ઉપદ્રવ થાય, કોઇ કહે છે કે—“ ધાન્ય મોંઘું થાય, અને દુકાળ પડે. ” સોમવાર, શુક્રવાર કે ગુરૂવારે દેવ પોઢે એટલે અષાઢ શુદ અગ્યારશ હોય તો અન્ન ઘણું ઉત્પન્ન થાય, અને પૃથ્વી જળથી તૃપ્ત થાય. જો શનિ રવિ કે મંગળવારને દિવસે દેવ પોઢે તો તીડ, ઉંદર અને કાતરાનો ઉપદ્રવ થાય. અષાઢ માસમાં કર્ક સંક્રાંતિને દિવસે શનિવાર હોય તો દુકાળ પડે, તથા ધાન્ય મોંઘું થાય. અષાઢ માસની ચૌદશને દિવસે સોમવાર હોય તો લોકમાં ધાન્ય અને તૃણ ઉત્પન્ન ન થાય, તેથી ગાય વિગેરેનું શું

પ્રયોજન હોય ? અષાઢ માસના પહેલા પક્ષમાં બીજ કે નોમને દિવસે ગુરૂ, સોમ કે શુક્રવાર હોય તો તે શ્રેષ્ઠ છે અને બુધ કે શનિવાર હોય તો તે અશુભ છે કહ્યુ છે કે—" અષાઢ માસના પહેલા પક્ષમા બીજ અને નોમને દિવસે સોમ, શુક્ર કે. ગુરૂવાર હોય તો જળવૃષ્ટિ સારી થાય, રવિવાર હોય તો તાપ અધિક પડે બુધવાર હોય તો ઠંડી અધિક પડે. મંગળવાર હોય તો વરસાદ ન થાય અને દૈવ યોગથી શનિવાર હોય તો અવશ્ય દુકાળ પડે." અષાઢ શુક્લપક્ષની અગ્યારશને દિવસે શનિ, રવિ કે મગળવાર હોય તો વર્ષ સમાન હોય, અને જો તે તિથિ તે વારે પૂર્ણ હોય તો દુકાળ પડે

" ત્રણ લોકમાં સૂર્ય સમાન જગતને વલ્લભ એવા જળધર (મેઘ) રૂપ શ્રી મહાવીર સ્વામીને નમીને."

**અષાઢ માસની પૂર્ણિમાનો વિચાર**

આ પ્રમાણે નમસ્કાર કરવા પૂર્વક ચતુર્માસકુલક નામના ગ્રથમા આ પ્રમાણે અષાઢ પૂર્ણિમાનુ ફળ કહ્યુ છે—અષાઢ માસની પૂર્ણિમાના દિવસ રાત્રિ પૂર્વાષાઢા નક્ષત્ર હોય તો ચારે માસ ક્ષેમ, સુકાળ અને મંગલિક થાય. પૂર્ણિમાના પહેલા બે પ્રહર મૂળ નક્ષત્ર હોય અને પછી પૂર્વાષાઢા નક્ષત્ર હોય તો પહેલા બે માસ દુકાળ રહે અને પછી સુકાળ થાય. અથવા તો પૂર્વાષાઢા નક્ષત્ર બે પ્રહરથી વધારે હોય તો બે માસ સુકાળ અને મંગલિક હોય જો ચાર પ્રહર મૂળ નક્ષત્ર હોય તો ચારે માસ દુકાળ અને રસની હાનિ થાય અથવા પછીના ચાર પ્રહર ઉત્તરાષાઢા નક્ષત્ર હોય તો પાછળના ચાર માસ દુકાળ જાણવો. જો બે પ્રહર પૂર્વાષાઢા હોય અને ત્યારપછી ઉત્તરાષાઢા નક્ષત્ર હોય તો પહેલા બે માસ સુકાળ થાય અને રસની હાનિ થાય. જો પહેલા બે પ્રહર મૂળ નક્ષત્ર હોય અને ત્યારપછી પૂર્વાષાઢા નક્ષત્ર હોય

તો પહેલાં દુઃખ અને પછી સુખ થાય. અર્ઘકાંડમાં પણ કહ્યું છે કે– અષાઢ માસની પૂર્ણિમાને દિવસે પૂર્વાષાઢા નક્ષત્ર પૂર્ણ હોય તો એક વર્ષ સુધી શુભ થાય, ધાન્ય સારૂં પાકે, અને પ્રજા શાંતિ પૂર્વક સુખી થાય. અર્ધું મૂળ નક્ષત્ર અને અર્ધું પૂર્વાષાઢા નક્ષત્ર હોય તો મધ્યમ ફળદાયક છે, સમગ્ર દેશમાં એક વર્ષ સુધી મધ્યમ ધાન્ય હોય. પૂર્ણિમાના જે પ્રહરમાં વાદળ રહિત પૂર્વ કે ઉત્તર દિશાનો નિર્મળ વાયુ વાય તો તે માસમાં નિશ્ચે વરસાદ વરસે. જો અષાઢ માસની પૂર્ણિમા (એકજ દિવસ રાત્રિએ) સાઠ ઘડી હોય તો બાર માસ સુધી ધાન્ય સસ્તું રહે, અને લોકમાં સુખ ઉપજે, ત્રીશ ઘડી હોય તો છ માસ સુખ અને પછીથી દુઃખ થાય, પંદર ઘડી હોય તો ચાર માસ સુકાળ રહે અને પંદર ઘડીથી પણ ઓછી હોય તો દુઃખ થાય. અહીં વાદળાં અને વાયુના સંયોગથી ફળમાં ન્યૂનાધિકપણું થાય છે, તે આ પ્રમાણે.—અમાવાસ્યાથી સોળમે દિવસે અષાઢ પૂર્ણિમાને દિવસે વાદળાં અને પૂર્વાષાઢા નક્ષત્ર હોય તો દુકાળ પડે અને ધાન્યની આકુળતા રહે. જે નક્ષત્રના નામથી માસનું નામ કહેવાય છે તે નક્ષત્ર જો પૂર્ણિમાને દિવસે સંપૂર્ણ હોય તો ધાન્ય સસ્તું રહે, ન્યૂન હોય તો ન્યૂનતા જાણવી. શ્રી હેમપ્રભસૂરિ ત્રૈલોક્ય દીપક નામના ગ્રંથમાં કહે છે કે—" મહિનાના નામનું નક્ષત્ર જો પૂર્ણિમાને દિવસે ક્ષય પામતું હોય તો નિશ્ચે અન્ન મોંઘું થાય અને વૃદ્ધિ પામતું હોય તો અન્ન સસ્તું થાય. માસનું નક્ષત્ર જો પૂર્ણિમાને દિવસે ન હોય તો તે તે યોગને વિષે વિશેષે કરીને અન્ન મોંઘું થાય છે, તે આ પ્રમાણે— નક્ષત્રની વૃદ્ધિને દિવસે ચંદ્રમા જો ક્રૂર ગ્રહવડે દૃષ્ટ ન હોય તો ધાન્ય સસ્તું રહે અને ક્રૂર ગ્રહવડે દૃષ્ટ હોય તો મોંઘું

રહે. નક્ષત્ર વૃદ્ધિના દિવસની તિથિ જો પાસેની તિથિ કરતાં મોટી હોય તો તે દિવસે અન્ન સસ્તું હોય, અને પાસેની તિથિ મોટી હોય તો મોંઘું થાય. નક્ષત્રની વૃદ્ધિ હોય તો અવશ્ય રસ અને ધાન્યની અધિકતા થાય. યોગની વૃદ્ધિ હોય તો રસનો નાશ થાય તે સ્પષ્ટ છે. જ્યાં દરેક તિથિ કરતાં નક્ષત્ર છ ઘડી અધિક હોય તો ત્યાં અન્ન સસ્તું થાય. અને જો દરેક નક્ષત્ર કરતાં તિથિ છ ઘડી અધિક હોય તો નિશ્ચે અન્ન મોંઘું થાય. હમેશાં તિથિ અને નક્ષત્ર એ બન્નેની વૃદ્ધિ જાણીને તથા સર્વ દેશના પંચાંગ જાણીને લાભ અને અલાભ કહેવા, તે આ પ્રમાણે.—જેટલી ઘડી નક્ષત્ર વધારે હોય તેટલા વિંશોપક ધાન્ય સસ્તું હોય, અને જેટલી ઘડી તિથિ વધારે હોય તેટલા વિંશોપક ધાન્ય મોંઘું થાય. જો એક જ માસમાં યોગનો બે વાર ક્ષય હોય તો અનુક્રમે ઘી અને તેલ મોંઘાં થાય અને વૃદ્ધ હોય તો સોંઘાં થાય, વર્ષાઋતુના ત્રણ માસમાં નક્ષત્ર વૃદ્ધિવાળાં હોય અને તિથિ ક્ષયવાળી હોય તો બહુ જ સુકાળ જાણવો. જો વર્ષા ઋતુના ત્રણ માસમાં નક્ષત્રનો ક્ષય હોય અને તિથિની વૃદ્ધિ હોય તો નિશ્ચે દુકાળ જાણવો. આથી કરીને દરેક માસની પૂર્ણિમાને દિવસે મુળ અને ઉત્તરાષાઢા નક્ષત્ર હોવાં ન જોઇએ. તેમાં પણ અષાઢ પૂર્ણિમાને દિવસે વિશેષે કરીને ન હોવાં જોઇએ. જો કદાચ હોય તો ધાન્યનો વિનાશ થાય. સારસંગ્રહ નામના ગ્રંથમાં કહ્યું છે કે—" પૂર્ણિમાને દિવસે મૃગશીર્ષ વિગેરે પાંચ નક્ષત્રોમાંથી કોઇ પણ નક્ષત્ર હોય તો ધાન્ય મોંઘું થાય, અને મઘા વિગેરે ચાર નક્ષત્રોમાંથી કોઇ પણ નક્ષત્ર હોય તો ધાન્ય સોંઘું થાય. પૂર્ણિમાને દિવસે ચિત્રા વિગેરે આઠ નક્ષત્રોમાંથી કોઇ પણ નક્ષત્ર હોય તો દુકાળ તથા કષ્ટ પડે. તથા શ્રવણથી રોહિણી સુધીમાં કોઇ પણ નક્ષત્ર હોય તો તે પૂર્ણિમા શુભકારક છે."

કોઇ કહે છે કે—" પૂર્ણિમાને દિવસે મૃગશીર્ષ આદિ પાંચ નક્ષત્રોમાંથી કોઇ પણ નક્ષત્ર હોય તો સમાન ભાવ રહે, મઘાદિક ચાર નક્ષત્રોમાંથી કોઇ એક નક્ષત્ર હોય તો દુકાળ પડે, ચિત્રાદિક આઠ નક્ષત્રોમાંથી કોઈ એક નક્ષત્ર હોય તો કષ્ટ થાય, શ્રવણાદિક દશ નક્ષત્રોમાંથી કોઇ એક નક્ષત્ર હોય તો સુકાળ અને સુખ પ્રાપ્ત થાય. પરંતુ તે દિવસે સોમવારનો યોગ હોય તો તે વિગ્રહ કરનાર છે." તિથિકુલક નામના ગ્રંથમાં આ પ્રમાણે વિશેષ કહ્યું છે કે—" પૂર્ણિમાને દિવસે ત્રણ ઉત્તરા, આર્દ્રા, પુનર્વસુ કે રોહિણી નક્ષત્ર હોય તો તે માસમાં ધાન્ય મોંઘું થાય, " બીજા ગ્રંથમાં કહ્યું છે કે—" પૂર્ણિમાને દિવસે રવિવાર હોય તથા આર્દ્રા વિગેરે ચાર નક્ષત્રોમાંથી કોઇ એક નક્ષત્ર હોય તો લક્ષ્મીનો નાશ થાય છે. જો સોમવાર હોય અને મઘાદિક ચાર નક્ષત્રોમાંથી કોઇ નક્ષત્ર હોય તો ધાન્ય મોંઘું થાય. જો મંગળવાર હોય અને ચિત્રાદિક આઠ નક્ષત્રોમાંથી કોઇ પણ નક્ષત્ર હોય તો વ્યાધિની વૃદ્ધિ થાય છે. તથા જો શનિવાર હોય તો દુકાળ થાય, બાકીના વાર અને નક્ષત્ર સર્વ શુભકારક છે." તિથિ અને નક્ષત્ર સમાન હોય.એવી પૂર્ણિમાને દિવસે મૃગશીર્ષ વિગેરે પાંચ નક્ષત્રોમાંથી કોઇ એક નક્ષત્ર અને સોમવાર હોય તો ધાન્યનો ભાવ સમાન રહે. મેષાદિક ત્રણ રાશિપર સૂર્ય હોય અને તે શુભ ગ્રહોવડે યુક્ત હોય, તિથિનો ક્ષય હોય અને પૂર્ણિમાને દિવસે શ્રવણાદિક દશ નક્ષત્રોમાંથી કોઇ એક નક્ષત્ર હોય તો અવશ્ય ધાન્ય સસ્તું થાય છે. અષાઢ માસની અમાવાસ્યા સોમવતી હોય અને મૃગશીર્ષાદિક સાત નક્ષત્રોમાંથી કોઈ પણ નક્ષત્ર હોય તો અવશ્ય સુકાળ થાય છે.

શ્રાવણ માસના કૃષ્ણપક્ષની પ્રતિપદાને દિવસે ગુરૂવાર હોય તો

મગ, અડદ, તેલ અને તલ મોંઘાં થાય.

**શ્રાવણ માસ.** શ્રાવણ માસની નોમને દિવસે શનિવાર હોય તો તે સંતાપ કરે અને આશ્વિન માસના અંતમાં છત્રભંગ થાય. શ્રાવણ માસની દશમને દિવસે શનિવાર હોય અને તે દિવસે સિંહસંક્રાંતિ થતી હોય તો પૃથ્વી દીનતા રહિત થાય, અને સારી વૃષ્ટિવડે ઘણી ધાન્યની સંપત્તિ થાય. શ્રાવણ માસની કૃષ્ણ એકાદશીને દિવસે કૃત્તિકા નક્ષત્ર હોય તો વર્ષ મધ્યમ થાય, રોહિણી નક્ષત્ર હોય તો સુકાળ થાય, અને મૃગશીર્ષ નક્ષત્ર હોય તો દુકાળ થાય. લોકમાં પણ કહ્યું છે કે–"શ્રાવણ કૃષ્ણપક્ષની એકાદશીને દિવસે રોહિણી નક્ષત્ર હોય તો વરસાદ સારો થાય, અને લોક સુખી થાય. જો બારશને દિવસે રોહિણી નક્ષત્ર આવે તો મધ્યમ વર્ષ થાય, અને જો તેરશને દિવસે રોહિણી નક્ષત્ર આવે તો દુકાળ થાય."

જો શ્રાવણ માસના શુકલપક્ષમાં કોઈ પણ તિથિનો ક્ષય હોય તો કાર્તિક માસમાં અવશ્ય છત્રભંગ થાય. શ્રાવણ કૃષ્ણપક્ષની પ્રતિપદાને દિવસે ધૃતિ યોગ હોય તો ધાન્યનો સંગ્રહ કરવો યોગ્ય છે, અને બાકીનો બીજો કોઈ યોગ હોય તો ધાન્યનો વિક્રય કરવો યોગ્ય છે. શ્રાવણ કે ભાદ્રપદ માસના કૃષ્ણપક્ષની પ્રતિપદાને દિવસે શ્રવણ કે ધનિષ્ઠા નક્ષત્ર હોય તો લોકમાં અવશ્ય સુકાળ થાય. શ્રાવણ કૃષ્ણપક્ષની દ્વાદશીને દિવસે મઘા કે ત્રણ ઉત્તરામાંથી કોઇ પણ નક્ષત્ર હોય, તથા વાદળાં કે વૃષ્ટિ હોય તો મોટો જળયોગ જાણવો. શ્રાવણ માસની ત્રયોદશીને દિવસે રવિવાર તથા રેવતી નક્ષત્ર હોય તો ઘણું ધાન્ય તથા બીજી ઘણી વસ્તુઓ ઉત્પન્ન થાય. શ્રાવણ માસની સપ્તમીને દિવસે શનિવાર હોય તો પૃથ્વી જળથી પૂર્ણ થાય. જો શ્રાવણ માસની ચૌદશ આર્દ્રા નક્ષત્ર યુક્ત હોય તો ધાન્યનો સંગ્રહ કરવો યોગ્ય છે.

**અમાવાસ્યાનો વિચાર.**

શ્રાવણ માસની અમાવાસ્યાને દિવસે પુષ્ય, અશ્લેષા કે મઘા નક્ષત્ર હોય તો વર્ષ મધ્યમ થાય અને વરસાદ અધિક ન થાય. તે વિષે સારસંગ્રહમાં કહ્યું છે કે "અમાવાસ્યાને દિવસે વિશાખા વિગેરે આઠ નક્ષત્રોમાંથી કોઇ પણ નક્ષત્ર હોય તો પ્રાયે કરીને દુકાળ પડે છે, અને શતભિષા વિગેરે અગ્યાર નક્ષત્રોમાંથી કોઇ પણ નક્ષત્ર હોય તો તે શુભકારક છે. જો અમાવાસ્યાને દિવસે પુષ્ય વિગેરે ચાર નક્ષત્રોમાંથી. કોઇ પણ નક્ષત્ર હોય તો વર્ષ મધ્યમ થાય. જો અમાવાસ્યાને દિવસે શનિ, રવિ કે મંગળવાર હોય તો તે નિરંતર દુઃખદાયક છે. જો અમાવાસ્યાને દિવસે ત્રણ પૂર્વા, કૃત્તિકા, ચિત્રા કે અશ્લેષા નક્ષત્ર હોય તો ધાન્ય મોંઘું થાય. જો અમાવાસ્યાને દિવસે કૃત્તિકા નક્ષત્ર હોય તો પૃથ્વીપર નિશ્ચે તે વર્ષે ઈતિનો ઉપદ્રવ થાય છે. જો અમાવાસ્યાને દિવસે આર્દ્રા નક્ષત્ર હોય, પ્રતિપદાને દિવસે પુનર્વસુ નક્ષત્ર હોય અને બીજને દિવસે પુષ્ય નક્ષત્ર હોય તો વરસાદ, તૃણ અને ધાન્ય થાય નહીં, અમાવાસ્યાને દિવસે પુનર્વસુ વિગેરે પાંચ નક્ષત્રોમાંથી કોઇ પણ નક્ષત્ર હોય તો ધાન્ય સસ્તું થાય, ઉત્તરાફાલ્ગુની વિગેરે ચાર નક્ષત્રોમાંથી કોઇપણ નક્ષત્ર હોય તો દુકાળ થાય, વિશાખા વિગેરે આઠ નક્ષત્રોમાંથી કોઇ પણ નક્ષત્ર હોય તો કષ્ટકારક થાય છે, અને શતભિષા વિગેરે કોઇ નક્ષત્ર હોય તો મનુષ્યો સુખી થાય છે. આ પ્રમાણે કેટલાક આચાર્યોએ અમાવાસ્યાને નક્ષત્રનો યોગ થવાથી ફળ થાય તેમ કહ્યું છે. તે વિષે મેઘમાળામાં કહ્યું છે કે—"અમાવાસ્યાને દિવસે ત્રણ ઉત્તરા, રેવતી, ધનિષ્ઠા અને પુનર્વસુ નક્ષત્રમાંથી કોઇ પણ નક્ષત્ર હોય તો એક માસ દુકાળ જણાવે." બીજા ગ્રંથમાં કહ્યું છે કે—" આર્દ્રા, શતભિષા, ચિત્રા,

સ્વાતિ, કૃત્તિકા અને ભરણી એ નક્ષત્રોમાંથી કોઇ પણ નક્ષત્રમાં અમાવાસ્યા આવે, તથા તે નક્ષત્રથી તિથિ જેટલી ન્યૂન હોય તેનાથી બમણા મૂલ્યે ધાન્ય વેચાય. અમાવાસ્યાને દિવસે વિરુદ્ધ વાર અને નક્ષત્ર આવે તો તે બહુજ અશુભ છે. આ શ્રાવણ માસની અમાવાસ્યા આખું વર્ષ ફળ આપે છે, અને બીજી અમાવાસ્યાઓ એક માસનું જ ફળ આપનાર છે.

શ્રાવણ શુકલપક્ષની સાતમને દિવસે સ્વાતિ નક્ષત્ર હોય તો સુકાળ થાય છે. શ્રાવણની પૂર્ણિમાને દિવસે શ્રવણ નક્ષત્ર હોય તો ધાન્યની પ્રાપ્તિ ઘણી થાય છે અને પ્રજા સુખી થાય છે. કહ્યું છે કે-" અષાઢ પૂર્ણિમાને દિવસે રોહિણી, પોષ માસની પૂર્ણિમાને દિવસે મૂળ નક્ષત્ર અને શ્રાવણ માસની પૂર્ણિમાને દિવસે શ્રવણ નક્ષત્ર ન હોય તો પૃથ્વી ડોલાયમાન થાય એટલે દુઃખ થાય છે. જેમ જ્યેષ્ઠ માસની પ્રતિપદાનું ફળ પહેલાં કહ્યું છે તે પ્રમાણે શ્રાવણ માસની પ્રતિપદાનું ફળ પણ અહીં જાણી લેવું.

**ભાદ્રપદ માસ**

ભાદ્રપદ માસની પ્રથમ તિથિને દિવસે ગુરૂવાર અને શ્રવણ નક્ષત્ર હોય તો વરસાદ સારો થાય અને ધન ધાન્યની પ્રાપ્તિ વિશેષ થાય. ભાદ્રપદ કૃષ્ણપક્ષની આઠમને દિવસે રોહિણી નક્ષત્ર હોય તો તે શુભદાયક છે. ભાદ્રપદ શુકલપક્ષની નોમને દિવસે રવિવાર અને મૂળ નક્ષત્ર હોય તો તે ભયદાયક છે. ભાદ્રપદ શુકલપક્ષની દશમને દિવસે રવિવાર અને મૂળ નક્ષત્ર હોય તો દુકાળ થાય છે. આ યોગ સુકાળને કરનારો છે એમ પણ કોઇ કહે છે. ભાદ્રપદ શુકલપક્ષની અગ્યારશને દિવસે રવિવાર અને મૂળ નક્ષત્ર હોય તો તે વરસે વરસાદનું તો સુખ થાય, પરંતુ વ્યાધિથી લોકો પીડા પામે ભાદ્રપદ કૃષ્ણપક્ષની બીજને દિવસે સોમવાર હોય તો ધાન્યની પ્રાપ્તિ ઘણી થાય તથા પશુઓની

વૃદ્ધિ થાય. ભાદ્રપદ કૃષ્ણપક્ષની ચોથને દિવસે જો શનિવાર હોય તો દેશનો ભંગ તથા દુકાળ થવાથી લોકો મુસ્તા ( મોથ ) ખાઇ ઉદર પોષણ કરે. આ વિષે લોકમાં કહ્યું છે કે-" ભાદ્રપદ કૃષ્ણપક્ષની આઠમને દિવસે અશ્લેષા નક્ષત્ર અને શનિવાર હોય તો પૃથ્વીપર મેઘ વરસે નહીં, એજ વાર્તા. " ગ્રંથાંતરમાં પણ કહ્યું છે કે-" ભાદ્રપદ શુકલપક્ષની નોમને દિવસે સ્વાતિ નક્ષત્ર અને શુક્રવાર હોય તો ઘી અને ધાન્યથી પૂર્ણ સુખમય પૃથ્વી હોય. ભાદ્રપદ શુકલપક્ષની ચોથને દિવસે ગુરૂ, સોમ કે શુક્રવાર હોય અને ઉત્તરાફાલ્ગુની, હસ્ત કે ચિત્રા નક્ષત્ર હોય તો નિશ્ચે સુકાળ થાય છે. ભાદ્રપદ શુકલપક્ષની પાંચમને દિવસે સ્વાતિ નક્ષત્ર હોય તો ચાર માસ કપાસ, રૂ વિગેરેથી લાભ થાય. ભાદ્રપદ માસની ત્રીજને દિવસે મંગળવાર અને ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર હોય તો ઉન્નત થયેલા વાદળાં ઉદય પામે તોપણ ન વરસે.

**ભાદ્રપદ અમાવાસ્યાનું ફળ.**

ભાદ્રપદની અમાવાસ્યાને દિવસે રવિવાર હોય તો ઘી મોંઘું થાય, મંગળ કે બુધવાર હોય તો ધાન્ય મોંઘું થાય, અને શનિવાર હોય તો તેલ મોંઘું થાય. લોકમાં પણ કહ્યું છે કે-" અમાવાસ્યાને દિવસે રવિવાર હોય તથા મુદ્દગર યોગ હોય તો ઉજ્જયણીથી પશ્ચિમ દિશામાં હાહાકાર અનિષ્ટ થાય. " બીજા કોઇ માસને વિષે પણ જો અમાવાસ્યાને દિવસે રવિવાર હોય તો વર્ષના વિશ્વા પંદર કહેલા છે. જો પંચાંગમાં રવિવારને દિવસે બે અમાવાસ્યા હોય તો વર્ષના દશ વિશ્વા માન્યા છે, તથા તે વર્ષે ખંડ ખંડ વૃષ્ટિ થાય છે. રવિવારને દિવસે ત્રણ અમાવાસ્યા હોય તો વર્ષના પાંચ વિશ્વા કહેલા છે. જો ચાર અમાવાસ્યાને દિવસે રવિવાર હોય તો છત્રભંગ અને દુકાળ થાય છે.

રૂદ્રદેવ સાતવારના ફળને આ પ્રમાણે કહે છે.—હે પ્રિયા ? વારના અનુક્રમથી અમાવાસ્યાનું ફળ હું કહું છું. તેથી વર્ષમાં માસનો કાળ જાણી શકાય છે. અમાવાસ્યાને દિવસે રવિવાર હોય તો મનુષ્યોને ઘણો ક્લેશ થાય, તથા રાજાઓ દુઃખથી પીડિત થાય અને અર્થનો વિનાશ થાય. સોમવાર હોય તો સુકાળ, કુશળતા, આરોગ્ય, વરસાદનો પ્રબળ ઉદય, ધાન્યની ઉત્પત્તિ અને પ્રજા સુખી થાય. મંગળવાર હોય તો રાજ્યનો વિનાશ, રાજાઓ વચ્ચે યુદ્ધ, ક્લેશની વૃદ્ધિ, ઉત્પાત. અલ્પ વરસાદ અને ધનનો નાશ થાય. બુધવાર હોય તો દુકાળ. રાજ્યનો વિનાશ, પ્રજાનું દુઃખ, સ્થાનભ્રષ્ટ અને ધાન્ય અલ્પ થાય. ગુરૂવાર હોય તો સારી વૃષ્ટિ; સુકાળ, કલ્યાણ, દુઃખનો નાશ, પ્રજાને સુખ અને આરોગ્યતા થાય. શુક્રવાર હોય તો જળથી ભરપૂર મેઘ હોય, ખેતીનો ઘણો ઉદય થાય તથા ચોરનો હમેશ ઉપદ્રવ થાય. શનિવાર હોય તો ઘોર દુકાળ, મહાદુઃખ, ઉગ્ર ભય તથા પુત્ર પિતાથી પરાઙ્મુખ હોય. " અમાવાસ્યાથી અધિક નક્ષત્રપર ચંદ્રમા ગમન કરે તો ધાન્યનો ભાવ સસ્તો. થાય અને હીન નક્ષત્રપર ગમન કરે તો ધાન્યનો ભાવ તેજ થાય.

ભાદ્રપદ શુકલપક્ષની છઠ્ઠને દિવસે જો અનુરાધા નક્ષત્ર હોય તો બીજાં નક્ષત્રોનો દોષ છતાં પણ અવશ્ય સુકાળ થાય.

**આશ્વિન માસ.** આશ્વિન માસના શુકલપક્ષની પ્રતિપદાને દિવસે શનિવાર હોય તો ધાન્યનો સંગ્રહ કરવો યોગ્ય છે. કેમકે આગળ પર ધાન્યનો ભાવ સખત થશે. આશ્વિન માસના શુક્લપક્ષની બીજને દિવસે સોમવાર હોય અને મૂલ નક્ષત્ર હોય તો ધાન્યનો સંગ્રહ કરવો યોગ્ય છે. જો આશ્વિન માસની (શુકલ) ત્રીજને દિવસે

જો મંગળ કે શનિવાર હોય તો પૃથ્વીપર પ્રબળ અગ્નિનો ભય થાય, અને બીજા વાર હોય તો ધાન્ય સસ્તું થાય. આશ્વિન (શુકલ) ચોથને દિવસે રવિવાર હોય તો ઘી વેચવું અને ધાન્યનો સંગ્રહ કરવો, તેથી આગળપર લાભ થશે. આશ્વિન શુકલપક્ષની પાંચમને દિવસે સોમવાર અને હસ્ત નક્ષત્રનો સૂર્ય હોય તો વરસાદ થાય તે સારો નથી. જો વરસે તો માલવ દેશમાં જવું. ત્યાં નિર્જળા પાંચમ પણ જળને દેવાવાળી થશે. આશ્વિન શુકલપક્ષની સાતમને દિવસે શનિવાર અને શ્રવણ કે ધનિષ્ઠા નક્ષત્ર હોય તો જગતનો નાશ થાય છે. આશ્વિન શુકલપક્ષની આઠમને દિવસે બુધવાર હોય તો ઘીનો સંગ્રહ કરવો, અને કાર્તિકમાં તેનો વિક્રય કરવાથી પગલે પગલે સંપત્તિઓ મળે છે. આશ્વિન શુકલપક્ષની નોમને દિવસે મંગળવાર હોય તો મગ, કપાસ, ચોળા, અડદ વિગેરેનો સંગ્રહ કરવો યોગ્ય છે. તેનો ચૈત્ર માસમાં વિક્રય કરવાથી બમણો લાભ થશે. આશ્વિન શુકલ-પક્ષની દશમને દિવસે મંગળવાર હોય તો પૃથ્વીપર રોગનો ઘણો ઉપદ્રવ થાય છે. આશ્વિન શુકલપક્ષની અગ્યારશને દિવસે શનિ-વાર હોય તો પૃથ્વીપર છત્રભંગ થાય, નગર અને ગામનો ભંગ થાય, તથા વૈરી અને ચોર વિગેરેનો ઉપદ્રવ થાય. આશ્વિન (કૃષ્ણપક્ષની) ત્રીજને દિવસે રોહિણી નક્ષત્ર હોય અને શનિ કે મંગળવાર હોય તો કપાસનો સંગ્રહ કરવો, તેથી ફાલ્ગુન માસમાં લાભ થાય છે. આશ્વિન કે કાર્તિક માસના કૃષ્ણપક્ષની બીજને દિવસે મંગળવાર હોય તો પૃથ્વીપર દરેક ગામમાં અગ્નિ-નો ઉપદ્રવ થાયછે. આશ્વિન કૃષ્ણપક્ષની પાંચમને દિવસે રવિવાર હોય તો માઘ માસની અમાવાસ્યાએ અવશ્ય ઘી મોંઘું થાય. આશ્વિન ( કૃષ્ણપક્ષની ) છઠ્ઠને દિવસે જ્યેષ્ઠા કે મૂલ નક્ષત્ર હોય અને રવિવાર હોય તો સર્વ ધાન્યનો સંગ્રહ કરવો. તેથી પાંચમે

માસે લાભ થાય. આશ્વિન કૃષ્ણપક્ષની અગ્યારશને દિવસે બુધવાર કે સોમવાર હોય તો લોકમાં ગાય અને ભેંશનું મૂલ્ય ઘણું થાય. આશ્વિન કૃષ્ણપક્ષની બારશને દિવસે શનિવાર અને હસ્ત કે ચિત્રા નક્ષત્ર હોય તો જુવારનો સંગ્રહ કરવો યોગ્ય છે. તેથી ચૈત્ર માસમાં ત્રણ ગુણો લાભ થાય છે. આશ્વિન માસની અમાવાસ્યાને દિવસે જો શનિવાર હોય તો વર્ષ મધ્યમ થાય, અથવા ખંડમંડલમાં દુકાળ પડે. કોઇ ઠેકાણે કહ્યું છે કે–" આશ્વિન માસની અમાવાસ્યાને દિવસે શનિ, રવિ કે મંગળવાર હોય તો ધાન્ય સંગ્રહ કરવાથી બમણો, ત્રણ ગુણો, કે ચાર ગુણો લાભ થાય." ગ્રંથાન્તરમાં કહ્યું છે કે—" આશ્વિન માસની ( કે બીજા કોઇ માસની ) અમાવાસ્યાને દિવસે ત્રણ ઉત્તરા, ધનિષ્ઠા, પુનર્વસુ કે રોહિણી નક્ષત્ર હોય તો એક માસ દુકાળ થાય.

**કાર્તિક માસ.** કાર્તિક માસના પહેલા (શુક્લ) પક્ષની પહેલી (પ્રતિપદા) તિથિએ બુધવાર હોય તો કોઇ ઠેકાણે વૃષ્ટિ અને કોઇ ઠેકાણે અનાવૃષ્ટિ થવાથી મધ્યમ વર્ષ થાય છે. કહ્યું છે કે–" કાર્તિક માસના શુક્લ પક્ષની પ્રતિપદાને દિવસે બુધવાર હોય તો ધાન્યના બમણા, ત્રણ ગુણા કે ચાર ગુણા ભાવ થાય છે." કાર્તિક શુક્લ પક્ષની સાતમને દિવસે શનિવાર હોય તો ધાન્યનો વિનાશ થાય અને શ્વેત વસ્તુ મોંઘી થાય. તેનો ત્રણ માસે બમણો લાભ થાય. કાર્તિક માસમાં રવિવાર અને આર્દ્રા નક્ષત્રનો યોગ હોય તો રાજાઓ વચ્ચે યુદ્ધ થાય, તથા રવિવાર અને રોહિણીનો યોગ હોય તો આગળ વરસાદનો રોધ થાય. કાર્તિક (શુક્લ) પાંચમને દિવસે આર્દ્રા નક્ષત્ર હોય તો તૃણનો સંગ્રહ કરવો ઉચિત છે. નહીં તો પશુઓને દુઃખ થાય. કેમકે આગળ બહુ અલ્પ વરસાદ થશે. કાર્તિક માસમાં મંગળવારને દિવસે મૂળ નક્ષત્ર હોય

તો મંગલિક કાર્યમાં અનુકૂળતા રહે નહીં. કાર્તિક કૃષ્ણ પક્ષની આતમને દિવસે શનિવાર હોય તો અન્ન મોંઘું થાય. કાર્તિક કૃષ્ણ પક્ષની દશમને દિવસે શનિવાર હોય તો રોગનો ઉપદ્રવ થાય, અને કૃષ્ણ પક્ષની તેરશ રવિવારે હોય તો યવ અને ઘઉંના ભાવ તેજ રહે. કાર્તિક કૃષ્ણ પક્ષની દશમને દિવસે શનિવાર અને મઘા નક્ષત્ર હોય તો ઘી અને સોપારી મોંઘા થાય, ચાર માસે વેચવાથી લાભ થાય. કાર્તિકની અમાવાસ્યાને દિવસે શનિવાર હોય તો ધાન્યનો વિનાશ થાય, મંગળવાર હોય તો પૃથ્વીપર અગ્નિનો ઉપદ્રવ થાય અને રવિવાર હોય તો રાજાઓ વચ્ચે યુદ્ધ થાય. કહ્યું છે કે–"હોળી પોળી (વિજયા દશમી) અને દીવાળીને દિવસે રવિ, શનિ કે મંગળવાર હોય તો લોક ખપ્પર લઈને જગતમાં ભ્રમણ કરે એટલે કે મહા દુકાળ પડે, કોઇ વિરલા બચી જાય." ચાતુર્માસ કુલકમાં કહ્યું છે કે–"ત્રણ લોકમાં સૂર્ય સમાન જગતને વલ્લભ જળધર રૂપ શ્રી મહાવીર સ્વામીને નમસ્કાર કરી જિનેંદ્રે કહેલા અર્ઘકાંડને હું કહું છું. કાર્તિકની પૂર્ણિમાને દિવસે કૃત્તિકા નક્ષત્ર સંપૂર્ણ હોય તો ચારે માસ સુકાળ રહે અને લોક સુખ પામે. જો તે પૂર્ણિમાને દિવસે ભરણી નક્ષત્ર ચાર પ્રહર સંપૂર્ણ હોય તો ચાર માસ ધાન્ય મોંઘાં રહે. જો તે પૂર્ણિમાને દિવસે રોહિણી નક્ષત્ર ચાર પ્રહર સંપૂર્ણ હોય તો મૂળરસ અને દ્રવ્યના મૂલ્યની હાનિ થાય. પૂર્ણિમાના દિવસ રાત્રી રોહિણી નક્ષત્ર હોય તો સમસ્ત ધાન્ય, રસ તથા લોહું વિગેરે ધાતુનો વિનાશ થાય. જો પૂર્ણિમાને દિવસે બે પ્રહર ભરણી અને બે પ્રહર કૃત્તિકા નક્ષત્ર હોય તો બે માસ લવણ અને કપાસના ભાવ તેજ રહે. જો બે પ્રહર કૃત્તિકા અને છ પ્રહર રોહિણી નક્ષત્ર હોય તો બે માસ સુકાળ એટલે સોંઘવારી અને બે માસ દુકાળ એટલે મોંઘવારી થાય.

માર્ગશીર્ષ માસની ચોથને દિવસે કે રેવતી નક્ષત્રને દિવસે મંગળવાર હોય તો દરેક ગામમાં અગ્નિનો ભય તથા જગત્ ક્લેશમય હોય. માર્ગશીર્ષ, પોષ કે ફાલ્ગુન માસના શુક્લ પક્ષમાં નક્ષત્રના ભોગ કરતાં તિથિનો ભોગ થોડો હોય તો ઘઉંનો સંગ્રહ લાભદાયક છે. માર્ગશીર્ષ માસની બારશને દિવસે અથવા સૂર્યની સંક્રાંતિને દિવસે મંગળવાર હોય તથા ચંદ્રગ્રહણ હોય તો આગળનું વર્ષ વિનાશ પામે. માર્ગશીર્ષની નોમને દિવસે રેવતી નક્ષત્ર અને બુધવાર હોય તો તે દુકાળ કરનાર છે. માર્ગશીર્ષની પાંચમને દિવસે ગુરૂવાર હોય તો પાંચ માસ સુકાળ થાય. માર્ગશીર્ષ માસની પ્રતિપદાને દિવસે પુષ્ય નક્ષત્ર હોય તો પશુઓને કષ્ટ થાય અને આગળના વર્ષનો ગર્ભ જળવૃષ્ટિ દ્વારા વિનાશ પામે. માર્ગશીર્ષ માસની ત્રીજને દિવસે પુનર્વસુ કે આર્દ્રા નક્ષત્ર હોય તો ધાન્ય સસ્તું થાય, રાજા પ્રસન્ન રહે અને પ્રજા સુખી થાય. માર્ગશીર્ષ માસની પાંચમને દિવસે મઘા આદિ પાંચ નક્ષત્રોમાંથી કોઇ એક નક્ષત્ર હોય તો વરસાદ ન થવાથી આગળનું વર્ષ વિનાશ પામે. માર્ગશીર્ષ માસની નોમને દિવસે ચિત્રા નક્ષત્ર હોય તો ધાન્ય મોંઘું થાય અને કૃષ્ણ ચતુર્દશી સ્વાતિ નક્ષત્ર યુક્ત હોય તો શ્રાવણ માસમાં વરસાદ ન થાય. માર્ગશીર્ષ માસની દશમને દિવસે મૂળ નક્ષત્ર અને રવિવાર હોય તો તલ, તેલ વિગેરેનો સંગ્રહ કરવો, તેથી જ્યેષ્ઠ માસને છેડે તે લાભદાયક છે. માર્ગશીર્ષની અગ્યારશને દિવસે જો રવિવાર હોય તો કપાસ, રૂ અને સુતરનો સંગ્રહ કરવો, તેથી વૈશાખ માસમાં લાભ થાય છે. અથવા દૈવયોગે માર્ગશીર્ષની અગ્યારશને દિવસે શનિવારનો યોગ થાય તો જળનું શોષણ, પ્રજાનો નાશ અને છત્રનો ભંગ થાય છે.

પોષ માસના શુકલપક્ષની ચોથને દિવસે શનિવાર હોય તો ત્રણ માસ દુઃખ રહે, તેમાં કાંઈ સંશય નથી.

**પોષ માસ.** પોષ માસની સાતમને દિવસે સોમવાર હોય તો ભેંસોનો સમૂહ રોગથી પીડા પામી મરવા લાગે, પોષ માસની નોમને દિવસે શનિવાર હોય તો જ્યાં સુધી સૂર્ય આર્દ્રા નક્ષત્રમાં ન આવે ત્યાં સુધી ધાન્યનો સંગ્રહ કરવો યોગ્ય છે. તેથી આગળ લાભ થશે. પોષ શુકલ પક્ષની અગ્યારશને દિવસે કૃત્તિકા નક્ષત્ર હોય તો રાતી વસ્તુથી મોટો લાભ થાય અને પ્રથમ વૃષ્ટિ થાય ત્યાં સુધી ધાન્યથી મોટો લાભ થાય છે. પોષ માસની અમાવાસ્યાને દિવસે પૂર્વાષાઢા તથા જ્યેષ્ઠા નક્ષત્ર હોય અને શનિ, રવિ કે મંગળવાર હોય તો આગળના વર્ષનો વિનાશ થાય. પોષ માસની અમાવાસ્યાને દિવસે મૂળ નક્ષત્ર હોય અને શનિ, રવિ કે મંગળવાર હોય તો વરસાદ થાય, લોક સંતુષ્ટ થાય તથા ધાન્યથી ઘણો લાભ થાય. પોષ માસના કૃષ્ણ પક્ષની દશમને દિવસે વિશાખા નક્ષત્ર રાતે કે દિવસે હોય તો આગલા વર્ષના મેઘ પુષ્ટ થાય છે. કુલકમાં કહ્યું છે કે—"પોષ માસની પૂર્ણિમાને દિવસે પુષ્ય નક્ષત્ર આખો દિવસ હોય તો આખું વર્ષ રસ અને ધાન્ય સસ્તાં રહે." પોષ કૃષ્ણપક્ષની પ્રતિપદાને દિવસે રોહિણી નક્ષત્ર હોય તો ધાન્યના સંગ્રહથી સાત માસ પછી લાભ થાય, અથવા છત્રભંગ થાય.

જો માઘ માસની પહેલી પ્રતિપદાને દિવસે બુધવાર હોય તો ત્રણ માસ તેજી રહે અને આગળનું વર્ષ

**માઘ માસ.** વિનાશ પામે. માઘ માસના કૃષ્ણપક્ષની પ્રતિપદા, દ્વિતીયા કે તૃતીયાનો ક્ષય હોય તો ધાન્યનો સંગ્રહ કરવાથી વૈશ્યોને લાભ થાય છે. માઘ માસના શુકલપક્ષની સાતમને દિવસે સોમવાર હોય તો મોટો દુકાળ

અને રાજાઓ વચ્ચે વિગ્રહ થાય. માઘ શુકલપક્ષની સાતમને દિવસે રવિવાર હોય તો મોટો દુકાળ પડે, વિગ્રહ થાય અને પ્રજાને મહા ભય થાય. માઘ માસની પ્રતિપદાને દિવસે શનિવાર હોય તો તે શુભ છે. સર્વ પ્રકારના ધાન્યની પ્રાપ્તિ થાય, આરોગ્યતા રહે અને સર્વ દેશ સુખી થાય. માઘ માસની ચોથને દિવસે શનિવાર હોય તો દુકાળ, મૃત્યુ, ચોરનો ભય, અગ્નિનો ભય અને ધાન્યનો વિનાશ થાય છે. માઘ શુકલપક્ષની પ્રતિપદાને દિવસે ગુરૂ, સોમ કે શુક્રવાર હોય તો સુકાળ થાય છે, રવિવાર હોય તો યુદ્ધ થાય છે અને મંગળવાર હોય તો ઇતિનો મોટો ઉપદ્રવ થાય છે. માઘ માસના શુકલપક્ષની આઠમને દિવસે કૃત્તિકા નક્ષત્ર ન હોય તો ફાલ્ગુન માસમાં રોલિકાપાત અને શ્રાવણ માસમાં વરસાદ ન થાય, માઘ શુકલપક્ષની સાતમને દિવસે રોહિણી નક્ષત્ર હોય તો રાજાઓ વચ્ચે યુદ્ધ થાય, પ્રજામાં રોગ થાય અથવા મધ્યમ વર્ષ થાય. આ રીતે એક પણ નિમિત્તથી વિચિત્ર ફળનો વિચાર થઇ શકે છે તે વાત સિદ્ધાંતથી, જ્યોતિષથી, ન્યાયથી અને વૈદક શાસ્ત્રથી સિદ્ધ થાય છે. માઘ માસની સાતમને દિવસે જો ભરણી નક્ષત્ર હોય તો લોકમાં રોગની શાંતિ થાય છે અને પૃથ્વી પર ઘણું ધાન્ય નીપજે છે. માઘ માસના કૃષ્ણપક્ષની નોમને દિવસે મૂળ નક્ષત્ર હોય તો તે દિવસે ગર્ભ રહે છે અને તે ગર્ભ ભાદ્રપદ માસમાં નોમને દિવસે વૃષ્ટિ કરે છે.

**ફાલ્ગુન માસ.** ફાલ્ગુન માસના કૃષ્ણપક્ષની છઠ્ઠને દિવસે ચિત્રા નક્ષત્ર હોય તો ત્રણ માસ સુકાળ થાય છે. અને સ્વાતિ નક્ષત્ર હોય તો દુકાળ થાય છે. ફાલ્ગુન માસના શુકલપક્ષની તેરશને દિવસે શુક્રવાર હોય તો જ્યેષ્ઠ માસમાં રોગની વૃદ્ધિ થાય અથવા ત્રણ માસમાં ભોગ હોય. ફાલ્ગુન માસની અગ્યારસને દિવસે રવિવાર

અને આર્દ્રા નક્ષત્ર હોય તો તે વર્ષ કષ્ટકારક થાય છે અને સોમવાર હોય તો લોકમાં ત્રણ માસે સુકાળ થાય. ફાલ્ગુન માસના પહેલા પક્ષમાં પ્રતિપદાને દિવસે શતભિષા નક્ષત્ર હોય તો તે નક્ષત્રના ભોગને અનુસારે વર્ષનું સ્વરૂપ જાણવું. ફાલ્ગુન શુક્લપક્ષમાં સાતમ વિગેરે પાંચ તિથિમાંથી કોઇ પણ તિથિએ કૃત્તિકા નક્ષત્ર હોય તો સુકાળ થાય અને ભાદ્રપદ માસમાં સારો વરસાદ થાય છે.

તિથિકુલકમાં ફાલ્ગુન માસની પૂર્ણિમાનો વિચાર આ પ્રમાણે કહ્યો છે.—ફાલ્ગુન માસની પૂર્ણિમાને દિવસે ચારે પ્રહર પૂર્વાફાલ્ગુની નક્ષત્ર હોય તો ચાર માસ સુકાળ રહે. જો દૈવયોગથી બેપ્રહર મઘા નક્ષત્ર હોય તો બે માસ મોંઘવારી રહે, તેમાં કાંઈ સંશય નથી. જો તે દિવસે મઘા નક્ષત્ર પૂર્ણ હોય તો ચારે માસ મોટો દુકાળ જણાય. પ્રથમ બે પ્રહર પૂર્વાફાલ્ગુની નક્ષત્ર હોય અને પછી બે પ્રહર ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર હોય તો પહેલા બે માસ સુકાળ રહે અને સુખ પ્રાપ્ત થાય. તેમાં કાંઈ સંદેહ નથી. અને પાછળના બે માસ ધાન્યનો વિનાશ થવાથી દુકાળ થાય. આઠ કે ચાર પ્રહર સુધી ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર હોય તો ધાન્ય, રસ, તલ વિગેરે દ્રવ્યનો નાશ થાય.

**બારે પૂર્ણિમાનો વિચાર.**

ચૈત્ર માસની પૂર્ણિમાને દિવસે આકાશ નિર્મળ હોય તો તે શુભ છે. પરંતુ જો તે દિવસે ગ્રહણ હોય, તારા પડે, ભૂકંપ થાય, વૃષ્ટિ થાય, ધૂળ વરસે, પરિવેષ થાય, વીજળી ચમકે અને કેતુનો ઉદય થાય એ વિગેરે ઉત્પાત થાય તો ધાતુના વાસણો વેચીને પણ ધાન્યનો સંગ્રહ કરવો. તે ધાન્યને સાતમે માસે અથવા ભાદ્રપદ માસમાં વેચવાથી બમણો લાભ થાય

છે. વૈશાખ માસની પૂર્ણિમાને દિવસે ઉપર કહેલાં ચિન્હો થાય તો કપાસ મોંઘો થાય, અને ઘઉં, મગ અને અડદ વિગેરેનો સંગ્રહ કરવાથી લાભ પ્રાપ્ત થાય, એટલે કે ભાદ્રપદ માસમાં તેને વેચવાથી બમણો લાભ થાય છે. જ્યેષ્ઠ માસની પૂર્ણિમા વાદળાં રહિત નિર્મળ હોય તો તે શ્રેષ્ઠ છે, એમ પંડિતોએ કહ્યું છે. પણ વૃષ્ટિ કે પરિવેષ થાય તો ધાન્યનો સંગ્રહ કરવો યોગ્ય છે, ચોથે મહિને અથવા પોષ માસમાં તેને વિક્રય કરવાથી લાભ થાય છે. અષાઢ માસની પૂર્ણિમા નિર્મળ હોય તો તે સારી કહી નથી, પણ વાદળાં વડે આચ્છાદિત હોય તો તે શુભ છે. જો નિર્મળ દેખાય તે ધાન્યનો સંગ્રહ કરવો, તેને પાંચમે માસે વેચવાથી લાભ થાય છે. શ્રાવણ માસની પૂર્ણિમા નિર્મળ હોય તો શ્રેષ્ઠ છે. વાદળાં સહિત હોય તો ઘી, તેલનો સંગ્રહ કરવો. તેને ત્રીજે માસે વેચવાથી લાભ થાય છે. ભાદ્રપદ માસની પૂર્ણિમા વાદળાં સહિત હોય તો તે શ્રેષ્ઠ છે. તે વખતે ધાન્ય હોય તો તેને વેચી નાંખવું યોગ્ય છે. આશ્વિન માસની પૂર્ણિમા નિર્મળ હોય તો તે શુભ છે. પણ જો વાદળાંનો ઉદય થાય તો ધાન્યનો સંગ્રહ કરી બીજે માસે વેચવું. તેમાં લાભ થાય છે. કાર્તિક માસની પૂર્ણિમા વાદળાં સહિત હોય તો ઘી અને ધાન્યનો સંગ્રહ કરવો. તેનો પાંચમે માસે અથવા ચૈત્ર માસમાં વિક્રય કરવાથી તે લાભદાયક છે. માર્ગશીર્ષ માસની પૂર્ણિમા કાર્તિકની પૂર્ણિમા જેવી જાણવી. પોષ માસની પૂર્ણિમા વાદળાં સહિત હોય તો તે શ્રેષ્ઠ છે. તે વખતે ધાતુનો સંગ્રહ કરવાથી લાભ થાય છે. માઘ માસની પૂર્ણિમા વાદળાં સહિત હોય તો ધાન્યનો સંગ્રહ કરવો ઉચિત છે. તેને સાતમે માસે વેચવાથી લાભ થાય છે. ફાલ્ગુન માસની પૂર્ણિમાને દિવસે વાદળાં, વરસાદ અને ગર્જના હોય તો ધાન્યનો સંગ્રહ કરવો. તેને સાતમે માસે વેચવાથી લાભ પ્રાપ્ત થાય છે.

**વૃષ્ટિના દિવસની સંખ્યા.**

ચૈત્ર માસની અમાવાસ્યાને દિવસે અથવા જે દિવસે ચિત્રા કે સ્વાતિ નક્ષત્ર હોય તે દિવસે ગુરૂવાર હોય તો વરસાદ સારો થાય. એજ પ્રમાણે વૈશાખ માસમાં વિશાખા કે અનુરાધા, જ્યેષ્ઠ માસમાં જ્યેષ્ઠા કે મૂળ નક્ષત્ર, અષાઢ માસમાં પૂર્વાષાઢા કે ઉત્તરાષાઢા, શ્રાવણ માસમાં શ્રવણ, ધનિષ્ઠા કે શતભિષા, ભાદ્રપદ માસમાં પૂર્વાભાદ્રપદ, ઉત્તરાભાદ્રપદ કે રેવતી, આશ્વિન માસમાં અશ્વિની કે ભરણી, કાર્તિક માસમાં કૃત્તિકા કે રોહિણી, માર્ગશીર્ષ માસમાં મૃગશીર્ષ, આર્દ્રા કે પુનર્વસુ, પોષ માસમાં પુષ્ય કે અશ્લેષા, માઘ માસમાં મઘા અને ફાલ્ગુન માસમાં પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની કે હસ્ત, એ દરેક માસના નક્ષત્રને દિવસે અથવા અમાવાસ્યાને દિવસે ગુરૂવાર હોય તો વરસાદ સારો થાય છે. આ જ્ઞાન જગદ્‌ગુરૂ શ્રી હીરવિયજસૂરિએ કહ્યું છે.

**અકાળ વૃષ્ટિનું ફળ.**

ગિરધરાનંદમાં અકાળ વૃષ્ટિનું ફળ આ પ્રમાણે કહ્યું છે—"પોષ, માઘ, ફાલ્ગુન અને ચૈત્ર આ ચાર માસમાં વૃષ્ટિના ગર્ભના જે જે યોગ છે તે તે યોગના દિવસો સિવાય બીજા દિવસોમાં પશુઓના પગ ભીનાં થાય એટલો વરસાદ વરસે તો તે અકાળ વૃષ્ટિ કહેવાય છે. તે અનિષ્ટકારક છે. વીજળી, ગર્જના અને વરસાદ એ ત્રણ વૃષ્ટિના ઉત્પાત થાય તો સાત રાત્રિ સુધી કાંઈ પણ શુભ કાર્ય કરવું ઉચિત નથી. પોષ માસમાં અકાળ વૃષ્ટિનો ઉત્પાત થયો હોય તો ત્રણ દિવસ, માઘ માસમાં બે દિવસ, ફાલ્ગુન માસમાં એક દિવસ અને ચૈત્ર માસમાં બે ઘડી સુધી શુભ કાર્ય કરવું નહીં." શ્રી હીરસૂરિએ કરેલી મેઘમાળામાં કહ્યું છે કે—"માઘ માસમાં ત્રણ દિવસ, ફાલ્ગુન માસમાં

બે દિવસ, ચૈત્ર માસમાં એક દિવસ, વૈશાખ માસમાં બે પ્રહર, જ્યેષ્ઠ માસમાં એક પ્રહર અને અષાઢ માસમાં અર્ધ પ્રહર. આટલા મહિનામાં આટલો સમય વરસાદ થઈને રહી જાય તો ત અકાળ વૃષ્ટિ કહેવાય છે.

આ પ્રમાણે યથાયોગ્ય, કાંઈ પણ અસત્ય નહી એવી સત્ય તિથિઓની આ કથા કહી તેનો સારી રીતે વિચાર કરી વિદ્વાનોએ વર્ષનું સ્વરૂપ કહેવું જોઇએ.

ઇતિ શ્રી મહોપાધ્યાય શ્રી મેઘવિજયજી ગણિ રચિત

શ્રી મેઘમહોદય અથવા વર્ષપ્રબોધ નામના ગ્રંથનો

નવમો તિથિફલાધિકાર સંપૂર્ણ.



## દશમો સૂર્યચાર અધિકારઃ—

**સંક્રાંતિના વિચારનું ફળ.**

સૂર્યની ગતિના જ્ઞાનથી પ્રાચીન વિદ્વાનોએ પોતાની બુદ્ધિને અનુસારે વર્ષનું સ્વરૂપ જે પ્રમાણે કહ્યું છે, તે પ્રમાણે મેષાદિક રાશિમાં ફરતા સૂર્યથી ઉત્પન્ન થતા ધાન્યાદિકના ફળને રાજાઓની પ્રસન્નતાને માટે અમે કહીએ છીએ.

**સંક્રાંતિના નામ અને વારનું ફળ.**

ક્રૂર સંજ્ઞાવાળા નક્ષત્ર અને રવિવારે સૂર્યની સંક્રાંતિ હોય તો તે ઘોરા નામની સંક્રાંતિ કહેવાય છે. ૧. ક્ષિપ્ર સંજ્ઞાવાળા નક્ષત્ર અને સોમવારને દિવસે સૂર્યની સંક્રાંતિ હોય તો તે ધ્વાંક્ષી નામની સંક્રાંતિ કહેવાય છે. ૨. ચર સંજ્ઞાવાળા નક્ષત્ર અને મંગળવારને દિવસે સૂર્યની સક્રાંતિ હોય તો તે મહોદરી નામની સંક્રાંતિ કહેવાય છે. ૩. મૈત્ર સજ્ઞાવાળા નક્ષત્ર અને બુધવારને દિવસે સૂર્યની સંક્રાંતિ થતી હોય તો તે મદાકિની નામની સંક્રાંતિ કહેવાય છે. ૪. ધ્રુવ સંજ્ઞાવાળા નક્ષત્ર અને ગુરૂવારને દિવસે સૂર્યની સંક્રાંતિ થતી હોય તો તે મદા નામની સંક્રાંતિ કહેવાય છે. ૫. મિશ્ર સંજ્ઞાવાળા નક્ષત્ર અને શુક્રવારને દિવસે સૂર્યની સંક્રાંતિ થતી હોય તો તે મિશ્રા નામની સક્રાંતિ કહેવાય છે. ૬. તથા દારૂણ સંજ્ઞાવાળા નક્ષત્ર અને શનિવારને દિવસે સૂર્યનું સંક્રમણ થતું હોય તો તે રાક્ષસી નામની સંક્રાંતિ કહેવાય છે. ૭. તેમાં પહેલી ઘોરા સંક્રાંતિ શૂદ્રને સુખદાયક છે. ૧. ધ્વાંક્ષી વૈશ્યને સુખદાયક છે. ૨. મહોદરી ચોરને સુખદાયક છે. ૩. મંદાકિની રાજાને સુખદાયક છે. ૪. મંદા બ્રાહ્મણને સુખદાયક

છે. ૫. મિશ્રા પશુઓને સુખદાયક છે. ૬. તથા રાક્ષસી નામની સંક્રાંતિ મ્લેચ્છોને સુખદાયક છે. ૭. સૂર્ય સંક્રાંતિ રવિવારે હોય તો રસ અને ધાન્ય સંબંધી કષ્ટ પડે છે. ૧. સોમવારે હોય તો સુકાળ થાય છે. ૨. મંગળવારે હોય તો ગાય વિગેરેને કષ્ટ થાય છે. ૩. બુધવારે હોય તો રસ કસ મોંઘા થાય. ૪. ગુરૂવારે હોય તો સર્વ પ્રકારે શુભ થાય છે. ૫. શુક્રવારે હોય તો હાથી આદિ વાહનોનો નાશ થાય છે. ૬. તથા શનિવારે સૂર્ય સંક્રાંત થતી હોય તો સર્વ રસની અલ્પતા થાય છે. ૭.

**ચંદ્ર મંડલમાં સંક્રાંતિનું ફળ.**

સૂર્યની સંક્રાંતિને દિવસે ચંદ્રમા અગ્નિમંડળમાં હોય તો દુકાળ પડે, વાયુમંડળમાં હોય તો ચોરનો ભય કે ધાન્યનો વિનાશ થાય, માહેંદ્રમંડળમાં હોય તો ઘણો વરસાદ થાય અને પ્રજામાં રોગની ઉત્પત્તિ થાય, વારૂણમંડળમ્ ચંદ્ર હોય તો સારી વૃષ્ટિ થાય, અને પ્રજાનું ક્ષેમ–કુશળ થાય

**દિવસ રાત્રિમાં સંક્રાંતિનું ફળ.**

દિવસના પહેલા ભાગમાં સૂર્યની સક્રાંતિ થઈ હોય તો રાજાઓને પીડા થાય, મધ્યાન્હ સમયે સૂર્ય સંક્રાંતિ થઇ હોય તો બ્રાહ્મણને પીડા થાય, દિવસના પાછલા ભાગમાં થઈ હોય તો વૈશ્યોને દુઃખકારક થાય છે, સૂર્યાસ્ત સમયે સંક્રાંતિ થઇ હોય તો શુદ્રને પીડા થાય, સૂર્યોદય વખતે સંક્રાંતિ થઈ હોય તો પશુપાલને કષ્ટ થાય, સંધ્યા સમયે સંક્રાંતિ થઈ હોય તો લિંગી જનોને કષ્ટકારક થાય છે. પ્રદોષ સમયે સક્રાંતિ થઈ હોય તો પિશાચોને કષ્ટ કરે, અર્ધ રાત્રિએ સંક્રાંતિ થઇ હોય તો રાક્ષસોને દુઃખદાયક છે, તથા પાછલી રાત્રિએ સૂર્યની સંક્રાંતિ થઇ હોય તો નટ વિગેરે જનોને રોગ, મરણ, વિનાશ વિગેરે કષ્ટ કરે છે.

**સંક્રાંતિ વખતે સૂર્યની અવસ્થા અને તેનું ફળ.**

નાગ, તૈતિલ અને ચતુષ્પદ એ ત્રણ કરણમાં સૂર્યની સંક્રાંતિ થઇ હોય તો તે વખતે સૂર્ય સુતેલો છે એમ જાણવું. વણિજ, વિષ્ટિ, બાલવ, ગર અને બવ એ પાંચ કરણમાં સૂર્ય સંક્રમે તો તે વખતે સૂર્ય બેઠેલો છે એમ જાણવું. શકુનિ, કિંસ્તુઘ્ન અને કૌલવ એ ત્રણ કરણમાં સૂર્યનું સંક્રમણ થાય તો તે વખતે સૂર્ય ઉભો છે એમ જાણવું. આ ત્રણ પ્રકારની અવસ્થાનું અનુક્રમે ધાન્ય, અર્થ અને વૃષ્ટિને વિષે જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટપણું જાણવું.

**સંક્રાંતિ મુહૂર્ત્ત વિચાર.**

જ્યેષ્ઠા, આર્દ્રા, સ્વાતિ, અશ્લેષા, ભરણી અને શતભિષા એ છ નક્ષત્રો પંદર મુહૂર્ત્તવાળાં છે. વિશાખા, પુનર્વસુ, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદા અને રોહિણી એ છ નક્ષત્ર પીસ્તાલીશ મુહૂર્ત્તવાળાં છે. બાકીના અશ્વિની, કૃત્તિકા, મૃગશીર્ષ, પુષ્ય, મઘા, પૂર્વાફાલ્ગુની, હસ્ત, ચિત્રા, અનુરાધા, મૂલ, પૂર્વાષાઢા, શ્રવણ, ધનિષ્ઠા, પૂર્વાભાદ્રપદા અને રેવતી એ પંદર નક્ષત્ર ત્રીશ મુહૂર્ત્તવાળાં છે. તેમાં હીન એટલે પંદર મુહૂર્ત્તવાળાં નક્ષત્રમાં સૂર્યની સંક્રાંતિ થાય તો હીન ફળ કહેવું, સમાન એટલે ત્રીશ મુહૂર્ત્તવાળાં નક્ષત્રમાં સૂર્યની સંક્રાંતિ થાય તો મધ્યમ ફળ અને અધિક એટલે પીસ્તાલીશ મુહૂર્ત્તવાળાં નક્ષત્રમાં સૂર્યની સંક્રાંતિ થાય તો પંડિતોએ ઉત્કૃષ્ટ ફળ કહેવું. મકર, કર્ક, મેષ, વૃષ અને મીન એ પાંચ સંક્રાંતિ રાત્રિએ થઇ હોય તો સુખકારક છે, અને બાકીની સાત સંક્રાંતિ દિવસે થાય તો તે શ્રેષ્ઠ છે. પરંતુ તેનાથી વિપરીત થાય તો તે અશુભ જાણવી. રવિ, મંગળ અને શનિવારને દિવસે સંક્રાંતિ થાય તો તે માસમાં ચોરનો ભય અને વૃષ્ટિનો અભાવ થવાથી ઘોર દુકાળ પડે. સંક્રાંતિ વખતે

સૂર્ય ઉભો હોય તો સુકાળ થાય, બેઠો હોય તો મધ્યમ ફળ થાય અને સુતેલો હોય તો અનાવૃષ્ટિ, દુકાળ અને ચોરનો ભય થાય.

**સંક્રાંતિના વાહનાદિ**—બળ વિગેરે સાત કરણો ચર છે અને શકુનિ વિગેરે ચાર કરણો સ્થિર છે. એ અગ્યાર કરણમાંથી જે કરણમાં સૂર્યની સંક્રાંતિ થઇ હોય તે કરણને આશ્રીને સંક્રાંતિના વાહન, વસ્ત્ર, ભોજન, વિલેપન, આયુધ, જાતિ અને પુષ્પ વિગેરે આ પ્રમાણે જાણવાં.

સિંહ, વ્યાઘ્ર, વરાહ, ગર્દભ, હાથી, ભેંશ, અશ્વ, શ્વાન, બકરો, વૃષભ અને કુકડો. (બવકરણમાં સંક્રાંતિ થઇ હોય તો તે સંક્રાંતિનું વાહન સિંહ છે એમ અગ્યારે કરણને આશ્રી જાણવું.) મતાંતરમાં આ પ્રમાણે વાહનો કહ્યાં છે—હાથી, અશ્વ, વૃષભ, બકરો, ગર્દભ, ઉંટ, સિંહ, બાકી રહેલા ચારના શકટ (ગાડી) વાહન છે.

**સંક્રાંતિનાં વસ્ત્ર**—શ્વેત, પીળું, નીલ, પાંડુર, લાલ, કૃષ્ણ, ધવલ, ચિત્રવિચિત્ર, કંબલ, નગ્ન અને કૃષ્ણવર્ણ એ બવાદિક કરણમાં થયેલી સંક્રાંતિનાં અનુક્રમે વસ્ત્ર છે.

**સંક્રાંતિનું ભોજન**—બવાદિક કરણમાં રહેલી સૂર્યસંક્રાંતિને અનુક્રમે ભાત, પાયસ ( દૂધની મીઠાઇ ), ભિક્ષા ( ઘેર ઘેર ભિક્ષા માગવી તે ), પકવાન, દૂધ, દહીં, વિચિત્ર અન્ન, ગોળ, મધ, ઘી અને સાકર એ ભોજન છે.

**સંક્રાંતિનું વિલેપન**—કસ્તૂરી, કુંકુમ, ચંદન, માટી, ગોરોચન, અળતાનો રસ, માર્જારમદ, હળદર, કાજળ, કાળાગુરૂ અને કપૂર એ અનુક્રમે વિલેપન છે.

**સંક્રાંતિનાં આયુધ**—ભૂશુંડી, ગદા, ખડ્ગ, દંડ, ધનુષ, તોમર, કુંત, પાશ, અંકુશ, તરવાર અને બાણ એ અગ્યાર અનુક્રમે સંક્રાંતિના આયુધ છે.

**સંક્રાંતિની જાતિ**—દેવ, નાગ, ભૂત, પક્ષી, પશુ, મૃગ, શૂકર, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને વર્ણસંકર એ અગ્યાર અનુક્રમે સંક્રાતિની જાતિ છે.

**સંક્રાંતિના પુષ્પ**—નાગકેસર, જાઇ, કેશર, કમલ, કેતકી, દૂર્વા, આકડો, ખિલા, માલતી, પાટલા અને જપા એ અગ્યાર જાતિના પુષ્પ અનુક્રમે સંક્રાંતિના જાણવા. ગ્રંથાંતરમાં આ પ્રમાણે છે.—" વિષ્ટિ અને ચતુષ્પદ કરણમાં વ્યાઘ્ર, નાગ અને તૈતિલ કરણમાં મહિષ ( પાડો ), બવ અને ગર કરણમાં હાથી, બાલવ અને વણિજ કરણમાં વૃષભ, કિંસ્તુઘ્ન, શકુનિ અને કૌલવ કરણમાં અંધકારનો નાશ કરનાર સૂર્યનું અશ્વ વાહન છે. "

**સંક્રાંતિનું ફળ.** સંક્રાંતિનું વાહન હાથી હોય તો પૃથ્વી વરસાદથી સુખમય હોય, મહિષ વાહન હોય તો પૃથ્વીપર મરણ ઘણાં નીપજે, અશ્વનું વાહન હોય તો મહા યુદ્ધ થાય, વૃષભનું વાહન હોય તો ધાન્ય ઘણું નીપજે, સિંહનું વાહન હોય તો અનાજ મોંઘું મળે, તથા દેશમાં ચોરનો મોટો ભય થાય, એજ પ્રમાણે વસ્ત્રાદિકમાં પણ વિચાર કરી લેવો.

ત્રૈલોક્યદીપકમાં કહ્યું છે કે—" પહેલી સૂર્યસંક્રાંતિથી બીજી સૂર્યસંક્રાંતિ જો ચોથા કે પાચમા વારે તથા ત્રીજા કે પાંચમા નક્ષત્રમાં પ્રવેશ કરે તો દુઃખ અને રાજાઓમાં વિગ્રહ થાય, છઠ્ઠા નક્ષત્રમાં સંક્રમણ હોય તો પણ દુઃખ અને રાજાઓમાં વિગ્રહ થાય, તથા પૃથ્વીપર મનુષ્ય ત્રીજા ભાગના જ બાકી રહે, જો ચોથા નક્ષત્ર અને ત્રીજા વારે રાત્રિને સમયે સૂર્યસંક્રાંતિ હોય તો સારો સુકાળ થાય. લોકમાં કહ્યું છે કે—" જે વારે પૂર્વની સંક્રાતિ હોય તેથી ચોથે વારે જો બીજી સંક્રાંતિ હોય

તો અશુભને દૂર કરી શુભ ફળ કરે. જો પાંચમે વારે બીજી સંક્રાંતિ આવતી હોય તો કરવરા હોય, ત્રીજે વારે પ્રવેશ હોય તો રસ મોંઘા થાય. છઠ્ઠે વારે પ્રવેશ હોય તો પૃથ્વીનો પ્રલય થાય, એટલે ઘણા પ્રાણીઓ મરણ પામે. બીજે, ત્રીજે કે પાંચમે વારે સૂર્યસંક્રાંતિ હોય તો મનુષ્ય ભિક્ષાને માટે ખપ્પર લઈને ભ્રમણ કરે એટલે કે મોટો દુકાળ પડે, તેથી ઘણા પ્રાણીઓનો વિનાશ થાય." સૂર્યનો કે બીજા ગ્રહોનો બૃહત્ નક્ષત્રપર ઉદય અને અસ્ત હોય તથા તેનાપર ચંદ્રની દૃષ્ટિ પડતી હોય તો સુકાળ થાય છે. તથા લઘુનક્ષત્રપર ઉદયાસ્ત થતા હોય તો દુકાળ થાય છે. તિથિ, વાર, નક્ષત્ર અને લગ્ન, તેમના આરંભમાં સૂર્ય રહેલો હોય તો સુકાળ થાય, અને તેમના અંત્ય ભાગમાં સૂર્ય રહેલો હોય તો દુકાળ થાય છે. મિત્ર રાશિનો, પોતાની રાશિનો કે ઉચ્ચ રાશિનો સૂર્ય શુભ ગ્રહવડે દષ્ટ હોય કે યુક્ત હોય તથા પૂર્વ સંક્રાંતિના ચંદ્રનક્ષત્રથી ચોથા નક્ષત્રમાં અને ત્રીજા વારમાં સંક્રમણ હોય તો તે સુકાળ અને કલ્યાણ કરનાર થાય છે. જો તે સંક્રાંતિને સમયે સૂર્ય સુતેલો હોય, શત્રુની રાશિનો હોય, ક્રૂર ગ્રહવડે દષ્ટ, યુક્ત કે વેધિત હોય, અથવા નીચ ગૃહનો હોય તો તે અશુભ છે. અર્ઘકાંડમાં કહ્યું છે કે—" પૂર્વ સંક્રાંતિના નક્ષત્રથી બીજી સંક્રાંતિ બીજા કે ચોથા નક્ષત્રપર હોય તો સુખ અને સુકાળ થાય છે, ત્રીજા નક્ષત્રમાં હોય તો મધ્યમ સુખ થાય છે, પાંચમા કે છઠ્ઠા નક્ષત્રમાં હોય તો દુકાળ અને દુઃખ થાય. પંદર મુહૂર્તવાળી સંક્રાંતિ હોય, પરંતુ પૂર્વની સંક્રાંતિથી [1]ત્રિક કે

---

૧ અર્ઘકાંડમાં પંડિતોએ સ્વાતિ વિગેરે આઠ નક્ષત્રો અને અશ્વિની વિગેરે ત્રણ નક્ષત્રો એ અગ્યાર નક્ષત્રોની ત્રિક સંજ્ઞા કહી છે. તથા મૃગશીર્ષ વિગેરે દશ નક્ષત્રો અને ધનિષ્ઠા વિગેરે પાંચ નક્ષત્રો એ પંદર નક્ષત્રોની પંચક સંજ્ઞા કહી છે. આ સંજ્ઞા વસ્તુઓના નામનો નિર્ણય કરવામાં ઘણી ઉપયોગી છે.

પંચક નક્ષત્ર હોય તો ધાન્યાદિક સસ્તા થાય, ચિત્રાદિ આઠ નક્ષત્રોમાં સંક્રમણુ હોય તો દુઃખદાયક દુકાળ પડે છે, તથા શ્રવણાદિ દશ નક્ષત્રોમાં સંક્રમણુ હોય તો નિરંતર સુકાળ થાય છે. અમાવાસ્યાને દિવસે સંક્રમણુ થતું હોય તો તે દિવસનું નક્ષત્ર જોઇને તેનું ફળ કહેવું. સંક્રાંતિથી ચંદ્રમા સાતમો હોય તો ધાન્યનો સંગ્રહ કરવો. તેનો બે માસે વેચતાં બમણો લાભ થાય છે. સંક્રાંતિથી ચંદ્રમા સાતમાથી વધારે ( આઠમો, નવમો વિગેરે ) હોય તો ધાન્યનો વિનાશ થાય. જો બારે સંક્રાતિઓ બૃહત્ સંજ્ઞાવાળા નક્ષત્રોમાં થતી હોય તો તે આખા વર્ષમાં અવસ્ય સુકાળ થાય છે. ઊર્ધ્વ સંજ્ઞાવાળા નક્ષત્રમાં સૂર્યની સંક્રાંતિ થતી હોય અને સૂર્ય શુભ ગ્રહોથી યુક્ત હોય તથા પૂર્વની સંક્રાંતિથી ત્રીજા કે પાંચમા બૃહત્ સંજ્ઞાવાળા નક્ષત્રમાં સંક્રમણુ હોય તો પૃથ્વીપર નિરંતર સુકાળ થાય છે. રાત્રિને સમયે સુસ સૂર્યની સંક્રાંતિ ક્રૂર ગ્રહોવડે યુક્ત, વેધિત કે દષ્ટ હોય, તથા પ્રથમની સંક્રાંતિથી ત્રીજા કે પાંચમા લઘુ સંજ્ઞાવાળા નક્ષત્રમાં સંક્રમણુ થતું હોય તો જગતમાં દુઃખ દેવાવાળો મોટો દુકાળ પડે. જો બેઠેલા એવા પણુ સૂર્યની સંક્રાંતિ બૃહત્ સંજ્ઞાવાળા કે મિશ્ર સંજ્ઞાવાળા નક્ષત્રમાં થતી હોય તો સૂર્ય સંક્રાંતિનાં લક્ષણોએ કરીને મૂલ્યનો સમાન ભાવ કહેવો. જ્યારે ધનુષ રાશિમાં સૂર્યની સંક્રાંતિ થતી હોય ત્યારે ચંદ્રમાં બૃહત્ સંજ્ઞાવાળા નક્ષત્રમાં છે? કે મધ્યમ સંજ્ઞા-વાળાં નક્ષત્રમાં છે? કે જઘન્ય સંજ્ઞાવાળા નક્ષત્રમાં છે? તે જોવું. તેમાં જો બૃહત્ સંજ્ઞાવાળા નક્ષત્રમાં ચંદ્ર હોય તો સુકાળ થાય, મધ્યમ સંજ્ઞાવાળા નક્ષત્રમાં હોય તો મધ્યમ થાય, અને જઘન્ય ( લઘુ ) સંજ્ઞાવાળા નક્ષત્રમાં ચંદ્ર હોય તો મોંઘવારી

થાય. એ પ્રમાણે સંક્રમણનું ફળ કહેવું. જ્યારે સૂર્ય મેષાદિક રાશિમાં પ્રવેશ કરે છે ત્યારે જો ચંદ્રમા સાતમી રાશિપર રહ્યો હોય તો અનુક્રમે ત્રણ, બે, એક, છ, પાંચ અને ચાર માસ સુધી ધાન્યાદિક મોંઘું થાય.

મેષની સંક્રાંતિને દિવસે તુલાના ચંદ્ર હોય તો છઠ્ઠે મહિને ધાન્યથી લાભ થાય. વૃષની સંક્રાંતિને દિવસે વૃશ્ચિકના ચંદ્ર હોય તો ચોથે માસે ધાન્યથી લાભ થાય. મિથુન સંક્રાંતિને દિવસે ધનુષના ચંદ્ર હોય તો તલ, તેલ અને અન્નનો સંગ્રહ કરવાથી ચોથે માસે તેને વેચતાં લાભ થાય. પરંતુ ક્રૂર ગ્રહથી વેધ થયો હોય તો લાભ ન થાય. કર્ક સંક્રાંતિને દિવસે મકરના ચંદ્ર હોય તો ચાર માસ સુધી લોકમાં ભયંકર દુકાળ પડે, તે વખતે ધનવાન પણ દાસપણાને ધારણ કરે છે. સિંહ સંક્રાંતિને દિવસે કુંભના ચંદ્રમા હોય તો છ માસે ધાન્ય વેચવાથી બમણો લાભ થાય. કન્યા સંક્રાંતિને દિવસે મીનના ચંદ્ર હોય તો છત્રભંગ તથા વિગ્રહ થાય. તુલા સંક્રાંતિને દિવસે મેષના ચંદ્ર હોય તો ધાન્યથી પાંચમે માસે લાભ થાય. વૃશ્ચિક સંક્રાંતિને દિવસે વૃષભના ચંદ્ર હોય તો તલ, તેલ અને અન્નનો સંગ્રહ કરવો યોગ્ય છે. તેને બે માસે વેચતાં બમણો લાભ થાય. ધન સંક્રાંતિને દિવસે મિથુનના ચંદ્ર હોય તો પાંચમે માસે અન્નથી લાભ થાય, તથા કપાસ, ઘી, સુતર વિગેરેથી પાંચમે માસે લાભ થાય. મકર સંક્રાંતિને દિવસે કર્કના ચંદ્ર હોય તો કુલટાઓનો વિનાશ થાય. કુંભ સંક્રાંતિને દિવસે સિંહના ચંદ્ર હોય તો ચોથે માસે અન્નથી લાભ થાય. મીનની સંક્રાંતિને દિવસે કન્યાના ચંદ્ર હોય તો ધાન્યનો સંગ્રહ કરવાથી તે જ પ્રમાણે ચોથે માસે તેને વેચતાં લાભ થાય છે.

જે દિવસે જે રાશિપર સૂર્યની સંક્રાંતિ થતી હોય તેજ દિવસે તેજ રાશિપર ચંદ્રમા હોય , એટલે કે કોઇ પણ સંક્રાંતિને દિવસે સૂર્ય અને ચંદ્ર એકજ રાશિપર હોય તો તે જન્મવેધ કહેવાય છે. તે ઇષ્ટ–શુભ નથી. પરંતુ પોતાના મિત્રના ગૃહમાં હોય તો તે શ્રેષ્ઠ છે. જે વારની સંક્રાંતિ હોય તે જ વારની અમાવાસ્યા પણ હોય તો લોકમાં તે ખપ્પર જોગ કહેવાય છે. તે જોગમાં પ્રાણીઓ અને ધાન્યનો વિનાશ થાય છે. જો પહેલી સંક્રાંતિ શનિવારે હોય, ત્યાર પછીની બીજી સંક્રાંતિ રવિવારે હોય અને ત્યાર પછીની ત્રીજી સંક્રાંતિ મંગળવારે હોય તોપણ ખપ્પર યોગ થાય છે. તે બહુ કષ્ટકારક છે.

જો કાર્તિક માસમાં વૃશ્ચિક સંક્રાંતિ રવિવારને દિવસે હોય તો શ્વેત વસ્તુ મોંઘી થાય, શનિવારે હોય તો મ્લેચ્છોમાં રોગનો ઉપદ્રવ થઇ મરણ થાય, મંગળવારે હોય તો ધાન્ય અને રસનો સંગ્રહ કરવો. તેને ત્રણ માસે વેચતાં ત્રણ ગુણો લાભ થાય છે, બુધવારે હોય તો સોપારી વિગેરે વસ્તુ મોંઘી થાય, ગુરૂવાર કે શુક્રવારે હોય તો તલ, તેલ, સુતર, કપાસ અને રૂ વિગેરે મોંઘાં થાય છે, અને સોમવારે વૃશ્ચિક સંક્રાંતિ હોય તો સર્વ મનુષ્યો સુખી થાય અને સર્વત્ર રાજાઓ વચ્ચે સંધિ થાય, આ સંક્રાંતિના વારનો ગ્રહવેધ થવાથી જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ ફળ થાય છે.

જો માર્ગશીર્ષ માસમાં ધન સંક્રાંતિને દિવસે રવિ, મંગળ કે શનિવાર હોય તો ચૌડ, કર્ણાટક, ગૌડ, દેવગિરિ, મલય અને માળવા વિગેરે દેશોમાં રાજાઓ વચ્ચે યુદ્ધ, મરણ અને વિગ્રહ એ ત્રણે થાય છે. કપાસ, રૂ, તેલ, તલ, ઘી, વિગેરે વસ્તુ તેજ થાય, તથા સુવર્ણનો સંગ્રહ કરવાથી લાભ થાય. જો ધન સંક્રાંતિ

સોમવારે હોય તો પૃથ્વી પર ઠંડી વધારે પડે, તેથી કાંઈક ધાન્યનો વિનાશ થાય. જો બુધ કે ગુરૂવારે સંક્રાંતિ હોય તો અનાજ સસ્તું થાય. શુક્રવારે હોય તો મ્લેચ્છ લોકો આનંદ પામે.

જો પોષ માસમાં મકર સંક્રાંતિને દિવસે શનિવાર હોય તો ભય થાય, રવિવાર હોય તો ક્ષત્રિય કુળનો નાશ થાય, બુધવાર હોય તો કારણ વિના યુદ્ધ થાય, એમ પંડિતો કહે છે, ગુરૂવાર હોય તો પોતપોતાના કુળમાં વિરોધ થાય, સોમવાર હોય તો એ માસમાં જુવાર, વાલ, મસૂર અને ચણા એ સર્વનો હિમ પડવાથી વિનાશ થાય.

માઘ માસમાં કુંભ સંક્રાતિને દિવસે ગુરૂ કે શુક્રવાર હોય તો પૃથ્વીપર ભય, ઘોર વિગ્રહ અને પશુઓને કષ્ટ થાય, શનિવાર હોય તો વૃષભનો સંગ્રહ કરવો અને મહિષનો વિક્રય કરવો, મંગળ કે રવિવાર હોય તો રાજાઓમાં પરસ્પર મહા યુદ્ધ થાય, ગુરૂ, બુધ, સોમ કે શુક્રવાર હોય તો કવચિત્ સમાન અને વિષ મતા રહે, સમગ્ર લોક શોક રહિત થાય, કળથી, અડદ અને મગને રાખ્યા હોય તો વેચી નાંખવા જોઈએ, તુવેર જુવાર અને મસૂર વિગેરે ધાન્ય સસ્તાં થાય છે, દેશ સુખી થાય. ઘી, કપાસ, તેલ, ગોળ, ખાંડ, ઇક્ષુ, અને સાકર વિગેરેનો સંગ્રહ કરવાથી બે માસ પછી બમણો લાભ થાય છે.

ફાલ્ગુન માસમાં મીન સંક્રાંતિને દિવસે શનિવાર હોય તો સમુદ્રમાં ઉત્પન્ન થનારી તથા સમુદ્ર રસ્તે જતી આવતી વસ્તુના વેપારથી લાભ ન થાય. મંગળવાર હોય તો સુવર્ણથી લાભ મળે, રવિવાર હોય તો યોદ્ધાઓમાં વીરપણું ઘણું થાય તથા ઘી, તેલ વિગેરે રસ મોંઘા થાય, સોમવાર હોય તો મનુષ્યો

સુખ પામે, શુક્ર કે બુધવાર હોય તો ઘણો સુકાળ થાય અને ગુરૂવાર હોય તો રોગની વૃદ્ધિ થાય.

ચૈત્ર માસમાં મેષ સંક્રાંતિને દિવસે મંગળ કે શનિવાર હોય તો ઘઉં અને ચણાનો ભાવ તેજ થાય, સોમવાર હોય તો કપાસ, તેલ વિગેરેનો ભાવ તેજ થાય, ગુરૂવાર હોય તો ક્ષત્રિયો અને પ્રાણીઓનો નાશ થાય, શુક્ર કે બુધવાર હોય તો સમસ્ત વસ્તુ મોંઘી થાય અને વિવાહ મહોત્સવ અધિક પ્રવર્તે. લોકમાં કહ્યું છે કે—" ચૈત્ર કૃષ્ણપક્ષમાં ચારે દિશાઓ નિર્મળ ન હોય અને મીન સંક્રાતિ શનિવાર અને તેરશને દિવસે હોય તો મરકી કે દુકાળ થાય.

વૈશાખ માસમાં વૃષ સંક્રાંતિને દિવસે શનિ, મંગળ કે રવિવાર હોય તો દુકાળ પડે, દેશમાં કલેશ થાય, મોંઘવારીને લીધે ઘઉંની દુર્લભતા થાય, કપાસ, ફળ, વસ્તુ, ઇક્ષુરસના પદાર્થ તથા મજીઠ એ વસ્તુ તેજ થાય. સોમવાર હોય તો ધાન્ય સસ્તું થાય. શુક્ર, ગુરૂ કે બુધવાર હોય તો શ્રેષ્ઠ મધુર રસ ઉત્પન્ન થાય.

જ્યેષ્ઠ માસમાં મિથુન સંક્રાતિને દિવસે શનિ, મંગળ કે રવિવાર હોય તો પાપકારક રોગ ઉત્પન્ન થાય, અગ્નિનો ભય થાય અને પ્રાયે કરીને ધાન્યના ભાવ તેજ થાય. બુધવાર હોય તો પૃથ્વી સંતુષ્ટ થાય, સિંધુથી ઉત્પન્ન થતી વસ્તુનો આદર થાય, ચંદ્ર, ગુરૂ કે શુક્રવાર હોય તો સર્વત્ર દુકાળ થાય.

અષાઢ માસમાં કર્ક સંક્રાંતિને દિવસે ક્રૂર ( રવિ, મંગળ કે શનિવાર ) હોય તો અધિક વરસાદ થાય અને ક્ષત્રિયોનો પરસ્પર યુદ્ધથી ક્ષય થાય. ગુરૂવાર હોય તો પ્રબલ વાયુ વાય. સોમ, બુધ કે શુક્રવાર હોય તો વરસાદ સારો થાય, ધાન્ય સસ્તું થાય અને લોકો પરદેશથી સુખી થાય.

શ્રાવણ માસમાં સિંહ સંક્રાંતિને દિવસે મંગળ કે શનિવાર હોય તો ઘણી વૃષ્ટિ થાય, અને તુચ્છ ધાન્યનો વિનાશ થાય. રવિવાર હોય તો વાયુનો ઉપદ્રવ થાય. ગુરૂવાર હોય તો ઘી સસ્તું થાય અને ગોળ તેલ વિગેરે મોંઘાં થાય. સોમ, શુક્ર કે બુધવાર હોય તો લોકોને આનંદકારક છત્રભંગ થાય.

ભાદ્રપદ માસમાં કર્ક સંક્રાંતિને દિવસે રવિવાર હોય તો વૃષ્ટિ થોડી થાય. શનિવાર હોય તો ધાન્યનો અતિ નાશ થાય. મંગળવાર હોય તો રોગ વિગેરેની ઉત્પત્તિ અને ઘણા પ્રકારની ઇતિનો ઉપદ્રવ થાય, વરસાદ થોડો થાય અને અનાજ મોંઘું થાય. ગુરૂ, સોમ, શુક્ર કે બુધવાર હોય તો તેમના જ પરાક્રમથી અનુક્રમે ઘણો શ્રમ કરવાથી પણ સુખ ન થાય, સમુદ્ર પર્યંત રાજાઓનું મહા યુદ્ધ થાય અને પશ્ચિમ દિશામાં કાંઇક વિનાશ થાય.

આશ્વિન માસમાં તુલા સંક્રાંતિને દિવસે રવિવાર હોય તો બ્રાહ્મણ અને ગાયો વિગેરે દુઃખી થાય. શનિવાર હોય તો રાજવિગ્રહ થાય અને ઘી મોંઘું થાય. બુધવાર હોય તો ઘણા પ્રકારના ધાન્યની પ્રાપ્તિ થાય તથા પૃથ્વી પૂર્ણ અમૃતરસવાળી થાય. ગુરૂવાર હોય તો અનાજ સસ્તું થાય. તેજ પ્રમાણે સોમવાર કે શુક્રવાર હોય તો પણ અનાજ સસ્તું થાય. મંગળવાર હોય તો કાંગ ઘણા થાય, તથા શાલિ, જૂર્ણા વિગેરે ધાન્યથી પૃથ્વી પૂર્ણ થાય, ચોળા ઘણા થાય અને .કળથીની હાનિ થાય. આ સંક્રાંતિઓ બારે માસની નિયમિત છે. તે જો પોતપોતાના માસને છોડીને ઉપર પ્રમાણે બીજા માસમાં પ્રવેશ કરે તો સાત વારે કરીને ઉપર કહ્યા પ્રમાણે શુભાશુભ ફળને આપે છે.

બાળબોધ ગ્રંથમાં કહ્યું છે કે—" પોષ માસની સંક્રાંતિને

દિવસે રવિવાર હોય તો ધાન્યને વિષે પ્રથમ કરતાં બમણું મૂલ્ય થાય છે એમ બુદ્ધિમાન પંડિતો કહે છે. શનિવાર હોય તો ત્રણ ગણું મૂલ્ય થાય છે, મંગળવાર હોય તો ચાર ગણું, બુધ કે શુક્ર હોય તો સમાન મૂલ્ય અને ગુરૂ કે સોમવાર હોય તો અર્ધ મૂલ્ય થાય છે " પાઠાંતરમાં આ પ્રમાણે કહ્યું છે કે—" મંગળ કે બુધવાર હોય તો ત્રણ ગણું, શનિવાર હોય તો ચાર ગણું, સોમવાર કે શુક્રવાર હોય તો સમાન અને ગુરૂવાર હોય તો અર્ધ મૂલ્યવડે વેચાય." બીજા ગ્રંથમાં આ પ્રમાણે કહ્યું છે કે—" મીન સંક્રાંતિને દિવસે સોમ, ગુરૂ કે શુક્રવાર હોય તો સુકાળ થાય, રવિવાર હોય તો અધિક વાયુ વાય, મંગળવાર હોય તો પશુઓ પીડા પામે, શનિવાર હોય તો દુકાળ પડે, દૈવયોગે બુધવાર હોય તો આવતા વર્ષમાં દુકાળ તથા છત્રભંગ થાય." જો શનિ, રવિ અને મંગળવારને દિવસે ઘણી સંક્રાંતિઓ થતી હોય તો અનાજ મોંઘું થાય, વાયુ અધિક વાય, તથા રોગ અને રાજવિગ્રહ થાય.

જો સૂર્યોદય વખતે સૂર્ય સંક્રાંતિ થતી હોય તો તે જગતની વિપત્તિનું કારણ થાય છે, મધ્યાન્હ સમયે સંક્રાંતિ થતી હોય તો સર્વ ધાન્યનો વિનાશ થાય, સૂર્યાસ્ત સમયે સંક્રાંતિ થતી હોય તો ધન ધાન્યની વૃદ્ધિ થાય છે, અને અર્ધ રાત્રિએ સંક્રાંતિ થતી હોય તો પૃથ્વીપર કલ્યાણ અને સુકાળ પ્રવર્તે. લોકમાં પણ કહ્યું છે કે—" શિયાળાની ઋતુમાં સૂતી સંક્રાંતિ સારી છે. વર્ષાઋતુમાં બેઠી સારી છે, અને ઉનાળામાં ઉભી સંક્રાંતિ હોય તો તે સારી છે, એમ હે જોશી! તારો જોશ સંભાર. સુતી સંક્રાંતિ સુતર અને કપાસનો નાશ કરે છે, વાયુ અધિક કરે, સર્વ રસનો વિનાશ કરે અને સમગ્ર લોકને સંતાપ કરે. બેઠી સંક્રાંતિ વાયુ અધિક કરે, પશુઓનો વિનાશ કરે અને રોગથી મનુષ્યોનો

વિનાશ કરે. ઉભી સંક્રાંતિ પ્રજાની વૃદ્ધિ કરે, રાજાઓને સુખ આપે, ઘેર ઘેર મંગલિક પ્રવર્તે, અને ગાય બ્રાહ્મણ વિગેરે સર્વ લોક સુખ પામે. સંક્રાંતિ પંદર મુહૂર્ત્તની હોય તો જગતમાં તીડ, ઉંદર અને ચોરનો ઉપદ્રવ થાય, ત્રીશ મુહૂર્તની હોય તો યુદ્ધનો સંભવ થાય છે અને મનુષ્ય, ઘોડા અને હાથીનો વિનાશ થાય છે. તથા પીસ્તાલીશ મુહૂર્તની સંક્રાંતિ હોય તો ધાન્ય સસ્તું થાય. વેપાર વૃદ્ધિ પામે, ઘણો સુકાળ થાય, ઘણું મંગલીક કાર્ય પ્રવર્તે, અને વર્ષ ઉત્તમ થાય."

મકર, કર્ક, મેષ, વૃષ અને મીન રાશિના સૂર્ય રાત્રીને સમયે સંક્રમણ કરે તો તે વખતે તે ડાબા પગે ચાલે છે, દિવસે સંક્રમણ કરે તો તે વખતે સૂર્યને સુતેલો માન્યો છે તેથી તે ચાલતો નથી, અને બાકીના સમયે સંક્રમણ કરે તો જમણે પગે ચાલે છે એમ જાણવું. સર્વ ગ્રહો પોતપોતાની રાશિપર નિયમ પ્રમાણે રહેતા હોય તો તે શુભ છે, અને વિપરીતપણે રહેતા હોય તો તે દુઃખદાયક છે. તેથી કરીને દિવસે અને રાત્રિએ કહેલી સંક્રાંતિનો બરાબર વિચાર કરવો જોઇએ.

તુલા વિગેરે છ સંક્રાંતિએ એકજ તિથિએ થતી હોય તો તે શુભ છે, બે તિથિએ થતી હોય તો તે મધ્યમ છે, અને ઘણી તિથિએ થતી હોય તો તે દુકાળ કરનાર થાય છે. સૂર્ય સંક્રાંતિ રિક્તા તિથિમાં થતી હોય તો સૈન્યવડે મનુષ્યોનો ક્ષય થાય છે, દેશમાં કલહ થાય છે, રાજાનું મરણ થાય છે, તથા પૃથ્વી દુઃખથી વ્યાકુળ થાય છે. કહ્યું છે કે—" તુલા વિગેરે છ સંક્રાંતિ પોતપોતાની તિથિથી ચલિત થાય તો સર્વ જગત દુઃખી થાય અને દુકાળ પડે." પોષ માસમાં સૂર્ય સંક્રાંતિ જે વારે હોય તેજ વારે અમાવાસ્યા પણ હોય તો અનુક્રમે ધાન્યને

વેધે ભમણો, ત્રણ ગુણો અને ચારગુણો લાભ થાય છે. શનિ અને મંગળના માર્ગમાં જેટલો વખત સૂર્ય ચાલતો હોય તેટલો સમય સેંકડો ગર્ભનો યોગ છતાં પણ વૃષ્ટિ થાય જ નહીં, લોકમાં પણ કહ્યું છે કે—" જો અષાઢ માસમાં સૂર્યના સ્થાનથી મંગળ પાછળ હોય તો વૃષ્ટિ ઘણી થાય, અને સૂર્યથી મંગળ આગળ હોય તો તે દુ:ખદાયક છે એકજ નક્ષત્રપર રવિથી મંગળ આગળ હોય તો વરસાદ વરસે નહીં. જ્યારે મંગળ પાછળ થાય છે ત્યારેજ વરસાદ વરસે છે " જો માઘ માસના કૃષ્ણપક્ષની દશમને દિવસે મકર સંક્રાંતિ થતી હોય તો ધાન્યનો સંગ્રહ કરવાથી અષાઢ માસમાં તે લાભદાયક થાય છે. વૈશાખ માસની ત્રીજને દિવસે જો સંક્રાંતિ થતી હોય તો એક માસ સુધી રોગની પીડા થાય, અથવા મેઘનો ઉદય થાય. શ્રાવણ માસમાં કર્ક સંક્રાંતિને દિવસે મેઘનો ઉદય થાય તો સાત માસ સુકાળ રહે. એવું જિનેશ્વરનું વચન અન્યથા થાય નહીં. બાળબોધ ગ્રંથમા કહ્યું છે કે—" જો નંદા (૧-૬-૧૧) તિથિને દિવસે મેષ સંક્રાંતિ થતી હોય તો વરસાદ થોડો થાય, ભદ્રા (૨-૭-૧૨) તિથિને દિવસે મેષ સંક્રાંતિ થતી હોય તો રાજયુદ્ધ થાય છે, જયા (૩-૮-૧૩) તિથિને દિવસે મેષ સંક્રાંતિ થતી હોય તો મનુષ્યોમાં રોગની પ્રવૃત્તિ થાય, રિક્તા (૪-૯-૧૪) તિથિને દિવસે મેષ સંક્રાંતિ થતી હોય તો પશુઓનો વિનાશ થાય છે, અને પૂર્ણા ( ૫-૧૦-૧૫ ) તિથિને દિવસે મેષ સંક્રાંતિ થતી હોય તો ધાન્યની વૃદ્ધિ થાય છે." આ પ્રમાણે બાળબોધમાં કહેલું છે, તે ઘણા વિદ્વાનોને સંમત છે. ચોથ, નોમ અને ચૌદશને દિવસે સૂર્યની સંક્રાંતિ હોય તો દેશનો ભંગ અને સર્વત્ર મનુષ્યો દુ:ખી થાય છે.

**મંડળને અનુસારે નક્ષત્ર અને વારના યોગનું ફળ.**

જો અગ્નિમંડળના નક્ષત્રમાં સૂર્ય સંક્રાંતિ થાય અને તે દિવસે મંગળવાર હોય તો સમથ ધાતુઓ મોંઘી થાય છે. ધાતુ સંજ્ઞાવાળા નક્ષત્રમાં સૂર્યની સંક્રાંતિ હોય અને તે દિવસે શનિવાર હોય તો રૂપું, સોનું, તાંબું, સીસું, કાંસું અને પીતળ એ સર્વ વસ્તુ મોંઘી થાય છે. તથા સર્વ લોહના ભેદ અને સર્વ રસો મોંઘા થાય છે. વારૂણ મંડળ નક્ષત્ર અને બુધવારને દિવસે સૂર્યની સંક્રાંતિ હોય તો ધાન્યના ભેદ એટલે સર્વ પ્રકારનાં ધાન્ય અને સમુદ્રમાં ઉત્પન્ન થનારા રત્નાદિક મોંઘા થાય છે. પાર્થિવ મંડળના નક્ષત્રમાં સૂર્યની સંક્રાંતિ થતી હોય અને તે દિવસે રવિવાર હોય તો સુગંધિ વસ્તુ અને અશ્વાદિક પશુઓ મોંઘા થાય. અથવા સૂર્ય માસની પૂર્ણિમાના દિવસ અને રાત્રિએ કોઇ ઉત્પાત તથા સૂર્ય ચંદ્રનું પરિમંડળ થાય તો તેનો વિચાર કરવો.—જે મંડળનાં નક્ષત્રોમાં દુર્નિમિત્ત હોય તો તે તે મંડળોમાં કહેલી વસ્તુ શીઘ્ર મોંઘી થાય. આ પ્રમાણે વારની સાથે સંક્રાંતિનું અર્ઘકાંડ કહ્યું.

**યોગ ચક્ર.**

સંક્રાંતિના દિવસનો યોગ તથા નક્ષત્ર તે બન્નેની ઘડીઓ એકઠી કરી તેને ચારે ગુણવી. પછી તેને સાતે ભાગ દેવો. જે શેષ રહે તેપર પંડિતોએ વિચાર કરવો. તેમાં જો શૂન્ય શેષ રહે તો ભય તથા ક્ષયરોગ થાય, એક શેષ રહે તો અન્નની પ્રાપ્તિ થાય, બે શેષ રહે તો રસની પ્રાપ્તિ થાય, ત્રણ શેષ રહે તો રોગ થાય, ચાર શેષ રહે તો શ્વેત વસ્ત્ર મોંઘા થાય, પાંચ કે છ શેષ રહે તો બ્રાહ્મણ અને મુનિઓને રોગની પીડા થાય. સંક્રાંતિને સમયે આ યોગચક્રનો વિચાર કરવાનો છે.

**બાર માસની સંક્રાંતિને આશ્રી વૃષ્ટિનો વિચાર.**

ચૈત્ર માસ, તેરસ અને શનિવારે જો મીન રાશિમાં સૂર્યની સંક્રાંતિ થાય તો તે વર્ષ નિંદ્ય ( અશુભ ) જાણવું. તે તત્કાળ ધાન્યનો વિનાશ કરે છે. ચૈત્ર માસની સંક્રાંતિને દિવસે જો મેઘની વૃષ્ટિ થાય તો ધાન્યની પ્રાપ્તિ તથા લોકમાં ઘણું સુખ થાય. વૈશાખ અને જ્યેષ્ઠ માસની સંક્રાંતિને દિવસે જો વરસાદ થાય તો તે મિશ્ર ફળદાયક થાય છે, તથા ખંડ ખંડ વૃષ્ટિ થવાથી મધ્યમ વર્ષ થાય છે તે વિષે રૂદ્ર દેવ કહે છે કે–" ચૈત્ર માસમાં મેષ સંક્રાંતિને દિવસે તથા વૈશાખ અને જ્યેષ્ઠ માસની સંક્રાંતિને દિવસે વરસાદ થાય તો વર્ષ વિચિત્ર થાય છે. " વૈશાખ માસના કૃષ્ણપક્ષમાં વૃષ સંક્રાંતિ હોય અને તે દિવસે વૃષના ચંદ્ર પણ હોય તો સમસ્ત કલેશોનો ક્ષય થઇ સુખ પ્રાપ્ત થાય છે. જો જ્યેષ્ઠ માસની પાચમને દિવસે વૃષ સંક્રાંતિ હોય અને ત્યારપછી બે દિવસની અંદર વરસાદ થાય તો સુકાળ થાય છે. અષાઢ માસની સંક્રાંતિને દિવસે જો વરસાદ થાય તો ભયંકર વ્યાધિ ઉત્પન્ન થાય અને શ્રાવણમાં સારૂં થાય. અષાઢ માસની કર્ક સંક્રાંતિને દિવસે શનિવાર હોય તો દુકાળ પડે અને ધાન્ય મોંઘું થાય. શ્રાવણ માસમાં [1]કર્ક સંક્રાંતિને દિવસે જો વરસાદ થાય તો તે વર્ષે તીડ કે ઉંદરનો ઉપદ્રવ થાય નહીં. શ્રાવણ માસમાં દશમ અને શનિવારને દિવસે સિંહ સંક્રાંતિ થાય તો ધાન્ય ઘણું પાકે અને મેઘની વૃષ્ટિ સારી થાય. ભાદ્રપદ માસમાં સિંહ સંક્રાંતિને દિવસે વરસાદ થાય તો આગળપર વરસાદનો રોધ થાય અને સંક્રાંતિના બે દિવસ સુધીમાં વરસાદ ન થાય તો આગળપર વરસાદ થાય છે. આશ્વિન માસની સંક્રાંતિને

---

૧ " શ્રાવણ માસમાં કર્ક સંક્રાંતિને દિવસે જો વરસાદ થાય તો ઘોર વ્યાધિ ઉત્પન્ન થાય, અને પૃથ્વીપર ઘણું ધાન્ય પાકે. " એવો ટીકાનો પાઠ છે.

દિવસે મેઘનો મહોદય જોવામાં આવે તો રાજાઓ વચ્ચે યુદ્ધ થાય, પ્રજાઓ સ્વસ્થ થાય અને ધાન્યવડે જગત પૂર્ણ થાય. ભાદ્રપદ માસમાં સંક્રાંતિને દિવસે જો વૃષ્ટિ થાય તો લોકો ઘણા રોગોવડે વ્યાકુળ થાય. આશ્વિન માસમાં સંક્રાંતિને દિવસે વરસાદ થાય તો સારૂં થાય. કાર્તિક કે માર્ગશીર્ષ માસની સંક્રાંતિને દિવસે જો વરસાદ થાય તો મધ્યમ વર્ષ થાય. પોષ માસની સંક્રાંતિને દિવસે વરસાદ થાય તો સુકાળ થાય. લોકમાં કહ્યું છે કે— "કાર્તિકમાં સંક્રાંતિને છેડે વરસાદ થાય તો આગળ વરસાદ ઘણો વરસે. બીજી કાંઇ ચિંતા કરવી નહીં. કાર્તિક માસની અમાવાસ્યા અને શનિવારને દિવસે સંક્રાંતિ હોય અને તે દિવસે જો વરસાદ થાય તો કયાંઇ પણ વરસાદ ન થાય. આર્દ્રા, પૂર્વાભાદ્રપદા, ઉત્તરાભાદ્રપદા અને શતભિષા નક્ષત્રને દિવસે સૂર્યની સંક્રાંતિ થતી હોય તો યુગનો પ્રલય થાય એમ જાણવું, એવું જ્યોતિષનું પ્રમાણ છે." માર્ગશીર્ષ માસમાં ધનસંક્રાંતિને દિવસે જો વરસાદ થાય તો તે વર્ષ અશુભ થાય છે, અને વૃશ્ચિક સંક્રાંતિને દિવસે વૃષ્ટિ થાય તો તે સુખદાયક છે. માર્ગશીર્ષ માસના કૃષ્ણપક્ષની બારશ અને મંગળવારે સંક્રાંતિ હોય તો તે જગતને દુઃખદાયક છે. પોષ માસની સંક્રાંતિને દિવસે મેઘનો ઉદય થાય તો ગાયો ઘણું દૂધ આપે અને પૃથ્વીપર ઘણું ધાન્ય પાકે. પોષ માસમાં રવિવારને દિવસે જો સૂર્યની સંક્રાંતિ હોય તો સમગ્ર જગતમાં હાહાકાર અને દુકાળ થાય, તેમાં કાંઈ સંશય નથી. માઘ માસની તેરશ અને રવિવારને દિવસે કુંભ સંક્રાંતિ હોય અને તે દિવસે રોહિણી નક્ષત્ર પણ હોય તો કાર્તિક માસને અંતે અન્ન મોંઘું થાય. ફાલ્ગુન અને ચૈત્ર માસની સંક્રાંતિને દિવસે વરસાદ થાય તો અનેક પ્રકારનાં અનાજ ઉત્પન્ન થાય. એજ પ્રમાણે વૈશાખ અને જ્યેષ્ઠ માસનું પણ ફળ જાણવું. મેષ રાશિનો સૂર્ય હોય

ારે અશ્વિની વિગેરે દશ નક્ષત્રો ઉપર ચંદ્ર હોય અને તે દિવ-
ામાં જો વરસાદ થાય તો ગર્ભનો વિનાશ થાય અને તેથી
ાર્દ્રાદિક દશ નક્ષત્રોમાં વૃષ્ટિ ન થાય. આ રીતે હોવાથી પોષ,
ાઘ અને આશ્વિન માસમાં સંક્રાંતિને દિવસે જો વરસાદ
ાય તો ઘણું સુખ થાય ચૈત્ર, વૈશાખ અને જ્યેષ્ઠ માસમાં
ંક્રાંતિને દિવસે વરસાદ થાય તો આગળ ખંડવૃષ્ટિ થવાથી દુઃખ
મને સુખ મિશ્રિત ફળ મળે છે, ભાદ્રપદ અને અષાઢ માસમાં
ંક્રાંતિને દિવસે વરસાદ થાય તો રોગ ઘણો થાય, શ્રાવણ માસમાં
ંક્રાંતિને દિવસે વરસાદ થાય તો સુખસંપદા પ્રાપ્ત થાય, ફાલ્ગુન
ાસમાં સંક્રાંતિને દિવસે વરસાદ થાય તો ધાન્યની પ્રાપ્તિ થાય,
મને કાર્તિક તથા માર્ગશીર્ષ માસમાં સંક્રાંતિને દિવસે વરસાદ
ાય તો મધ્યમ વર્ષ થાય એમ જાણવું. સંક્રાતિની ઘડીઓમાં
ત્ર ભેળવવા. તેને સાતે ગુણી ત્રણે ભાગ દેવો. જો એક શેષ રહે
ો સમાન ભાવ રહે અને શૂન્ય શેષ રહે તો મોંઘવારી થાય. એમ
ુનિઓએ કહ્યું છે. મીન અને મેષ સંક્રાંતિની વચ્ચે અષ્ટમીને
દેવસે મંગળવાર હોય તો ધાન્યનો સંગ્રહ કરવાથી બમણો, ત્રણ
ુણો અને ચાર ગુણો લાભ થાય છે એમ પૂર્વના આચાર્યોએ
હ્યું છે. કુંભ અને મીન સંક્રાંતિની વચ્ચે આઠમને દિવસે રોહિણી
નક્ષત્ર હોય તો અલ્પ વૃષ્ટિ થાય, નોમને દિવસે રોહિણી હોય તો
મધ્યમ વૃષ્ટિ થાય અને દશમને દિવસે રોહિણી નક્ષત્ર હોય તો
અધિક વૃષ્ટિ થાય. ગર્ગસંહિતામાં કહ્યું છે કે–"કાર્તિક, ફાલ્ગુન,
માર્ગશીર્ષ, ચૈત્ર, શ્રાવણ અને ભાદ્રપદ એ છ માસની સંક્રાંતિને
દિવસે વરસાદ વરસે તો તે અશુભ છે. પોષ, માઘ, વૈશાખ, જ્યેષ્ઠ,
અષાઢ અને આશ્વિન એ છ માસની સંક્રાંતિને દિવસે જો વૃષ્ટિ
થાય તો તે સદા શુભજ છે." આ પ્રમાણે સૂર્ય સારી રાશિપર
સંક્રમણ કરે તેને આશ્રીને ( સૂર્ય સંક્રાંતિને આશ્રીને ) બુદ્ધિવડે
વિચારીને તેનું ફળ કહેવુ.

**ઇતિ દશમો સૂર્યચાર અધિકાર સમાપ્ત.**

# અગ્યારમો ગ્રહગણના અધિકાર–

જેણે સર્વ તારાઓ પોતાને આધીન કર્યા છે એવો ચંદ્ર જે નક્ષત્રપર ચાલે છે અને તેને આશ્રીને જે પ્રકારે ફળદાયક થાય છે, તે પ્રમાણે વિક્રમ ના સમયથી અનુક્રમે તિથિની કથા કહેવાની શરૂઆત હું શરૂ કરૂં છું.

**ચંદ્ર ચાર.**

તિથિના બળથી નક્ષત્રનું બળ ચારગણું છે, નક્ષત્રના બળથી વારનું બળ આઠ ગણું છે, વારથી કરણનું બળ બમણું છે, કરણથી યોગનું બળ બમણુ છે, યોગથી તારાનું બળ સાઠગણું છે, તારાના બળથી ચદ્રનુ બળ સો ગણું છે, અને ચદ્રબળથી લગ્નનું બળ હજાર ગણું છે. તેથી લગ્ન અને ચંદ્રમાના બળાબળનો વિચાર કરી સદા ઈચ્છિત હિત કરવુ. બાળબોધ ગ્રથમા કહ્યું છે કે—" તિથિ એક ગુણી કહી છે, તેનાથી વાર ચાર ગુણો કહ્યો છે, તેનાથી નક્ષત્ર સોળગણુ કહ્યુ છે, તેનાથી યોગ સો ગુણો કહ્યો છે, તેનાથી સૂર્ય હજાર ગુણો કહ્યો છે અને તેનાથી ચંદ્ર લાખ ગુણો કહ્યો છે. તે ચદ્ર [1]દક્ષજાતિની પ્રિયાઓવડે સાધવા લાયક છે, તેથી તે ચદ્ર દક્ષ જાતિનો પ્રિય કહેવાય છે.

બૃહત્ સંજ્ઞાવાળા નક્ષત્રપર ચંદ્રનો ઉદય હોય તો ધાન્ય સસ્તું થાય, જઘન્ય સંજ્ઞાવાળા નક્ષત્રપર ચંદ્રનો ઉદય હોય તો ધાન્ય મોંઘુ થાય, અને સમ સજ્ઞાવાળા નક્ષત્રપર ચંદ્રનો ઉદય હોય તો સમ ભાવ રહે એમ વિદ્વાનોએ સદેહ રહિત કહ્યુ છે.

ફાલ્ગુન માસમાં બીજને રવિવારને દિવસે ચંદ્રનો ઉદય થાય તો ગજા સુખી થાય, વાયુ અધિક વાય, અગ્નિનો ઉપદ્રવ અધિક થાય, તીડ પડે, બાળકોમાં રોગ વધે, પૃથ્વીપર કરા પડે, ધાન્યને

---

૧ દક્ષ પ્રજાપતિની પુત્રીઓ ચદ્રની પ્રિયાઓ કહી છે.

વચ્ચે યુદ્ધ થાય છે, વૈરને લીધે માર્ગ રૂંધાયેલા થાય છે, ચોર લોકો ચોતરફ ફરે છે અને :મહા ભય ઉત્પન્ન થાય છે. રોહિણી નક્ષત્ર અને રોહિણીનો નાથ ચંદ્ર એ બન્ને રથમાં સમાન માર્ગે ( એકી સાથે ) ચાલે તો ધાન્ય પાકયા છતાં તીડ વિગેરેની દંષ્ટ્રાવડે તેનો વિનાશ થાય છે. જો ચંદ્રની પાછળ રોહિણી નક્ષત્રનો ઉદય થાય તો તે વર્ષને અશુભ કરનાર છે. આ સંબંધિ વિચાર વૈશાખ શુદ ત્રીજને દિવસે કરવાનો છે. રાહુ વક્રગતિએ કરીને જેટલા કાળમાં સ્વાતિ નક્ષત્રથી આર્દ્રા નક્ષત્રના અર્ધ ભાગને ભોગવે છે, તેટલા કાળમાં જો દૈવયોગથી ચંદ્રમા રોહિણી નક્ષત્રને ભેદે તો દુકાળ થાય છે, યુદ્ધમાં રાજાઓનું મરણ થાય અને પ્રજાઓ અત્યંત દુઃખી થાય. જો ચંદ્રમા રોહિણી શકટને જરા પણ સ્પર્શ કરીને ઉદય પામે તો સૈન્યના ભય થી અને ધાન્યના નાશથી ભયંકર દુઃખ પ્રાપ્ત થાય, જો ચંદ્રમા રોહિણીની દક્ષિણ દિશાએ ચાલતો હોય તો તે અતિ દુઃખદાયક છે. જો ચંદ્રમા રોહિણી નક્ષત્રના મધ્ય ભાગને વિદારે ( મધ્ય ભાગે ઉદય પામે ) તો તે જગતને કલેશકારક છે. બીજને દિવસે સૂર્ય અને ચંદ્ર બન્ને જો રોહિણી નક્ષત્રપર રહ્યા હોય તો દુષ્કાળથી પ્રજાનો વિનાશ થાય અથવા તો ભયંકર યુદ્ધથી પ્રજાનો વિનાશ થાય. રોહિણીની ઉત્તર દિશામાં રહેલો ચંદ્રમા ક્રૂર ગ્રહવડે વેધિત હોય અને શુભ ગ્રહવડે દૃષ્ટ હોય તો તે તત્કાળ ચરાચર જગતને સુખદાયક થાય છે. રોહિણી ચંદ્રની આગળ રહેલી હોય કે પાછળ રહેલી હોય તો તે શુભ છે. પણ રોહિણીથી અગ્નિ ખૂણામાં ચંદ્ર રહેલો હોય તો તે ઉપસર્ગ કરનાર થાય છે, નૈઋત્ય ખૂણામાં ચંદ્ર રહેલો હોય તો તે ઇતિ કરનાર થાય છે. વાયવ્ય ખૂણામાં હોય તો ઘણો વાયુ થવાથી મધ્યમ વર્ષ કરે છે અને ઉત્તર તથા ઇશાન ખૂણામાં ચંદ્ર રહેલો હોય તો તે સર્વ લોકને

શુભકારક છે. આ પ્રમાણે અર્ઘસંહિતામાં રોહણી શકટનો યોગ કહેલો છે.

**ચંદ્રની આકૃતિ.** ચંદ્રની આકૃતિ વૃશ્ચિક, ધન અને સિંહ રાશિમાં વક્ર છે, કન્યા અને તુલા રાશિમાં શૂલ જેવી લાંબી છે, મીન, મેષ અને વૃષ રાશિમાં જમણી બાજુએ ઉંચી છે, અને બાકીની (મિથુન, કર્ક, મકર અને કુંભ) રાશિમાં ચંદ્રની આકૃતિ સમાન છે. સમાન આકૃતિવાળો ચંદ્ર હોય તો વિગ્રહ થાય, ચંદ્રમા જમણી બાજુએ ઉંચો હોય તો દુકાળ પડે, શૂલ જેવો હોય તો વ્યાધિ અને ચોરનો ભય થાય અને ઉત્તર તરફ ઉંચો (વક્ર) હોય તો સુકાળ થાય છે.

**ચંદ્રનું વસ્ત્ર.** સિંહ, મેષ અને વૃષ રાશિમાં ચંદ્ર હોય ત્યારે તે રક્ત વસ્ત્રવાળો હોય છે. મકર અને કુંભ રાશિમાં હોય ત્યારે તે શ્યામ વસ્ત્રવાળો હોય છે. તુલા, કર્ક અને વૃશ્ચિક રાશિમાં હોય ત્યારે તે શ્વેત વસ્ત્રવાળો હોય છે અને બાકીની (મિથુન, કન્યા, ધન, અને મીન) રાશિમાં ચંદ્ર રહ્યો હોય ત્યારે તે પીત વસ્ત્રવાળો હોય છે. રાતો ચંદ્ર હોય તો તે રસની હાનિ કરે છે, ઘણું યુદ્ધ અને મરણ કરનાર છે. પીળો ચંદ્ર હોય તો તે રોગ, મરણાદિક ભય અને દુકાળ કરનાર છે. શ્વેત ચંદ્ર અનેક પ્રકારના ધવલ મંગલાદિક ગીતોવડે પૃથ્વીને આનંદ પમાડે છે, (તથા કાળો ચંદ્ર) વેપારમાં ઉત્સાહ અને લોકમાં ધર્મકર્મ કરાવે છે.

ગુરૂ, બુધ, મંગળ, શનિ અને સૂર્ય જ્યારે ચંદ્રની દક્ષિણ દિશાએ ચાલે છે, ત્યારે સુકાળ અને ઉત્તમ ધનની વૃદ્ધિ થાય છે અને વિપરીત ચાલે તો ધન ધાન્યની હાનિ થાય છે. જો વાદ-

જાંથી વ્યાસ થયેલા આકાશમાં રોહિણી સહિત ચંદ્રમા દેખાતો ન હોય તો મહા રોગનો ભય થાય અને પૃથ્વી ઘણા જળ તથા ધાન્યથી ભરપૂર થાય છે. નંદા તિથિમાં પ્રકાશમાન અગ્નિ પૂર્ણા તિથિમાં ધૂળની વૃષ્ટિ અને ભદ્રા તિથિમાં ગોકુલની ક્રીડા જોવામાં આવે તો દેશનો વિનાશ થાય છે, જે દિવસે ગોકુલની ક્રીડા થતી હોય તે દિવસે ચંદ્રનો ઉદય થતો હોય તો, પ્રજા, ગાયો અને રાજાનો વિનાશ થાય છે.

**ચંદ્રને આશ્રી કાળનું જ્ઞાન.**

ચંદ્રમા જેટલી ઘડી હોય તેમાં ચૌદ ઉમેરી સાતે ગુણવા. પછી તેને ત્રણે ભાગ દેવો, તેમાં જો એક શેષ રહે તો સુકાળ, શૂન્ય શેષ રહે તો શૂન્યતા અને બે શેષ રહે તો અર્થનો વિનાશ થાય છે. કેવળકીર્તિ કહે છે કે—જ્યેષ્ઠ માસની અમાવાસ્યાને દિવસે સૂર્યના અસ્તને જોવો, તથા બીજા દિવસે ચંદ્રના ઉદયને જોવો. તેમાં જો ચંદ્રમા સૂર્યથી ઉત્તર, મધ્ય કે દક્ષિણ તરફ ઉદય પામે તો અનુક્રમે ઉત્તમ, મધ્યમ અને નીચ કાળ જાણવો. રૂદ્રદેવ કહે છે કે—" જ્યેષ્ઠ માસના અંતમાં પ્રતિપદાને દિવસે સૂર્યાસ્ત સમયે અથવા દ્વિતીયાને દિવસે ઉત્તર કે દક્ષિણ તરફ ચંદ્રમાને જોવો જોઇએ. તેમાં જો ઉત્તર દિશામાં ઉદય હોય તો સુકાળ થાય, દક્ષિણમાં ઉદય હોય તો દુકાળ થાય, અને મધ્યમાં ઉદય થાય તો મધ્યમ વર્ષ થાય છે.

**સસ નાડી ચક્રનો વિચાર.**

સપ્ત નાડી ચક્રમાં શનિ, સૂર્ય, મંગળ, ગુરુ, શુક્ર બુધ, અને ચંદ્રમા એ સાત સ્વામી છે અને અઠ્ઠાવીશ નક્ષત્રો પણ સ્વામી છે, પહેલી નાડી પ્રચંડા નામે છે, બીજી પવના, ત્રીજી દહની, ચોથી સૌમ્ય, પાંચમી નીર, છઠ્ઠી જળ અને સાતમી

નાડી અમૃતા નામની છે. જે રવિ વિગેરે ગ્રહો જે નક્ષત્ર ઉપર હોય તે ગ્રહ ઉપર તે નક્ષત્ર સ્થાપન કરવા. સાત નાડીમાંથી ત્રણ નાડીની પાતાલ સંજ્ઞા છે. ત્રણ નાડી ઊર્ધ્વ ગામિની છે, અને એક મધ્યમાં રહેલી નાડી મધ્યા નામની છે. તેના (નાડીના) નામને અનુસારે કૃત્તિકાદિક સાત સાત નક્ષત્રોને વિષે તે નાડીઓનું ફળ સ્ફુટ રીતે જાણવું. રૂદ્રદેવ કહે છે કે—" મધ્યમાં સૌમ્ય નાડી રહેલી છે. તેની આગળ અને પાછળ સૌમ્ય અને યામ્ય નામની ત્રણ ત્રણ નાડી જાણવી." યામ્ય નાડીમાં ક્રૂર ગ્રહો અને સૌમ્ય નાડીમાં શુભ ગ્રહો રહેલા છે, તથા સૌમ્ય નાડી મધ્યમાં રહેલી છે. તે સર્વે ગ્રહને અનુસારે ફળ આપનારી છે. વર્ષા ઋતુમાં સૂર્ય આર્દ્રા નક્ષત્રમાં પ્રવેશ કરે છે ત્યારે નાડીવેધ દ્વારા મેઘની વૃષ્ટિ જાણી શકાય છે. જે નાડીપર ચંદ્રમા રહેલો હોય તે નાડીપર ક્રૂર અને સૌમ્ય ગ્રહો રહેલા હોય તો જેટલા અંશ ચદ્રમા રહે તેટલો સમય મહા વૃષ્ટિ થાય છે. જો ચંદ્રમા કેવળ શુભ કે પાપ ગ્રહોથી યુક્ત હોય તો સારી વૃષ્ટિ થાય છે તથા અવશ્ય દુર્દિન હોય છે ચંદ્રમા નાડીના સ્વામીની સાથે રહેલો હોય અથવા નાડીના સ્વામીની તેનાપર દૃષ્ટિ પડતી હોય તો તે જળ આપનાર થાય છે. વળી તે ચંદ્ર ક્ષીણ થએલો ન હોય અને તેનાપર શુક્રની દૃષ્ટિ પડતી હોય તો તે વિશેષે કરીને જળદાયક થાય છે. અમૃતા નાડીપર રહેલો ચદ્ર શુભાશુભ ગ્રહોથી યુક્ત હોય તો એકી સાથે સાત દિવસ સુધી જળની વૃષ્ટિ થાય છે. પૂર્ણ યોગ હોય તો ત્રણ દિવસ, અર્ધ યોગ હોય તો દોઢ દિવસ, પા યોગ હોય તો એક દિવસ અને પાથી પણ ઓછો યોગ હોય તો અર્ધ દિવસ વરસાદ થાય છે. શુભ ગ્રહોનો યોગ અધિક હોય તો નિર્જળા નાડી પણ જળ આપનારી થઈ જાય છે, અને ક્રૂર ગ્રહોનો યોગ અધિક હોય તો જળ આપનારી

નાડી પણ વરસાદનો બાધ કરનારી થાય છે સર્વે ગ્રહો સૌમ્ય નાડી પર રહેલા હોય તો ત્રણ દિવસમા તે વૃષ્ટિ કરનારા થાય છે, અને સર્વે ગ્રહો સૌમ્ય સિવાયની બીજી કોઇ નાડીપર રહેલા હોય તો તે દુષ્ટ વૃષ્ટિને આપનારા થાય છે યામ્ય નાડીપર ક્રૂર ગ્રહ રહેલા હોય તો વિઘ્ન એ વૃષ્ટિ આપનારા થાય છે અને શુભ ગ્રહોની સાથે જળનાડીમા હોય તો સર્વે વૃષ્ટિ કરનારા થાય છે ગામનુ નક્ષત્ર સૌમ્ય નાડીપર રહેલુ હોય અને ત્યા ચદ્ર અને શુક્ર પણ રહેલા હોય તથા ક્રૂર ગ્રહનો યોગ હોય તો ઘણી વૃષ્ટિ થાય છે તથા ક્રૂર ગ્રહની દૃષ્ટિ હોય તો અલ્પ વૃષ્ટિ થાય છે જે વખતે ગ્રહો ઉદયમા, અસ્તમા, માર્ગમા કે વક્રગતિમા રહેલા હોય તે વખતે તેઓ જો ચદ્ર સહિત જળનાડીમા રહ્યા હોય તો તે મેઘનો ઉદય કરનારા કહ્યા છે

તે બાબત શ્રી ભદ્રબાહુ સ્વામી કહે છે કે—" મહા સર્પને આકારે સપ્ત નાડીવાળુ ચક્ર બનાવી તેની સીધી રેખામા કૃત્તિકાદિક અઠ્યાવીશ નક્ષત્રો અનુક્રમે લખવા તેમા જે નાડીપર ચદ્રમા હોય તે નાડીપર જો કેવળ પાપ ગ્રહ કે શુભ ગ્રહ હોય કે બન્ને ગ્રહો હોય તો વૃષ્ટિ થાય છે, એમ ભદ્રબાહુ સ્વામી કહે છે વળી આવો ચદ્રમા અન્ય ગ્રહોવડે યુક્ત અથવા એકલો જ હોય તો પણ વૃષ્ટિ થાય છે પરતુ એકલો જ ચદ્ર નાડીપર રહેલો હોય તો અવશ્ય દુર્દિન થાય જ છે તે નાડીઓમા પણ અમૃતાદિક ત્રણ નાડીઓ અધિક જળદાયક છે, ચોથી નાડી વાયુ સહિત જળદાયક છે, અને બાકીની નાડીઓ અધિક વાયુકારક છે જો સમગ્ર ગ્રહોનો યોગ અમૃતાદિક ત્રણ નાડીપર હોય તો અનુક્રમે અઢાર, બાર અને છ દિવસ અનાવૃષ્ટિ રહે. બાકીની નાડીનુ ફળ જેમ યોગ્ય હોય તેમ જાણવુ જો શુભ ગ્રહોનો અધિક યો ।

હોય તો નિર્જળા એટલે વાયુ નાડી પણ જળદાયક થાય છે અને પાપ ગ્રહોનો અધિક યોગ હોય તો જળનાડી પણ અલ્પ જળ આપે છે. જો શનિ તથા મંગળ વાયુનાડીપર હોય તો તે કાંઇપણ જળ આપતી નથી; પરંતુ શુભ ગ્રહોની સાથે અત્યંત યોગ હોય તો જળ વરસે છે. વૃષ, મકર, કુંભ, મીન, સિંહ, કર્ક, વૃશ્ચિક અને તુલા એ આઠ રાશિ જળદાયક છે અને બાકીની ચાર રાશિ શુષ્ક એટલે નિર્જળ છે. રવિ, શનિ અને મંગળ એ ત્રણ ગ્રહો શુષ્ક એટલે નિર્જળ છે, તથા પૂર્ણ ચંદ્ર, બુધ, ગુરૂ, અને શુક્ર એ ચાર અનુક્રમે અવશ્ય જળદાયક છે, એમ જાણવું." આ પ્રમાણે ભદ્રબાહુ સંહિતામાં કહ્યું છે.

અહીં બીજા ગ્રંથમાં આ પ્રમાણે વિશેષ કહ્યું છે—કૃત્તિકા નક્ષત્રથી ભરણી નક્ષત્ર પર્યંત સાત નાડી સહિત સર્પનું ભયંકર રૂપવાળું અનુક્રમે ચક્ર કરવું. તેમાં શુભ નક્ષત્ર અને શુભ ગ્રહોવડે યુક્ત ચંદ્રમા હોય તો તે વૃષ્ટિ કરનાર છે. ક્રૂર ગ્રહની સાથે ક્રૂર ગ્રહ અને સૌમ્ય ગ્રહની સાથે સૌમ્ય ગ્રહ રહેલા હોય તો દુર્દિન થાય છે એમ જાણવું અને ક્રૂર તથા સૌમ્ય ગ્રહ મિશ્રિત હોય તો વૃષ્ટિ થાય છે. શનિ અને સૂર્યની સાથે ચંદ્રમા કે બુધ અને શુક્રની સાથે ચંદ્રમા એક નાડીપર હોય તો વિદ્યુતપાત અને દુર્દિન થાય છે. જો શુક્ર, ચંદ્ર અને ગુરૂ એક નાડીપર હોય તો મહાવૃષ્ટિથી પૃથ્વી જળમય થાય છે ચંદ્ર અને મંગળ એક નાડીપર હોય અને સાથે બૃહસ્પતિ પણ હોય તો પૃથ્વી જળમય થાય છે, શુભ અને ક્રૂર ગ્રહ ઊર્ધ્વ નાડીપર હોય તો વાયુ અધિક ચાલે, મધ્ય નાડી પર હોય તો ખંડ વૃષ્ટિ થાય છે, અને પાતાળ નાડીપર હોય તો વરસાદ અધિક થાય. ઉર્ધ્વ નાડીપર શુક્ર અને અધોનાડી પર ચંદ્રમા હોય તો અધોનાડીમાં મહા વાયુ અને બન્નેના યોગમાં મહા વૃષ્ટિ

થાય છે. ચંદ્રમા સૌમ્ય ગ્રહોની સાથે સૌમ્ય નાડીપર હોય તો જળરાશિ દ્વારા વૃષ્ટિનો યોગ કહ્યો છે. સપ્ત નાડીવાળા સર્પના ચક્રમાં એકજ જળનાડી ઉપર બુધ અને શુક્ર સહિત ચંદ્રમા હોય તો મહા વૃષ્ટિ થાય એમ કહેવું. જો આ ચંદ્રમા અમૃત નાડીને વિષે સૌમ્ય અને ક્રૂર ગ્રહ સહિત રહેલો હોય તો પણ તે સાક્ષાત્ અમૃત જેવી વૃષ્ટિ કરે છે. આ પ્રમાણે સપ્ત નાડી ચક્રમાં ચંદ્રને આશ્રી વૃષ્ટિનું જ્ઞાન કહ્યું.

ગ્રહોના ઉત્તર ભાગમાં ચંદ્રનો ચાર હોય તો તે વર્ષમાં સુકાળ, ક્ષેમ અને આરોગ્યતા હોય તથા વિગ્રહ ન હોય. જો પાંચ તારાવાળા ગ્રહો ચંદ્રને દક્ષિણ દિશામાં કરે તો તેનું ફળ આ પ્રમાણે જાણવું—મંગળ હોય તો રાજાને કષ્ટકારક, શુક્ર હોય તો લોકોને કષ્ટકારક, બુધ હોય તો રસનો ક્ષય, ગુરૂ હોય તો જંળનો નાશ અને શનિ હોય તો અર્થનો નાશ કરે. આ દરેક માસે જોવાનું છે. ચિત્રા, અનુરાધા, જ્યેષ્ઠા, કૃત્તિકા, રોહિણી, મઘા, મૃગશીર્ષ, મુળ, પૂર્વાષાઢા અને વિશાખા એ નક્ષત્રોના ઉત્તર ભાગમાં ચંદ્રમા ચાલે તો સુકાળ, કલ્યાણની વૃદ્ધિ અને સારી વૃષ્ટિ થાય. તથા તે નક્ષત્રોના દક્ષિણ ભાગમાં ચંદ્રમા ચાલે તો રાજાઓનો વિનાશ, દુકાળ અને માર્ગમાં ભય થાય.

**ચંદ્રના ઉદયનું ફળ.**

મેષ રાશિમાં ચંદ્રનો ઉદય થાય તો ગ્રીષ્મ ઋતુમાં ધાન્ય મોંઘું થાય. વૃષ રાશીમાં ચંદ્રનો ઉદય થાય તો અડદ, તલ, મગ અને તુચ્છ ધાન્ય મોંઘા થાય. મિથુન રાશિમાં ચંદ્રોદય થાય તો કપાસ; સુતર, રૂ, વિગેરે મોંઘા થાય. કર્ક રાશિમાં ચંદ્રોદય થાય તો અનાવૃષ્ટિ થાય. સિંહ રાશિમાં ચંદ્રોદય થાય તો ધાન્ય સોંઘું થાય, પશુઓનો વિનાશ થાય, અને રાજાઓ વચ્ચે

રસ્પર વિગ્રહ થાય. કન્યા રાશિમાં ચંદ્રોદય થાય તો બ્રાહ્મણ વગેરે પીડા પામે. તુલા રાશિમાં ચંદ્રોદય હોય તો ક્રયાણક પ્રિય ાય. વૃશ્ચિક રાશિમાં ચંદ્રોદય થાય તો ધાન્યની ઉત્પત્તિ થાય. ધનુષ અને મકર રાશિમાં ચદ્રોદય હોય તો તે શુભકારક છે. કુંભ રાશિમાં ચંદ્રોદય હોય તો ચણા, અડદ અને તલનો વિનાશ થાય. તથા મીન રાશિમાં ચંદ્રોદય હોય તો સુકાળ અને આરોગ્યતા થાય. આ બારે રાશિઓનું ફળ શુકલપક્ષની બીજને દિવસે એટલે શુકલપક્ષમાં નવીન ચંદ્રનો ઉદય થાય ત્યારે વિચારવું, એવો નિયમ છે.

**ચંદ્રના અસ્તનું ફળ.**

મેષ રાશિમાં ચંદ્રનો અસ્ત થાય તો સર્વ પ્રકારનાં ધાન્ય મોંઘાં થાય. વૃષ રાશિમાં ચંદ્રનો અસ્ત થાય તો વેશ્યાઓને પીડા થાય. મનુષ્યોમાં અધિક મરણ થાય, અને ચોરનો ભય થાય. મિથુન રાશિમાં ચંદ્રનો અસ્ત થતો હોય તો ઘણી વૃષ્ટિ થાય અને બીજ વાવવાથી તે પુષ્ટ થાય. કર્ક રાશિમાં ચંદ્રનો અસ્ત થતો હોય તો અતિવૃષ્ટિ થાય સિંહ રાશિમાં ચંદ્રનો અસ્ત થતો હોય તો ધાન્ય મોંઘુ થાય. કન્યા રાશિમાં ચંદ્રનો અસ્ત થતો હોય તો ખંડ વૃષ્ટિ અને સર્વ પ્રકારનાં ધાન્ય મોંઘાં થાય. તુલા રાશિમાં ચંદ્રનો અસ્ત થતો હોય તો વૃષ્ટિ થોડી થાય, દેશનો ભંગ થાય, અને માર્ગમાં ભય થાય. વૃશ્ચિક રાશિમાં ચંદ્રનો અસ્ત થતો હોય તો વર્ષ મધ્યમ થાય, અને ઉપદ્રવોથી ગામનો વિનાશ થાય. ધનુષ રાશિમાં ચંદ્રનો અસ્ત થતો હોય તો ધાન્યનો સુકાળ થાય. મકર રાશિમા ચંદ્રનો અસ્ત થતો હોય તો ધાન્યનો વિનાશ થાય. કુંભ રાશિમાં ચંદ્રનો અસ્ત થતો હોય તો અલ્પ વૃષ્ટિ થાય, ધાન્ય મોંઘું રહે, અને પ્રજાઓ ભય પામે. તથા મીન રાશિમાં ચંદ્રનો અસ્ત થતો હોય તો સુખ

સંપત્તિની પ્રાપ્તિ થાય. આ એક એક માસનું ફળ જાણવું. આ ચંદ્રના અસ્તનો વિચાર જે વખતે અમાવાસ્યાની પ્રવૃત્તિ થાય તે વખતે જે રાશિ હોય તેનો અહીં વિચાર કરવાનો છે. જેમ શુકલ પક્ષના પ્રારંભમાં ચંદ્રના ઉદયનો વિચાર કરાય છે તેમ ચંદ્રના અસ્તની કથા અન્યથા પ્રકારે નથી. વાર અને નક્ષત્રના ફળની જેમ તે દિવસે રાશિનું પણ ફળ જાણવું. બાકીનું અમાવાસ્યાના વિચારવડે ફળ જાણવું.

વૈશાખ અને જ્યેષ્ઠ માસમાં ચંદ્રનો ઉદય ઉત્તર દિશામાં હોય તો ધાન્યની પ્રાપ્તિ અધિક થાય, અને મેઘનો મોટો ઉદય થાય તિથિનું પ્રમાણ સાઠ ઘડીનું છે. તેનો ત્રીજો ભાગ વીશ ઘડી છે. બૃહત્ સંજ્ઞાવાળા નક્ષત્રનો પહેલો અંશ પંદર ઘડીનો છે. બીજો અંશ ત્રીશ ઘડીનો અને ત્રીજો અંશ પીસ્તાલીશ ઘડીનો છે. .એજ પ્રમાણે રાશિના ભોગને આશ્રી ચંદ્રના ત્રણ અંશ પોતાની મેળે બુધ્ધિથી કલ્પી લેવા. જો સૂર્ય ધનુષ રાશિપર હોય અને બૃહત્ સંજ્ઞાવાળું નક્ષત્ર, ચંદ્રમા અને તિથિ એ ત્રણેના અંશો તુલ્ય હોય તો તે વર્ષે ધાન્યની પ્રાપ્તિ ઉત્તમ થાય જો સૂર્યપર શુભ ગ્રહોની દૃષ્ટિ પડતી હોય તો વિશેષ અધિક ધાન્યની પ્રાપ્તિ થાય. જો બૃહત્ સંજ્ઞાવાળા નક્ષત્રનો બીજો અંશ તથા ચંદ્રની રાશિ અને તિથિનો પણ બીજો અંશ હોય તો પણ મહાર્ઘદૈષ્ટાએ ઉત્તમ અર્થ જાણવો ને બૃહત્ સંજ્ઞાવાળા નક્ષત્રનો ત્રીજો અંશ હોય અને ચંદ્રના નક્ષત્રનો તથા તિથિનો પણ ત્રીજો અંશ હોય તો તે સર્વોત્તમ જાણવો બૃહત્ નક્ષત્રનો પહેલો અંશ અને ચંદ્ર તથા તિથિનો બીજો અંશ હોય તો પણ નક્ષત્રના સ્વભાવથી ઉત્તમ ધાન્યની પ્રાપ્તિ થાયછે. બૃહત્ નક્ષત્રનો પહેલો અંશ અને ચંદ્રમા તથા તિથિનો અન્ત્ય-છેલ્લો અંશ હોય તો ઉત્તમ પ્રાપ્તિ થાય. એમ શાસ્ત્રની સંમતિ છે.

બૃહત્ નક્ષત્રનો મધ્ય અંશ અને ચંદ્રમા તથા તિથિનો અંત્ય અંશ હોય તો નક્ષત્રના પ્રભાવથી મધ્યમ પ્રાપ્તિ થાય. આ રીતે ચંદ્રમા અને તિથિ વડે બૃહત્ નક્ષત્રનો વિચાર કર્યો. એજ પ્રમાણે ત્રીશ મુહૂર્ત્તવાળા મધ્ય નક્ષત્રના પણ આદિ, મધ્ય અને અંત્ય એવા ત્રણ ભાગની (અંશની) કલ્પના કરવી. મધ્ય નક્ષત્રનો પહેલો અંશ અને ચંદ્ર તથા તિથિનો પણ પહેલો અંશ હોય તો મધ્યમ ઉત્તમ ધાન્યની પ્રાપ્તિ થાય, એવો વિદ્વાનોનો મત છે. મધ્ય નક્ષત્રનો મધ્ય અંશ અને ચંદ્રમા તથા તિથિનો પણ મધ્ય અંશ હોય તો મધ્યમ ઉત્તમ ધાન્યની પ્રાપ્તિ થાય. મધ્ય નક્ષત્રનો અંત્ય અંશ અને ચંદ્રમા તથા તિથિનો પણ અંત્ય અંશ હોય તો મધ્યમ ધાન્યની પ્રાપ્તિ થાય. મધ્ય નક્ષત્રનો મધ્ય અંશ અને ચંદ્રમા તથા તિથિનો પહેલો અંશ હોય તો ધાન્યની મધ્યમ પ્રાપ્તિ થાય. બન્નેનો મધ્ય અંશ હોય તો પણ મધ્યમ પ્રાપ્તિ થાય. એ જ રીતે પંદર મુહૂર્ત્તવાળા જઘન્ય નક્ષત્ર, ચંદ્રમા અને તિથિ એ ત્રણેના આદિ, મધ્ય અને અંત્ય એવાં ત્રણ ત્રણ ભાગ (અંશ) જઘન્ય અર્ઘના સાધનને માટે કલ્પી લેવા. લઘુ નક્ષત્રનો આદિ ભાગ અને ચંદ્રમા તથા તિથિનો પણ પહેલો ભાગ હોય તો જઘન્ય ઉત્તમાર્ઘની પ્રાપ્તિ થાય. લઘુ નક્ષત્રનો મધ્ય ભાગ અને ચંદ્રમા તથા તિથિનો પણ મધ્ય અંશ હોય તો જઘન્ય મધ્યમ પ્રાપ્તિ થાય. લઘુ નક્ષત્રનો અંત્ય અંશ અને ચંદ્રમા તથા તિથિનો પણ અંત્ય અંશ હોય તો નક્ષત્રના દુષ્ટ સ્વભાવથી દુકાળ થશે એમ કહેવું. એ પ્રમાણે સમગ્ર વિકલ્પોનો વિચાર કરી પ્રશ્ન કરનારને સુકાળ વિગેરે કહેવા. શુક્ર, મંગળ, બુધ અને શનિ બૃહત્ નક્ષત્રપર હોય તો લોકમાં ધાન્યાદિક સસ્તું થાય, મધ્ય નક્ષત્રપર હોય તો મધ્યમ અને અધમ

નક્ષત્રપર હોય તો અધમ કહેવું. આ પ્રમાણે ધનુષ સંક્રાંતિને વિષે ચંદ્રમા, તિથિ અને નક્ષત્રના વિભાગ દ્વારા વર્ષનું અર્ધજ્ઞાન કહ્યું. તેને અનુસારે સર્વ સંક્રાંતિના દિવસની અપેક્ષાએ માસનું અર્ધજ્ઞાન જાણવું. રામવિનોદ ગ્રંથના કર્તા તો વર્ષના રાજાની અપેક્ષાએ તે તે રાશિની જેમ મનુષ્યોના આય અને વ્યયની જેમ ધાન્યને વિષે પણ વિશેષ જાણવા માટે આ પ્રમાણે યંત્ર કહે છે.—

અષ્ટોત્તરી દશાના વર્ષવડે શોધેલું આઆય અને વ્યયનું ચક્ર.

| | મેષ | વૃષ | મિથુન | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રવિ | ૨<br>૧૪ | ૧૧<br>૫ | ૧૪<br>૨ | ૮<br>૨ | ૧૧<br>૧૧ | ૧૪<br>૨ | ૧૧<br>૫ | ૨<br>૧૪ | ૫<br>૫ | ૮<br>૧૪ | ૮<br>૧૪ | ૫<br>૫ |
| સોમ | ૧૪<br>૨ | ૮<br>૧૧ | ૧૧<br>૮ | ૫<br>૮ | ૮<br>૨ | ૧૧<br>૮ | ૮<br>૧૧ | ૧૪<br>૨ | ૨<br>૧૧ | ૧૪<br>૧૪ | ૧૪<br>૧૪ | ૨<br>૧૧ |
| મંગળ | ૮<br>૧૪ | ૨<br>૮ | ૫<br>૫ | ૧૪<br>૨ | ૨<br>૧૧ | ૫<br>૫ | ૨<br>૮ | ૮<br>૧૪ | ૧૧<br>૫ | ૧૪<br>૧૪ | ૧૪<br>૧૪ | ૧૧<br>૫ |
| બુધ | ૫<br>૫ | ૧૪<br>૧૧ | ૨<br>૧૧ | ૧૧<br>૮ | ૧૪<br>૨ | ૨<br>૧૧ | ૧૪<br>૧૧ | ૫<br>૫ | ૮<br>૧૧ | ૧૧<br>૫ | ૧૧<br>૫ | ૮<br>૧૧ |
| ગુરૂ | ૧૧<br>૫ | ૫<br>૧૪ | ૮<br>૧૧ | ૨<br>૧૧ | ૫<br>૫ | ૮<br>૧૧ | ૫<br>૧૪ | ૧૧<br>૫ | ૧૪<br>૧૧ | ૨<br>૮ | ૨<br>૮ | ૧૪<br>૧૧ |
| શુક્ર | ૨<br>૮ | ૧૧<br>૧૪ | ૧૪<br>૧૧ | ૮<br>૧૧ | ૧૧<br>૫ | ૧૪<br>૧૧ | ૧૧<br>૧૪ | ૨<br>૮ | ૫<br>૧૪ | ૮<br>૮ | ૮<br>૮ | ૫<br>૧૪ |
| શનિ | ૧૪<br>૧૪ | ૮<br>૮ | ૧૧<br>૫ | ૫<br>૫ | ૮<br>૧૪ | ૧૧<br>૫ | ૮<br>૮ | ૧૪<br>૧૪ | ૨<br>૮ | ૫<br>૨ | ૫<br>૨ | ૨<br>૮ |

આય અધિક હોય તો સસ્તું, વ્યય અધિક હોય તો મોંઘું અને બન્ને બરાબર હોય તો સમાન ભાવ રહે, એમ ત્રણ પ્રકારે

ધાન્યની અર્ઘતા કહી. એ જ રીતે ધાતુ, મૂળ, જીવ અને વસ્તુને વિષે અર્ઘ (ભાવ) કહેવા. પરંતુ સર્વતોભદ્રથી ઉત્પન્ન થયેલો ગ્રહવેધ ન હોવો જોઇએ. કળાઓને ધારણ કરનાર ચંદ્રની સમગ્ર કળા જળની દીનતાને નિવારણ કરનાર અને ઘણા ધાન્યના ઉદયની પ્રાપ્ત કરનાર મેઘોવડે કળાઓને ધારણ કરનાર ચંદ્રની સમગ્ર કળા અચળ નથી પણ ચળાચળ છે.

**મંગળચાર.**

અશ્વિની નક્ષત્રપર મંગળ હોય તો શીતની પીડા થાય એટલે ઘણી ઠંડી પડે, તુષ અને ધાન્ય મોંઘાં થાય. ભરણી નક્ષત્રપર મંગળ હોય તો બ્રાહ્મણો પીડા પામે, અતસી વૃક્ષોનો નાશ થાય, સર્વ દેશમાં ગામોના લોકો પીડા પામે, અને ધાન્ય મોંઘું થાય. કૃત્તિકા નક્ષત્રમાં મંગળ હોય તો તાપસોના આશ્રમોનો વિનાશ થાય. રોહિણી નક્ષત્રપર મંગળ હોય તો વૃક્ષોનો નાશ તથા પશુઓને રોગ થાય. તેમજ કપાસ, વસ્ત્ર અને રૂ વિશેષ મોંઘા થાય. મૃગશીર્ષ નક્ષત્રપર મંગળ હોય તો કપાસનો નાશ થાય, પણ ધાન્ય વિગેરેનો સુકાળ થાય, અને પૃથ્વી જળથી પૂર્ણ થાય, આર્દ્રા નક્ષત્રપર મંગળ હોય તો વરસાદ થાય નહીં. પુનર્વસુ નક્ષત્રપર મંગળ હોય તો તલનો નાશ થાય તથા ભેંશોનો પણ વિનાશ થાય. પુષ્ય નક્ષત્રપર મંગળ હોય તો ચોરનો ભય થાય, લોકમાં વિરોધ થવાથી કાંઇપણ શુભ ન થાય, તથા રાજાઓ નિર્બળ થાય. અશ્લેષા નક્ષત્રપર મંગળ હોય તો વૃષ્ટિ થોડી થાય, ધાન્યનો ઘણો વિનાશ થવાથી દુકાળ થાય, અને સર્પનો ભય ઘણો થાય. મઘા નક્ષત્રપર મંગળ હોય તો વરસાદ ન થાય, તલ, અડદ અને મગનો વિનાશ થાય, તથા ધાન્યની દુર્લભતા થાય. પૂર્વાફાલ્ગુની નક્ષત્રપર મંગળ હોય તો વૃષ્ટિ થોડી થાય, પ્રજાઓ પીડા પામે,

તથા ગોળ અને તલનો ભાવ તેજ થાય. ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રપર મંગળ હોય તો જળવૃષ્ટિનો નિરોધ થવાથી પશુઓમાં પીડા થાય, તથા અશ્વનું મૂલ્ય અધિક થાય. હસ્ત નક્ષત્રપર મંગળ હોય તો જળ થોડું મળે, તથા ઘી, ગોળ અને લવણ મોંઘાં થાય. ચિત્રા નક્ષત્રપર મંગળ હોય તો તીવ્ર રોગની પીડા થાય, ચોખા અને ઘઉં મોંઘા થાય, સ્વાતિ નક્ષત્રપર મંગળ હોય તો અનાવૃષ્ટિ થાય. વિશાખા નક્ષત્રપર મંગળ હોય તો કપાસ અને ઘઉં મોંઘા થાય. અનુરાધા નક્ષત્રપર મંગળ હોય તો સુકાળ થાય અને પશુ પક્ષીઓ પીડા પામે. જ્યેષ્ઠા નક્ષત્ર પર મંગળ હોય તો જળ થોડું અને રોગની ઉત્પત્તિ થાય. મૂળ નક્ષત્રપર મંગળ હોય તો બ્રાહ્મણ અને ક્ષત્રિય વર્ગને પીડા થાય, તથા તુષ ધાન્ય મોંઘું થાય. પૂર્વાષાઢા નક્ષત્રપર મંગળ હોય તો મેઘ ઘણો વરસાદ વરસે, ગાયો અલ્પ દૂધવાળી થાય, પૃથ્વી ધાન્યથી પૂર્ણ થાય, તથા ચોખા, તેલ, ઘી અને અડદ મોંઘા થાય. ઉત્તરાષાઢા નક્ષત્રપર મંગળ હોય તો પૂર્વાષાઢાની જેમ જાણવું. શ્રવણ નક્ષત્રપર મંગળ હોય તો રોગની ઉત્પત્તિ થાય, ધાન્યની અધિક પ્રાપ્તિ થાય અને પછીથી ભૂમિપર વૃષ્ટિ ન થાય. ધનિષ્ઠા નક્ષત્રપર મંગળ હોય તો ઇંદ્રના જેવી સમૃદ્ધિ પ્રાપ્ત થાય, તથા ધાન્ય, ગોળ, ખાંડ સસ્તા થાય. શતભિષા નક્ષત્રપર મંગળ હોય તો કીડા, ઉંદર વિગેરેનો ઉપદ્રવ થાય. તો પણ પૃથ્વીપર ઘણું ધાન્ય પાકે. પૂર્વાભાદ્રપદ નક્ષત્રપર મંગળ હોય તો તલ, વસ્ત્ર, રૂ, કપાસ અને સોપારી વિગેરે મોંઘા થાય. ઉત્તરાભાદ્રપદ નક્ષત્રપર મંગળ હોય તો દુકાળ પડે, તથા બિંદુ માત્ર પણ વરસાદ ન થાય. રેવતી નક્ષત્રપર મંગળ હોય તો પૃથ્વીપર સુખ અને સુકાળ થાય, મનુષ્યોમાં રોગ પ્રવર્તે, તથા ધાન્ય લક્ષ્મી અધિક થાય.

મંગળ જે રાશિમાં જાય છે તેજ રાશિમાં તે વક્ર થાય છે.

**વક્રી થયેલા મંગળનું ફળ.** જો વક્રી થાય તો કયાણુક મોંઘા થાય. મકર રાશિમાં મંગળ વક્રી થતો હોય તો સુખ થાય છે. કુંભ વિગેરે પાંચ રાશિમાં અને તુલા રાશિમાં મંગળ વક્રી થતો હોય તો :ખ થાય છે, કપાસ, રસ અને મજીઠ એ મોંઘા થાય છે. ક્રૂર હોની સાથે મંગળ રહેલો હોય અથવા જૂદો હોય અને ક્રૂર હોથી વેધિત થતો હોય તો પણ કપાસ વિગેરે મોંઘા થાય. ીન, મેષ, સિંહ, ધનુષ, વૃષ અને મકર એ રાશિઓમાં મંગળ શનિ વક્રી થતા હોય તો પૃથ્વી સંક્ષિપ્ત દેહવાળી થાય. ઘોડા અને સુભટોનું મરણ થાય, રાજાઓ વચ્ચે વિગ્રહ થાય, દુકાળ ાય, ધાન્યનો વિનાશ થાય, ભય થાય, લોહી વિકારનો વ્યાધિ ાય, પ્રજાઓમાં પિત્તનો રોગ વધે. ગાય, હાથી, ઘોડા, બળદ, ભેંશ અને મનુષ્ય એ સર્વે જ્યાં સુધી શનિ કે મંગળ માર્ગગામી હોય ત્યાં સુધી દુઃખી થાય ગ્રંથાંતરમાં કહ્યું છે કે—" સિંહ, મીન, કન્યા, મિથુન અને ધનુષ એ રાશિપર શનિ કે મગળ વક્રી ાય તો પૃથ્વી ઉજ્જડ થાય, શત્રુનું સૈન્ય પૃથ્વીને દળી નાંખે, અને ઘોર વિગ્રહ થાય. તેમજ પૃથ્વીપર દુકાળ થાય, ધાન્યનો વિનાશ થાય, ભય થાય, પ્રજા પાપ રોગથી દુઃખી થાય, ગાય, ભેંશ વિગેરે પશુઓને દુઃખ થાય, તથા રાજાઓ પાપનું ચિંતવન કરે." કન્યા, મીન, ધનુષ અને સિંહ એ રાશિપર શનિ કે મંગલ વક્રી થાય તો લોકમા વિભ્રમ થાય, અને રાજાઓનો ક્ષય થાય. કૃત્તિકા, રોહિણી, મૃગશીર્ષ, મઘા, ચિત્રા, વિશાખા, જ્યેષ્ઠા, અનુરાધા, મૂળ અને પૂર્વાષાઢા એ નક્ષત્રોના ઉત્તર ભાગમાં મંગળ શુક્ર અને શનિ એ આષાઢ માસમાં વિશેષે કરીને આવે ( ચાલે ) તો સુકાળ થાય, કલ્યાણ અને આરોગ્ય થાય, મધ્યમાં આવે તો

તો પૃથ્વીપર મોંઘવારી થાય છે. મંગળ અને શનિ એ બે ગ્રહો અતિચારી હોય તો સ્ફુટપણે સુકાળ થાય છે. સૌમ્ય ગ્રહોના અતિચારમાં પણ જો નક્ષત્રની હાનિ થતી હોય તો ધાન્યનો વિનાશ થાય.

**રાશિને આશ્રી મંગળના ઉદયનું ફળ.**

મેષ રાશિમાં મંગળનો ઉદય થતો હોય તો ચોળા, અડદ અને તલ પ્રિય થાય છે. વૃષ રાશિમાં મંગળનો ઉદય થતો હોય તો પશુઓનો નાશ થાય, મિથુન રાશિમાં મંગળનો ઉદય થતો હોય તો અન્ન દુર્લભ થાય. કર્ક રાશિમાં મંગળનો ઉદય થતો હોય તો વેશ્યાઓને પીડા થાય, અને વૃષ્ટિ થવાથી ધાન્યનો ઘણો ઉદય થાય. સિંહ રાશિમાં મંગળનો ઉદય થતો હોય તો શાળ મોંઘી થાય. કન્યા રાશિમાં મંગળનો ઉદય થતો હોય તો બ્રાહ્મણ અને ક્ષત્રિય જાતિમાં રોગની પ્રવૃત્તિ થાય. તુલા રાશિમા મંગળનો ઉદય થતો હોય તો ઘણાં ધાન્ય પાકે. કન્યા અને તુલા રાશિમાં મંગળનો ઉદય થાય તો સુકાળ થાય છે. વૃશ્ચિક રાશિમાં મંગળનો ઉદય થતો હોય તો ચોર તથા અગ્નિનો ભય થાય, રાજનીતિમાં કુણતા થાય, અને અન્ન સારૂં પાકે. ધનુષ રાશિમાં મંગળનો ઉદય થતો હોય તો રસાતળમાં વૃષ્ટિ થાય છે, અને શાલિ, ગોળ વિગેરે મોંઘા થાય છે. મકર રાશિમાં મંગળનો ઉદય થતો હોય તો દેશમાં વૃષ્ટિ ઘણી થાય; પરંતુ પાછળના ધાન્યનો વિનાશ થાય. કુંભ રાશિમાં મંગળનો ઉદય થતો હોય તો તીડના આવવાથી દુઃખ થાય અથવા ઉંદર વિગેરેનો ઉપદ્રવ થાય. તથા મીન રાશિમાં મંગળનો ઉદય થતો હોય તો વરસાદ ન થાય અને દુકાળ થાય.

**મંગળના અસ્તનું ફલ.**

મેષ રાશિમાં મંગળનો અસ્ત થતો હોય તો પથ્થર મોંઘા થાય. વૃષ રાશિમાં મંગળનો અસ્ત થતો હોય તો તૃણાદિક વસ્તુ સોંઘી થાય અને લોકો સુખી થાય. મિથુન રાશિમાં મંગળનો અસ્ત થતો હોય તો અંત્યંત વૃષ્ટિ થાય. કર્ક રાશિમાં મંગળનો અસ્ત થતો હોય તો પૃથ્વીપર ધાન્યની શૂન્યતા થાય. સિંહ રાશિમાં મંગળનો અસ્ત થતો હોય તો ઘોડા તથા ખચ્ચરોને પીડા થાય, તથા પશુઓ મોંઘા મળે. કન્યા અને તુલા રાશિમાં મંગળનો અસ્ત થતો હોય તો ઘઉં, ચણા અને જવ મોંઘા થાય. વૃશ્ચિક રાશિમાં મંગળનો અસ્ત થતો હોય તો સુકાળ થાય અને રાજાઓનો ભય થાય. ધનુષ રાશિમાં મંગળનો અસ્ત થતો હોય તો શાલિ મોંઘા થાય, તથા તુચ્છ ધાન્ય અને ગોળની ઉત્પત્તિ થાય. મકર રાશિમાં મંગળનો અસ્ત થતો હોય તો તે જ પ્રમાણે એટલે તુચ્છ ધાન્ય અને ગોળની ઉત્પત્તિ થાય તથા વરસાદ ઘણો થાય. કુંભ રાશિમાં મંગળનો અસ્ત થતો હોય તો દેશમા ચોર અને અગ્નિનો ભય થાય, તથા રાજાઓમા વિગ્રહ થાય. અને મીન રાશિમાં મંગળનો અસ્ત થતો હોય તો અન્ન થોડુ પાકે અને પ્રજા વ્યાકુલ થાય. પછીથી સુકાળ થાય તથા પ્રજામાં મોટા ઉત્સવો પ્રવર્તે.

## બુધ ચાર.

**નક્ષત્રો પર ગમન કરતા બુધનું ફળ.**

અશ્વિની નક્ષત્રપર બુધ હોય તો ઘઉં તથા જવ વિગેરેનો વિનાશ થાય, અને ઇક્ષુ, દૂધ, ઘી વિગેરે રસ સસ્તા થાય, ભરણી નક્ષત્રપર બુધ હોય તો હાથીઓને પીડા થાય, ચાંડાળ લોકોનો નાશ થાય, તીવ્ર રોગની ઉત્પત્તિ થાય, ધાન્ય અને વસ્તુ મોંઘી થાય, તથા લોકમાં વૈરભાવ વધે. કૃત્તિકા

મધ્યમ અને દક્ષિણ ભાગમાં આવે તો ઇતિ અને રોગનો ભય પ્રાપ્ત થાય છે.

કુલકમાં કહ્યું છે કે—" જો બૃહસ્પતિ, શનિ અને મંગળ એ ત્રણે એક ઠેકાણે મળેલા હોય તો મહાયુધ્ધ અને ભારે દુકાળ થાય. જો વિશાખા, મઘા, મૂળ અને કૃત્તિકા એ નક્ષત્રોપર મંગળ વક્રી થાય તો અનાજ મોંઘું થાય, અને કોઇક રાજાનો વિનાશ થાય." મંગળ ચાલતો હોય ત્યારે વૃષ્ટિ થાય, બૃહસ્પતિ ઉદય પામે ત્યારે વૃષ્ટિ થાય, શુક્ર અસ્ત પામે ત્યારે વૃષ્ટિ થાય, અને શનિશ્ચરની આ ત્રણેમાંથી કોઇ અવસ્થા હોય ત્યારે વૃષ્ટિ થાય. લોકમાં કહ્યું છે કે—" શુક્રના અસ્ત વખતે મંગળનો ઉદય થતો હોય તો રાજાઓનું યુધ્ધમાં મરણ થાય, તથા કોઇ ઠેકાણે વરસાદ અને કોઇ ઠેકાણે દુકાળ પડે " મંગળ, શુક્ર અને બૃહસ્પતિ એ ત્રણમાંથી કોઇ પણ ગ્રહ ચંદ્રમાનો વેધ કરતો હોય તો રણભૂમિમાં પડતા—મરાતા સુભટોની કોટિવડે ભૂત પ્રેતો પ્રસન્ન થાય છે. મેષ અને વૃશ્ચિકને મધ્યે મંગળ રહેલો હોય તો બે માસ ધાન્ય મોંઘું રહે એમ કહેલું છે. તે વિષે લોકમાં પણ કહ્યું છે કે-" રવિ, રાહુ, શનિ અને મંગળ મધ્યમ રાશિમાં ઉદય પામે તો ધન, ધાન્ય અને સુવર્ણનો વિનાશ કરે, તથા છત્રધારી રાજાઓ નાશ પામે." જ્યાં સુધી મીન રાશિપર શનિ ચાલતો હોય, કર્ક રાશિપર બૃહસ્પતિ ચાલતો હોય, અને તુલા રાશિપર મંગળ ચાલતો હોય, ત્યાંસુધી લોક કષ્ટની પરંપરા પામે છે. મંગળની નીચે ગુરૂ હોય અને ગુરૂની નીચે શનિશ્ચર રહેલો હોય તો તે ગ્રહોનો મુશળ યોગ કહેવાય છે. તે જગતને કષ્ટકારક છે. સૂર્યની રાશિથી આગળ મંગળ રહેલો હોય તો તે વૃષ્ટિની ઉત્પત્તિને રોકનારો છે અને

મંગળ વિગેરે ચાર ગ્રહો ચંદ્રથી દક્ષિણ દિશામાં ચાલતા હોય તો તે વૃષ્ટિનો નાશ કરનારા છે.

**વક્રી ગ્રહોનું ફળ.** મંગળ વક્રી હોય તો અનાવૃષ્ટિ થાય, બુધ વક્રી હોય તો ધનનો ક્ષય થાય, ગુરૂ વક્રી હોય તો રોગ સ્થિર થાય, શુક્ર વક્રી હોય તો પ્રજા સુખી થાય, શનિ વક્રી હોય તો મનુષ્યો પીડા પામે, અને રાહુ વક્રી હોય તો અગ્નિનો ઉપદ્રવ થાય. એક સાથે ચાર ગ્રહો વક્રી થતા નથી, એવી માન્યતા છે. પાઠાંતરમાં કહ્યું છે કે-" મંગળ વક્રી થાય તો રાજાઓમાં યુદ્ધ થાય બુધ વક્રી હોય તો ધનનો ક્ષય થાય, ગુરૂ વક્રી હોય તો સુકાળ થાય, શુક્ર વક્રી હોય તો પ્રજાઓ સુખી થાય, શનિ વક્રી હોય તો મંહામારી પ્રવર્તે, માર્ગમાં મહા ભય થાય, ધન, ધાન્ય. અને વસ્ત્ર મોંઘાં થાય, તથા પૃથ્વી રૂંડમુંડ થઇ જાય " જે માસમા દૈવયોગથી સર્વ ગ્રહ વક્રી હોય તે માસમા ધાન્ય ઘણું મોંઘુ થાય, અથવા રાજાઓનો વિગ્રહ થાય. શ્રાવણ માસમાં શનિ વક્રી હોય અને મંગળનો અસ્ત કે ઉદય હોય તો રાજાઓ એ માસની અંદર યુદ્ધ કરે. તેમાં કાંઇ સંશય નથી.

**ગ્રહોના અતિચારનું ફળ.** એક સૌમ્ય ગ્રહ વક્રી હોય અને એક ક્રૂર ગ્રહ અતિચારવાળો (શીઘ્રગામી) હોય તો તે સર્વ પ્રકારનાં ધાન્યને સોંઘા કરે છે. તથા એક ક્રૂર ગ્રહ વક્રી થાય અને એક સૌમ્ય ગ્રહ અતિચારવાળો થાય તો તે પૃથ્વીપર ધાન્યને મોંઘુ કરે છે. શુક્ર અને બુધ વક્રી હોય તો તે જ વખતે સુકાળ થાય છે. તથા બૃહસ્પતિ વક્રી હોય તો રાશિને છેડે અવશ્ય મોંઘવારી થાય છે, કન્યા રાશિમા બુધ વક્રી થાય તો નિશ્ચે સુકાળ થાય" એમ માનેલું છે પરંતુ વર્ષાકાળમાં જો તે અતિચારવાળો થાય

તો પૃથ્વીપર મોંઘવારી થાય છે. મંગળ અને શનિ એ બે ગ્રહો અતિચારી હોય તો સ્ફુટપણે સુકાળ થાય છે. સૌમ્ય ગ્રહોના અતિચારમાં પણ જો નક્ષત્રની હાનિ થતી હોય તો ધાન્યનો વિનાશ થાય.

**રાશિને આશ્રી મંગળના ઉદયનું ફળ.**

મેષ રાશિમાં મંગળનો ઉદય થતો હોય તો ચોળા, અડદ અને તલ પ્રિય થાય છે. વૃષ રાશિમાં મંગળનો ઉદય થતો હોય તો પશુઓનો નાશ થાય, મિથુન રાશિમાં મંગળનો ઉદય થતો હોય તો અન્ન દુર્લભ થાય. કર્ક રાશિમાં મંગળનો ઉદય થતો હોય તો વેશ્યાઓને પીડા થાય, અને વૃષ્ટિ થવાથી ધાન્યનો ઘણો ઉદય થાય. સિંહ રાશિમાં મંગળનો ઉદય થતો હોય તો શાળ મોંઘી થાય. કન્યા રાશિમાં મંગળનો ઉદય થતો હોય તો બ્રાહ્મણ અને ક્ષત્રિય જાતિમાં રોગની પ્રવૃત્તિ થાય. તુલા રાશિમાં મંગળનો ઉદય થતો હોય તો ઘણાં ધાન્ય પાકે. કન્યા અને તુલા રાશિમાં મંગળનો ઉદય થાય તો સુકાળ થાય છે. વૃશ્ચિક રાશિમાં મંગળનો ઉદય થતો હોય તો ચોર તથા અગ્નિનો ભય થાય, રાજનીતિમાં દુષ્ટતા થાય, અને અન્ન સારૂં પાકે. ધનુષ રાશિમાં મંગળનો ઉદય થતો હોય તો રસાતળમાં વૃષ્ટિ થાય છે, અને શાલિ, ગોળ વિગેરે મોંઘા થાય છે. મકર રાશિમાં મંગળનો ઉદય થતો હોય તો દેશમાં વૃષ્ટિ ઘણી થાય; પરંતુ પાછળના ધાન્યનો વિનાશ થાય. કુંભ રાશિમાં મંગળનો ઉદય થતો હોય તો તીડના આવવાથી દુઃખ થાય અથવા ઉંદર વિગેરેનો ઉપદ્રવ થાય. તથા મીન રાશિમાં મંગળનો ઉદય થતો હોય તો વરસાદ ન થાય અને દુકાળ થાય.

મેષ રાશિમાં મંગળનો અસ્ત થતો હોય તો પથ્થર મોંઘા થાય. વૃષ રાશિમાં મંગળનો અસ્ત થતો હોય તો તૃણાદિક વસ્તુ સોંઘી થાય અને લોકો સુખી થાય. મિથુન રાશિમાં મંગળનો અસ્ત થતો હોય તો અત્યંત વૃષ્ટિ થાય. કર્ક રાશિમાં મંગળનો અસ્ત થતો હોય તો પૃથ્વીપર ધાન્યની શૂન્યતા થાય. સિંહ રાશિમાં મંગળનો અસ્ત થતો હોય તો ઘોડા તથા ખચ્ચરોને પીડા થાય, તથા પશુઓ મોંઘા મળે. કન્યા અને તુલા રાશિમાં મંગળનો અસ્ત થતો હોય તો ઘઉં, ચણા અને જવ મોંઘા થાય. વૃશ્ચિક રાશિમાં મંગળનો અસ્ત થતો હોય તો સુકાળ થાય અને રાજાઓનો ભય થાય. ધનુષ રાશિમાં મંગળનો અસ્ત થતો હોય તો શાલિ મોઘા થાય, તથા તુચ્છ ધાન્ય અને ગોળની ઉત્પત્તિ થાય. મકર રાશિમાં મંગળનો અસ્ત થતો હોય તો તે જ પ્રમાણે એટલે તુચ્છ ધાન્ય અને ગોળની ઉત્પત્તિ થાય તથા વરસાદ ઘણો થાય. કુંભ રાશિમાં મંગળનો અસ્ત થતો હોય તો દેશમા ચોર અને અગ્નિનો ભય થાય, તથા રાજાઓમાં વિગ્રહ થાય. અને મીન રાશિમાં મંગળનો અસ્ત થતો હોય તો અન્ન થોડું પાકે અને પ્રજા વ્યાકુલ થાય. પછીથી સુકાળ થાય તથા પ્રજામાં મોટા ઉત્સવો પ્રવર્તે.

**મંગળના અસ્તનું ફલ.**

## બુધ ચાર.

અશ્વિની નક્ષત્રપર બુધ હોય તો ઘઉં તથા જવ વિગેરેનો વિનાશ થાય, અને ઇક્ષુ, દૂધ, ઘી વિગેરે રસ સસ્તા થાય, ભરણી નક્ષત્રપર બુધ હોય તો હાથીઓને પીડા થાય, ચાંડાળ લોકોનો નાશ થાય, તીવ્ર રોગની ઉત્પત્તિ થાય, ધાન્ય અને વસ્તુ મોંઘી થાય, તથા લોકમાં વૈરભાવ વધે. કૃત્તિકા

**નક્ષત્રો પર ગમન કરતા બુધનું ફળ.**

નક્ષત્રપર બુધ આવે ત્યારે બ્રાહ્મણ જાતિ પીડા પામે, વરસાદ થોડો થાય, અન્ન થોડું પાકે, મનુષ્યોમાં જ્વરની પીડા થાય, તથા કોઇ કોઈ ઠેકાણે વિગ્રહ થાય રોહિણી નક્ષત્રપર બુધ આવે ત્યારે કપાસ, તલ અને રૂ મોંઘા થાય, મૃગશીર્ષપર બુધ આવે ત્યારે સુકાળ થાય તથા વાયુ અને વરસાદ અધિક થાય, આર્દ્રા નક્ષત્રપર વરસાદ હોય તો ઘઉં, તલ, અડદ વિગેરે સસ્તા થાય, મનુષ્ય સુખી થાય, વરસાદ ઘણો વરસે તેથી ઘણા ઘરો પડી જાય. પુનર્વસુ નક્ષત્ર પર બુધ હોય તે બાળકોને પીડા થાય અને કપાસ, રૂ વિગેરેનો ભાવ મંદ થાય પુષ્ય નક્ષત્રપર બુધ હોય તો લોકમાં સર્વ વસ્તુનો સયોગ થાય અને રાજાઓને ભય થાય તથા તેઓ જ જય પામે. અશ્લેષ નક્ષત્રપર બુધ હોય તો ઘણી વૃષ્ટિ થાય, તુષ ધાન્યની ઉત્પત્તિ થાય, મઘા નક્ષત્રપર બુધ હોય તો અલ્પ વૃષ્ટિ થાય, ધાન્યનો નાશ થાય અને પ્રજાઓને ભય રહે. પૂર્વાફાલ્ગુની નક્ષત્રપર બુધ હોય તો રાજાઓ વચ્ચે યુદ્ધ થાય, ક્ષેત્રને બાધા થાય અને અન્ન થોડું પાકે ઉત્તરાફાલ્ગુની નક્ષત્રપર બુધ હોય તો અડદ, મગ વિગેરેની પ્રાપ્તિ થોડી થાય. હસ્ત નક્ષત્રપર બુધ હોય તો સુકાળ, ધાન્યની ઉત્પત્તિ, આરોગ્યતા અને વૃષ્ટિ સારી થાય. ચિત્રા નક્ષત્ર પર બુધ હોય તો વેશ્યા, શિલ્પી ( કારીગર ) અને બ્રાહ્મણને પીડા થાય, તથા વરસાદ સારો થાય. સ્વાતિ નક્ષત્રપર બુધ હોય તો વરસાદ થોડો થાય. વિશાખા નક્ષત્રપર બુધ હોય તો સુકાળ થાય, પરંતુ કોઇ ઠેકાણે કાંઇક વ્યાધિ, ભય અને દુકાળ પણ થાય. અનુરાધા નક્ષત્રપર બુધ હોય તો સુકાળ થાય, પક્ષીઓ પીડા પામે, અને પ્રજા સુખી થાય. જ્યેષ્ઠા નક્ષત્રપર બુધ હોય તો ઇક્ષુ, શાલિ અને ઘી, મોંઘા થાય તથા અશ્વ જાતિમાં રોગ પ્રવર્તે. મૂળ નક્ષત્રપર બુધ હોય તો પશુ, પક્ષી,

બ્રાહ્મણ તથા બાળકને પીડા થાય. પૂર્વાષાઢા નક્ષત્રપર બુધ હોય તો ધાન્ય મંદ પાકે, વ્યાધિની ઉત્પત્તિ થાય, અને ગ્રીષ્મ ઋતુમાં પણ વરસાદ વરસે. ઉત્તરાષાઢા નક્ષત્રપર બુધ હોય તો ધાન્યની પ્રાપ્તિ થાય, તથા આઠ વર્ષના બાળકોનો વિનાશ થાય. શ્રવણ નક્ષત્રપર બુધ હોય તો ગોળ, અળસી, ધાન્ય અને ચણાને હિમનો ભય થાય. ધનિષ્ઠા નક્ષત્રપર બુધ હોય તો ગાયો પીડા પામે, શતભિષા નક્ષત્રપર બુધ હોય તો શૂદ્ર જાતિ પીડા પામે. પૂર્વાભાદ્રપદામાં બુધ હોય તો દુકાળ, ક્ષેમ અને આરોગ્યતા થાય. ઉત્તરાભાદ્રપદા નક્ષત્રપર બુધ હોય તો રાજાઓ કલેશ પામે અને પશુ પક્ષીઓમાં આરોગ્યતા હોય. રેવતી નક્ષત્રપર બુધ હોય તો કુંકુમ વિગેરે મોંઘાં થાય.

**રાશિને આશ્રી બુધના ઉદયનું ફળ.**

મેષ રાશિપર બુધનો ઉદય થાય તો ગાય વિગેરે પશુઓને ઘણી પીડા થાય, અને તીડ વિગેરેના ઉપદ્રવથી ધાન્ય મોંઘું થાય. વૃષ રાશિપર બુધનો ઉદય હોય તો અતિવૃષ્ટિ થાય, મિથુન રાશિપર બુધનો ઉદય હોય તો વરસાદ ન થાય. કર્ક રાશિપર બુધનો ઉદય હોય તો સુખની પ્રાપ્તિ થાય. સિંહ રાશિપર બુધનો ઉદય હોય તો પશુઓનો વિનાશ થાય, કન્યા રાશિપર બુધનો ઉદય હોય તો અધિક ધાન્ય પાકે અને સુખ થાય. તુલા રાશિપર બુધનો ઉદય હોય તો ભૂમિકંપ થાય અને યુદ્ધ થાય. વૃશ્ચિક રાશિપર બુધનો ઉદય હોય તો રાજાનો ભય અને સુકાળ થાય. ધનુષ રાશિપર બુધનો ઉદય હોય તો સુખની પ્રાપ્તિ થાય. મકર રાશિપર બુધનો ઉદય હોય તો ધાન્ય અને રસ વિગેરેવડે પૃથ્વી પૂર્ણ થાય. કુંભ રાશિપર બુધનો ઉદય હોય તો વાયુ અધિક

ચાલે, અને માર્ગમાં ભય થાય, તથા મીન રાશિપર બુધનો ઉદય હોય તો દુકાળ અથવા અતિવૃષ્ટિ થાય.

પોષ, અષાઢ, શ્રાવણ, વૈશાખ અને માઘ માસમાં બુધનો ઉદય હોય તો જગતમાં ભય થાય, અને તે માસોમાં બુધનો અસ્ત થતો હોય તો તે શુભ ફળદાયક છે. અષાઢ માસના શુક્લપક્ષમાં બુધનો ઉદય થતો હોય અને શ્રાવણ માસમાં શુક્રનો અસ્ત થતો હોય તો સુવર્ણ જેવું ધાન્ય મોંઘું મળે, ભાદ્રપદ માસના શુક્લપક્ષની ચોથ કે પાંચમને દિવસે બુધ કે શુક્રનો ઉદય હોય તો લોકને વિષે ધાન્યની એક પોટલી પણ મહા કષ્ટથી પામી શકાય. લોકમાં કહ્યું છે કે—" જો બૃહસ્પતિ અને બુધ એક સાથે રહ્યા હોય તો હે ભડ્ડલી ! હું તને કહું છું કે લોકમાં વરસાદ વરસે નહીં. જો ભાદ્રપદ માસમાં બુધનો ઉદય થતો હોય તો વરસાદ અધિક થાય. જો આશ્વિન માસમાં બુધનો ઉદય હોય તો સૂર્ય વરસાદ કરે નહીં. " શ્રાવણ માસમાં શુક્રનો અસ્ત અને બુધનો ઉદય થતો હોય તો ભાદ્રપદ માસમાં વરસાદ ન વરસે. અથવા " પશુઓનો વિનાશ થવાથી છાશ પણ કોઇ ઠેકાણે મળે નહીં " એવું પાઠાંતર છે. શ્રી હીરસૂરિએ કરેલી મેઘમાળામાં કહ્યું છે કે—" સિંહ સંક્રાંતિથી દશમે દિવસે બુધનો ઉદય હોય તો ઇંદ્રમહોત્સવ એટલે પૃથ્વીપર સારી વૃષ્ટિ થાય." લોકમાં પણ કહ્યું છે કે—" ચૈત્ર માસમાં બારશને દિવસે બુધનો ઉદય થાય અને તેની પૂર્વ તરફ શુભ ગ્રહ હોય તો હે ભડ્ડલી ! ઘી વેચવું નહીં ( સંગ્રહ કરવો ) આશ્વિન માસમાં બુધનો ઉદય થાય તો કપાસનો વિનાશ થાય અને અસ્ત હોય તો રાતી વસ્તુનો વિનાશ થાય. કાર્તિક માસના કૃષ્ણપક્ષમાં બુધનો ઉદય થતો હોય તો ઘણું અન્ન થાય. " કાર્તિક શુક્લ

ક્ષમાં બુધનો ઉદય થતો હોય તો તલ અને વ્રીહિનો વિનાશ થાય. માર્ગશીર્ષ માસમાં બુધનો ઉદય થતો હોય તો કપાસ થોડો થાય. કહ્યું છે કે—" માર્ગશીર્ષ માસમાં બુધનો ઉદય હોય અથવા શુક્રનો અસ્ત હોય તો પશુઓને વેચવા યોગ્ય છે. માર્ગશીર્ષ માસની એકાદશીને દિવસે બુધનો અસ્ત હોય તો વસ્ત્ર વિગેરેને વેચીને પણ ધાન્ય ખરીદ કરવું જોઇએ." પોષ તથા માઘ માસમાં બુધનો ઉદય હોય તો કલહ થાય. ફાલ્ગુન માસમાં બુધનો ઉદય હોય તો તે દુકાળ કરનાર છે. લોકમાં કહ્યું છે કે—" પોષ માસમાં બુધનો ઉદય કે અસ્ત હોય તો મહાન્ રાજાઓનો વિનાશ થાય. એમ હે ભડ્ડલી ! તું જાણ."

**બુધના અસ્તનું ફળ.**

મેષ રાશિમાં બુધનો અસ્ત હોય તો પૃથ્વીપર સુકાળ થાય. વૃષભ રાશિમાં બુધનો અસ્ત હોય તો પશુઓનો વિનાશ થાય. મિથુન રાશિમાં બુધનો અસ્ત હોય તો રાજાઓ પીડા પામે. કર્ક રાશિમાં બુધનો અસ્ત હોય તો અનાવૃષ્ટિ, મૃત્યુભય અને ચોરનો ભય થાય તેજ પ્રમાણે સિંહ રાશિમાં બુધનો અસ્ત થાય તો પણ તેવુંજ ફળ જાણવું તથા જળ થોડું થાય. કન્યા રાશિમાં બુધનો અસ્ત થાય તો ચોરનો ભય, અતિવૃષ્ટિ અને કરીયાણાં મોંઘાં થાય. તુલા અને વૃશ્ચિક રાશિમાં બુધનો અસ્ત હોય તો ધાતુ મોંઘી થાય. ધનુષ રાશિમાં બુધનો અસ્ત હોય તો રાજાઓથી ભય પ્રાપ્ત થાય. મકર રાશિમાં બુધનો અસ્ત હોય તો વેપારી લોકોને થોડા લાભ મળે. કુંભ રાશિમાં બુધનો અસ્ત હોય તો વાયુ અધિક વાય, તથા હિમવડે વૃક્ષોનો નાશ થાય. તથા મીન રાશિમાં બુધનો અસ્ત હોય તો પરાધીનપણે રાજવર્ગની પીડા થાય.

**શુક્રના ચારનું ફળ.**

શુક્ર, શનિ, રાહુ અને કેતુના ચારનું ફળ પ્રથમ કહી ગયા છે. હવે અનુક્રમે આવેલા શુક્રના ચારનું ફળ કહે છે.—શુક્ર અનુક્રમે ચાર, ચાર, પાંચ, ત્રણ, પાંચ અને છ એ નક્ષત્રોપરજ આવી શકે છે. જો તે નક્ષત્રોપર શુક્ર માર્ગી હોય કે વક્રી હોય કે પ્રસિદ્ધ એવા બીજા ક્રૂર ગ્રહોવડે તેનો વેધ થતો હોય, એ સર્વનું ફળ અહીં કહેવાય છે.—પ્રથમના ચાર નક્ષત્રોપર શુક્ર હોય તો ગાયોને પીડા થાય, પછીના ચાર નક્ષત્રોપર શુક્ર હોય તો મેઘનો ઉદય થાય. ત્યારપછીના પાંચ અને બીજા પાંચ નક્ષત્રોપર શુક્ર હોય તો ધાન્યનો વિનાશ થાય. તથા છ અને ત્રણ નક્ષત્રોપર શુક્ર હોય તો તે સુખદાયક છે. છ અને ત્રણ નક્ષત્રોપર શુક્ર હોય તો ધાન્યનો સંગ્રહ કરવો, અને પંચક (પાંચ પાંચ) નક્ષત્રોપર શુક્ર હોય તો ધાન્ય વેચવા ઉચિત છે. એ રીતે ધનવાનોને લક્ષ્મી પ્રાપ્ત થાય છે. એ શુક્રચારનો વિચાર છે. ભરણી નક્ષત્રથી આરંભીને મનુષ્યોમાં તેનું (શુક્રચારનું) ફળ પ્રાપ્ત થાય છે. પૂર્વના વિદ્વાનો શુક્રના ચારમાં રાજાઓ વચ્ચે યુદ્ધ થાય એમ માને છે. લોકમાં કહ્યું છે કે—"બુધનો અસ્ત થાય અને શુક્રનો ઉદય થાય તો યુદ્ધ થાય અથવા અકાળવૃષ્ટિ થાય." નંદા તિથિમાં શુક્રનો ઉદય હોય તો ઘણો હર્ષ, ઘણી વૃષ્ટિ, ઘણું ધાન્ય અને સુકાળ થાય તથા મનુષ્યો સુખી થાય. સિંહ રાશિનો શુક્ર, તુલા રાશિનો મંગળ અને કર્ક રાશિનો બૃહસ્પતિ હોય તો ધૂળની વૃષ્ટિ થાય, મોટો વાયુ વાય અને ધાન્ય મોંઘું થાય. પાઠાંતરમાં કહ્યું છે કે—" કર્ક રાશિનો શુક્ર હોય તો ભરેલા સરોવર પણ સુકાઇ જાય. સિંહ રાશિનો શુક્ર હોય તો જળની વૃષ્ટિ થાય નહીં. કન્યા રાશિનો મંગળ હોય તો ધૂળની વૃષ્ટિ થાય અને જળની વૃષ્ટિ ન થાય." મેઘમાળામાં કહ્યું

છે કે—" શ્રાવણ માસમા સિંહ રાશિપર શુક્ર આવે તો વરસાદનો મૂળથી નાશ થાય જો વરસાદ વરસે તો ઘણો વરસે, અને આશ્વિન કે કાર્તિક માસમાં રોગ ઉત્પન્ન થાય.

**શુક્રના દ્વાર.**

ભરણી વિગેરે આઠ નક્ષત્રપર શુક્રનો ઉદય હોય તો તે મેઘદ્વાર કહેવાય છે. તે વખતે મેઘની વૃષ્ટિ થાય, પ્રજા આનંદ પામે, અને ધાન્ય સસ્તુ થાય. મઘાદિક પાંચ નક્ષત્રપર શુક્રનો ઉદય થતો હોય તો તે ધૂલિદ્વાર કહેવાય છે. તેમાં પ્રજા દુઃખી થાય, જળનો નાશ થાય, અને ઉપદ્રવ થાય છે. સ્વાતિ વિગેરે સાત નક્ષત્રપર શુક્રનો ઉદય હોય તો રાજદ્વાર થાય છે. તેમાં લોક ભયભીત થાય તથા છત્રપતિનો નાશ થાય છે. શ્રવણ વિગેરે સાત નક્ષત્રોપર શુક્રનો ઉદય હોય તો કનકદ્વાર થાય છે. તેમાં લોકો ઘણા સુખી થાય, અને નિશ્ચે સુકાળ થાય. મતાંતરમાં કહ્યું છે કે—" સ્વાતિ વિગેરે ત્રણ નક્ષત્રોપર શુક્રનો ઉદય હોય તો ધર્મદ્વાર કહેવાય છે. તે શુભદાયક છે. જ્યેષ્ઠા વિગેરે ચાર નક્ષત્રોપર શુક્રનો ઉદય હોય તો હેમદ્વાર કહેવાય છે. તેમાં મિશ્ર ફળ મળે છે શ્રવણ વિગેરે સાત નક્ષત્રોપર શુક્રનો ઉદય હોય તો ઋજુદ્વાર થાય છે. તેમાં દુકાળ પડે, લોકમા રોગની પ્રવૃત્તિ થાય, અને તે દુઃખદાયક થાય છે." આ પ્રમાણે સુકાળ, દુકાળ, વિગ્રહ અને દેશભંગ વિગેરેના જ્ઞાન માટે શુક્રદ્વારનો વિચાર કહ્યો.

**માસને આશ્રી શુક્રના ઉદયનું ફળ**

ફાલ્ગુન માસમાં શુક્રનો ઉદય હોય તો ધનની વૃદ્ધિ અને ધાન્યમાં ભિક્ષાવૃત્તિ રહે એટલે ધાન્ય મોંઘુ થાય. ચૈત્ર કે વૈશાખ માસમાં શુક્રનો ઉદય હોય તો પૃથ્વીપર સમૃદ્ધિ થાય, ઘણું યુદ્ધ અને ઘણી વૃષ્ટિ થાય. અષાઢ માસમાં શુક્રનો ઉદય હોય તો જળની દુર્લભતા થાય. શ્રાવણ

માસમાં શુક્રનો ઉદય હોય તો પશુઓને પીડા થાય. ભાદ્રપદમાં શુક્રનો ઉદય હોય તો અન્નની વૃદ્ધિ થાય. આશ્વિન માસમાં શુક્રનો ઉદય હોય તો સર્વ પ્રકારની સંપત્તિ પ્રાપ્ત થાય. કાર્તિક કે માર્ગશીર્ષ માસમાં શુક્રનો ઉદય હોય તો તે શુભકારક છે. પોષ માસમાં શુક્રનો ઉદય હોય તો મહા છત્રભંગ થાય. તથા માઘ માસમાં શુક્રનો ઉદય હોય તો પોષના જેવું ફળ જાણવું. પરંતુ પછીના વર્ષમાં મેઘનો રોધ ન હોવો જોઇએ.

ભાદ્રપદ માસમાં શુક્રવારને દિવસે શુક્રનો ઉદય હોય તો પૃથ્વી પર અનાજ ઘણું થાય અને આનંદ થાય.

**રાશિને આશ્રી શુક્રના ઉદયનું ફળ.**

મેષ રાશિમાં શુક્રનો ઉદય હોય તો ધાન્ય મોંઘું અને રોગની પ્રાપ્તિ થાય. વૃષ રાશિમાં શુક્રનો ઉદય હોય તો ધાન્ય સસ્તું થાય, રાજા સંતુષ્ટ રહે, અને પ્રજા સુખી થાય. મિથુન રાશિમાં શુક્રનો ઉદય હોય તો લોકમાં મરણ વધે અને પૃથ્વીપર ઘઉંની પ્રાપ્તિ ઘણી થાય. કર્ક રાશિમાં શુક્રનો ઉદય હોય તો અતિ વૃષ્ટિ, ધાન્યનો નાશ અને ચોરનો ભય થાય. સિંહ રાશિમાં શુક્રનો ઉદય હોય તો પણ કર્ક રાશિની જેવુંજ ફળ જાણવું. કન્યા રાશિમાં શુક્રનો ઉદય હોય તો રાજાઓ પીડા પામે. તુલા રાશિમાં શુક્રનો ઉદય હોય તો વૃષ્ટિ થોડી અને ધાન્ય સસ્તું થાય. વૃશ્ચિક રાશિમાં શુક્રનો ઉદય હોય તો વૃષ્ટિ ઘણી થાય, દુકાળ થાય અને ધાન્ય મોંઘું મળે. ધનુષ તથા મકર રાશિમાં શુક્રનો ઉદય હોય તો વરસાદ થાય નહીં અને ધાન્ય મોંઘું થાય. કુંભ રાશિમાં શુક્રનો ઉદય હોય તો ઘણો થોડો વરસાદ થાય, અને પશુઓનો વિનાશ થાય. તથા મીન રાશિમાં શુક્રનો ઉદય હોય તો સુકાળ થાય, લોકોમાં સુખ થાય અને મેઘનો ઉદય થાય.

**શુક્રના ઉદયનું ફળ.** અશ્વિની નક્ષત્રમાં શુક્રનો ઉદય હોય તો બ્રાહ્મણ જાતિમાં વિરોધ થાય, જળ, તલ અને અડદ થોડા પાકે. ભરણી નક્ષત્રમાં શુક્રનો ઉદય હોય તો તુષ ધાન્ય મોંઘું થાય, અને તલનો વિનાશ થાય. કૃત્તિકા નક્ષત્રમાં શુક્રનો ઉદય હોય તો સરસવ અને અડદ થોડા પાકે, અને બીજા સર્વ પ્રકારના ધાન્ય પાકે. રોહિણી નક્ષત્રમાં શુક્રનો ઉદય હોય તો આરોગ્યતા રહે. મૃગશીર્ષ નક્ષત્રમાં શુક્રનો ઉદય હોય તો ધાન્ય મોંઘું થાય. આર્દ્રા નક્ષત્રમાં શુક્રનો ઉદય હોય તો વરસાદ થોડો થાય, અન્ન અધોમુખ થાય તે પણ વિશેષે કરીને નાશ પામે. પુષ્ય નક્ષત્રમાં શુક્રનો ઉદય થાય તો દુકાળ થાય અને ચોરનો ભય થાય. અશ્લેષા નક્ષત્રમાં શુક્રનો ઉદય હોય તો વરસાદ ન થાય. મઘા, પૂર્વાફાલ્ગુની અને ઉત્તરાફાલ્ગુનીમાં શુક્રનો ઉદય હોય તો દુઃખની પ્રાપ્તિ થાય. હસ્ત નક્ષત્રમાં શુક્રનો ઉદય હોય તો મેઘનો ઉદય થાય. ચિત્રા નક્ષત્રમાં શુક્રનો ઉદય હોય તો રોગની ઉત્પત્તિ થાય અને વરસાદ વરસે નહીં. સ્વાતિ નક્ષત્રમાં શુક્રનો ઉદય હોય તો ક્ષેમ કલ્યાણ અને સુકાળ થાય. વિશાખા નક્ષત્રમાં શુક્રનો ઉદય હોય તો તુષ ધાન્ય મોંઘું થાય. અનુરાધા નક્ષત્રમાં શુક્રનો ઉદય થતો હોય તો વૃષ્ટિ થોડી થાય અને પશુઓ દુઃખ પામે. બાકીનાં નક્ષત્રોનાં ફળ પહેલાં જે દ્વારોને આશ્રીને કહ્યાં છે, તેને અનુસારે સુકાળ, દુકાળ વિગેરે જાણી લેવાં.

પ્રતિપદા વિગેરે ચાર તિથિઓમાં શુક્રનો ઉદય હોય તો પૃથ્વીપર સુખ પ્રવર્તે. પાંચમ વિગેરે ચાર તિથિઓમાં શુક્રનો

**તિથિને આશ્રી શુક્રના ઉદયનું ફળ.** ઉદય હોય તો ચોરનો ઉપદ્રવ થાય. નોમ વિગેરે ચાર તિથિઓમાં શુક્રનો ઉદય હોય તો રાજાઓમાં યુદ્ધ થાય. તથા બાકીની તિથિઓમાં શુક્રનો ઉદય હોય તો દુકાળ, વાયુ અને કષ્ટ વિગેરે થાય. લોકમાં પણ કહ્યું છે કે-" પ્રતિપદા, છઠ અને અગ્યારશ એ તિથિઓમાં શુક્રનો ઉદય હોય તો અધિક જળની વૃષ્ટિ થાય, અનાજ ઘણું પાકે અને પ્રજામાં આનંદ પ્રવર્તે.

જ્યેષ્ઠ માસમાં શુક્રનો અસ્ત હોય તો મહા વૃષ્ટિ થાય અને

**માસને આશ્રી. શુક્રના અસ્તનું ફળ.** પ્રજાનો નાશ થાય. અષાઢ માસમાં શુક્રનો અસ્ત હોય તો જળ સુકાઈ જાય. શ્રાવણ માસમાં શુક્રનો અસ્ત હોય તો ઘણું ભયંકર કષ્ટ થાય. ભાદ્રપદ માસમાં શુક્રને અસ્ત હોય તો ધન ધાન્યની પ્રાપ્તિ થાય આશ્વિન માસમાં શુક્રનો અસ્ત હોય તો સુકાળ થાય. કાર્તિક માસમાં શુક્રનો અસ્ત હોય તો તે વૃષ્ટિદાયક થાય છે. માર્ગશીર્ષ માસમાં શુક્રનો ઉદય થાય તો રાજાઓમાં યુદ્ધ થાય અને પ્રજાઓ સુખી થાય. પોષ કે માઘ માસમાં શુક્રનો અસ્ત થાય તો છત્રભંગ થાય. ફાલ્ગુન માસમાં શુક્રનો અસ્ત હોય તો અગ્નિનો મોટો ભય થાય. ચૈત્ર માસમાં શુક્રનો અસ્ત હોય તો છ માસ સુધી દુકાળ રહે અને વનનો વિનાશ થાય. વૈશાખ માસમાં શુક્રનો અસ્ત હોય તો દુકાળ વિગેરે ચૈત્રની જેમ જાણવું. તથા પશુઓ કાંઈક પીડા પામે.

ત્રૈલોક્ય દીપકમાં કહ્યું છે કે-" શ્રાવણ માસમાં શુક્રનો અસ્ત થતો હોય તો દહીં દૂધ અધિક પ્રાપ્ત થાય અને વૃષ્ટિથી પૃથ્વી

તૃપ્ત થાય. ભાદ્રપદ માસમાં શુક્રનો અસ્ત થતો હોય તો ધન ધાન્યની પ્રાપ્તિ થાય, અને મેઘ આનંદદાયક થાય. " લોકમાં કહ્યું છે કે-" જો શ્રાવણ માસમાં બુધનો ઉદય હોય અને શુક્રનો અસ્ત હોય તો હે ભડુલી ! મનુષ્ય છાશ ન પીએ. અર્થાત્ સુકાળ થવાથી દૂધ દહીંજ ખાય." શ્રી હીરસૂરિ કહે છે કે-" આશ્વિન માસમાં .બુધનો ઉદય હોય તો પૃથ્વીપર સુકાળ થાય. પરંતુ આશ્વિન માસમાં શુક્રનો અસ્ત હોય તો મોટો ભયંકર દુકાળ પડે. માર્ગશીર્ષ માસમાં શુક્રનો અસ્ત કે ઉદય હોય તો યુગનો પ્રલય જાણવો." અર્ઘકાંડમાં પણ કહ્યું છે કે-" સ્વાતિ વિગેરે નવ નક્ષત્રોમાં શુક્રનો અસ્ત થતો હોય તો ધાન્ય વિગેરે ખરીદ કરવાં. ભરણી વિગેરે આઠ નક્ષત્રોમાં શુક્રનો અસ્ત થતો હોય તો ધાન્યનો સંગ્રહ કરવો, અને બાકીનાં નક્ષત્રોમાં શુક્રનો અસ્ત થતો હોય તો ધાન્ય વેચવાં. આ પ્રમાણે શુક્રના અસ્તનું ઉત્તમ ફળ કહ્યું." પાઠાંતરમાં આ પ્રમાણે છે.-" શ્રાવણ માસના કૃષ્ણપક્ષની પ્રતિપદાને દિવસે શુક્રાસ્ત હોય તો ધાન્યનો સંગ્રહ કરવો, અને બાકીનાં નક્ષત્રોમાં ધાન્યને વેચવું. એમ શુક્રાસ્તનું ઉત્તમ ફળ કહ્યું છે." વળી લોકમાં કહ્યું છે કે-" માર્ગશીર્ષ માસમાં જો ગુરૂ અને શુક્રનો ઉદય અને અસ્ત હોય તો પૃથ્વી-પર અનેક ઉપદ્રવ થાય, એમ હે ભડુલી ! તું જાણ." જો શુક્લ-પક્ષમાં શુક્રનો ઉદય કે અસ્ત હોય તો મહા યુદ્ધ થાય. અને તેમાં હજારો રાજપુત્રોના રૂધિરને પૃથ્વી પાન કરે. આ પ્રમાણે શ્રી હીરસૂરિ મહારાજે પોષ માસના અધિકારમાં કહ્યું છે, તેથી આ ફળ પોષ માસનું જ જાણવું.

મેષ રાશિમાં શુક્રનો અસ્ત હોય તો સર્વ પ્રકારનાં ધાન્ય મોંઘાં થાય. વૃષ રાશિમાં શુક્રનો અસ્ત હોય તો પશુઓને

**રાશિને આશ્રી શુક્રના અસ્તનું ફળ** પીડા થાય અને ધાન્યની નીપજ થોડી થાય. મિથુન રાશિમાં શુક્રનો અસ્ત હોય તો વૈશ્યજનોને પીડા કારક છે, વરસાદ થોડો થાય, અને પ્રજામાં ભય થાય. કર્ક રાશિમાં શુક્રનો અસ્ત હોય તો વરસાદ ઘણો થાય અને નાનાં બાળકોને પીડા થાય સિંહ રાશિમાં શુક્રનો અસ્ત હોય તો રાજવર્ગમાં પીડા તથા અનાવૃષ્ટિનો ભય થાય. કન્યા રાશિમાં શુક્રનો અસ્ત હોય તો વૈદ્ય લોક અને સુથાર વિગેરે જનને પીડા થાય. તુલા રાશિમાં શુક્રનો અસ્ત હોય તો સિંહ રાશિની જેવું ફળ જાણવું. વૃશ્ચિક રાશિમાં શુક્રનો અસ્ત હોય તો દુકાળ થાય. ધનુષ રાશિમાં શુક્રનો અસ્ત થાય તો સ્ત્રીઓનો અને ધાન્યનો વિનાશ થાય. મકર રાશિમાં શુક્રનો અસ્ત હોય તો ધાન્યની સંપદા પ્રાપ્ત થાય. કુંભ રાશિમાં શુક્રનો અસ્ત થતો હોય તો બ્રાહ્મણ જાતિ પીડા પામે. તથા મીન રાશિમાં શુક્રનો અસ્ત થતો હોય તો મેઘનો ઉદય થાય, રોગનો નાશ થાય, પ્રજા સુખી થાય અને પ્રજામાં મંગળ પ્રવર્તે.

## ઇતિ શુક્રચાર પ્રકરણ.

**ગ્રહ યોગનું ફળ.** જો મંગળના ક્ષેત્રમાં કોઇ પણ ગ્રહ રહેલો હોય તો છ માસ સુધી તુપ ધાન્યની મોંઘવારી થાય છે. જો શુક્રના ક્ષેત્રમાં મંગળ હોય તો બે માસ મોંઘવારી રહે. જો શુક્રના ક્ષેત્રમાં ચંદ્ર કે સૂર્ય હોય તો સર્વ પ્રકારના રોગ ઉત્પન્ન થાય અને અશુભ થાય. જો શુક્રના ક્ષેત્રમાં શનિ કે રાહુ રહેલો હોય તો સર્વ ધાન્ય મોંઘાં થાય તથા રાજવિગ્રહ થાય. જો બુધના ક્ષેત્રમાં સૂર્ય કે ચંદ્રમા રહેલો હોય તો સર્વ રાજાઓ વચ્ચે વિરોધ થાય, તથા તુપ

ધાન્યની ઉત્પત્તિ પાચ માન્ સુધી થાય જો શુક્રના ક્ષેત્રમા બુધ હોય તો કલ્યાણ થાય જો ચ દ્રના ક્ષેત્રમા શુક્ર હોય તો પાખડી ઓની વૃદ્ધિ થાય તથા ધાન્ય મોંઘુ થાય રવિના ક્ષેત્રમા શુક્ર હોય તો પશુઓનુ મૂલ્ય વધે બુધના ક્ષેત્રમા શનિ કે ચ દ્રમા હોય તો સાત પ્રકારના ધાન્ય મોઘા થાય શુક્રના ક્ષેત્રમા ગુરૂ કે મ ગળ હોય તો કપાસ વિગેરે મોઘા થાય શનિના ક્ષેત્રમા શનિ કે રાહુ હોય તો ઘી અને ધાન્ય મોઘા થાય ચ દ્ર કે સૂર્યના ક્ષેત્રમા ચ દ્ર કે સૂર્ય હોય તો સુકાળ થાય છે, પશુઓનો નાશ થાય છે, ધ્રાન્ય વૃદ્ધિ પામે છે, અને ગોળ વિગેરે મોઘા થાય છે ગુરૂના ક્ષેત્રમા શનિ કે રાહુ હોય તો પશુઓનો વિનાશ તથા તૃણનો ક્ષય થાય ગુરૂના ક્ષેત્રમા મ ગળ હોય તો રાજાઓ વચ્ચે વિરોધ થાય ગુરૂના ક્ષેત્રમા બુધ હોય તો ઘણી વૃષ્ટિ થાય. મ ગળના ક્ષેત્રમા જો રાહુ, મ ગળ, સૂર્ય કે શુક્ર હોય તો છ માસ સુધી ગોળ, કપાસ, ઘી અને દૂધ વિગેરે મોઘા થાય શનિના ક્ષેત્રમા જો શનિ, રાહુ કે બુધ હોય તો પશુઓનો નાશ, મનુ ષ્યોમા મહામારી અને વિગ્રહ થાય મ ગળના ક્ષેત્રમા જો શુક્ર, મ ગળ કે ચ દ્ર હોય તો મોતી, પશુ અને શ ખના ભાવ વધે મ ગળના ક્ષેત્રમા જો શુક્ર હોય તો ધાન્ય મોઘુ થાય શનિના ક્ષેત્રમા જો સૂર્ય કે ચ દ્ર હોય તો વસ્ત્ર મોઘા થાય ગુરૂના ક્ષેત્રમા જો શુક્ર કે મ ગળ હોય તો પ્રજા પીડા પામે મ ગળના ક્ષેત્રમા ચ દ્રનો ઉદય હોય તો તુપ ધાન્યની વૃદ્ધિ થાય શુક્રના ક્ષેત્રમા ચ દ્રનો ઉદય હોય તો ધોળી વસ્તુની ઉત્પત્તિ ઘણી થાય રવિના ક્ષેત્રમા જો શનિ, ચ દ્ર કે શુક્રનો ઉદય હોય તો ( ધાન્યાદિકની ) ઘણી વૃદ્ધિ થાય ચંદ્રના ક્ષેત્રમા શુક્ર, ચ દ્ર અને બુધનો ઉદય હોય તો છ માસ સુધી દુકાળ રહે તથા ઘણી વૃષ્ટિ થાય બુધના ક્ષેત્રમા જો રાહુ કે શનિનો ઉદય હોય તો પશુઓનો ક્ષય,

અને સુકાળ થાય છે. જો બૃહસ્પતિથી પાંચમે સ્થાને સૂર્ય, મંગળ, રાહુ અને શનિ હોય તો તે ઘોર યોગ કહેવાય છે, તેમાં ઘોર દુકાળ પડે છે. રાહુ, કેતુ, મંગળ અને સૂર્ય આદિ ચાર ક્રૂર ગ્રહો શનિથી પાંચમે સ્થાને હોય તો દુઃખ અને દુકાળ થાય છે. શનિ અને રાહુથી પણ ત્રીજા સ્થાનમાં ક્રૂર ગ્રહ હોય તો તે સુખકારક છે, તથા તે શનિ અને રાહુથી પાંચમા સ્થાનમાં ક્રૂર ગ્રહ હોય તો તે દુકાળ અને દુઃખના હેતુ થાય છે. બૃહસ્પતિ, રાહુ, શનિ અને મંગળ એમાંનો કોઈ પણ એક ગ્રહ (શનિ અને રાહુથી) ત્રીજે કે પાંચમે સ્થાને હોય તો અનુક્રમે ધાન્યનો ક્રય અને વિક્રય કરવો. જો બૃહસ્પતિથી સાતમા, બારમા, પાંચમા અને બીજા સ્થાનમાં શનિ, રાહુ, મંગળ અને સૂર્ય એમાંથી કોઈ પણ ગ્રહ હોય કે તેની દૃષ્ટિ પડતી હોય તો દેશનો નાશ થાય છે.

આ પ્રમાણે આચાર્ય મહારાજના ચરણકમળની સેવાએ કરીને તથા પોતાની સારી બુદ્ધિએ કરીને ગ્રહોનું વક્રીપણું માર્ગગામીપણું, અતિચાર, ઉદય અને અસ્તપણું વિગેરેનો સારી રીતે આદર પૂર્વક વિચાર કરી વર્ષને વિષે થનારા શુભાશુભ ફળનો વિવેક કરી બુદ્ધિમાન પંડિતે પોતે તે ફળ કહેવું કે જેથી લક્ષ્મી પોતાના પાણીગ્રહણને માટે આગ્રહવાળી થાય.

**ઇતિ શ્રી તપગચ્છના નાયક મહોપાધ્યાય શ્રી મેઘવિજય ગણીએ રચેલા આ મેઘ મહોદય અથવા વર્ષપ્રબોધ નામના ગ્રંથને વિષે ગ્રહસમૂહના વિચાર નામનો આ અગ્યારમો અધિકાર પૂર્ણ થયો.**

# ચાર દ્વારને કહેનારો બારમો અધિકાર.

તિથિ અને માસનું નિરૂપણ કરતી વખતે પ્રથમ વારદ્વાર કહી ગયા છે. હવે વર્ષનો બોધ થવા માટે નક્ષત્રદ્વાર કહે છે. વર્ષમાં સૂર્યને ભોગવવા લાયક કૃત્તિકાથી તેર નક્ષત્રો વરસાદને લાયક છે. તેમાં વરસાદ થાય તો તે શુભ ફળદાયક છે. જો સૂર્યભોગ્ય અશ્વિની નક્ષત્રમાં વરસાદ થાય તો અન્નનો નાશ થાય, રેવતી નક્ષત્રમાં વૃષ્ટિ થાય તો જળનો નાશ થાય, અને ભરણી નક્ષત્રમાં વરસાદ થાય તો સર્વનો નાશ થાય. પરંતુ કૃત્તિકા નક્ષત્રમાં વરસાદ ન થાય તો. કેમકે કૃત્તિકા નક્ષત્રમાં પાંચ છજ વૃષ્ટિના બિંદુઓ પડે તો તે પૂર્વના નક્ષત્રોના અને પછીનાં નક્ષત્રોના સર્વ દોષોને હણીને કલ્યાણકારક થાય છે. રોહણી નક્ષત્રપર સૂર્ય હોય તો તેમાં થયેલો વરસાદ અશુભકારક છે. તો પણ નદીમાં પૂર આવે તેટલો વરસાદ થાય તો તે દોષકારક નથી. તેથી આવા સ્યાદ્વાદ મતવાળાનો વિજય થાય છે. જો રોહિણી નક્ષત્રપર સૂર્ય હોય ત્યારે સૂર્યનો સખત તાપ પડે તો આગળ ઘણી સારી વૃષ્ટિ થાય છે. પરંતુ ગાયોની ખરીથી શુષ્ક ધૂળ ઉખડી આવે એટલી થોડી વૃષ્ટિ થઈ હોય તો તે દોષવાળી કહી છે.

**રોહિણી ચક્ર.** મેષ સંક્રાંતિને દિવસે જે નક્ષત્ર હોય તે સંક્રાંતિને સમયે પૂર્વ દક્ષિણ વિગેરે ક્રમથી લખવા. તેમાં પૂર્વ સમુદ્રમાં બે નક્ષત્ર મૂકવાં, ત્યાર પછી સવળા ક્રમથી તટપર એક નક્ષત્ર, સંધિને વિષે એક નક્ષત્ર અને પર્વતને વિષે એક નક્ષત્ર, એરીતે અઠાવીશ નક્ષત્રો સ્થાપન કરવાં. તેમાં આઠ સંધિનાં આઠ નક્ષત્રો, આઠ તટનાં આઠનક્ષત્રો, ચાર દિશાના ચાર સમુદ્રમાં બે બે નક્ષત્રો મૂક-

વાથી તેના આઠ નક્ષત્રો અને ચાર વિદિશામાં ચાર પર્વત હોવાથી તેના ચાર નક્ષત્રો મળી કુલ અઠાવીશ નક્ષત્રો થાય છે. આ ચક્રમાં રોહિણી નક્ષત્ર જે સ્થાનપર હોય તે સ્થાનનો વિચાર કરવાનો છે. તેમા પર્વત કે સધિપર રોહિણીનો સગમ હોય તો ખડવૃષ્ટિ થાય, સમુદ્રમા હોય તો ઘણી વૃષ્ટિ થાય અને તટને વિષે હોય તો સુકાળ થાય સધિમાં રોહિણી નક્ષત્ર હોય તો વણિકને ઘેર ( મેઘનો ) વાસ જાણવો, પર્વતપર રોહિણી હોય તો કુભારને ઘેર વાસ જાણવો, સમુદ્રને વિષે રોહિણી હોય તો માળીને ઘેર વાસ જાણવો, અને તટ ઉપર રોહિણી નક્ષત્ર હોય તો ધોબીને ઘેર વાસ જાણવો

**દિવસાર્ધ અને માસાર્ધ.**

અર્ઘકાડમા ત્રલોકય દીપકકાર કહે છે કે—સ્વાતિ વિગેરે આઠ નક્ષત્રો અને અશ્વિની વિગેરે ત્રણ નક્ષત્રોની ત્રિક સજ્ઞા છે એમ અર્ઘકાડમા ચતુર એવા પડિતોએ જાણવુ મૃગશીર્ષ વિગેરે દશ નક્ષત્રો અને ધનિષ્ઠાદિક પાચ નક્ષત્રોની અર્ઘનો નિર્ણય કરવા માટે પચક સજ્ઞા જાણવી ત્રિકનક્ષત્રોમાં ગ્રહ રહેલા હોય તો તે ત્રિકયોગ કહેવાય છે અને પચક નક્ષત્રોમા ગ્રહ રહેલા હોય તો તે પચકયોગ કહેવાય છે તેમા ત્રિકયોગ હોય ત્યારે ધન ગ્રહણ કરવુ યોગ્ય છે અને પચકયોગ હોય ત્યારે ધન આપવુ યોગ્ય છે નક્ષત્ર ત્રિકને વિષે અથવા જીવ ( બૃહસ્પતિ ) ની રાશિથી નક્ષત્ર ત્રિકને વિષે જો ક્રૂર ગ્રહ રહેલા હોય, અથવા ક્રૂર ગ્રહોથી જીવરાશિ નક્ષત્ર ત્રિકમા હોય તો કરીયાણા ગ્રહણ કરવા યોગ્ય છે એજ રીતે નક્ષત્ર પચકમા અથવા જીવ રાશિથી નક્ષત્રપચકમા જો ક્રૂર ગ્રહ રહેલા હોય અથવા ક્રૂર ગ્રહોથી જીવ રાશિ નક્ષત્રપચકમા હોય તો કરીયાણા વેચવા યોગ્ય છે જ્યારે નક્ષત્રત્રિકમા ચદ્ર રહેલો હોય ત્યારે કરીયાણા ખરીદ કરવાં યોગ્ય છે અને જ્યારે નક્ષત્ર પચકમા ચદ્ર હોય ત્યારે સમગ્ર

કરીયાણાં વેચવા લાયક છે. બૃહસ્પતિના નક્ષત્રમાં રાહુ અને શનિ હોય અથવા રાહુ અને મંગળના ત્રિકમાં બૃહસ્પતિ રહેલો હોય, અથવા તે ગ્રહો અન્યોન્ય પંચકમાં આવી જાય તો પંચકમાં ધાન્ય દેવું અને ત્રિકમાં ધાન્ય લેવું યોગ્ય છે. જો સર્વે ગ્રહો ત્રિકમાં હોય અથવા બૃહસ્પતિથી શનિ, રાહુ અને મંગળ એ ગ્રહો ત્રિકમાં આવતા હોય તો પૃથ્વીપર સોંઘવારી રહે તેમાં પણ તિથિની વૃદ્ધિ હોય તો વિશેષ સોંઘવારી રહે. જો કદાચ દૈવયોગથી નક્ષત્રત્રિકમાં નક્ષત્ર પંચક આવે તો કાંઇક મોંઘવારી થાય. તેમાં પણ શુભ ગ્રહોનો વેધ હોય તો વિશેષ મોંઘવારી થાય. જ્યારે સર્વે ગ્રહો નક્ષત્રપંચકમાં એકઠા થાય, ત્યારે પૃથ્વીપર મોંઘવારી થાય છે. તેમાં પણ નક્ષત્રની હાનિ હોય તો વિશેષ મોંઘવારી થાય છે. રાશિપંચકના યોગમાં જ્યારે ત્રિકનક્ષત્ર આવે ત્યારે કાંઈક સોંઘવારી થાય છે. તેમાં પણ સૌમ્ય ગ્રહ વક્રી હોય તો તે વિશેષ શુભકારક છે. જ્યારે મંગળ, શનિ અને રાહુ એ ગ્રહો બૃહસ્પતિથી રાશિપંચક કે નક્ષત્રપંચકમાં હોય ત્યારે ભયંકર દુકાળ જાણવો. તેમા પણ નક્ષત્ર ન્યૂન હોય તો અતિ ભયંકર દુકાળ જાણવો. પૂર્વના સર્વે ગ્રહો રાશિત્રિક કે નક્ષત્રત્રિકમાં હોય તો પૃથ્વીપર મહા સુખ થાય. તેમાં પણ સૌમ્ય ગ્રહ વક્રી હોય તો મહા ઉત્સવ થાય છે.

**આર્દ્રા નક્ષત્ર પ્રવેશ.**

આ પરથી પ્રકૃતમાં એ કહેવાનું છે કે-સર્વ નક્ષત્રોને મધ્યે રોહિણી નક્ષત્ર જો નક્ષત્રત્રિકમાં રહેલું હોય તો તે સૌમ્યગ્રહને યોગે શુભકારક અને ક્રૂર ગ્રહને યોગે અશુભકારક છે. મૃગશીર્ષ નક્ષત્રપર સૌમ્ય અને ક્રૂર બન્ને પ્રકારના ગ્રહો હોય તો અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, ઉંદર, તીડ, સૂડા, સ્વચક્રભય અને પરચક્ર ભય એ સર્વ થાય છે.

આર્દ્રા નક્ષત્રમાં સૂર્યનો પ્રવેશ જો સૂર્યોદય વખતે થાય તો તે રોગ કરે છે. સૂર્યોદય પછી બે ઘડી દિવસ ચડે આર્દ્રા નક્ષત્રમાં સૂર્યનો પ્રવેશ થતો હોય તો વિગ્રહ અને રોગ કરે છે. મધ્યાન્હ સમયે આર્દ્રામાં સૂર્યનો પ્રવેશ થતો હોય તો ખેતીનો નાશ થાય, ધાન્ય મોંઘું થાય અને તૃણનો નાશ થાય, સંધ્યા સમયે આર્દ્રા નક્ષત્ર બેસતું હોય તો સુકાળ થાય. રાત્રિએ બેસતું હોય તો લોકમાં સર્વ પ્રકારનું સુખ થાય. મધ્ય રાત્રે આર્દ્રા પ્રવેશ હોય તો ભોગ પ્રાપ્ત થાય. પાછલી રાત્રિએ આર્દ્રામાં સૂર્ય પ્રવેશ કરે તો પ્રથમ સુખ અને પછી દુઃખ થાય. કહ્યું છે કે—" હે ભડ્ડુલી ! મૃગશીર્ષ નક્ષત્રમાં વાયરા ન વાય અને આર્દ્રામાં વૃષ્ટિ ન થાય તો વર્ષ નબળું થાય.

**નક્ષત્ર દ્વાર.** મઘા નક્ષત્રમાં સૂર્ય જે દિવસે આવે તે દિવસને છોડીને બાકીના સર્વ નક્ષત્રના દિવસોમાં વરસાદ થાય તો સર્વ લોકોને હર્ષ આપનાર ખેતી મોટું ફળ આપનારી થાય. હસ્ત નક્ષત્રમાં સૂર્ય જે દિવસે આવે તે દિવસે જો વરસાદ થાય તો સર્વ ઇતિનો વિનાશ થાય. સ્વાતિ નક્ષત્રમાં સૂર્ય હોય ત્યારે જો વૃષ્ટિ થાય તો સમુદ્રમા મોતી પાકે. સૌમ્ય વારને દિવસે નક્ષત્રને વિષે સૂર્યનો ચાર થાય તો તે શુભદાયક કહ્યો છે. રવિ, મંગળ અને શનિવારે સૂર્યનું નક્ષત્રપર ગમન થાય તો તે અશુભ છે.

**સર્વતોભદ્ર ચક્ર.** કર્પૂરચક્ર પહેલાં કહી ગયા છીએ. હવે સર્વતોભદ્ર નામનું ચક્ર કહીએ છીએ. તેમાં નક્ષત્રના અનુસારથી દેશનું શુભાશુભ જાણવું. સૌમ્ય ગ્રહનો [1]વેધ થાય તો સોંઘવારી થાય અને ક્રૂર

---

[1] વેધ જાણવાનો પ્રકાર—સર્વતોભદ્ર ચક્રમાં જે નક્ષત્રપર ગ્રહ રહેલો હોય તે નક્ષત્રના સ્થાનથી ગ્રહની દૃષ્ટિને અનુસારે ડાબો, જમણો અને

ગ્રહનો વેધ હોય તો મોંઘવારી થાય. તે ગ્રહવેધ દેશ, કાળ અને વસ્તુ એ ત્રણને વિષે કહેલો છે. કૃત્તિકાનો વેધ હોય તો વ્રીહિ, યવ, મણિ, હીરા, ધાતુ અને તલ એ વસ્તુમાં વેધ થાય છે, તથાં આઠ માસ દક્ષિણ દિશામાં દુઃખ થાય છે. રોહિણી નક્ષત્રમાં વેધ હોય તો સર્વ પ્રકારનાં ધાન્ય, રસ, ધાતુ અને જીર્ણ કંબલ એ વસ્તુમાં વેધ થાય છે. તથા પૂર્વ દિશામાં સાત દિવસ દુઃખ થાય છે. મૃગશીર્ષ નક્ષત્રમાં વેધ હોય તો ઘોડા, ભેંશ, ગાય, લાખ, કોદરાં, ગધેડા, રત્ન અને તુવેર એ વસ્તુમાં વેધ થાય છે, તથા ઉત્તર દિશામાં સાઠ દિવસ પીડા રહે. આર્દ્રા નક્ષત્રનો વેધ હોય તો તેલ, લવણ વિગેરે સર્વ ક્ષાર અને રસ વિગેરે અને ચંદન વિગેરે સુગંધિ વસ્તુનો વેધ થાય છે, તથા પશ્ચિમ દિશામા એક માસ દુઃખ રહે છે. પુનર્વસુ નામના નક્ષ-

સન્મુખ એમ ત્રણ પ્રકારે વેધ થાય છે, અર્થાત ગ્રહની દૃષ્ટિ જે તરફ હોય તે તરફ વેધ થાય છે. ગ્રહોનો વેધ ગજેંદ્રના દાંતના સંસ્થાન જેવો બે તરફ એટલે વામ અને દક્ષિણના વેધથી રાશિ, અક્ષર, સ્વર, તિથિ અને નક્ષત્ર એ પાંચનો વેધ થાય છે. પરંતુ સન્મુખ રહેલી નાસિકાના અગ્ર ભાગની જેમ કેવળ સન્મુખ એકજ નક્ષત્રનો વેધ થાય છે. એમ કોઇક આચાર્યનો મત છે. આ કારણથી નરપતિ જયચર્યાને વિષે સર્વતોભદ્રની સંસ્કૃત ટીકામાં પણ કહ્યું છે કે—વામ અને દક્ષિણ દૃષ્ટિ હોય તો રાશિ, નક્ષત્ર, સ્વર, વ્યંજન અને તિથિ એ પાંચનો વેધ થાય છે. અને સન્મુખ દૃષ્ટિ હોય તો કેવળ એક જ નક્ષત્રનો વેધ થાય છે. ભૌમાદિ પાંચ ( મંગળ, બુધ, ગુરુ, શુક્ર અને શનિ ) ગ્રહોમાંથી જે ગ્રહ વક્રી થનો હોય તેની દૃષ્ટિ દક્ષિણ તરફ પડે છે, અને શીઘ્રગામી એટલે અતિચારી જે ગ્રહ હોય તેની દૃષ્ટિ વામ તરફ પડે છે, તથા જે ગ્રહ મધ્યચારી હોય તેની દૃષ્ટિ સન્મુખ પડે છે. રાહુ અને કેતુની સદા વક્ર ગતિ હોય છે, અને ચંદ્ર તથા સૂર્યની સદા શીઘ્ર ગતિ હોય છે. તેથી ને ચારે ગ્રહોની ગતિ સર્વદા એક જ પ્રકારની હોવાથી તેમની દૃષ્ટિ પણ સર્વદા જુદા પ્રકારે ત્રણ જાતની હોય છે.

ત્રમાં વેધ હોય તો સુવર્ણ, રૂ, કપાસ, જુવાર, કુસુંભ અને કાળા રેશમી વસ્ત્રનો વેધ થાય છે, તથા બે માસ ઉત્તર દિશામાં અશુભ રહે. પુષ્ય નક્ષત્રનો વેધ હોય તો સોનું, ઘી, રૂપું, શાળ, સંચળ, સરસવ, સર્જિકા ( સાજીખાર ), તેલ અને હિંગ વિગેરે વસ્તુનો વેધ થાય છે, તથા આઠ માસ દક્ષિણ દિશામાં પીડા રહે અશ્લેષા નક્ષત્રનો વેધ હોય તો મજીઠ, આદુ, ઘઉં, સુંઠ, મરી, કોદરાં અને શાળ એ વસ્તુનો વેધ થાય છે, તથા એક માસ પશ્ચિમ દિશામાં દુઃખ રહે. મઘા નક્ષત્રનો વેધ હોય તો તલ, તેલ, ઘી, પરવાળા, ચણા, અલસી, મગ અને કાંગ એ વસ્તુનો વેધ થાય છે, તથા દક્ષિણ દિશામાં આઠ માસ વિગ્રહ રહે છે. પૂર્વાફાલ્ગુની નક્ષત્રનો વેધ હોય તો કંબલ, રેશમી વસ્ત્ર, જુવાર, તેલ અને રૂપું એ વસ્તુનો વેધ થાય છે, તથા દક્ષિણ દિશામાં આઠ માસ પીડા રહે. ઉત્તરાફાલ્ગુની નક્ષત્રનો વેધ હોય તો અડદ, મગ વિગેરે ચોખા, કોદરાં, સિંધાલૂણ, લસણ અને સર્જી ( સાજીખાર ) એ વસ્તુનો વેધ થાય છે, તથા ઉત્તર દિશામાં બે માસ પીડા રહે. હસ્ત નક્ષત્રનો વેધ હોય તો ચંદન, કપૂર, દેવદાર, અગર, રક્તચંદન અને કંદ વિગેરે વસ્તુનો વેધ થાય છે, તથા ઉત્તર દિશામાં બે માસ પીડા રહે. ચિત્રા નક્ષત્રનો વેધ હોય તો સોનું, રત્ન, મગ, અડદ, પરવાળા અને અશ્વાદિક વાહનનો વેધ થાય છે, તથા ઉત્તર દિશામાં બે માસ પીડા રહે. સ્વાતિ નક્ષત્રનો વેધ હોય તો સોપારી, મરી, સરસવ, તેલ, રાઇ, હિંગ ખજુર વિગેરે વસ્તુનો વેધ થાય છે, તથા ઉત્તર દેશમાં સાત દિવસ પીડા રહે. વિશાખા નક્ષત્રનો વેધ હોય તો જવ, શાળ, ઘઉં, મગ, રાઈ, મસૂર, મકુષ્ઠ વિગેરે વસ્તુનો વેધ થાય છે. તથા દક્ષિણ દિશામાં આઠ માસ પીડા થાય. અનુરાધા નક્ષત્રનો વેધ હોય તો તુવેર વિગેરે સર્વ વિદલ અન્ન, ચોખા, મકુષ્ઠ, કાંગ અને

ચણા એ વસ્તુનો વેધ થાય છે, તથા પૂર્વ દિશાના દેશમાં સાત દિવસ પીડા રહે. જ્યેષ્ઠા નક્ષત્રનો વેધ હોય તો ગુગળ, ગોળ, લાખ, કપૂર, પારો, હિંગ, હિંગળોક અને કાંસું એ વસ્તુનો વેધ થાય છે, તથા પૂર્વ દિશામાં સાત દિવસ પીડા રહે. મૂલ નક્ષત્રનો વેધ હોય તો ધોળી વસ્તુ, રસ, ધાન્ય, સિંધાલૂણ, કપાસ અને લવણ વિગેરે વસ્તુનો વેધ થાય છે, તથા પશ્ચિમ દિશામાં એક માસ દુઃખ રહે છે. પૂર્વાષાઢા નક્ષત્રનો વેધ હોય તો અંજન, તુષધાન્ય, ઘી, કંદમૂળ અને જૂર્ણ ( ચાવલ ) વિગેરે વસ્તુનો વેધ થાય છે, તથા પશ્ચિમ દિશામાં એક માસ અશુભ રહે. ઉત્તરાષાઢા નક્ષત્રનો વેધ હોય તો ઘોડા, બળદ, હાથી, લોહ વિગેરે ધાતુ અને ઘી વિગેરેનો વેધ થાય છે, તથા પૂર્વ દિશામાં સાત દિવસ પીડા રહે. અભિજિત નક્ષત્રનો વેધ હોય તો દ્રાક્ષ, ખજુર, સોપારી, એલાયચી, મગ, જાયફળ અને ઘોડા એ વસ્તુનો વેધ થાય છે, તથા પૂર્વ દિશામાં સાત દિવસ પીડા રહે. શ્રવણ નક્ષત્રનો વેધ હોય તો અખોડ, ચારોળી, પીપર, સોપારી, જવ અને તુષધાન્ય એ વસ્તુનો વેધ થાય છે. તથા પૂર્વ દિશામાં સાત દિવસ શુભ રહે. ધનિષ્ઠા નક્ષત્રનો વેધ હોય તો સોનું/રૂપું વિગેરે ધાતુ, સર્વ પ્રકારના દ્રવ્ય, મણિ, મોતિ અને રત્ન વિગેરેનો વેધ થાય છે, તથા પૂર્વ દિશામાં સાત દિવસ શુભ રહે. શતભિષા નક્ષત્રનો વેધ હોય તો તેલ, કોદરાં, મદ્ય વિગેરે, ધાતકીના પાંદડાં, મૂળ અને છાલ વિગેરેનો વેધ થાય છે, તથા પશ્ચિમ દિશામાં એક માસ શુભ રહે. પૂર્વાભાદ્રપદા નક્ષત્રનો વેધ હોય તો પ્રિયંગૂ, મૂળ, જાયફળ વિગેરે સર્વ ધાન્ય, સર્વ ધાતુ, સર્વ ઓષધિ અને દેવદાર વિગેરે વસ્તુનો વેધ થાય છે, તથા દક્ષિણ દિશામાં આઠ માસ પીડા રહે. ઉત્તરાભાદ્રપદા નક્ષત્રનો વેધ હોય તો ગોળ, ખાંડ, સાકર, ખોળ, તલ, શાલિ, ઘી, મણિ અને મોતિ

એ વસ્તુનો વેધ થાય છે, તથા પશ્ચિમ દિશામાં એક માસ શુભ રહે છે. રેવતી નક્ષત્રનો વેધ હોય તો શ્રીફળ, સોપારી, મોતિ, મણિ, બેડા અને સર્વ કરીયાણુંનો વેધ થાય છે, તથા પશ્ચિમ દિશામાં એક માસ શુભ રહે. અશ્વિની નક્ષત્રનો વેધ હોય તો વ્રીહિ, જૂર્ણા, વેસર ( ખચ્ચર ), ઉંટ, ઘી, સર્વ પ્રકારનાં ધાન્ય અને વસ્ત્ર એ વસ્તુનો વેધ થાય છે, તથા ઉત્તર દિશામાં બે માસ પીડા રહે. ભરણી નક્ષત્રનો વેધ હોય તો તુષધાન્ય, જુવાર અને મરી વિગેરે સર્વ ઔષધ એ સર્વ વસ્તુનો વેધ થાય છે, તથા દક્ષિણ દિશામાં આઠ માસ પીડા રહે.

| कृ | कृ | रो | मृ | आ | पु | पु | अ | आ |
|---|---|---|---|---|---|---|---|---|
| म | उ | अ | व | क | ह | ड | अ | म |
| क | [illegible] | ल | वृष | मिथु. | कर्क | [illegible] | म | [illegible] |
| [illegible] | [illegible] | [illegible] | ओ | नदा | [illegible] | [illegible] | [illegible] | [illegible] |
| [illegible] | [illegible] | [illegible] | [illegible] | पूर्णा | [illegible] | [illegible] | [illegible] | [illegible] |
| [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] |
| [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] |
| [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] |
| [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] |

ક્રય વિક્રયને ઉચિત એવા સર્વ પદાર્થોનાં અર્ઘ ( મુલ્ય ) નો

**એકાશી પદવાળું સર્વતોભદ્ર ચક્ર.**

નિર્ણય જે પ્રમાણે બ્રહ્મયામલ નામના ગ્રંથમાં ગ્રહવેધ દ્વારા શુભાશુભ ફળદાયક કહ્યો છે, તે પ્રમાણે આ એકાશી પદવાળા સર્વતોભદ્ર નામના ચક્રમાં કહે છે.—સર્વદા વિચક્ષણ પુરૂષોને અર્ઘનો નિર્ણય કરવા યોગ્ય દેશ, કાળ અને પણ્ય એ ત્રણના વેધનો વિચાર કરવો જોઈએ.

**દેશ, કાળ અને પણ્યનો નિર્ણય.**

દેશ, મંડળ અને સ્થાન એવા ભેદથી દેશ ત્રણ પ્રકારનો છે વર્ષ, માસ અને દિવસ એવા ભેદથી કાળ પણ ત્રણ પ્રકારનો કહ્યો છે. તથા ધાતુ, મૂળ અને જીવ એવા ભેદથી પણ્ય પણ ત્રણ પ્રકારનું કહ્યું છે. આ રીતે ત્રણ પ્રકારનો દેશ, ત્રણ પ્રકારનો કાળ અને ત્રણ પ્રકારનું પણ્ય એ ત્રણ ત્રિક થયાં, તેના સ્વામીરૂપ ગ્રહોને કહે છે.—

દેશના સ્વામી—રાહુ, શનિ અને બૃહસ્પતિ છે. મંડળના સ્વામી—કેતુ, સૂર્ય અને શુક્ર છે. તથા સ્થાનના સ્વામી—ચંદ્ર, મંગળ અને બુધ છે. વર્ષના સ્વામી રાહુ, કેતુ, શનિ અને બૃહસ્પતિ છે. માસના સ્વામી—મંગળ, સૂર્ય, બુધ અને શુક્ર છે. તથા દિવસનો સ્વામી—ચંદ્રમા છે. તથા ધાતુના સ્વામી—શનિ, રાહુ અને મંગળ છે. જીવના સ્વામી—બુધ, ચંદ્ર અને બૃહસ્પતિ છે અને મૂળના સ્વામી—કેતુ, સૂર્ય અને શુક્ર છે. આ ગ્રહો પણ્યના સ્વામી છે. રાહુ, કેતુ, સૂર્ય, બૃહસ્પતિ અને મંગળ એ પુરૂષ સંજ્ઞાવાળા ગ્રહો છે, શુક્ર અને ચંદ્ર એ બે સ્ત્રીસંજ્ઞાવાળા ગ્રહ છે, અને શનિ તથા બુધ એ બે નપુંસક સંજ્ઞાવાળા ગ્રહ છે, શુક્ર અને ચંદ્ર એ બે ગ્રહ શ્વેતવર્ણના સ્વામી છે, મંગળ અને સૂર્ય એ બે ગ્રહ રક્તવર્ણના સ્વામી છે, બુધ અને ગુરૂ એ બે

ગ્રહ પીતવર્ણના સ્વામી છે, તથા કેતુ, રાહુ અને શનિ એ ત્રણ ગ્રહ કૃષ્ણવર્ણના સ્વામી છે.

**બળના વશથી સ્વામીનો નિર્ણય.** ઉપર જે દેશ વિગેરેના સ્વામી ગ્રહો કહ્યાં, તેમાંથી જે ગ્રહ વક્ર, ઉદય, ઉચ્ચ અને ક્ષેત્ર (પોતાનું સ્થાન) એ ચાર પ્રકારના બળમાંથી જે અધિક બળવાન હોય, તે એકજ ગ્રહ તે દેશાદિકના સ્વામી થાય છે. અર્થાત્ જે દેશાદિકના એ ત્રણ વિગેરે સ્વામી ગ્રહ હોય તેમાંથી જે બળવાન હોય તેજ સ્વામી કહેવાય છે.

**ક્ષેત્ર બળ.** ગ્રહો પોતપોતાની રાશિપર હોય તો તેનુ પૂર્ણ ( ચાર પાદ ) બળ હોય છે, મિત્રની રાશિપર હોય તો તેનું ત્રણ પાદ બળ હોય છે, સમ ગ્રહની રાશિપર હોય તો તેનું બે પાદ બળ હોય છે, અને શત્રુ ગ્રહની રાશિપર હોય તો તેનું એક પાદ બળ હોય છે.

**વક્ર અને ઉદયનું બળ.** ગ્રહ જેટલા દિવસ વક્રી કે ઉદયમાં રહે, તેનો અર્ધ સમય વીતે ત્યારે વક્રનું કે ઉદયનું મધ્ય ફળ જાણવું. તે વખતે તે ગ્રહ પૂર્ણ બળવાન હોય છે. તે મધ્યકાળથી જેટલો સમય આગળ કે પાછળ હોય તેટલું ન્યૂન બળ ત્રૈરાશિકના ગણિતની રીતે જાણવું.

**ઉચ્ચ બળ.** કોઈપણ ગ્રહ ઉચ્ચ રાશિમાં પરમ ઉચ્ચ અંશને વિષે રહેલો હોય તો તે પૂર્ણ બળવાન હોય છે. તથા નીચ રાશિમાં પરમ નીચ અંશને વિષે રહેલો હોય તો તે સંપૂર્ણ બલહીન જાણવો.

અને પરમ ઉચ્ચ તથા પરમ નીચ એ બેની વચ્ચે કોઈપણ ઠેકાણે હોય તો તેનું બળ વિદ્વાનોએ ત્રૈરાશિક ગણિતથી જાણી લેવું.

**સ્વામીને આશ્રી વેધના ફળનો નિર્ણય.**

એજ પ્રમાણે જે દેશાદિકના સ્વામી તરીકે ગ્રહો કહેલા છે, તે ગ્રહો પોતપોતાના દેશાદિકનો વેધ કરનાર ગ્રહનો સ્વામી, મિત્ર, શત્રુ કે [1]સમ એ ચારમાંથી કોણ છે? તેનો યત્નથી વિચાર કરવો. દેશાદિકનો વેધ કરનારા ગ્રહો જો અશુભ હોય તો ક્રમથી અશુભ ફળ આપે છે. તે આ પ્રમાણે—સ્વામી પોતેજ જો વેધ કરનાર હોય તો તેનું એક પાદ અશુભ ફળ મળે છે, વેધ કર્તા મિત્ર ગ્રહ હોય તો તેનું બે પાદ અશુભ ફળ મળે છે, વેધ કર્તા સમાન ગ્રહ હોય તો ત્રણ પાદ અશુભ ફળ મળે છે, અને વેધ કર્તા શત્રુ ગ્રહ હોય તો સંપૂર્ણ-ચાર પાદ અશુભ ફળ મળે છે. તેમજ દેશાદિકનો વેધ કરનાર ગ્રહો જો શુભ હોય તો તે અનુક્રમે શુભ ફળ આપે છે, તે આ પ્રમાણે—સ્વામી પોતે વેધકર્તા હોય તો પૂર્ણ-ચાર પાદ શુભ ફળ મળે છે, વેધકર્તા મિત્રગ્રહ હોય તો ત્રણ પાદ શુભ ફળ મળે છે, વેધકર્તા સમાન ગ્રહ હોય તો બે પાદ શુભ ફળ મળે છે, અને વેધકર્તા શત્રુ ગ્રહ હોય તો એક પાદ શુભ ફળ મળે છે. તેમાં પણ વેધકર્તા ગ્રહની જો સંપૂર્ણ દૃષ્ટિ પડતી હોય તો ઉપર કહેલા પાદનું ફળ સંપૂર્ણ મળે છે, અને સંપૂર્ણ દૃષ્ટિ ન પડતી હોય તો જેટલા પાદ દૃષ્ટિ પડતી હોય તેને અનુસારે ફળ મળે છે.

મેષ વિગેરે બાર રાશિના ચક્રમાં વેધકર્તા ગ્રહની દૃષ્ટિ જે

---

૧ શત્રુ કે મિત્ર ન હોય તે.

**વર્ણાદિકને આશ્રી દૃષ્ટિનું જ્ઞાન.** વર્ણ અને સ્વર વિગેરેની રાશિપર પડતી હોય, તો તે દૃષ્ટિ તે વર્ણ અને સ્વર વિગેરે ઉપર પણ માનવાની છે. સર્વતોભદ્ર ચક્રમાં સ્વર અને વર્ણની તિથિનો વેધ થવાથી તે સ્વર અને વર્ણનો પણ વેધ કહેવાય છે. તથા તે તિથિના વર્ણોની રાશિપર વેધ હોય તો તે તિથિ, સ્વર અને વર્ણ ઉપર પણ દૃષ્ટિ પડતી હોય છે. વેધ કર્તા ગ્રહ અશુભ હોય કે શુભ હોય, પરંતુ તે શુકલ પક્ષમાં તિથિનો વેધ કરે તો પૂર્વે કહેલું વેધનું ફળ જેટલું હોય તેટલું પૂર્ણ આપે છે, અને કૃષ્ણપક્ષમાં વેધ કરે તો અર્ધ ફળ આપે છે. ગ્રહોની પોતપોતાના અંશમાં પૂર્ણ દૃષ્ટિને વિદ્વાનોએ જાણવી જોઈએ. કેમકે દૃષ્ટિ વિના એકલો વેધ જ જોઇએ તો કાંઇપણ શુભાશુભ ફળ પ્રાપ્ત થતું નથી.

**વેધને આશ્રી વિશ્વાનો નિર્ણય.** જો વેધ કરનાર ગ્રહ વર્ણાદિક પાંચેને પૂર્ણ દૃષ્ટિવડે જોતો હોય અને પૂર્ણ દૃષ્ટિવડે વેધ કરતો હોય તો શુભ ગ્રહ પાંચ વિશ્વા અને ક્રૂર ગ્રહ ચાર વિશ્વા ફળ આપે છે. વર્ણ, સ્વર, તિથિ, નક્ષત્ર અને રાશિ એ પાંચે ઉપર વેધકર્તા ગ્રહની જેટલા પાદ દૃષ્ટિ હોય તેને અનુસારે ગ્રહના વિશ્વા કહેવા. આ પ્રમાણે જ્યાં શુભ અને અશુભ બન્ને પ્રકારના ગ્રહોના વિશ્વા પ્રાપ્ત થતા હોય, ત્યાં તે બન્ને ગ્રહોનું પરસ્પર અંતર કરવું. એટલે કે શુભ ગ્રહોના અને ક્રૂર ગ્રહોના વિશ્વા કેટલા કેટલા છે ? તેનું આંતરૂં કરવું. તેમ કરતાં જો શુભ ગ્રહના વિશ્વા બાકી રહે તો શુભ ફળ જાણવું, અને અશુભ ગ્રહના વિશ્વા બાકી રહે તો અશુભ ફળ જાણવું. જે વસ્તુનો વેધદ્વારા નિર્ણય, કરવાનો હોય તે વસ્તુનો વર્તમાનમાં ( અર્થાત્ વર્ષ, માસ તથા દિવસમાંથી જે

સમયનો નિર્ણય કરવો હોય તેના વર્ષ પ્રવેશમાં ) જે ભાવ હોય તેના વીશ વિશ્વા એટલે વીશ ભાગ કલ્પવા. તેમાંથી એક ભાગને તુલ્ય વિશ્વા માનીને પૂર્વે કહેલા ક્રમથી પ્રાપ્ત થયેલા શેષ વિશ્વા જો શુભ ગ્રહના હોય તો તે તેમાં મેળવી દેવા, અને ક્રૂર ગ્રહોના વિશ્વા શેષ રહ્યા હોય તો તે તેમાંથી બાદ કરવા. એમ કરવાથી વીશથી જેટલા અધિક વિશ્વા હોય એટલા વિશ્વા વસ્તુનો ભાવ મંદ રહે અને જેટલા વિશ્વા વીશથી ઓછા રહે તેટલા વિશ્વા વસ્તુનો ભાવ તેજ જાણવો: એટલે કે વસ્તુના વિશ્વા વધે તો વસ્તુની વૃદ્ધિ અને મૂલ્યની હાનિ થાય, અને વસ્તુના વિશ્વા ઘટે તો વસ્તુની હાનિ અને મૂલ્યની વૃદ્ધિ થાય. ભૂમિકંપ, ધુગની વૃષ્ટિ, રૂધિરની વૃષ્ટિ તથા ઉલ્કાપાત વિગેરે અશુભ ચિન્હ રહિત અને સર્વ સુખે કરીને સહિત એવા દેશમાં પંડિત પુરૂષે વેધ દ્વારા અર્ઘ ( મૂલ્ય ) નું પ્રમાણ કહેવું.

**સર્વ વિચાર ચક્રમાં પૂર્વાચાર્યે કહેલું બળ અને અબળ**

ભાદ્રપદ માસમાં શુક્રનો અસ્ત હોય, સુખનો હેતુભૂત બૃહસ્પતિ શુભ રાશિપર હોય, જ્યેષ્ઠ માસના શુક્લપક્ષના આરંભમાં શુભ વારને દિવસે ચંદ્રમાનો ઉદય હોય, અને શુક્રનાં નક્ષત્રોમાં રાત્રિ સમયે અગસ્ત્યનો ઉદય હોય, ક્રૂર ગ્રહ રાજવર્ગમાં હોય, સુંદર સમય હોય, મંગળ વક્રી હોય, તથા અષાઢ પૂર્ણિમાને દિવસે અષાઢા નક્ષત્ર આઠ પ્રહર પૂર્ણ હોય તો દિવ્ય કાળ ( શુભ વર્ષ ) થાય છે. વર્ષના રાજા, મંત્રી અને ધાન્યાધિપતિ જો શુભ હોય, સૂર્યની સંક્રાંતિ બૃહત્ નક્ષત્રમાં હોય, અષાઢ માસની પૂર્ણિમાને દિવસે ઉત્તર તથા પૂર્વ દિશાનો વાયુ ચાલતો હોય, આઠે પ્રહર દુર્દિન રહે, આર્દ્રા પ્રવેશ રાત્રિને સમયે હોય, વૃષ લગ્નમાં રહેલો સૂર્ય સૌમ્ય ગ્રહથી યુક્ત હોય, તથા કૃત્તિકા નક્ષત્રમાં વરસાદ થાય,

ઇત્યાદિ શુભ ચિન્હ હોય તો પૃથ્વીપર સુકાળ થાય છે. જો રાત્રિને સમયે આર્દ્રા નક્ષત્રમાં સૂર્યનું સંક્રમણ થતું હોય તથા અગસ્ત્યનો ઉદય પણ રાત્રિ સમયે થતો હોય, તો વર્ષમાં સુકાળ થાય છે, અને તેથી વિપરીત એટલે દિવસના ભાગમાં સૂર્યસંક્રાંતિ અને અગસ્ત્યનો ઉદય થતો હોય તો વિપરીત ફળ જાણવું એટલે દુકાળ પડે એમ જાણવું.

**જળ યોગ.** બુધ અને શુક્ર એ બન્ને એક રાશિપર હોય અને સાથે ક્રૂર ગ્રહ ન હોય તથા ક્રૂર ગ્રહની દૃષ્ટિ પડતી ન હોય અને બૃહસ્પતિની દૃષ્ટિ પડતી હોય તો વિશેષે કરીને મોટી વૃષ્ટિ થાય છે. બુધ અને શુક્ર એક રાશિપર હોય, અને ક્રૂર ગ્રહની દૃષ્ટિ પડતી ન હોય, પરંતુ શુક્રની દૃષ્ટિ પડતી હોય તો વિશેષે કરીને ઉત્તમ વૃષ્ટિ થાય છે. બૃહસ્પતિ અને શુક્ર એક રાશિપર હોય, તેનાપર ક્રૂર ગ્રહની દૃષ્ટિ પડતી હોય અને બુધની પણ દૃષ્ટિ પડતી હોય આવો જળયોગ મોટી વૃષ્ટિ કરનાર છે ગુરૂ, બુધ અને શુક્ર એ ત્રણે ગ્રહો એકજ રાશિપર હોય, અને તેમનાપર ક્રૂર ગ્રહની દૃષ્ટિ પડતી ન હોય તો ઘણી વૃષ્ટિ થાય છે. જો શુક્ર, મંગળ અને શનિ એ ત્રણ ગ્રહો એક રાશિપર હોય, અને તેમનાપર બૃહસ્પતિની દૃષ્ટિ પડતી હોય, તો મેઘની વૃષ્ટિ સારી થાય છે. તેમા કાંઇ પણ સંશય નથી. જો શુક્રની સાથે ચંદ્રમા હોય કે મંગળની સાથે ચંદ્રમા હોય, તથા સમગ્ર દિશાઓ વાદળાં સહિત હોય તો મોટો જળયોગ થાય છે. ક્રૂર ગ્રહોની પાસે સૌમ્ય ગ્રહો રહેલા હોય તો જળવૃષ્ટિ ઘણી થાય. તેથી વિપરીત હોય તો વરસાદ થાય નહીં. સૂર્યની સાથે એક રાશિપર બૃહસ્પતિ રહેલો હોય અને જો તે અસ્ત પામ્યો ન હોય તો વરસાદ થાય છે. પરંતુ બુધ અને બૃહસ્પતિનો યોગ હોય તો વરસાદ થાય નહીં. પરંતુ

જ્યારે બુધ ઉન્માર્ગ ગમન કરીને શુક્રનો ત્યાગ કરે ત્યારે પાંચ સાત દિવસ વરસાદ વરસે છે. જ્યારે સૂર્ય કર્ક રાશિમાં પ્રવેશ કરે ત્યારે તે સૂર્યને જો બૃહસ્પતિ ત્રણ પાદ દૃષ્ટિએ અથવા પૂર્ણ દૃષ્ટિએ જોતો હોય તો તે કાળે મોટી જળવૃષ્ટિ થાય. ઉદય અને અસ્ત પામતી વખતે કોઇ પણ ગ્રહ ઉપર બૃહસ્પતિની ત્રિપાદ કે સંપૂર્ણ દૃષ્ટિ પડતી હોય તો વરસાદ થાય છે, અન્યથા વરસાદ થાય નહીં. સર્વ મંડળોમાં સંક્રમતા ગુરૂને કોઇ પણ ગ્રહ ત્રિપાદ કે પૂર્ણ દૃષ્ટિવડે જોતો હોય તો જળવૃષ્ટિ થાય છે. શનિ અને શુક્ર એક રાશિપર હોય તો વરસાદ થોડો થાય, અને ધાન્ય પાકે નહીં. ક્રૂર ગ્રહો વક્રપણાનો ત્યાગ કરી માર્ગી થયા હોય તો તે શુભ છે, અને ગુરૂ વક્રી હોય તો તે શુભ છે. ક્રૂર ગ્રહો જો અતિચાર પામ્યા હોય તો તે અલ્પ વૃષ્ટિ કરનારા થાય છે. અને સૌમ્ય ગ્રહો વક્રી થયા હોય તો તે વૃષ્ટિ આપનારા થાય છે. જો સિંહ, કન્યા અને તુલા રાશિપર બૃસ્પતિ જાય, અને તે એકલો હોય અથવા બીજા ગ્રહવડે યુક્ત હોય તો તે મહા વૃષ્ટિ કરનાર છે.. જો મંગળની સાથે શુક્રને સમસપ્તક હોય એટલે શુક્રથી સાતમી રાશિપર મંગળ હોય કે મંગળથી સાતમી રાશિપર શુક્ર હોય તો એક માસે વૃષ્ટિ થાય. એજ પ્રમાણે શનિ અને બૃહસ્પતિના સમસપ્તકમાં પણ વરસાદ થાય છે. જો શુભ ગ્રહોની સાથે ક્રૂર ગ્રહોનું સમસપ્તક હોય તો અનાવૃષ્ટિ અને અત્યંત લોક પીડા થાય.

**સૂર્ય—ચંદ્રથી થતા જળયોગ.**

રેવતી વિગેરે ચાર નક્ષત્રો, આર્દ્રા વિગેરે પાંચ નક્ષત્રો, પૂર્વાષાઢા વિગેરે ચાર નક્ષત્રો અને ત્રણે ઉત્તરા, એટલાં ચંદ્રમાનાં નક્ષત્રો છે. બાકીનાં નક્ષત્રો સૂર્યનાં છે. તેમનું ફળ અહીં આ પ્રમાણે કહેલું છે—સૂર્યના નક્ષત્રપર સૂર્ય રહેલો

હોય તો મહા વાયુ વાય, અને ચંદ્રના નક્ષત્રપર ચંદ્ર રહેલો હોય તો વરસાદ ન થાય. પરંતુ સૂર્ય અને ચંદ્રનો યોગ રાત્રિએ થતો હોય તો મહા વૃષ્ટિ યોગ થાય છે એમ પૂર્વાચાર્યોએ કહ્યું છે.

**પુરૂષ, સ્ત્રી અને નપુંસક નક્ષત્રોનો યોગ.**

આર્દ્રા વિગેરે દશ નક્ષત્રો સ્ત્રી સંજ્ઞાવાળા છે, વિશાખા વિગેરે ત્રણ નક્ષત્રો નપુંસક સંજ્ઞાવાળા છે, અને મૂળ વિગેરે ચૌદ નક્ષત્રો પુરૂષ સંજ્ઞાવાળા છે. સૂર્યના નક્ષત્રમાં પ્રવેશ વખતે સૂર્ય અને ચંદ્ર એ બન્ને પુરૂષ સંજ્ઞાવાળા નક્ષત્રમાં હોય તો ગરમી પડે, નપુંસક સંજ્ઞાવાળા નક્ષત્રમાં હોય તો સખત ગરમી પડે. સ્ત્રી સંજ્ઞાવાળા નક્ષત્રમાં હોય તો મહા વાયુ વાય અને સ્ત્રી સંજ્ઞાવાળા અને પુરૂષ સંજ્ઞાવાળા નક્ષત્રમાં હોય તો વૃષ્ટિ થાય.

આ પ્રમાણે મેઘના મહોદયનું જ્ઞાન કરનાર આ વર્ષપ્રબોધ ગ્રંથમાં ચાર દ્વાર નામનો બારમો અધિકાર કહ્યો. જે પ્રભાવક પુરૂષની શ્રેષ્ઠ બુદ્ધિ આ સંપૂર્ણ શાસ્ત્રમાં રમતી હોય, તેને સંપૂર્ણ પૃથ્વી મંડળ અવશ્ય વશ થાય છે.

**ઇતિ શ્રી તપગચ્છના નાયક મહોપાધ્યાય શ્રી મેઘવિજય ગણિએ રચેલા આ મેઘ મહોદય અથવા વર્ષપ્રબોધ નામના ગ્રંથને વિષે ચારદ્વારને કહેનારો આ બારમો અધિકાર પૂર્ણ થયો.**

## તેરમો શકુન નિરૂપણ અધિકાર—

કોઇએ વરસાદ સંબંધિ પ્રશ્ન પૂછયો. ત્યારે જોશી પ્રશ્ન કુંડળી કરે. પછી તેમાં આવેલા ગ્રહોને

**પ્રશ્ન લગ્ન.**

આ પ્રમાણે વિચારે-પ્રશ્ન લગ્નમાં ચોથે સ્થાને જો શનિ કે રાહુ હોય તો તે વર્ષે મહા ઘોર દુકાળ પડે. પહેલું, ચોથું, સાતમું અને દશમું એ ચાર સ્થાન કેંદ્ર કહેવાય છે. તેમાં જ્યાં શુભ ગ્રહ રહેલો હોય તે તરફના દેશમાં ધાન્ય પ્રાપ્તિ અને સુકાળ થાય છે. જે દિશામાં ક્રૂર ગ્રહોએ શત્રુના ઘરમાં રહેલા શનિને જોયો હોય, તે દિશામાં વિદ્વાનોએ દુકાળ થશે એમ કહેવું, તેમાં કાંઇ પણ સંશય નથી.

**વૃષ્ટિ સંબંધી પ્રશ્ન.**

સૂર્ય અને ચંદ્ર અથવા શુક્ર અને શનિ એ ગ્રહો લગ્નથી સાતમા, ચોથા, બીજા કે ત્રીજા સ્થાનમાં હોય તો તે વૃષ્ટિ યોગ થાય છે. શુભ ગ્રહો જળરાશિમાં રહેલા હોય, તથા શુકલપક્ષમાં બીજા, ત્રીજા કે કેંદ્ર સ્થાનમાં હોય. ચંદ્ર જળરાશિમાં રહ્યો હોય, ચોથા સ્થાનમાં ચંદ્ર અને શુક્ર હોય, તથા લગ્નમાં ચંદ્ર હોય. આ સર્વ યોગ મહા વૃષ્ટિ કરનારા કહ્યા છે. જો ક્રૂર ગ્રહો ચોથા કે વિલગ્ન સ્થાનમાં હોય તો અનાવૃષ્ટિ થાય છે.

વૃષ્ટિ સંબંધી પ્રશ્નના શકુનમાં કાળી ગાય, જળ ભરેલો કાળો ઘડો અથવા કાળા વસ્ત્રવાળી સ્ત્રી, આ ત્રણમાંથી કોઇનું દર્શન થાય તો વરસાદ થશે એમ જાણવું. જો પ્રશ્ન કરનાર પુરૂષ પાંચ આંગળીઓના સ્પર્શમાં અંગુઠાનો સ્પર્શ કરે તો મહા વૃષ્ટિ થાય છે, સાવિત્રી ( અનામિકા ) આંગળીનો સ્પર્શ કરે તો થોડી વૃષ્ટિ થાય, વળી બીજું—" સૂર્યથી ત્રીજા, સાતમા કે

પાંચમા સ્થાનમાં જળરાશિના ગ્રહ હોય તો નવ, સાત કે પાંચ દિવસમાં વરસાદ વરસે."

મંત્ર—" नट्ठट्ठमयट्ठाणे, पणट्ठकम्मट्ठ नट्ठसंसारे। परमट्ठनिट्ठिअट्ठे, अट्ठगुणाधीसरे चंदे ( स्वाहा ) ॥ २ ॥" અથવા—" ॐ ह्रीं श्रीं क्लीं ॐ लक्ष्मी स्वाहा." આ મંત્રવડે વસ્તુ અથવા ધાન્ય વિગેરેને મંત્રી તોળી એક વસ્ત્રની ગાંઠે બાંધી રાત્રે મસ્તકની નીચે મૂકવું. સવારે જોતાં જો તે વસ્તુ ઘટે તો તે મોંઘી થાય અને વધે તો સોંઘી થાય.

**અક્ષય તૃતીયા વિચાર.**

અક્ષય તૃતીયાએ એટલે વૈશાખ શુદી ત્રીજને દિવસે સંધ્યા સમયે સાત પ્રકારનું ધાન્ય એકઠું કરી વૃક્ષની નીચે જૂદું જૂદું રાખવું. અર્થાત્ સાત ધાન્યની જૂદી જૂદી સાત ઢગલી કરવી. સવારે જે ધાન્ય વીખાઇ ગયેલું હોય તે ધાન્ય તે વર્ષે ઘણું પાકે, અને જે ધાન્ય એમનું એમ ઢગલીરૂપે જ રહેલું હોય તે ધાન્ય પાકે નહીં. અક્ષય તૃતીયાને દિવસે એક થાળીમાં જળ ભરી તેમાં સૂર્યનું પ્રતિબિંબ જોવું તેનું સ્વરૂપ આ પ્રમાણે—જો સૂર્ય રાતો દેખાય તો વિગ્રહ થાય, નીલ કે પીત વર્ણવાળો દેખાય તો મહા રોગ થાય, શ્વેત દેખાય તો સુકાળ થાય, અને ધૂળવડે ધુસર વર્ણવાળો દેખાય તો તીડ, ઉંદર વિગેરેનો ઉપદ્રવ થાય. ભિક્ષુક જનોને ભિક્ષાની પ્રાપ્તિ અધિક થાય તો તે સુકાળ કરનાર થાય છે. જળની પ્રાપ્તિ અધિક થાય તો મહા વૃષ્ટિ થાય. તથા ધાન્યની અધિકતા હોય તો ઘણું સુખ થાય. અષાઢ વિગેરે ચાર માસના નામના ચાર માટીના પીંડા ( ગોળા ) કરવા, તેની ઉપર કોરો જળનો ભરેલો પૂર્ણ ઘડો મૂકવો. તેમાં ઘડામાંથી ઝરતા જળવડે જે માટીના પિંડ

ધાન્ય વિગેરે વસ્તુ મૂકવી, તથા જળ મૂકવું, પછી તેને તોળવું. કુવા, નદી અને સરોવર સંબંધી જળવડે કરીને અનુક્રમે હીન, મધ્યમ અને ઉત્તમ વૃષ્ટિ જાણવી. એટલે કે કુવાનું જળ વધે તો અલ્પ વૃષ્ટિ થાય, નદીનું જળ વધે તો મધ્યમ વૃષ્ટિ થાય, અને સરોવરનું જળ વધે તો ઉત્તમ વૃષ્ટિ થાય એમ જાણવું. દાંતવડે હાથીઓ, કેશવડે ગાય ઘોડા વિગેરે પશુઓ, ઘીવડે રાજા અને અનાજના કણીયાવડે બ્રાહ્મણ વિગેરેની હાનિ વૃદ્ધિ જણાય છે. તેજ રીતે દેશ, વર્ષ, માસ, દિવસ અને બાકીના ધાન્યાદિક સર્વ દ્રવ્યોની હાનિ વૃદ્ધિ જણાય છે. ત્રાજવાની દાંડી સુવર્ણની હોય તો તે શ્રેષ્ઠ જાણવી, રૂપાની હોય તો તે મધ્યમ જાણવી, એ બન્નેની ન બની શકે તો ખેરના લાકડાની દાંડી કરવી. જે શર (બાણ) થી મનુષ્ય વિંધાય છે. એવા આકારની અને એક વેંતની એટલે બાર આંગળની લાંબી દાંડી બનાવવી. ત્રાજવામાં બરાબર જોખતાં જેની હાનિ તેનો નાશ અને જેની વૃદ્ધિ તેની અધિકતા જાણવી. આ પ્રમાણે તુલાના કોશનું રહસ્ય કહ્યું. આ તુલાને કોઇ મનુષ્ય રોહિણી નક્ષત્રનો યોગ થાય ત્યારે પણ કરે છે. સ્વાતિ, અષાઢા અને રોહિણી એ નક્ષત્રોમાં ક્રૂર ગ્રહનો યોગ હોય તો તે શુભ નથી. જો અષાઢ માસ અધિક હોય તો તે વર્ષે સ્વાતિ અને રોહિણીના યોગમાં આ વિધિ કરવો. જો આ ત્રણે યોગો ફળવડે સરખા હોય તો સંદેહ રહિત શુભાશુભ ફળ કહેવું, અને વિપરીત હોય તો રોહિણીથી ઉત્પન્ન થયેલા ફળ કરતાં તે જ અધિક જાણવું. આ પ્રમાણે અષાઢ માસની પૂર્ણિમાને દિવસે ત્રાજવામાં તોળેલા ધાન્યનું શકુન કહ્યું.

( વરાહસંહિતાના આધારે )

વનસ્પતિઓના ફળ અને પુષ્પની વૃદ્ધિ જોઇને સર્વ વસ્તુની -

**પુષ્પ અને લતાનું ફળ.**

સુલભતા અને સર્વ પ્રકારના ધાન્યની ઉત્પત્તિનો નિર્ણય થઈ શકે છે, તે આ પ્રમાણે —શાલવૃક્ષના ફળ પુષ્પોની વૃદ્ધિથી કલમ શાલિ, રક્ત અશોકની વૃદ્ધિથી રક્ત શાલિ, દૂધની વૃદ્ધિથી પાંડુક અને નીલ અશોકની વૃદ્ધિથી શુકર ધાન્યની પ્રાપ્તિ થાય છે. વડની વૃદ્ધિથી યવની પ્રાપ્તિ થાય છે, તિંદુક વૃક્ષની વૃદ્ધિથી સાઠી ચોખાની પ્રાપ્તિ થાય છે. અને પીપળાની વૃદ્ધિથી સર્વ પ્રકારના ધાન્યની ઉત્પત્તિ થાય છે. જાંબુના ફળની વૃદ્ધિ થાય તો તલ અને અડદની ઉત્પત્તિ થાય છે, શિરીષ પુષ્પની વૃદ્ધિ થાય તો કાંગની ઉત્પત્તિ થાય છે. મધુકની વૃદ્ધિ થાય તો ઘઉંની નિષ્પત્તિ થાય છે. સપ્તપર્ણની વૃદ્ધિ થાય તો યવની પ્રાપ્તિ થાય છે. અતિમુક્તક લતા અને કુંદ પુષ્પની વૃદ્ધિ દેખાય તો કપાસની પ્રાપ્તિ થાય છે. અશન વૃક્ષની વૃદ્ધિ થાય તો સરસવની ઉત્પત્તિ થાય છે. બોરની વૃદ્ધિ થાય તો કળથીની ઉત્પત્તિ થાય છે. બિલાની વૃદ્ધિ થાય તો મગની ઉત્પત્તિ થાય છે. વેતસના પુષ્પની વૃદ્ધિ જોવામાં આવે તો અતસીની વૃદ્ધિ થાય છે, પલાશના પુષ્પોની વૃદ્ધિ થાય તો કોદરાની વૃદ્ધિ થશે એમ જાણવું. તિલક વૃક્ષના પુષ્પની વૃદ્ધિ દેખાય તો શંખ, મોતી અને રૂપાની ઉત્પત્તિ થાય છે. ઇંગુદના ફળની વૃદ્ધિ દેખાય તો શણ નામનું ધાન્ય વધારે પાકે છે. હસ્તિકર્ણ નામની વનસ્પતિની વૃદ્ધિ થવાથી હાથીઓની વૃદ્ધિ થાય છે. અશ્વકર્ણ નામની વનસ્પતિની વૃદ્ધિ થવાથી અશ્વોની વૃદ્ધિ થાય છે. પાટલા વૃક્ષની વૃદ્ધિથી ગાયોની વૃદ્ધિ થાય છે. કેળની વૃદ્ધિ થવાથી બકરી તથા મેંઢાની વૃદ્ધિ થાય છે. ચંપાના પુષ્પોની વૃદ્ધિ થવાથી સુવર્ણની વૃદ્ધિ થાય છે. બંધુજીવ (બપોરીયા) વૃક્ષની વૃદ્ધિ થવાથી પરવાળાની વૃદ્ધિ થાય છે. કુરૂબકની વૃદ્ધિથી વજ્રરત્નની ઉત્પત્તિ

ભીના થાય, તેટલા મહિનામાં વરસાદ થાય અને જેટલા પિંડ સુકા પડયા રહે તે મહિનામાં વરસાદ ન થાય.

**રક્ષાબંધનં પર્વ વિચાર.**

રક્ષા બંધનનું પર્વ એટલે શ્રાવણ શુદી પૂર્ણિમાને દિવસે સંધ્યા સમયે ગાયોનું ધણ આવતું હોય તેને જોવું. તેમાં જે ગાય આગળ હોય તેના ચિન્હને અનુસારે વર્ષના શુભાશુભનું જ્ઞાન થાય છે, તે આ પ્રમાણે.--તે ગાય સુંદર, સારા શીંગડાવાળી, ઘણુ દ્રોણુ પ્રમાણ દૂધ આપે તેવા મોટા આઉવાળી હોય તો તે શુભકારક છે તે ગાયનાં પુચ્છપર કેશવાળી હોય તો વેપારીઓને વેપારમાં રેશમ, શણુ, વિગેરેનાં વસ્ત્રોથી લાભ થાય. પુચ્છના વાળ કાપેલા હોય તો તે અશુભકારક છે. તે ગાય ડામ દીધેલી હોય તો પ્રજાને દુઃખ થાય. તે ગાયનું યુદ્ધ થાય તો રાજાઓ વચ્ચે યુદ્ધ થાય. તે ગાયને ગોવાળ મારતો હોય તો પૃથ્વીપર રોગનો ભય થાય શીંગડા રહિત હોય તો છત્રનો ભંગ થાય. વાંકા પુચ્છવાળી હોય તો વર્ષ પણ વક્ર થાય એમ જાણવું, અને મેઘની ખંડ ખંડ વૃષ્ટિ થાય. ગોપ્રવેશને સમયે શ્વેત બળદ અને કાળો બળદ એ બે બળદમાંથી શ્વેત બળદ આગળ હોય તો ઘણી વૃષ્ટિ થાય, અને કાળો બળદ આગળ હોય તો મધ્યમ વરસાદ થાય જળથી ભરેલા માટીના ત્રણ કોરા ઘડા ઉપર અનુક્રમે શ્રાવણ, ભાદ્રપદ અને આશ્વિન એમ ત્રણ નામ લખવાં. પછી જૂદા જૂદા મનુષ્યના મસ્તકપર તે ઘડાઓ મૂકવા પછી તે ત્રણે મનુષ્યો એક સાથે જળાશય કે દેવમંદિરની ફરતી પ્રદક્ષિણા કરે. તેમાં જે માસનો ઘડો પૂર્ણ ભરેલો જ રહે તે માસમાં વરસાદ પૂર્ણ થાય એમ જાણવું અને જે ઘડો

ટુટી જાય, જળ ઝરવા લાગે, કે જળથી ન્યૂન થઇ જાય તો તે માસમાં અલ્પ વૃષ્ટિ થાય એમ જાણવું.

**અષાઢ પૂર્ણિમા વિચાર.**

ઉત્તરાષાઢા નક્ષત્ર યુકત અષાઢ પૂર્ણિમાને દિવસે સર્વ પ્રકારનાં ધાન્યોને બરાબર તોળી, તથા પૂર્વે કહેલા મંત્રવડે મંત્રિત કરી રાખી મૂકે. પછી બીજે દિવસે તેને ફરીથી તોળે. તેમાં જે ધાન્ય વધી જાય તે ધાન્ય તે વર્ષમાં વૃદ્ધિ પામે, અને જે ધાન્ય ઘટે તે ધાન્યની હાનિ થાય એમ જાણવું. આ વિધિ કરવામાં નીચે લખેલા મંત્રવડે તુલાને મંત્રિત કરવી.— "સત્ય બોલનારી દેવી સરસ્વતીની મંત્રપૂર્વક સ્તુતિ કરવી જોઇએ. હે દેવી સરસ્વતી ! તું સત્ય વ્રતવાળી છે, તેથી જે સત્ય હોય તેને બતાવ. જે સત્યના પ્રભાવથી ચંદ્ર, સૂર્ય, ગ્રહ અને જ્યોતિષનો સમૂહ એ સર્વ પૂર્વ દિશામાં ઉદય પામે છે, અને પશ્ચિમમાં અસ્ત પામે છે, સર્વ દેવોને વિષે જે સત્ય છે, બ્રહ્મજ્ઞાનને કહેનારા ઋષિઓમાં જે સત્ય છે અને ત્રણ લોકને વિષે જે સત્ય છે, તે સત્યને તું અહીં દેખાડ. હે દેવી ! તું બ્રહ્માની પુત્રી છે, તું 'મદના' નામે પ્રસિદ્ધ છે, તારૂં ગોત્ર કાશ્યપ છે, અને તું [1]'તુલા' નામથી પ્રખ્યાત છે." આ પ્રમાણે બોલી તુલાને મંત્રિત કરવી.

તે તુલાને રેશમી, ચાર દોરીથી બાંધેલું અને છ આંગળના પ્રમાણવાળું ( લાંબુ પહોળુ ) શીંકા જેવું વસ્ત્ર લટકાવવું. તે ચારે દોરીઓનુ પ્રમાણ દશ દશ આંગળનું કરવું એટલે કે તે દોરીઓ દશ દશ આંગળ લાંબી રાખવી. એવા બે તરફ બે [2]શીંકા કરી તે બન્નેના મધ્ય ભાગે છ આંગળની (લાંબી) કક્ષા[3] કરવી. પછી જમણા શીંકામાં સુવર્ણ મૂકવું, અને ડાબી બાજુના શીંકામાં

૧ ત્રાજવા. ૨ છાબડા. ૩ જે દોરાને પકડીને ત્રાજવું ઉંચું કરાય તે કક્ષા.

વધારે થાય છે. નંદિકાવર્ત વૃક્ષની વૃદ્ધિથી વૈડુર્ય રત્નની અધિક ઉત્પત્તિ થાય છે. સિંદુવાર વૃક્ષની વૃદ્ધિથી મોતિ વધારે પાકે છે. કુસુંભની વૃદ્ધિથી કુંકુમની વૃદ્ધિ થાય છે. રક્ત પદ્મની વૃદ્ધિ થવાથી રાજાનો ઉદય થાય છે. કાળાં કમળની વૃદ્ધિથી મંત્રીનો ઉદય થાય છે. સુવર્ણ પુષ્પની વૃદ્ધિથી વણિક લોકોનો ઉદય થાય છે. કમળોની વૃદ્ધિથી બ્રાહ્મણોનો ઉદય થાય છે. પોયણાની વૃદ્ધિથી પુરોહિતનો ઉદય થાય છે, સૌગંધિક દ્રવ્યની વૃદ્ધિથી સેનાપતિનો ઉદય થાય છે. આકડાના ઝાડની વૃદ્ધિથી સુવર્ણની વૃદ્ધિ થાય છે. આમ્રવૃક્ષની વૃદ્ધિથી કલ્યાણ થાય છે ભલ્લાતક વૃક્ષની વૃદ્ધિથી ભય વધે છે. પીલુ વૃક્ષની વૃદ્ધિથી આરોગ્ય વધે છે. ખેર અને ખીજડાના વૃક્ષની વૃદ્ધિથી દુકાળ થાય છે, અર્જુન વૃક્ષની વૃદ્ધિથી સારી વૃષ્ટિ થાય છે. પિચુમંદ ( લીંબડા ) અને નાગકેસર વૃક્ષના પુષ્પની વૃદ્ધિથી સુકાળ થાય છે. કોઠાની વૃદ્ધિથી વાયુની વૃદ્ધિ થાય. નિચુલ વૃક્ષની વૃદ્ધિથી અનાવૃષ્ટિનો ભય થાય છે. કુટજ વૃક્ષની વૃદ્ધિથી વ્યાધિનો ભય થાય છે. દુર્વા અને કુશ ( ડાભ ) ના પુષ્પની વૃદ્ધિથી શેરડીની વૃદ્ધિ થાય છે. કોવિદાર વૃક્ષની વૃદ્ધિથી અગ્નિનો ભય થાય છે. શ્યામલતાની વૃદ્ધિથી વ્યભિચારિણી સ્ત્રીઓની વૃદ્ધિ થાય છે. જે દેશમાં જે વખતે વૃક્ષ, ગુલ્મ અને લતા સ્નિગ્ધ (ચકચકિત), છિદ્ર રહિત પત્રવાળા દેખાતા હોય તો તે દેશમાં તે વર્ષે સારી વૃષ્ટિ થાય છે. તથા તે રૂક્ષ ( લૂખા ) અને છિદ્રયુક્ત પત્રવાળા દેખાય તો અલ્પ વૃષ્ટિ થાય છે. આ પ્રમાણે વરાહ સંહિતામાં પુષ્પાદિકના નિમિત્તથી ધાન્યાદિકની ઉત્પત્તિનું લક્ષણ કહેલું છે.

વળી લોકમાં આ પ્રમાણે કહ્યું છે—" આકડાની વૃદ્ધિથી ઘઉંની વૃદ્ધિ થાય છે. લીંબડાની વૃદ્ધિથી તલની વૃદ્ધિ થાય છે. પલાશ ( ખાખરા ) ની વૃદ્ધિથી વ્રીહિની વૃદ્ધિ થાય છે. કંથેરી

વૃક્ષ પ્રફુલ્લિત ન થાય તો મગની આશા શી રાખવી ? અર્થાત્ મગ નીપજે નહીં. " પાઠાંતરમાં આ પ્રમાણે કહ્યું છે.—" આકડાના પુષ્પની વૃદ્ધિ થાય તો ઘઉંની નીપજ સારી થાય, કચર વૃક્ષની વૃદ્ધિથી તલની વૃદ્ધિ થાય, કંટાલી વૃક્ષની વૃદ્ધિથી કપાસની વૃદ્ધિ થાય, અને જો ચારે દિશામાં પલાશ ( ખાખરા ) નાં વૃક્ષો ફૂલે તો પૃથ્વીપર સર્વ ધાન્યાદિક વસ્તુ નીપજે છે. "

**વૃક્ષનું સ્વરૂપ.**

જેમ બાલ્યવયવાળી સ્ત્રી ઋતુ વિના પુષ્પિત થાય તેમ બાળ વૃક્ષ ઋતુ વિના પુષ્પવાળો થાય તો રાજ્યનો ભેદ થાય. તથા વૃક્ષથી દૂધ ઝરે તો સર્વ દ્રવ્યનો વિનાશ થાય છે.

**કાગડાના ઈંડાનું ફળ.**

કાગડી બે, ત્રણ કે ચાર ઈંડા મૂકે તો સુકાળ થાય. પાંચ ઈંડા મૂકે તો બીજો રાજા થાય. ઈંડાનો નાશ થાય અથવા એકજ વાર પ્રસૂતિ થાય તો તે શુભકારક નથી. જો તે ઇંડાં ક્ષારવર્ણના હોય તો ચોરનો ભય થાય, વિચિત્ર વર્ણવાળા હોય તો મૃત્યુ થાય, શ્વેતવર્ણવાળા હોય તો અગ્નિનો ભય થાય, અને વિકલવર્ણવાળા હોય તો દુકાળનો ભય થાય. આ પ્રમાણે કાગડાના બચ્ચાના વર્ણ ઉપરથી શુભાશુભ ફળ જાણવું.

**ટિટ્ટિભના ઇંડાનું ફળ.**

ટિટ્ટિભના ( ટીટોડીના ) ચાર ઇંડાને અષાઢ વિગેરે ચાર માસરૂપે કલ્પવા. જે ઇંડા અધોમુખ હોય તે નામના માસમાં વૃષ્ટિ થાય, અને જે ઇંડા ઊર્ધ્વમુખ હોય તે નામના માસમાં વૃષ્ટિ ન થાય જો ટિટ્ટિભ નદી તળાવ વિગેરે જળાશયમાં ઇંડાં મૂકે તો વૃષ્ટિનો રોધ થાય છે અને ઉંચી ભૂમિપર ઈંડાં મૂકે તો મેઘનો મોટો ઉદય થાય છે.

રૂદ્રદેવ કહે છે કે—" કાગડીનાં ઈંડાં ચાર પ્રકારનાં છે. તેમાં પહેલું વારૂણ, બીજું આગ્નેય, ત્રીજું વાયવીય અને ચોથું [1]ભુમિજ. તેમનું ફળ. આ પ્રમાણે કહ્યું છે.—ભૂમિજ અંડ હોય તો કલ્યાણ, સુકાળ, પૃથ્વીપર સુખ અને અનુકૂળ વૃષ્ટિ થાય છે. વારૂણ અંડ હોય તો પૃથ્વી આનંદિત હોય તથા વિશેષ વૃષ્ટિ થવાથી પ્રથમ ધાન્ય સારૂં પાકે. વાયવીય અંડ હોય તો ઉત્પન્ન થયેલા ધાન્યને કીડા, પતંગ અને સૂડા વિગેરે ખાઇ જાય છે. તથા આગ્નેય અંડ હોય તો દુકાળ પડે એમ જાણવું, અથવા આ ચાર પ્રકારના ઈંડાને ચાર માસની કલ્પના કરીને પણ શુભાશુભ ફળ કહેવું.

## ઇતિ કાકાંડ ફલમ્.

**કાગડાના માળાનું ફળ.**

કાગડા પોતાનો માળો જો વૃક્ષ ઉપર પૂર્વ દિશા તરફ બનાવે તો સુકાળ થાય, અગ્નિ કોણમાં બનાવે તો વરસાદ થોડો થાય, દક્ષિણમાં બનાવે તો બે માસ વરસાદ થાય, અને પછી વરસાદ ન થાય, પરંતુ હિમપાત થાય. પશ્ચિમ દિશામાં માળો બનાવે તો બે માસ ઘણો વરસાદ વરસે, તેથી ઉંચી ભુમિપર ધાન્યની ઉત્પત્તિ સારી થાય, પછીના બે માસ વૃષ્ટિ ન થાય, અથવા અલ્પ વૃષ્ટિ થાય. વાયુ કોણમાં માળો

---

૧ નદીને, કાંઠે સમીપના વૃક્ષ ઉપર ઈંડા મૂકે તો તે વારૂણ નામનું જાણવું ૧. ઘરના ગઢપર મૂકે તો તે ભૂમિજ નામે જાણવું ૨. વૃક્ષપર મૂકે તો વાયવીય નામે જાણવું ૩. અને બીજા સ્થળે મૂકે તો આગ્નેય નામે જાણવું ૪. અથવા વૃક્ષની ઇશાન કોણમાં ઈંડું મૂકે તો તે વારૂણ નામે જાણવું ૧. અગ્નિ કોણમાં મૂકે તો આગ્નેય નામે જાણવું ૨. નૈર્ઋત કોણમાં મૂકે તો વાયવીય ૩. અને વાયુ કોણમાં મૂકે તો તે ભૂમિજ નામનું જાણવું. ૪.

બનાવે તો વાયુ સહિત વરસાદ થાય, નૈઋત્ય કોણમાં બનાવે તો પ્રથમ વૃષ્ટિ થાય નહીં, પછીથી ઘણી વૃષ્ટિ થાય અને લોકમાં રોગ વૃદ્ધિ પામે. ઉત્તર દિશામાં માળો બનાવે તો સુકાળ થાય, અને ઇશાન કોણમાં બનાવે તો પણ સુકાળ અને સુખ થાય.

**ગર્ગ સંહિતામાં કહેલું કાકના માળાનું ફળ.**

કાગડા વૃક્ષના અગ્ર ભાગે માળો બનાવે તો ઘણો વરસાદ થાય, વૃક્ષના મધ્ય ભાગમાં બનાવે તો મધ્યમ વૃષ્ટિ થાય. તથા વૃક્ષના નીચેના ભાગમાં બનાવે તો વરસાદ થાય નહીં. વૃક્ષના કોટરમાં, ઘરમાં કે પ્રાકાર ઉપર કાગડાએ માળો બાંધ્યો હોય તો દુકાળ, રાજાઓનો વિગ્રહ અને દક્ષિણ દિશામાં છત્રભંગ થાય છે. નદીને કાંઠે કાગડાએ માળો બાંધ્યો હોય તો વરસાદ ન થાય, મેઘના પ્રશ્ન વખતે જો કાગડો વૃક્ષપર બેસીને પાંખ કંપાવે તો શીઘ્ર વરસાદ થાય છે. ભક્ષણ વિના કાગડો દેખાય તો તે વૃષ્ટિને બતાવે છે. તે વખતે વર્ષાકાળ હોય તો ઘણી વૃષ્ટિ થાય, શીતકાળ હોય તો દુર્દિન થાય, અને ઉષ્ણકાળ હોય તો મહા વિઘ્ન થાય. એમ કાગડાના સ્થાનને આશ્રી જાણવું. અગ્નિને સ્થાને, પથ્થરપર, પર્વત ઉપર, વૃક્ષના શિખર ઉપર, ભૂમિપર, ગામમાં અને નગરમાં કાગડાનું સ્થાન હોય તો તેને આશ્રીને શુભાશુભ ફળ કહેવું. જો કાગડો વૃક્ષની પૂર્વ દિશા તરફની શાખા ઉપર માળો બાંધે તો સુકાળ, ક્ષેમ અને આરોગ્યતા થાય, તથા મેઘની વૃષ્ટિ સારી થાય. અગ્નિ કોણ તરફની વૃક્ષશાખા ઉપર કાગડો જો માળો બાંધે તો અલ્પ જળવાળા મેઘ વૃષ્ટિને કરે નહીં, જો કાગડો વૃક્ષની દક્ષિણ દિશા તરફની શાખા ઉપર માળો બાંધે તો પ્રથમ બે માસ વરસાદ આવે. પછી હિમપાત થાય. જો

કાગડો વૃક્ષના નૈઋત્ય કોણુ તરફની શાખાપર માળો બાંધે તો પ્રથમ વૃષ્ટિ ન થાય, પછીથી સારી વૃષ્ટિ થાય. જો કાગડો વૃક્ષના પશ્ચિમ તરફની શાખાપર માળો કરે તો વાયુની વૃષ્ટિ ઘણી થાય અને જળની વૃષ્ટિ અલ્પ થાય છે. જો કાગડો વૃક્ષની ઉત્તર દિશા તરફની શાખાપર માળો બનાવે તો વરસાદ થોડો વરસે અને કોઇ રાજા વેરી થાય. જો કાગડો ઇશાન કોણુ તરફની વૃક્ષશાખાપર માળો બાંધે તો ઘણું ધાન્ય પાકે, સુકાળ થાય, અને લોકનું ક્ષેમ કુશળ થાય. જો કાગડો વૃક્ષના મધ્ય ભાગમાં માળો કરે તો ધાન્યની ઉત્પત્તિ અર્ધી થાય અને વરસાદ થોડો વરસે. પ્રાકાર કે વૃક્ષના કોટરમાં કાગડાનો સમાગમ હોય તો વિગ્રહ થાય એમ જાણુવું, તથા રાજ સ્થાનનો વિનાશ થાય. ઘરમાં કે ઘરની શાળામાં જો કાગડા માળો કરે તો બાર વર્ષનો દુકાળ જાણુવો. જો પૃથ્વીપર માળો કરે તો ગામ અને મંડલનો વિનાશ થાય, વિગ્રહ થાય અને દેશ શૂન્ય થાય.

હે કાગ! જો તું મિથ્યા બળિને હરણુ કરે તો એક સો ગાયો અને બસો બ્રાહ્મણોની હિંસાનું પાપ તને લાગે. ડાહ્યા પુરૂષે ઘી સહિત ભાતના ત્રણુ પિંડ કરી સાફ કરેલા શુભ સ્થાનમાં મંત્રપૂર્વક તે ત્રણે પિંડ સ્થાપન કરવા. આહ્વાનનો મંત્ર બોલી કાગડાને બોલાવવો અને સ્થાપનના મંત્રવડે બલિભોજનને એટલે અનુક્રમે ત્રણુ પિંડને સ્થાપન કરવા. કાગડાને બોલાવવાનો મંત્ર આ પ્રમાણે—"ॐ तुण्डब्रह्मणे सुराय असुरेंद्राय एहि एहि हिरण्यपुण्डरीकाय स्वाहा" પિંડને મંત્રિત કરવાનો મંત્ર આ પ્રમાણે—"ॐ तिरिटि मिरिटि काकपिण्डालये स्वाहा।" દેશ કાળની પરીક્ષાને માટે પહેલા પિંડનું નામ વૃષભ જાણુવું, બીજા પિંડનું નામ તુરગ ધારવું અને ત્રીજા પિંડનું નામ હસ્તી ધારવું. પછી કાગડો આવીને જો વૃષભ પિંડને ગ્રહણુ કરે તો

ઉત્તમ કાળ જાણવો, તુરગ પિંડને ગ્રહણ કરે તો મધ્યમ વર્ષ થાય, અને ત્રીજા હસ્તી પિંડને ગ્રહણ કરે તો મોટો રાજવિગ્રહ થાય. વરસાદનું જ્ઞાન થવા માટે પહેલા પિંડપર જળ નાંખવું, બીજા પિંડપર માટી નાંખવી અને ત્રીજા પિંડપર કોયલા નાંખવા. તેમાં કાગડો આવીને જળવાળો પિંડ ગ્રહણ કરે તો શીઘ્ર વરસાદ થાય, માટીવાળો પિંડ ગ્રહણ કરે તો પંદર દિવસ પછી વરસાદ થાય, અને કોયલાવાળો પિંડ ગ્રહણ કરે તો વરસાદ ન થાય.

**" ॐ नमो भगवओ गोयमसामिस्स सिद्धस्स बुद्धस्स अक्खीणमहाणसस्स भगवन् ! भास्करीयं ( गां ) श्रियं आनय आनय पूरय पूरय स्वाहा । "**

**ગૌતમીય જ્ઞાન.** આશ્વિન માસની ચૌદશની રાત્રે ઉપવાસ કરીને ધૂપ ઉવેખવાપૂર્વક આ મંત્રનો એક હજાર જાપ કરવો. પછી પૂર્ણિમાને દિવસે પ્રાતઃકાળે એક પાત્રમા શ્રી ગૌતમસ્વામીની ચરણ પાદુકા આળેખવી. પછી તેની ભકિત પૂર્વક સુગંધિ દ્રવ્યોથી પૂજા કરવી. જે પાત્રમાં પાદુકા આળેખી હોય તેને વસ્ત્રથી ઢાંકી રાખવું. જ્યાં સુધી આ વિધિ કરાય ત્યાં સુધી બિલાડીને જોવી નહીં. પછી ભિક્ષાનો સમય થાય ત્યારે તે પાત્રને લઇ ભિક્ષાને માટે દાતાર મહા શ્રાવકને ઘેર જવું. ત્યાંથી જે પ્રાપ્ત થાય તેના પર વિચાર કરવો, તે આ પ્રમાણે—જો ભિક્ષા આપનારી સ્ત્રી સૌભાગ્યવતી અને પુત્રવતી હોય તો આગળનું વર્ષ સારૂં થાય. તથા ધાન્યની ઘણી પ્રાપ્તિ થાય. જો તે ઘેરથી એવો ઉત્તર મળે કે 'આ સમય ભિક્ષાનો નથી' તો આગળના વર્ષે દુકાળ જાણવો. વિલંબે દાન કરે તો વરસાદ પણ વિલંબે વરસે, જો તે ઘરમાં ( ઘરના માણસો વચ્ચે ) કલેશ થતો દેખાય તો રાજાઓ

વચ્ચે યુદ્ધ થશે એમ જાણવું. દાન કરતી વખતે પાત્રનો કે ભાંડનો ભંગ થાય તો છત્રભંગ થાય એમ જાણવું. જો દાન આપનારી સ્ત્રી વિકળ અંગવાળી કે રોતી રોતી ભિક્ષા આપે તો રોગાદિકનો ઉપદ્રવ થાય, આ ગૌતમીય જ્ઞાન જેવા તેવા મનુષ્યને કહેવા લાયક નથી. અથવા તો તે ( પૂર્ણિમાને ) દિવસે લોક જે જે વચન બોલે તેને અનુસારે શુભાશુભ ફળ વર્ષના બોધ માટે વિચારવું.

આ પ્રમાણે બુદ્ધિપૂર્વક શકુનોનો વિચાર કરી વર્ષનું ફળ કહેવા લાયક છે, કે જેના વિકાસથી પૃથ્વીપર સર્વ અર્થને સાધનાર ઘણા ધનની પ્રાપ્તિ થાય છે. તથા જેના મનમાં આ વર્ષપ્રબોધ ( મેઘમહોદય ) નામનું શાસ્ત્ર સ્ફુરાયમાન હોય એવા પ્રકાશવાળા ગુણો વડે નિપુણ પુરૂષ રાજાઓને પણ માનવા લાયક થાય છે. આ ગ્રંથમાં આ શકુનનું નિરૂપણ કરનાર તેરમો અધિકાર પૂર્ણ થયો છે. તથા આ ગ્રંથમાં એકત્રીશ દ્વાર છે તે પણ પૂર્ણ થયાં છે. સ્થાનાંગ સૂત્રના વિષયભૂત એવા વર્ષપ્રબોધના જ્ઞાનને માટે જે આ પ્રકરણ મેં ( મહોપાધ્યાય શ્રી મેઘવિજય જીએ ) રચ્યું છે. તેનો ભક્તિપૂર્વક પૃથ્વીપર વિસ્તાર કરી જે પુરૂષ શ્રી જૈનદર્શનને દીપાવે તે શાશ્વતી જ્ઞાન લક્ષ્મીને પામી સુખી થાય.

**ગ્રંથકારની પ્રશસ્ત.**

વિસ્તાર પામેલા પ્રભાવવાળા શ્રીમાન તપગચ્છના નાયક શ્રી વિજયપ્રભસૂરિ નામના આચાર્ય દેદીપ્યમાન હતા. તેના પટ્ટરૂપી કમળને વિકસ્વર કરવામાં સૂર્ય સમાન અને પોતાના તેજથી સૂર્યને પણ જીતનાર એવા શ્રી વિજયરત્નસૂરિ નામના આચાર્ય થયા. વિશ્વને પ્રકાશિત કરવાવાળા તેમના શાસનમાં દેવતાઓને પણ સેવવા લાયક એવા શ્રી

કૃપાવિજયજી નામના વિદ્વાન થયા. તેમના શિષ્ય શ્રી મેઘવિજય નામના ઉપાધ્યાય થયા. તેમણે આ ગ્રંથ સુકૃતના લાભને માટે કર્યો છે. આ ગ્રંથમાં કોઈ ઠેકાણે અતિશય રસપૂર્વક કહેવા લાયક પ્રાચીન શ્લોકોવડે તથા કોઈ ઠેકાણે શ્રવણ કરવા લાયક નવીન શ્લોકોવડે તથા સત્પુરૂષોને મધ્યે પ્રમાણરૂપ થવા માટે કોઈ સ્થાને મનોહર એવી ઉચિત લોકોક્તિવડે આ ગ્રંથ સંપૂર્ણ થયો છે. શ્રીજિનેશ્વર ઉપર શ્રદ્ધા રાખનાર ચતુર જનોને ઉચિત છે કે આ ગ્રંથનો આદર કરે. આ વર્ષપ્રબોધ નામના મૂળ ગ્રંથમાં અનુષ્ટુપ શ્લોકની ગણતરીએ સાડા ત્રણ હજાર શ્લોક છે. જ્યાં સુધી મેરૂ પર્વત પ્રવર્ત્તમાન રહે, ત્યાં સુધી આ ગ્રંથ પણ પ્રવર્તમાન રહો. આ ગ્રંથમાં મેં કાંઈ પણ પુનરૂક્ત, અયુક્ત કે દુરૂક્ત કહ્યું હોય તો તે સમસ્તને જ્ઞાની પુરૂષે શુદ્ધ કરી લેવું એવી હાથ જોડીને મારી પ્રાર્થના છે. જે મેરૂનો પણ વિજય કરવા યોગ્ય ધૈર્યથી પણ અલંઘનીય છે, તથા જેની બુદ્ધિ મેરૂની જેમ અચળ છે એવા શિષ્ય શ્રી મેરૂવિજય નામના કવિ મારાપર ભક્તિમાન હોવાથી મને રૂચે છે. શોભાવાળા બાળકને ભાવિ વર્ષના બોધને માટે બાળકનું :પાલન તથા હિત કરી આ ગ્રંથ ગુરૂપણાને પામો.

**ઇતિ શ્રી તપગચ્છના નાયક મહોપાધ્યાય શ્રી મેઘવિજયજી ગણિએ રચેલા આ વર્ષપ્રબોધ અથવા મેઘમહોદય નામના ગ્રંથને વિષે શુકનનિરૂપણ નામનો તેરમો અધિકાર પૂર્ણ થયો.**

શ્રીરસ્તુ । કલ્યાણ મસ્તુ । શુભમસ્તુ ।

**વર્ષપ્રબોધ કે મેઘમહોદય ગ્રંથ સંપૂર્ણ.**

## તેજી મંદીનું સ્વરૂપ.—

### ધંધાદારીઓને હમેશાંને માટે જીંદગી સુધી અતિ ઉપયોગી અનેક ચીજોની તેજી મંદી યા વધઘટની સરળ સમજ.

### વર્ષોમાં મોટી વધઘટના ખાસ સંજોગો.

વૃષભ અથવા વરખ સંક્રાંતિ શનિવારી બેસે ત્યારે એકદમ તેજી થાય.

સિંહ અગર કન્યાનો મંગળ થાય ત્યારે સારી તેજી થાય.

મંગળનો અસ્ત થાય ત્યારે ભારે તેજી થાય ૦।।–૧ ટકો તેજી થાય.

તુલાનો સૂર્ય થાય તો લગભગ ૦।। ટકો તેજી થાય.

શતતારા યા શતભિષા નક્ષત્રપર ગુરૂ અને ચિત્રાપર મંગળ આવે તો ચારે ખંડમાં ઘઉં મોંઘા થાય,

ગુરૂની સાથે શનિ વક્રી થાય તો અથવા પોતાના સ્થાનમાં હોય તો (૯) નવ માસ સુધી મોંઘા વેચાય.

માગશર, પોષ કે ફાગણ માસમાં શુદમાં તિથિ ઘટે ને નક્ષત્ર વધે તો ઘઉં, જવમાં બીજે મહિને સારો લાભ થાય.

કોઇપણ માસની પુનમ વધે તો ભાવ મંદા થાય

મીન રાશિનો બુધ અગર શુક્ર થાય તો સારી મંદી થાય.

ગુરૂ અગર બુધ વક્રી થાય ત્યારે ભાવ ઘટી જાય અને બંને સાથે વક્રી હોય તો જરૂર સારી મંદી થાય.

## રૂમાં મોટી વધઘટના ખાસ સંજોગો.

ધૂમકેતુ-પુછડીયો તારો અગર છોગાળો તારો જે દિવસે દેખાય તે દિવસે રૂના જે ભાવ હોય તેનાથી બમણા ભાવ થાય.

કાર્તિક શુદ ૫ અને પોષ વદ ૦)) એ બંને તિથિએ રવિ, મંગળ કે શનિવાર હોય તો રૂના ભાવ દોઢા કે બમણા થાય.

વૈશાખ શુદ ૩ એટલે અક્ષય તૃતીયા-અખાત્રીજને રોજ સ્વાતિ નક્ષત્ર હોય અને તે દિવસે જો વરસાદના છાંટા પડે તો રૂના ભાવ દોઢા કે બમણા થાય.

વૈશાખ શુદ ૬ ને શુક્રવાર હોય અને છઠ્ઠ જો પૂર્ણ હોય તો રૂના ભાવ અગીયાર માસમાં લગભગ અડધા થઇ જાય.

વૈશાખ વદ ૧૪ ને શનિવાર હોય તો રૂના ભાવ લગભગ બમણા થાય. ધન સંક્રાંતિ સોમવારી આવે તો વૈશાખ શુદ ૧૫ સુધીમાં અગર છેવટે અસાડ શુદ ૧૫ પહેલાં રૂના ભાવ દોઢા થાય.

ચંદ્ર ગ્રહણ સોમવારે હોય તો રૂમાં ૫૦ ટકા વધે અને જો બુધવારે હોય તો ૩૦-૩૫ ટકા વધે.

ચંદ્ર ગ્રહણ શુક્રવારે હોય તો ત્રણ માસ સુધી રૂનો ભાવ તેજી થાય, અને તે પછી ભાવ જેટલો વધ્યો હોય તેટલો જ ઘટી જાય લગભગ ૫૦-૭૫ ટકા વધીને પછી ઘટી જાય.

મેષ રાશિનો ગુરૂ થાય ત્યારે ૬૦-૭૦ ટકાની વધઘટ થાય.

શનિ વક્રી હોય ત્યારે ૬૦-૭૦ ટકાની વધઘટ થાય. ઘણું કરીને પહેલી તેજી પછી મંદી થાય.

કુંભ રાશિપર બુધ ગુરૂ અથવા બુધ ચંદ્ર સાથે આવે તો લગભગ ૫૦ ટકા વધે.

કુંભ રાશિપર રાહુ આવે ત્યારે; અઢી મહિના પહેલાથી તે એક વરસ સુધીમાં ૧૨૫ થી ૧૫૦ ટકા તેજી થાય.

## ચાંદીમાં મોટી વધઘટના ખાસ સંજોગો.

બુધ અગર ગુરૂ વક્રી થાય ત્યારે ૨ થી ૪ ટકાની વધઘટ થઈ અંતે તેજી થાય.

શુક્ર–સિંહ રાશીપર આવે ત્યારે ૨–૩ ટકા ઘટે અને તુલા રાશિપર આવે ત્યારે ૩–૪ ટકા ઘટે અગર વધે.

મંગળ મેષ અથવા તુલા રાશિપર આવે ત્યારે ૧ાા–૨ ટકા તેજી થાય.

બુધનો મેષ રાશિમાં ઉદય થાય ત્યારે ૧ાા–૨ ટકા મંદી થાય.

સિંહનો બુધ થાય ત્યારે ૧ાા–૨ ટકા વધે

કન્યાનો બુધ થાય ત્યારે ૨–૩ ટકાની મંદી થાય.

અશ્લેષા નક્ષત્રનો મંગળ થાય ત્યારે મોટી મંદી થાય.

ધનિષ્ઠા અથવા પુષ્ય નક્ષત્રમાં સૂર્ય આવે ત્યારે ૧ાા–૨ ટકા તેજી થાય.

અનુરાધાનો સૂર્ય થાય ત્યારે ૧ાા–૨ ટકા મંદી થાય.

શુક્ર મંગળ એક રાશિપર આવે ત્યારે ૨–૩ ટકા તેજી થાય.

રાહુ મંગળ એકજ રાશિપર અથવા એકજ નક્ષત્રપર એકઠા થાય તો ૨–૩ ટકા તેજી થાય.

બુધ, ગુરૂ, શુક્ર, શનિ એકત્ર થાય તો ભારે ઉથલ પાથલ થાય.

સોમવારી અમાસ હોય તો ૨–૩ ટકા મંદી થાય અગર વધઘટ થઇ મંદી થાય.

ચૈત્ર શુદ ૧ બુધવારી હોય તો ૩–૪ ટકાની ઘટ વધ થઈ છેવટે મંદી થાય.

## સોનામાં મોટી વધઘટના ખાસ સંજોગો.

મંગળ વક્રી થાય ત્યારે ભારે તેજી થાય૧–૧ાા ટકો તેજી થાય.

મંગળ–વરખ, સિંહ, કન્યા અને મકર રાશિનો થાય ત્યારે ભારે તેજી થાય.

વરખ અને મકર રાશિમાં કંઇક .વધુ તેજી બતાવે ૧ થી ૨ ટકાની તેજી થાય.

બુધ, ગુરૂ અથવા શુક્ર સિંહ રાશિનો થાય તો લગભગ ૧ ટકો તેજી થાય.

સૂર્ય તુલાનો થાય ત્યારે લગભગ ૧–૧ાા ટકો તેજી થાય.

અનુરાધા નક્ષત્રમાં સૂર્ય આવે તો મંદી ઠીક થાય.

પુષ્ય નક્ષત્રપર બુધ આવે તો ાા ટકો લગભગ મંદી થાય.

ગુરૂનો ઉદય થાય તો મંદી સારી થાય.

મિથુનનો બુધ અથવા શનિ થાય તો નરમાશ સારી આવે.

કર્કનો રાહુ થાય તો ાા–૧ ટકો મંદી થાય.

રાહુ મંગળ એકઠા થાય તો ૧ ટકો લગભગ તેજી થાય.

ગુરૂ વક્રી થાય તો ભારે ફેરફાર થાય–ઘણું કરીને ભારે તેજી થાય. છતાં બજારના ભાવ ઉપર ખાસ ધ્યાન આપી કામ કરવું. ભાદરવા શુદ ૮ ને મૂળ નક્ષત્ર રવિ કે સોમવારે હોય તો પાંચ મહિના સુધી સોનું મોંઘું રહે.

## શણ–સુતર–કાપડ–કપાસમાં મોટી વધવઘટના ખાસ સંજોગો.

શુક્ર અથવા શનિ વક્રિ થાય ત્યારે ચારે ચીજોમાં સારી તેજી આવી પાછળથી મંદી થાય.

તુલા રાશિનો મંગળ થાય ત્યારે શણ, સુતર, કપાસમાં સારી તેજી થાય.

ધન સંક્રાંતિ બેસે અગર ધનરાશિનો મંગળ થાય ત્યારે કપાસ સુતરના ભાવમાં સારી તેજી થાય.

વૃશ્ચિક સંક્રાંતિ બેસે ત્યારે ગરમ કાપડ મોંઘું થાય.

રોહિણીપર શનિ આવે ત્યારે દરેક કાપડ તથા સુતર, શણ, મોંઘું થાય.

ગુરૂ, શુક્ર, ચૈત્ર મહિનામાં જો એક રાશિપર ભેગા થાય તો સુતરનો સંગ્રહ કરવાથી બીજે મહિને મોટો લાભ થાય.

ગુરૂ અગર શનિ ભાદરવા વદ ૮ ના રોજ જો વક્રી થાય તો સુતર ઘણું મોંઘું થાય.

મિથુન રાશિનો શુક્ર થાય ત્યારે ચારે ચીજોમાં સારી મંદી જણાય.

પુનર્વસુનો બુધ થાય ત્યારે ચારે ચીજોના ભાવો ઘણા મંદા થાય અગર માલનો ઉઠાવ થાય નહિ.

રોહિણીનો સૂર્ય અગર મંગળ થાય તો સુતર, શણ, કપાસના ભાવો ઉંચા જાય.

કારતક શુદ ૧૫ ને ભરણી નક્ષત્ર બે પહોર હોય તો કપાસનો ભાવ ઘણો મોંઘો થાય.

ભાદરવા શુદ ૮ ને મૂળ નક્ષત્ર હોય અને તે દિવસે રવિ કે સોમવાર હોય તો પાંચ મહિના સુધી સુતરનો ભાવ મોંઘો રહે અગર તેજી રહે,

ભાદરવા વદ પક્ષમાં શનિ રાહુ એક રાશિપર આવે તો શણ સુતરનો ભાવ ઘણો તેજી થાય.

આસો વદ ૮ ને રોજ ગુરૂ કે શનિ વક્રી હોય તો સુતરનો ભાવ ખાસ કરીને તેજી થાય.

આસો વદ પક્ષમાં શનિ રાહુ એક રાશિપર આવે તો શણ અને સુતરના ભાવ ઘણા ઉંચા જાય.

## તેજી મંદીની જાણવા જોગ કેટલીક બાબત.

કારતક શુદ ૧ અને ફાગણ શુદ ૧ રવિ, મંગળ, બુધ કે શનિવારી હોય તો સર્વે જણસોના ભાવ વધે. જેમાં રૂ તથા તેલના ભાવ ઘણા વધે.

પોસ શુદ ૧૫ ને પુષ્ય નક્ષત્ર હોય તો પોષ વદ ૧ થી પોષ વદ ૦)) સુધી રૂના ભાવ ઘણા વધે.

ચૈત્ર વદ ૧ થી વૈશાખ શુદ ૧૫ સુધી જે ચીજનો ભાવ તેજી હોય તે તેજી અને મંદી હોય તે મંદી જાણવો.

કારતકથી વૈશાખ સુધીમા જે માસ શુક્રવારો બેસે અને તેજ દિવસે જો બીજ ઉગે તો રૂનો ભાવ એક માસ સુધી વધે.

આસો વદ ૧૪ ને રવિવાર હોય તથા તેજ દિવસે દિવાળી હોય તો રૂ, ચાંદી વેચીને વેપાર કરવો.

કૃત્તિકા નક્ષત્રમા સૂર્ય અગર ચંદ્ર ગ્રહણ હોય તો સોનુ, ચાંદી, રાતા પરવાળા, મણિ અને માણેક ખરીદી રાખનારને સારો લાભ થાય.

એક પક્ષમાં ત્રણ બુધવાર હોય તો ઘીના ભાવ તેજ થાય.

આસો વદ ૧૩-૧૪-૦)) અને કારતક શુદ ૧ ના વાદળાં થાય તો અનુક્રમે ચાર માસ એટલે કારતકથી માહા મહિના સુધીમાં મંદી રહે.

## ચંદ્રોદય–ચંદ્ર દર્શનનું ફળ.

કોઈ પણ : માસની શુદી ૨ બીજનો ચંદ્રમા ઉગતી વખતે તેનું પાંખડું ઉત્તર તરફનું ઉંચું એટલે ચઢીયાતું હોય તો તે પક્ષમાં રૂ તથા બીજી જણસોના ભાવ વધશે, અને જો દક્ષિણ તરફનું પાંખડું ઉંચું હોય તો દરેક વસ્તુના ભાવ ઘટશે, પરંતુ જો બંને પાંખડાં સમાન હોય તો રૂ તથા દરેક ચીજના ભાવ સાધારણ રહેશે.

જો શુદી બીજનો ચંદ્રમા રતાશ યા લાલાશ ઉપર જણાય તો તે પક્ષમાં રૂનો ભાવ તેજ થશે એમ જાણવું.

કોઇ પણ મહિનાની શુદી ૧૫ પુનમને દિવસે ચંદ્રમા ઉગતી વખતે એકમનો ભાગ હોય અને સૂર્ય તથા ચંદ્ર સામસામા જણાય તો રૂનો ભાવ ઘણોજ તેજ થશે.

જો પુનમ પૂરી હોય તો તથા ચંદ્રમા રતાશ પડતો ઉગે તો પણ રૂની પીઠ વધશે. જો વાદળાં હોય અગર ચંદ્રમા ઝંખાશ પડતો ઉગે તો રૂની પીઠ ઘટશે એમ ધારવું.

જો પુનમને રોજ ચંદ્રમાનું બિંબ ન્હાનું જણાય તો રૂ તથા બીજી જણસોના ભાવ તેજ થશે અને જો મોટું જણાય તો મંદી થશે એમ સમજવું.

### જુદા જુદા વારે ચંદ્રદર્શનનું ફળ.

રવિવારે ચંદ્રદર્શન થાય તો શુદ ૧૫ સુધીમાં દરેક જણસના ભાવ મંદા થાય. તેમજ રૂની પીઠમાં વધઘટ થાય.

સોમવારે ચંદ્રદર્શન થાય તો રૂનો અજાર વધે. ચાંદીમાં ૧॥–૨ ટકા તેજ થાય. તેમજ ધાન્ય ભાવ પણ તેજ હોય.

મંગળવારે ચંદ્રદર્શન થાય તો રૂ–ચાંદીમાં વધઘટ થાય.

બુધવારે ચંદ્ર દર્શન થાય તો ચાંદીમાં વધઘટ થઈ તેજ થાય અને રૂ તથા ખાંડ, સાકર, ગોળ વિગેરે રસ મંદા હોય.

ગુરૂવારે ચંદ્ર દર્શન થાય તો રૂનો ભાવ વધે ચાંદીમાં વધઘટ થાય તથા ઘી કાંઇક મોંઘું થાય.

શુક્રવારે ચંદ્ર દર્શન થાય, તો રૂ-ચાંદીમાં વધઘટ થાય, સોનું તેજ થાય, ઊનમાં ૧૫-૨૦ ટકા મંદી થાય અને કઠોળના ભાવ તેજ થાય ચાંદીમાં ૧૫-૨ ટકા વધઘટ અને સોનામાં ચાર છ આના તેજ થાય.

શનિવારે ચંદ્ર દર્શન થાય તો રૂ, ચાંદી અને ધાન્યમાં થોડી તેજી થાય.

## ચોક્કસ રાશીમાં ચંદ્રોદયનું ફળ.

મેષ રાશિમાં ચંદ્રોદય થાય તો રૂ, અલસી, ઘઉં, જવ, ચણાના ભાવ તેજ થાય.

મિથુન રાશિમાં ચંદ્રોદય થાય તો રૂ, કપાસ અને સુતરના ભાવ વધે.

તુલા રાશિમાં ચંદ્રોદય થાય તો વેપારની ઘણી ખરી વસ્તુઓના ભાવ તેજ થાય.

## ક્યારે કેવો ચંદ્ર ઉગે ?

વૃશ્ચિક, સિંહ અને ધન રાશિની સંક્રાંતિમાં ચંદ્રમા વાંકો ઉગે. કન્યા, તુલા, સંક્રાંતિમાં ઉભો શૂળીના આકારે ઉગે. મીન સંક્રાંતિમાં જમણી બાજુએ ઉંચો હોય. મેષ, કુંભ, વૃષભ સંક્રાંતિમાં સમાન-સરખો ઉગે. મિથુન, મકર, સંક્રાંતિમાં હળના આકારે ઉગે તો સારૂં ફળ આપે. ધન અને કર્ક સંક્રાંતિમાં નિર્મળ-વાદળા વિનાનો ઉગે તો સારૂં અને તેથી

ઉલટો ઉગે તો માઠું ફળ આપે, સમ એટલે સરખો ચંદ્રમા ઉગે તો બહુ સારો, ઉત્તર દિશામાંથી ઉંચો ઉગે તો મોંઘવારી થાય, લોકોમાં ભય વ્યાપે. શૂળીના આકારે ઉગે તો રોગાદિક પીડા ઉભી કરે, દક્ષિણ દિશામાં ચંદ્રમાનું શીંગડું એટલે કે અણી ઉંચી હોય તો સુકાળ કરે, રાતા રંગનો ચંદ્રમા રસવાળી વસ્તુઓને મોંઘી કરે. શુદ્ધ ધોળો ચંદ્ર સારો વરસાદ લાવે, ધુમાડા જેવો ચંદ્રમા ભય તથા દુઃખ ઉપજાવે કાળા રંગનો ચંદ્રમા દુનિઆમાં માણસોની કતલ કરે દ્રા, ભરણી, અશ્લેષા, જ્યેષ્ઠા, શતભિષા અને સ્વા નક્ષત્રોમાં ચંદ્રમા પ્રકાશે તો પૃથ્વી ઉપર ભયા થાય. ચંદ્રમાનો અર્થ અહીં બીજનો ઉગતો ચંદ્રમા

## તિથિ અને વારના ફળનો વિચાર

કોઇપણ માસમાં નીચે જણાવ્યા પ્રમાણે હોય તો તેનું ફળ નીચે મુજબ.

શુદ ૧ બુધવારી હોય તો ચાંદીમાં લગભગ ૧ાા ટકા થાય અને ઘીના ભાવ વધે.

શુદ ૧ ગુરૂવારી હોય તો બે ત્રણ દિવસમાં ચાંદીમાં કંઇ મંદી થાય.

શુદ ૧ શુક્રવારી હોય તો રૂનો બજાર બે ત્રણ દિવસમાં ૮-૧૦ ટકા વધે.

શુદ ૧ શનિવારી હોય અને શુદ ૧૦ રવિવારી હોય તો તથા ધાન્યના ભાવ તેજ થાય.

શુદ ૧-૮-૧૫ બુધવારી હોય તો રૂમાં કમમાંકમ ૩૦ થી ૫ ટકાની વધઘટ થાય અને વધુમાં વધુ ૭૫-૧૦૦ ટકાની વધઘટ થાય. રૂના ભાવ બહુજ ઉંચા હોય તો ૭૫-૧૦૦ ટકા અં

મધ્યમ હોય તો ૩૦ થી ૫૦ ટકા અને ઘણા નીચા હોય તો ૨૫ થી ૩૫ ટકાની વધઘટ થાય, કાંતો વધે, કાંતો ઘટે એમાંથી એક થાય અગર બંને તરફનો ફેરફાર બતાવે. બજારના સંજોગો ઉપર ખાસ ધ્યાન આપવું.

## ધ્રુવાંક—

### સોંઘવારી મોંઘવારી જાણવા માટે ધ્રુવાંકને આશ્રીને ફળ કહે છે.

જે દિવસે સંક્રાંતિ બેસતી હોય તે દિવસની તિથિ, વાર, માસ, લગ્ન, નક્ષત્ર અને કરીયાણાના ધ્રુવાંકનો સરવાળો કરી ત્રણે ભાગવા, શેષમાં એક રહે તો સસ્તા ભાવ થાય, બે વધે તો સમાન ભાવ રહે અને શૂન્ય રહે તો મોંઘવારી થાય.

**વાર ધ્રુવાંક.**

| રવિ | સોમ | મંગળ | | ગુરુ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ૩૦ | ૫૦ | ૫૭ | | | | |

મ

| ફા. | મા. | પો. | મા. | ફા. |
|---|---|---|---|---|
| ૮ | ૮ | ૧૦ | ૧૨ | ૧૨ |

**તિથીના ધ્રુવાંક.**

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૨ | ૧૪ | ૧૬ | ૧૮ | ૨૦ | ૨૨ | ૨૪ | ૨૬ | ૨૫ | ૨૩ | ૨૧ |

**લગ્ન ધ્રુવાંક.**

| મે. | વૃ. | મિ. | ક | સિં | ક. | તુ | વૃ | ધ. | મ. | કું. | મી. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૨ | ૪૪ | ૬૬ | ૧૪૪ | ૯૫ | ૧૦૨ | ૧૪૦ | ૧૪૪ | ૧૪૪ | ૧૧૦ | ૩૫૨ | ૧૮૦ |

ઉલટો ઉગે તો માઠું ફળ આપે, સમ એટલે સરખો ચંદ્રમા ઉગે તો બહુ સારો, ઉત્તર દિશામાંથી ઉંચો ઉગે તો મોંઘવારી થાય, લોકોમાં ભય વ્યાપે. શૂળીના આકારે ઉગે તો રોગાદિક પીડા ઉભી કરે, દક્ષિણ દિશામાં ચંદ્રમાનું શીંગડું એટલે કે અણી ઉંચી હોય તો સુકાળ કરે, રાતા રંગનો ચંદ્રમા રસવાળી વસ્તુઓને મોંઘી કરે. શુદ્ધ ધોળો ચંદ્ર સારો વરસાદ લાવે, ધુમાડા જેવો ચંદ્રમા ભય તથા દુઃખ ઉપજાવે અને કાળા રંગનો ચંદ્રમા દુનિઆમાં માણસોની કતલ કરાવે. આર્દ્રા, ભરણી, અશ્લેષા, જ્યેષ્ઠા, શતભિષા અને સ્વાતિ એ છ નક્ષત્રોમાં ચંદ્રમા પ્રકાશે તો પૃથ્વી ઉપર ભયાનક તોફાન થાય. ચંદ્રમાનો અર્થ અહીં બીજનો ઉગતો ચંદ્રમા સમજવો.

## તિથિ અને વારના ફળનો વિચાર.

કોઇપણ માસમાં નીચે જણાવ્યા પ્રમાણે તિથિ અને વાર હોય તો તેનું ફળ નીચે મુજબ.

શુદ ૧ બુધવારી હોય તો ચાંદીમાં લગભગ ૧ાા ટકો મંદી થાય અને ઘીના ભાવ વધે.

શુદ ૧ ગુરૂવારી હોય તો બે ત્રણ દિવસમાં ચાંદીમાં કંઇક મંદી થાય.

શુદ ૧ શુક્રવારી હોય તો રૂનો બજાર બે ત્રણ દિવસમાં ૮–૧૦ ટકા વધે.

શુદ ૧ શનિવારી હોય અને શુદ ૧૦ રવિવારી હોય તો રૂ તથા ધાન્યના ભાવ તેજ થાય.

શુદ ૧–૮–૧૫ બુધવારી હોય તો રૂમાં કમમાંકમ ૩૦ થી ૫૦ ટકાની વધઘટ થાય અને વધુમાં વધુ ૭૫–૧૦૦ ટકાની વધઘટ થાય. રૂના ભાવ બહુજ ઉંચા હોય તો ૭૫–૧૦૦ ટકા અને

મધ્યમ હોય તો ૩૦ થી ૫૦ ટકા અને ઘણા નીચા હોય તો ૨૫ થી ૩૫ ટકાની વધઘટ થાય, કાંતો વધે, કાંતો ઘટે એમાંથી એક થાય અગર બંને તરફનો ફેરફાર બતાવે. બજારના સંજોગો ઉપર ખાસ ધ્યાન આપવું.

## ધ્રુવાંક—

### સોંઘવારી મોંઘવારી જાણવા માટે ધ્રુવાંકને આશ્રીને ફળ કહે છે.

જે દિવસે સંક્રાંતિ બેસતી હોય તે દિવસની તિથિ, વાર, માસ, લગ્ન, નક્ષત્ર અને કરીયાણાના ધ્રુવાંકનો સરવાળો કરી ત્રણે ભાગવા, શેષમાં એક રહે તો સસ્તા ભાવ થાય, બે વધે તો સમાન ભાવ રહે અને શૂન્ય રહે તો મોંઘવારી થાય.

**વાર ધ્રુવાંક.**

| રવિ | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ૩૦ | ૫૦ | ૫૭ | ૭૨ | ૬ | ૨૪ | ૧૪૪ |

**માસ ધ્રુવાંક.**

| કા. | મા. | પો. | મા. | ફા. | ચૈ. | વૈ. | જ્યે. | અ. | શ્રા. | ભા. | આ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૮ | ૮ | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૬ | ૧૮ | ૨૦ | ૨૨ | ૨૪ | ૨૬ | ૨૮ |

**લગ્ન ધ્રુવાંક.**

| મે. | વૃ. | મિ. | ક. | સિં. | ક. | તુ. | વૃ. | ધ. | મ. | કું. | મી. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૨ | ૪૪ | ૬૬ | ૧૪૪ | ૯૫ | ૧૦૨ | ૧૪૦ | ૧૪૪ | ૧૪૪ | ૧૧૦ | ૩૫૨ | ૧૮૦ |

## નક્ષત્ર ધ્રુવાંક.

| અ. | ભ. | કૃ. | રો. | મૃ. | આ. | પુન. | પુષ્ય. | અશ્લે. | મઘા. | પૂ. | ઉ. | હ. | ચિ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૩ | ૧૦ | ૨૬ | ૫૬ | ૨૦ | ૮૬ | ૨૧ | ૪૪ | ૩૩૩ | ૧૫ | ૨૨૨ | ૩૭૨ | ૨૩૪ | ૩૫૦ |

| સ્વા. | વિ. | અ. | જ્યે. | મૂ. | પૂ. | ઉ. | શ્ર. | ધ. | શ. | પૂ. | ઉ. | રે |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૧૦ | ૩૨૦ | ૪૩૯ | ૫૯ | ૫૩૨ | ૧૪૦ | ૪૨૦ | ૫૫ | ૭૩૬ | ૫૭૬ | ૭૫ | ૧૬ | ૭૫૬ |

## કરીયાણાના ધ્રુવાંક.

| શાળ | ગોધૂમ | બાજરો | જુવાર | ઘી | અડદ | તેલ | તલ | તલી | લૂણ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૭૭ | ૮૪ | ૫૬ | ૧૦૦ | ૫૧ | ૮૧ | ૭૦ | ૫૨ | ૫૪ | ૫૯ |

| સોપારી | તુવેર | મગ | મઠ | મસુર | કળથી | ચણા | માલકાંકણી | ચોખા |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૦ | ૭૨ | ૪૭ | ૬૭ | ૫૭ | ૮૭ | ૮૭ | ૧૦ | ૯૦ |

| સરમવ | કોષ્ટ | તાંબું | કાંસુ | લોહ | સીસુ | રંગ | પીતળ | રૂપું | સોનું |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૧૮ | ૬૫ | ૧૪૧ | ૧૧૧ | ૫૪ | ૯૦ | ૮૨ | ૯૯ | ૮૦ | ૬૬ |

| કપુર | કસ્તુરી | ચંદન | કંકુ | મજીઠ | લાખ | કપાસીયા | સુતર | લુગડાં |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૦૨ | ૬૦ | ૧૨૫ | ૨૨ | ૧૧૪ | ૧૦૫ | ૧૨૭ | ૫૫ | ૧૦૨૦ |

| ગોળ | ખાંડ | મરચાં | સુંઠ | હિંગ | રાઇ | જીરૂ | ધાણા | રૂ | અફીણ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૪૮ | ૧૦૯ | ૬૨ | ૧૦૧૦ | ૬૩ | ૫૦ | ૭૬ | ૧૫ | ૭૮ | ૭૯ |

| ગાય | બળદ | ભેંસ | અમદાવાદ |
|---|---|---|---|
| ૭૭ | ૮૭ | ૮૨ | ૧૩૫ |

# અષ્ટાંગ નિમિત્ત.

અને

# દિવ્ય જ્ઞાન.

# કિંચિદ્વક્તવ્ય.

अङ्गं स्वप्नः स्वरश्चैव, भौमं व्यंजनलक्षणे ।
उत्पातमंतरिक्षं च, निमित्तं स्मृतमष्टधा ॥

જૈન શાસ્ત્રમાં નિમિત્ત જ્ઞાનના આઠ પ્રકારો કહેલા છે અને તેથી તે અષ્ટાંગ નિમિત્ત કહેવાય છે. આ અષ્ટાંગ નિમિત્ત ચૌદ પૂર્વના જ્ઞાનથી કંઈ ભિન્ન નથી. પરન્તુ ચૌદપૂર્વમાં જ તેનો સમાવેશ થાય છે. છતાં એટલું ખરૂં છે કે એ ચૌદ પૂર્વો કે તે પૈકી એ પૂર્વનું પણ જ્ઞાન ધરાવનાર હવે આ કાળમાં નથી રહ્યા. એટલે જેટલું જ્ઞાન મોજુદ–પ્રાપ્ત થાય તેટલું પણ જો બરાબર સમજી લેવામાં આવે તો ઘણું છે મતલબ કે નિમિત્ત જ્ઞાનના સંબંધમાં કેટલાંએ શાસ્ત્રો–પુસ્તકો જોવામાં આવે છે પરન્તુ તેમાં અંગ વિદ્યા નામક આઠ હજાર શ્લોક પ્રમાણ પુસ્તકની બરાબરી કરી શકે તેવું એક પણ નથી. હિંદના જૈન પુસ્તકાલયોમાં તપાસ કરતાં અંગવિદ્યા સંબંધી માહીતી આપનારાં પુસ્તકો બહુજ જવલ્લે જોવામાં આવે.છે. કારણ કે અંગવિદ્યા જેવા ગહન વિષયના અભ્યાસકજ બહુ અલ્પ પ્રમાણમાં હોય ત્યાં પુસ્તકો–શાસ્ત્રો વધારે પ્રમાણમાં ક્યાંથી હોય? બીજુ એ પણ કારણ છે કે અંગ વિદ્યાની માહીતી આપનારાં પુસ્તકો બહુધા પ્રાકૃત ભાષામાં લખાયેલાં હોઇને તે હરેક મનુષ્યના સમજવામાં આવી શકતાં નથી. એટલે આવી વિદ્યા અને આમ્નાય પ્રાકૃત ભાષામાં લિપિબદ્ધ હોવાથી તેને જાણનારા બહુજ ઓછા મનુષ્યો જોવામાં આવે છે. અસ્તુ !

## અષ્ટાંગ નિમિત્ત—

(૧) અંગસ્ફુરણ નિમિત્ત, (૨) સ્વપ્ન શાસ્ત્ર નિમિત્ત, (૩) સ્વર વિજ્ઞાન નિમિત્ત–યાને મનુષ્ય જાનવર અને પક્ષીઓની બોલી ઉપરથી ભવિષ્ય જાણવું, (૪) ભૂકંપ નિમિત્ત, (૫) વ્યંજન નિમિત્ત, (૬) રેખા વિજ્ઞાન નિમિત્ત, (૭) ઉત્પાત નિમિત્ત અને (૮) અંતરિક્ષ નિમિત્ત એ આઠે પ્રકારના નિમિત્તોદ્વારા જે જે હકિકતો ખાસ જાણવા યોગ્ય છે તે સર્વનો ખુલાસો ક્રમશઃ કરવામાં આવે છે.

## અંગસ્ફુરણ—

सिरफुरणे किर रज्जं, पियमेलो होइ बाहुफुरणंमि ।
अच्छिफुरणंमि अ पियं, अहरे पिय संगमो होइ ॥१॥

(ઉત્તરાધ્યયન અધ્યયન ૮ માની ટીકાન્તર્ગત પાઠ)

**અર્થ.**—મસ્તકનો જમણો ભાગ ફરકે તો રાજ્ય–અમલદારી મળે, જમણો હાથ ફરકે તો પ્રિયજનનો મેલાપ થાય, જમણી આંખ ફરકે તો પ્રિય વસ્તુનો સંયોગ થાય, નીચેનો હોઠ ફરકે તો સ્નેહી જન મળે.

(આ હકિકત પુરૂષોને માટે જાણવી. પરન્તુ આ અંગસ્ફુરણ નિમિત્તની અંદર જે જે હકીકતો પુરૂષોને માટે જમણા અંગની કહેવામાં આવે તે તે સર્વ સ્ત્રીઓ માટે ડાબા અંગની સમજવી અને પુરૂષો માટે ડાબા અંગની કહેવામાં આવે તે તે સર્વ સ્ત્રીઓ માટે જમણા અંગની સમજવી મતલબ કે અંગસ્ફુરણમાં પુરૂષોનું જમણું અને સ્ત્રીઓનું ડાબું અંગ શુભદાયક સમજવું.)

જમણી તરફનું મસ્તક ફરકે તો અનેક પ્રકારના લાભો પ્રાપ્ત થાય તેમજ જમણી બાજુનું લલાટ ફરકે તો પણ લાભ થાય અને અમલદારીનો હોદ્દો મળે. નિમિત્ત જ્ઞાનના ગ્રંથોમાં લખ્યું છે કે.—
" शिरसः स्पन्दने राज्यं स्थानलाभो ललाटके "

જમણો કાન ફરકે તો પોતાનો યશ સાંભળવામાં આવે, તેમજ ડાબો કાન ફરકે તો હલકી વાતો સાંભળવામાં આવે. જમણી, ભ્રુકુટિ ફરકે તો હર્ષ ઉત્પન્ન થાય અને ડાબી ભ્રૂ ફરકે તો મિત્ર-વર્ગ સાથે કલેશ-કંકાસ થાય; પરન્તુ બન્ને ભ્રૂની વચ્ચે સ્ફુરણ ઉત્પન્ન થાય તો સ્નેહી જનનો મેલાપ થાય. જમણી આંખ ઉપરથી ફરકે તો ધારણા સફળ થાય અથવા નીચેથી ફરકે તો મુકર્દમો હારી જાય. નિમિત્ત શાસ્ત્રમાં કહ્યું છે કે—

" नेत्रस्याधः स्फुरणमसकृत् संगरे भंगमाहुः,
नेत्रस्योर्द्धे हरति सकलं मानुषं दुःखजालं । "

ડાબી આંખ ઉપરથી અથવા નીચેથી ક્યાંઇથી પણ ફરકે તે લાભકારક નથી ઉલટું નુકશાનજ થાય. જમણી તરફનું કપાળ ફરકે તો એશ-આરામ મળે અને ડાબી બાજુનું ફરકે તો લડાઇ થાય. ઉપરનો હોઠ ફરકે તો રંજ-કલેશ પેદા થાય તેમજ નીચેનો ફરકે તો એશ-આરામ મળે. ડાઢી ફરકે તો મુકર્દમો-કેસ હારી જાય. જમણી ગરદન ફરકે તો દોલત-ધન મળે, પણ ડાબી ફરકે તો કલેશ પેદા થાય. જમણી ખાંધ ફરકે તો ભાઇનો અથવા મિત્રનો મેલાપ થાય અને ડાબી ફરકે તો કલેશ પેદા થાય. જમણી તરફની છાતી ફરકે તો સ્નેહીજન મિલાપ અને ડાબી ફરકે તો ફિકર-ચિંતા ઉત્પન્ન થાય. જમણું પડખું ફરકે તો ખુશી તથા ડાબું ફરકે તો કલેશ થાય. પેટ ફરકે તો વાંછિત અર્થની સિદ્ધિ થાય જ્યારે નાભી ફરકે તો હુકમ હોદ્દા-અમલદારીના

હોદ્દાથી ઉતરી જાય. જમણા હાથની હથેળી ફરકે તો લાભ થાય અને ડાબા હાથની ફરકે તો નુકશાન થાય. જમણો પગ ફરકે તો દેશ પરદેશમાં સફર કરે પણ ડાબો પગ જો ફરકે તો નુકશાન પેદા થાય.

ઇતિ અંગસ્ફુરણ નિમિત્ત સંપૂર્ણ.

## સ્વપ્ન નિમિત્ત—

આ નિમિત્તની અંદર કેવાં સ્વપ્નો જોવાથી કેવો લાભ થાય? અને કેવાં સ્વપ્નો જોવાથી કેવું નુકશાન થાયે ? સ્વપ્નના કેટલા પ્રકાર હોય છે? વિગેરે હકિકતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. સ્વપ્ન શાસ્ત્રમાં મ્હોટાં સ્વપ્નો એટલે સારાં–ઉંચા પ્રકારનાં ૭૨ બહોંતેર સ્વપ્નો બનાવવામાં આવ્યા છે. જેમાં ત્રીશ સ્વપ્ન અને તેમાં પણ ચૌદ સ્વપ્ન સૌથી મ્હોટા–શ્રેષ્ઠ ગણવામા આવ્યા છે. જે તીર્થંકરોની માતાઓ તીર્થંકરના ગર્ભ સમયે અને ચક્રવર્ત્તિની માતાઓ ચક્રવર્ત્તિના ગર્ભ સમયે અર્ધ નિદ્રિત અવસ્થામાં જોવે છે. જેનાં નામ આ પ્રમાણે.—

( ૧ ) હાથી, ( ૨ ) વૃષભ, ( ૩ ) કેશરીસિંહ, (૪) લક્ષ્મીદેવી, ( ૫ ) ફુલોની માળા, ( ૬ ) સૂર્ય. ( ૭ ) ચંદ્ર, ( ૮ ) ધજા પતાકા, ( ૯ ) કલશ, ( ૧૦ ) પદ્મસરોવર, ( ૧૧ ) સમુદ્ર, ( ૧૨ ) દેવ વિમાન, ( ૧૩ ) રત્નરાશિ, ( ૧૪ ) અગ્નિશિખા. આ ચૌદ સ્વપ્નો સૌથી શ્રેષ્ઠ છે. વાસુદેવની માતા ચૌદ સ્વપ્નો પૈકી સાત સ્વપ્ન અને બલદેવની માતા ચાર સ્વપ્ન ગર્ભ સમયે જોવે છે.

સ્વપ્નનાં ફલાફલ.—

अनुभूतः श्रुतो दृष्टः प्रकृतेश्च विकारजः ।
स्वभावतः समुद्भूत,–श्चिंतासंततिसंभवः ॥१॥
देवताद्युपदेशोत्थो, धर्मकर्मप्रभावजः ।
पापोद्रेकसमुत्थश्च स्वप्नः स्यान्नवधा नृणां ॥२॥
प्रकारैरादिमैः षड्भि–रशुभश्चाशुभोऽपि वा ।
दृष्टो निरर्थकः स्वप्नः, सत्यस्तु त्रिभिरुत्तरैः ॥३॥

**અર્થ**—અનુભૂત સ્વપ્ન એટલે અનુભવમાં આવેલી વસ્તુઓનું સ્વપ્ન આવે છે. જેમકે કાપડના વેપારીને સ્વપ્નમાં કાપડ વેચવાનું સ્વપ્ન આવે પણ તે ખોટું–નિષ્ફળ સમજવું. બીજું શ્રુત સ્વપ્ન એટલે સાંભળેલી વાતોનુ સ્વપ્ન આવે છે. જેમકે ભૂત–પ્રેત કે પિશાચાદિકની વાતો કરતાં સુઇ ગયા પછી એની એજ વાતોનો સ્વપ્નમાં ખ્યાલ આવે છે તે શ્રુત સ્વપ્ન પણ ખોટું સમજવું. ત્રીજું દૃષ્ટ સ્વપ્ન એટલે જોયેલી વસ્તુનું સ્વપ્ન જેમકે દિવસના યા રાત્રિના કોઇ વસ્તુ જોવામાં આવી હોય તે વસ્તુ પુનઃ સ્વપ્નમાં જોવામાં આવે તે પણ ફળ વિનાનું–નિષ્ફળ હોય છે. ચોથું પ્રકૃતિના વિકારથી સ્વપ્ન આવે છે. જેમકે પિત્ત-પ્રકૃતિવાળો મનુષ્ય સ્વપ્નમા જળ, ફુલ, અનાજ, જવાહિરાત, લાલ–પીળા રંગની ચીજો, બાગ–બગીચા, ફુવારા વિગેરે જોવે છે. પણ તે પ્રકૃતિના વિકારથી ઉત્પન્ન થયેલ હોવાથી કશું ફળ આપતા નથી, આવીજ રીતે બાદીની પ્રકૃતિવાળા પુરૂષો પહાડ ઉપર ચઢવાના, વૃક્ષની ટોચ ઉપર બેસવાના, મકાન ઉપરથી ખસી જવાના, હરવા–ફરવા જવાના અને આકાશમાં ઉડવાના વિગેરે બનાવો સ્વપ્નમાં વધારે જોવે છે. એ પણ પ્રકૃતિના વિકારથી

ઉત્પન્ન થયેલ હોઇનેં નિષ્ફળજ નિવડે છે. એવી રીતે કફનું પણ સમજવું. પાંચમું સ્વભાવથી આવેલું સ્વપ્ન અને છઠું ચિંતા-ફીકરના અતિરેકથી આવેલું સ્વપ્ન પણ ઉપરની જેમ નિષ્ફળ નિવડે છે. ત્યારે કયું સ્વપ્ન ફળદાયક થાય તે કહે છે:— દેવતાની પ્રેરણાથી આવેલ સ્વપ્ન, સતધર્મના પ્રભાવથી આવેલ સ્વપ્ન, અને પાપના ઉદયથી આવેલ સ્વપ્ન સાચાં-ફળદાયક નિવડે છે. મતલબ કે ઉપરના છ પ્રકારનાં સ્વપ્નો શુભ હોય અથવા અશુભ હોય પણ તે નિરર્થક સમજવા જ્યારે બાકીના ત્રણ પ્રકારનાં સ્વપ્ન અવશ્ય ફળદાયી થાય છે.

કેવું સ્વપ્ન કેટલા ટાઇમમાં ફળ આપે તે બતાવે છે.—

रात्रेश्चतुर्षु यामेषु, दृष्टः स्वप्नः फलप्रदः ।<br>
मासैर्द्वादशभिः षड्भि-स्त्रिभिरेकेन च क्रमात् ॥४॥<br>
निशांत्यघटिका युग्मे दशाहात् फलति ध्रुवम् ।<br>
दृष्टः सूर्योदये स्वप्नः सद्यः फलति निश्चितम् ॥५॥<br>
मालास्वप्नोऽह्नि दृष्टश्च तथाधिव्याधिसंभवः ।<br>
मलमूत्रादिपीडोत्थः स्वप्नः सर्वो निरर्थकः ॥६॥

અર્થ—રાત્રિના પહેલા પ્રહરમાં આવેલું સ્વપ્ન બાર મહીનાની અંદર ફળ આપે છે, બીજા પ્રહરમાં આવેલ સ્વપ્ન છ મહીનામાં, ત્રીજા પ્રહરમાં આવેલ સ્વપ્ન ત્રણ મહીનામાં અને ચોથા પ્રહરમા આવેલ સ્વપ્ન એક મહીનામાં ફળદાયી નિવડે છે. બે ઘડી રાત્રિ બાકી છતે જોયેલું સ્વપ્ન દશ દિવસમાં અને સૂર્યોદયના ટાઇમે આવેલું સ્વપ્ન બહુજ થોડા ટાઇમમાં શુભાશુભ ફળનો અનુભવ કરાવે છે. દિવસના નિદ્રા-

ધીન થવાથી આવેલું સ્વપ્ન કશું ફળ આપતું નથી. તેમ છતાં કવચિત ફળ પ્રાપ્તિ જોવામાં આવે છે પરન્તુ શાસ્ત્રકારોએ એ વાત પ્રમાણભૂત માની નથી. સમસ્ત રાત્રિ પર્યંત એક પછી એક સ્વપ્ન આવે તેને માલા સ્વપ્ન કહે છે. તે માલાસ્વપ્ન શારીરિક આધિ–વ્યાધિથી ઉત્પન્ન થયેલાં સ્વપ્ન તથા મલ–મૂત્રાદિની હાજતથી ઉત્પન્ન થયેલાં સ્વપ્ન બધાં નિરર્થક–નિષ્ફળ સમજવાં.

સ્વપ્ન આવ્યા પછી શું કરવું ? તે કહે છે.—

**इष्टं दृष्ट्वा स्वप्नं, न सुप्यते नाप्यते फलं तस्य ।**
**नेया निशापि सुधिया, जिनराजस्तवनसंस्तवतः ॥ ७ ॥**
**स्वप्नमनिष्टं दृष्ट्वा, सुप्यात् पुनरपि निशामवाप्यापि ।**
**नायं कथ्यः कथमपि, केषांचित् फलति न स तस्मात् ॥८॥**
**धर्मरतः समधातु,–र्यः स्थिरचित्तो जितेन्द्रियः सदयः ।**
**प्रायस्तस्य प्रार्थित,– मर्थं स्वप्नः प्रसाधयति ॥ ९ ॥**

અર્થ—ઇષ્ટ–સુંદર સ્વપ્ન જોઇને જાગૃત થયા પછી પુનઃ સુવું નહીં. પણ જાગૃતજ રહી શ્રી જિનેશ્વર પ્રભુનાં સ્તવન–સ્તુતિથી–ગુણગ્રામ કરી શેષરાત્રિ વ્યતીત કરવી. જેથી પાછળથી આવનાર ખરાબ સ્વપ્ન દ્વારા પૂર્વમાં આવેલ ઇષ્ટ સ્વપ્નના ફળનો નાશ થતો નથી. એવીજ રીતે કોઇ ખરાબ–અનિષ્ટ સ્વપ્ન જોઇને જાગૃત થયા પછી રાત્રી બાકી હોય તો બ્હેતર છે કે પુનઃ સુઈ જવું. પણ એ સ્વપ્ન કોઈપણ પ્રકારે કોઇને પણ કહેવું નહીં. સારાંશ એજ કે–પાછળ આવેલું સ્વપ્ન પૂર્વગત સ્વપ્નના ફળનો વિનાશ કરે છે. એ બાબત ખાસ ધ્યાન રાખવા જેવી છે. જે મનુષ્ય ધર્મમાં પ્રેમવાળો હોય, શુભ જિતેન્દ્રિય હોય, સ્થિર ચિત્તવાળો હોય, અને રહેમદિલ–દયાવાન હોય તેને આવેલું શુભ સ્વપ્ન જરૂર ઇષ્ટફળને આપનારું થાય છે.

શુભ અથવા અશુભ સ્વપ્ન આવ્યા પછી સવારે-પ્રાતઃકાલે ઉઠી જિન પ્રતિમાના દર્શને જવું, અને ત્યાં રાત્રિએ આવેલો સ્વપ્ન વૃત્તાન્ત જિનેશ્વર સન્મુખ કહી દેવો. પરન્તુ દર્શનાર્થ જતાં પહેલાં એટલું ધ્યાન રાખવું કે-ખાલી હાથે જવું નહીં. પણ ફળ, નૈવેધ, રૂપિયા, પૈસા કે સોના મ્હોર યથાશકિત પ્રમાણે લઇને જવું અને દર્શન કર્યા પછી જિનપ્રતિમાની સન્મુખ ઉભા રહી કહેવું જે-'આજે રાત્રિના અમુક સ્વપ્ન મારા જોવામાં આવ્યું છે.' અથવા શહેરમાં કોઇ નિર્ગ્રંથ મુનિ હાજર હોય તો તેમની પાસે જઈ વંદના નમસ્કાર કરી વિનય પૂર્વક બે હાથ જોડી રાત્રિ સંબંધી સ્વપ્ન વૃત્તાન્ત કહી દેવો. અને તેના ઉત્તરમાં જે ફરમાવે તેનો અમલ કરવો.

કદાચ શહેરમાં જિનમંદિર અથવા નિર્ગ્રંથ મુનિનો યોગ ન હોય અને અષ્ટાંગ નિમિત્ત જાણનાર કોઈ કુશળ નિમિત્તજ્ઞ-નિમિત્તિયાનો યોગ હોય તો તેની સન્મુખ જઇ આવેલ સ્વપ્ન વૃત્તાન્ત વિનયપૂર્વક કહેવો, અને તેનું ફળ પૂછવું. અહીં પણ ઉપરની વાત ખાસ ધ્યાન રાખવી કે નિમિત્તજ્ઞની પાસે પણ ખાલી હાથે જવું નહીં. શ્રીફળ, રૂપીયા અને શકિત હોય તો સુવર્ણ મ્હોર લઇને જવું. પહેલાં તેમની પાસે ભેટ ધરી પછી સ્વપ્ન ફળ પૂછવું. કેટલાએક કંજુસ તો ઉપરોક્ત વિવેક ન જાળવતાં કહે છે કે-" એતો આપણા ઘરના પંડિતજી છેને ? બિચારા સાવ નિર્લોભી છે. એમની પાસે દ્રવ્ય ભેટ કરવાની કંઈ જરૂર નથી." પરન્તુ એ કંજુસાઇ બિલકુલ અસ્થાને છે. માટે જરૂર શક્તિ મુજબ વધારે કંઈ નહીં તો શ્રીફળ સાથે રૂપાનાણું તો મુકવું જ જોઇએ. પ્રાચીન કાળમાં પૂર્વગત આમ્નાયને જાણનારા નિમિત્તજ્ઞો ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળની વાતો બહુ કુશળતા પૂર્વક કહી શકતા પરન્તુ વર્તમાન સમયમાં એવા નિમિ-

ત્તજ્ઞોનો બહુધા અભાવ નજરે પડે છે. જેમ પૂર્વના સમયના ઉદાર દિલના ગૃહસ્થો વર્ત્તમાન સમયમાં નથી રહ્યા તેમ પ્રાચીન કાળના જેવા નિમિત્તજ્ઞો પણ હવે નથી રહ્યા, મતલબ કે જમાનાનુસાર જે કંઈ થોડું-ઘણું છે તેનો ઉચિત લાભ લેવાને ચૂકવું નહીં.

જે કોઇ માણસ સ્વપ્નમાં હસ્તિ ઉપર આરૂઢ થઈ સમુદ્રમાં ચાલ્યો જાય તે થોડાજ દિવસોમાં સલતનત પ્રાપ્ત કરે અને રાજા બને, જે કોઈ મનુષ્ય હાથીપર સ્વાર થઈ નદી કિનારે ભાતનું ભોજન કરે તે અલ્પ દિવસોમાં અમલદારી પ્રાપ્ત કરે અને રાજા થાય, .સ્વપ્નમાં જે કોઇ માણસ પોતાના બાહુવતી સમુદ્ર તરી જાય તે પણ થોડાજ સમયમાં રાજા થાય છે.

સ્વપ્નમાં દેવ-ગુરૂ અથવા તીર્થભૂમિનાં દર્શન થવાં લાભદાયક હોઇને ધારણા સફળ થાય છે. યદ્યપિ પૂર્વે જોયેલી વસ્તુનું સ્વપ્ન ખોટું-નિષ્ફળ મનાય છે; તથાપિ દેવ, ગુરૂ ધર્મનું અને પૂર્વે જોયેલી તીર્થ ભૂમિનું સ્મરણ સ્વપ્નમાં થાય એ લાભદાયક છે. કોઇપણ મનુષ્ય સ્વપ્નમાં ફુલ-ગજરા ધારણ કરે અથવા તેના ઉપર પુષ્પની વૃષ્ટિ થાય તો જરૂર થોડા દિવસોમાં સંપત્તિ-દૌલત પ્રાપ્ત કરે.

જે કોઇ મનુષ્ય સ્વપ્નમાં પાણીથી ભરેલ સરોવર, નદી, કુંડ યા સમુદ્ર જોવે તેને થોડાજ દિવસોમાં દોલત-સંપત્તિ સાંપડે છે. પરન્તુ એ સ્વપ્ન પિત્ત પ્રકૃતિથી આવેલુ ન હોવુ જોઇએ. સ્વપ્નમા આકાશમાં ઉડવું એ લાભદાયક છે. પરન્તુ એ સ્વપ્ન વાયુ પ્રકૃતિથી ઉદ્‌ભવેલુ હોય તો કશું પણ ફળ આપતું નથી. મતલબ કે પિત્ત પ્રકૃતિથી આવેલાં સ્વપ્નો નિષ્ફળ નિવડે છે.

સ્વપ્નમાં સૂર્યોદયનું જોવું. ધૂમાડા વગરનો બળતો અગ્નિ

જોવો, ગ્રહ-નક્ષત્રનું જોવું, જિનમંદિરના શિખર ઉપર અથવા રાજમહેલ ઉપર આરૂઢ થયેલ જોવું લાભકારક છે. અને તેથી મનમાં ધારેલી ધારણા ફળીભૂત થાય છે. તેમજ સ્વપ્નમાં પોતાના શરીર ઉપર ચંદનનો લેપ કરવો, જવાહિરાતનાં ઘરેણાં પહેરવાં અથવા બીજાને શૃંગાર સજેલો જોવો. લાભકારી છે. વળી કહ્યું છે કે.—

**अलंकृतानां द्रव्याणां, वाजिवारणयोस्तथा;**
**वृषभस्य च शुक्लस्य, दर्शने प्राप्नुयाद् यशः ॥ १ ॥**

( શ્રી ઉત્તરાધ્યયન આઠમાની ટીકા )

**અર્થઃ**—સ્વપ્નમાં શણગારેલા હાથી ઘોડા દૃષ્ટિએ પડવા, અથવા બીજી કોઇપણ ચીજ શણગારેલી નજરે પડે તો તે શુભ છે, અને તેથી ફાયદો થાય છે સફેદ રંગનો બળદ જોવામાં આવે તો તે ઘણુંજ શ્રેષ્ઠ મનાય છે, અને તેથી યશ-કીર્તિનો ફેલાવો થાય છે.

સ્વપ્નમાં જેના ઘોડા, રથ, ગાડી, આસન યા વસ્ત્ર ચોર ઉઠાવી જાય તેનું માનભંગ થાય છે. જે મનુષ્ય કેસરીસિંહ, વ્યાઘ્ર, હાથી યા ઘોડા જોડેલા રથપર આરૂઢ થઇ મુસાફરી કરે તેને થોડા દિવસમાં સલતનત-સામ્રાજ્ય પ્રાપ્ત થાય. અને બીજા લાભો પણ મળે. જે મનુષ્ય ઘોડાપર સવાર થઈ સફર કરે તેની ધારણા થોડાજ દિવસમાં પૂર્ણ થાય. સ્વપ્નમાં જે મનુષ્ય મોતીઓનો ભરેલો થાળ જોવે તેને લાભ થાય અને તે ધર્મની ઉન્નતિ કરશે, એમ સમજવું. સ્વપ્નમાં જે મનુષ્યને છત્ર ચામર નજરે પડે તેને રાજ્ય તરફથી ફાયદો થાય અને જ્ઞાતિ-જાતિમાં ઈજ્જત-આબરૂ વધે.

કોઇ માંદો માણસ ચંદ્ર–સૂર્યનું સ્વપ્ન નિહાળે તો શુભ સમજવું. કારણ કે તેથી થોડા જ દિવસમાં તેની માંદગી નાશ પામે છે. સ્વપ્નમાં પોતાને ઘરે જલસો–ઉત્સવ થયેલો જોવે તો સર્વદાયક લાભ થાય, સ્વપ્નમાં પોતાના ઉપર વિજળી પડતી જોવે તો કેદ મળે, વીણા અને આરીસાનું દર્શન શુભ હોઇને થોડા દિવસમાં લાભ પ્રાપ્ત થાય. જેને સ્વપ્નમાં વીણાનું ઇનામ મળે તેને સ્ત્રી તરફથી ફાયદો થાય, અને જેને ધ્વજા–પતાકા ઇનામમાં મળે તેની ઇજ્જત–આબરૂ થોડા જ દિવસમાં વધવા માંડે અને સુખ–ચૈન ઉડાવે.

અગર કોઈ માણસ સ્વપ્નમાં માટીના બનાવેલા હાથી ઉપર આરૂઢ થઇને સમુદ્રમાં પ્રવેશ કરે અને ડૂબે નહીં તો થોડા જ દિવસોમાં રાજા બને છે. અને જહાંગિરી પ્રાપ્ત કરે, સોના–ચાંદીના થાળમાં ખીરનું ભોજન કરે તેને ખુશ–ખબર મળે, સ્વપ્નમાં પાકેલું ફળ જોવું સારૂં છે અને તેથી ફાયદો થાય છે. સ્વપ્નમાં વહાણ ઉપર ચઢીને સમુદ્રમાં સફર કરે તો દોલત–ધન પ્રાપ્ત થાય અને માંદગીમાં એ સ્વપ્ન જોવે તો તેની માંદગી દૂર થઇ આરોગ્ય પ્રાપ્ત કરે છે.

સ્વપ્નમાં નાચરંગનું નિહાળવુ જો કે સારૂં છે. કારણ કે તેથી હર્ષનો લાભ પ્રાપ્ત થાય છે; પરન્તુ ખુદ પોતે નાચ કરવો એ શ્રેયસ્કર નથી. સ્વપ્નમા ગાયન કરવું એ સારૂં નથી. પરન્તુ જિનમંદિરમાં પ્રભુની સન્મુખ ગાયન કરવું તે શુભ છે. યદ્યપિ સ્વપ્નમાં કાળારંગની વસ્તુઓનું દર્શન સારૂં નથી પરન્તુ હાથી, ઘોડા, ગાય અથવા દેવી દેવતા શ્યામવર્ણનાં નિહાળે તો તે શુભ સમજવું. સ્વપ્નમાં સફેદ રંગની વસ્તુઓનું દર્શન લાભદાયક છે; પરન્તુ કપાસ તથા મીઠાના દર્શન શ્રેયસ્કર નથી.

સ્વપ્નમાં જે મનુષ્યની સ્ત્રીનું ચોર હરણ કરી જાય તેને ગેરલાભ પ્રાપ્ત થાય છે. જેના પલંગ અથવા પગરખાં ચોર લઇ જાય તેના ઉપર કષ્ટ આવી પડે છે, સ્વપ્નમાં પોતે પોતાનું મરણ જોવે એ જો કે જાહેરની દૃષ્ટિએ ઠીક ન ગણાય પરન્તુ નિમિત્ત શાસ્ત્ર કહે છે તેમ તેનું ફળ શુભ છે. અને તેથી સુખ–ચૈન પ્રાપ્ત થાય છે. સ્વપ્નમાં ઉંટ, બકરા અથવા રાસભ ઉપર સ્વાર થવું સારૂં નથી કારણ કે તેથી દિલગીરી પ્રાપ્ત થાય છે. સ્વપ્નમાં ચંદન, કપૂર, નાગરવેલનાં પાન તથા સફેદ ફૂલોનું નિહાળવું લાભદાયક છે. પરન્તુ કણેર અથવા કેશુ–ખાખરાના ઝાડ ઉપર ચઢવું લાભકારક નથી કારણ કે તેથી રંજ–ક્લેશ પેદા થાય છે.

સ્વપ્નમાં જે મનુષ્ય ગળા પર્યંત કીચડમાં ખુચી જાય તેનું મરણ નજીકમાં જ સમજવું. પરન્તુ જે મનુષ્ય પોતાના હાથ પગ લાંબા–વધી ગયેલા નિહાળે તેની આબરૂ વધે છે. સ્વપ્નમાં કોઈ ગામ, નગર, મકાન અથવા પહાડ અગ્નિથી બળી રહ્યો હોય અને તેના મધ્યભાગમાં અથવા શિખર ઉપર કોઇ માણસ સહી-સલામત ઉભો હોય એવું સ્વપ્ન નિહાળનારને થોડજ દિવસમાં હર્ષોત્પાદક લાભ થાય છે. સ્વપ્નમાં જે મનુષ્યનું સોનું, ચાંદી, જવાહિર યા હથીયાર ચોર લઈ જાય તેની ઇજ્જત–આબરૂમાં ધક્કો પહોંચે છે.

સ્વપ્નમાં જે મનુષ્યને આભૂષણ, કપડા, મકાન, યા આસન ઇનામમાં મળે તે શુભ છે, કારણકે તેથી હર્ષ પ્રાપ્ત થાય છે. સ્વપ્નમાં શણગારેલું મકાન તથા હાથી ઘોડા નિહાળવા એ શુભ-દિનોનું ચિન્હ છે, સ્વપ્નમાં જેને કાળાં કપડાં પહેરેલી કાળા વર્ણની સ્ત્રી દક્ષિણ દિશા તરફ ખેંચીને લઈ જાય તેના ઉપર મરણની આફત આવે છે.

સ્વપ્નમાં જે મનુષ્યના મસ્તક ઉપર ખજુરનું વૃક્ષ ઉગેલું જોવામાં આવે તેના ઉપર થોડાજ દિવસોમાં મરણાંત કષ્ટ પ્રાપ્ત થાય છે, સ્વપ્નમાં જે મનુષ્ય કાળાં કપડાં પહેરી કાળા ઘોડાપર સ્વાર થઇ દક્ષિણ દિશામાં ગમન કરે તેને ખરાબ દિવસો ભોગવવાનો સમય આવે છે. સ્વપ્નમાં જો મનુષ્ય કેળાંના વૃક્ષપર ચઢી ગયેલો જોવામાં આવે તો તેને થોડા દિવસોમાં દોલત-ધનની પ્રાપ્તિ થાય છે સ્વપ્નમાં જે મનુષ્ય ગરમ ફળફળતું પાણી પીએ તેને રોગોત્પત્તિ પ્રાપ્ત થાય છે.

સ્વપ્નમાં જે મનુષ્ય સૂર્ય અથવા ચંદ્રમાને પોતાના હસ્તવતી સ્પર્શ કરે તેને હુકમહોદ્દો અમલદારી પ્રાપ્ત થાય છે, સ્વપ્નમાં જેને ઇનામના બદલામાં મેવા મીઠાઇ મળે તેને હર્ષદાયક ફળ પ્રાપ્તિ થાય અને માંદગીમાંથી આરોગ્ય પ્રાપ્ત કરે. સ્વપ્નમાં જેને જવાહિરાત યુક્ત વીંટી ઇનામમાં મળે તેને લાભ થાય અને ગુમ થઇ જાય તો નુકશાન થાય છે. સ્વપ્નમાં જે મનુષ્ય આકાશમાં તારા ચમકતાં ભાળે તેના ઉપર રાજાની મહેરબાની થાય અને ઇનામ પ્રાપ્ત કરે.

સ્વપ્નમાં જે મનુષ્ય મોતીયોનો ભરેલો થાળ બીજાઓને વહેંચી દે તે થોડા દિવસોમાં દોલત-ધન પેદા કરે અને ધર્મની વૃદ્ધિ કરે. સ્વપ્નમાં જે મનુષ્ય મિશ્રી-સાકરનો ભરેલો થાળ નિહાળે તેને લાભ થાય, તેમજ બાગ-બગીચા કે લીલી વનસ્પતિનાં દર્શન થાય તો હરેક પ્રકારે ફાયદા પ્રાપ્ત કરે. સ્વપ્નમાં જેનાં મસ્તકના વાળ ખરી પડે અને દાંત પડી જાય તેના ઉપર આફત આવે, અને સ્મશાનના લાકડાં ઉપર અથવા ધનુષ્ય ઉપર પોતે પોતાને ચઢેલો જોવે તો તેને મરણાંત કષ્ટ પ્રાપ્ત થાય.

સ્વપ્નમાં પોતાને ગિરફતાર-પકડવા માટે કોઇ મનુષ્ય

આવતો નજરે પડે તો રાજ્ય તરફથી દંડ થાય. સ્વપ્નમાં રીંછ જાનવરનું દષ્ટિએ પડવું ખરાબ છે. કારણકે તેથી કષ્ટ પ્રાપ્ત થાય છે. સ્વપ્નમાં કુતરાંઓ ભસતાં ભાળે તો રંજ-હેરાન થાય, પેટ ઉપર વૃક્ષ ઉગેલું જોવે તે માંદગીનો ભોગ થાય, સ્વપ્નમાં લાંબા શીંગડાવાળું, જનાવર જેને નસાડી મૂકે અથવા ડુક્કર કે વાંદરો જેને બ્હીવરાવે તેના ઉપર રાજ્યની અવકૃપા થાય, વળી સ્વપ્નમાં જેને કાળા પીળા વર્ણનો મનુષ્ય આવીને બ્હીવરાવે તો તેના ઉપર મરણાન્ત કષ્ટ આવે.

સ્વપ્નમાં પાણીથી ભરેલા સરોવરમાં બેસીને જે મનુષ્ય ખીરનું ભોજન જમે તે થોડા દિવસોમાં સામ્રાજ્ય પ્રાપ્ત કરે અને રાજા થાય, વળી સ્વપ્નમા જે મનુષ્ય પોતાના શરીરના આંતરડાં વડે કોઇ ગામ અથવા શહેરને વીંટી લે તે અમલદારી પ્રાપ્ત કરે અને રાજા થાય. સ્વપ્નમાં પોતાને કોઇ કેદમા નાખે અથવા પકડીને દોરડાંના બંધનથી બાંધે તે લાભ દાયક છે. સ્વપ્નમા કોઇ મનુષ્ય એવું જોવે કે-મેં તેલથી મારા શરીરને મસળાવ્યું. તેને ખરાબ દિવસો ભોગવવા પડે.

સ્વપ્નમાં જે મનુષ્ય પોતાની તાકાત-શક્તિથી પહાડને ઉખેડી નાંખે તે થોડા દિવસમાં અમલદારી પ્રાપ્ત કરે, જે મનુષ્ય સ્વપ્નમા ઉંદર, બિલાડી, ઘોહ-ઘુંસ અથવા નોલીયા દેખે તે ઇષ્ટ નથી કેમકે તેથી તકલીફ-કષ્ટ પ્રાપ્ત થાય છે. જે મનુષ્ય સ્વપ્નમાં પોતાના મસ્તકમાંથી લોહીની ધારા વહેતી નિહાળે તે થોડાજ દિવસોમાં સામ્રાજ્ય પ્રાપ્ત કરી હકુમત ભોગવે. સ્વપ્નમાં જે મનુષ્ય બળતો દીપક જોવે તેની ધારણા પૂર્ણ થાય છે અને ફળયુક્ત આમ્ર-આંબાનું વૃક્ષ જોવે તો લાભ થાય છે.,

સ્વપ્નમાં જે મનુષ્ય હજાર પાંખડીવાળા કમળ ઉપર બેસી

ખીરનું ભોજન કરે તે સલતનત પ્રાપ્ત કરી રાજા થાય છે, જે મનુષ્ય ખુબ પવનના જોરથી આંધી ચડેલી જોવે તેના ઉપર થોડા દિવસમાં આફત આવે. જે મનુષ્યના દાંત સ્વપ્નમાં સોનાના બની જાય તે મનુષ્યને એશ-આરામ પ્રાપ્ત થાય. સ્વપ્નમાં ઘઉંના તેમજ સફેદ સરસવનાં દર્શન લાભદાયક છે. તેમજ હાડકાં અથવા રાખનાં દર્શન ખરાબ દિવસોની નિશાની-આગાહી સમજવી. સ્વપ્નમાં દાવાનળ જોવાથી તકલીફ-દુઃખ પ્રાપ્ત થાય છે અને મ્હોટાં મ્હોટાં ગામ કે નગરો નજરે પડે તો હર્ષદાયક લાભ પ્રાપ્ત થાય છે.

સ્વપ્નમાં તેલ, કપાસ, રૂઇ અને લોઢાનું નિહાળવું ઇષ્ટ નથી, તેથી નુકશાન થાય છે. સ્વપ્નમાં પ્રકાશ વગરના સૂર્ય-ચંદ્રના દર્શન થવાં ઇષ્ટ નથી કારણ કે તેથી તકલીફ-દુઃખ પ્રાપ્ત થાય. સ્વપ્નમાં જેના હાથ, પગ, કાન, નાક કપાઇ ગયેલાં નજરે પડે તો મરણાન્ત કષ્ટ ઉત્પન્ન થાય, ભૂત પ્રેતની સાથે કોઈપણ શરાબ પીતું હોય અને તેને મનુષ્ય અથવા કુતરા ખેંચી રહ્યા હોય એવો દેખાવ જે મનુષ્ય સ્વપ્નમાં નિહાળે તે મરણની નિશાની સમજવી. ક્ષય રોગની માંદગીવાળો મનુષ્ય ઉંટ, ભેંસ, કુતરા કે ગધેડા ઉપર સવાર થઇ દક્ષિણ દિશા તરફ ચાલ્યો જાય તેનું મરણ નજદિકમાંજ આવેલું સમજવું.

સ્વપ્નમાં મકાન અથવા પહાડ પડી ગયેલો જોવે અથવા મગરમચ્છ પોતાને ભક્ષણ કરી ગયેલો જોવે તે અનિષ્ટ-ખરાબ છે. અને તેથી કષ્ટ ઉત્પન્ન થાય છે સ્વપ્નમાં જેના હાથ-પગમાં બેડી નાખેલી દૃષ્ટિગોચર થાય તે ઇષ્ટ છે અને તેથી ફાયદો થાય છે.

( दोहा )—वैरीका मर्दन करे पूरव उत्तर जाय ।
जीता मित्र मिलो सुपन ये सुपना सुखदाय ॥१॥

शुभ सुपनेको देख कर शीघ्र उठो रख ध्यान ।
परम पुरुषका ध्यानकर शुभफल चिंतो ज्ञान ॥२॥

બીમાર-માંદો માણુસ સ્વપ્નમાં પાલખીમાં બેસીને દક્ષિણ દેશા તરફ જાય તો તેના ઉપર મરણાન્ત કષ્ટ પ્રાપ્ત થાય, વળી હ્યું છે કે—

गायने रोदनं विद्यात् नर्त्तने वधबंधनं ।
हसने शोचनं ब्रूयात् पठने कलहं तथा ॥ १ ॥

( શ્રી ઉત્તરાધ્યયનં સુત્ર-ટીકા )

સ્વપ્નમાં કોઈ મનુષ્ય ગાયન કરે તેને રોવું પડે, નાચ કરે તેને વધબધનનો ભોગ થવુ પડે, હસે તો ચિંતા થાય, અને પાઠ કરે તો કષ્ટ પ્રાપ્ત થાય. ભગવતી સૂત્રના ૧૬ મા શતક-છઠ્ઠા ઉદ્દેશામાં ફરમાવ્યું છે કે—સ્વપ્નમાં કોઇપણ માણુસને બીજો માણુસ આવીને પકવ ફળ હાથમાં આપે તો થોડાજ દેવસોમાં લાભ થાય અને દૌલત-ધન મળે. સ્વપ્નમાં કોઇ મનુષ્ય પોતાને હાથી ઉપર સવાર થયેલો જોવે તો તેને પણ દોલત-ધન અને હુકુમ હોદ્દા-અમલદારી પ્રાપ્ત થાય, સ્વપ્નમાં ઘોડા ઉપર સવાર થઇ સફર કરતો જોવે તેને થોડા દિવસમાં લાભ મળે છે. સ્વપ્નમાં કોઇ મનુષ્ય આવીને એમ કહે કે-'તમે અહીંથી ચાલ્યા જાઓ" એ ભવિષ્યમાં ખરાબ દિવસોની નિશાની-આગાહી સમજવી. સ્વપ્નમાં જેને દુધ ઝરતી ગાય નજરે પડે તેને જમીનથી અથવા જવાહીરાતથી ફાયદો થાય છે.

સ્વપ્નમાં અરિહંત દેવ, સૂર્ય, ચંદ્ર, દેવવિમાન, સમુદ્ર, સરોવર, સિંહ, કલ્પવૃક્ષ, કલશ, રાજા, હાથી, વૃષભ કે લક્ષ્મીદેવીનાં જેને દર્શન થાય તે લાભદાયક હોઇ થોડા દિવસમાં હકુમત પ્રાપ્ત કરે. તેમજ ભૂત, પિશાચ, ગંધર્વ, રાક્ષસ, ચાંડાલ, સ્મશાન. કુવો, હાડકાં, કદ્રૂપ સ્ત્રી, ચામડું, લોહી, પથ્થર, કાંટાવાળા વૃક્ષ, અંધકાર, લુલા–લંગડા, વામન, મ્હોટો વાયુ અને ખૂબ આકરો તડકો જે મનુષ્ય સ્વપ્નમાં જોવે તેને ખરાબ દિવસો ભોગવવાનો વખત આવે.

જે મનુષ્ય પોતાને સ્વપ્નમાં હંસ ઉપર સવાર થયેલો જોવે તેની આબરૂ વધે, સિંહ ઉપર સવાર થયેલો જોવે તેને ઇનામ મળે, દોસ્ત–મિત્રનો મેળાપ થયેલો દેખાય તો લાભ થાય, કપડા ધોતો નિહાળે તો દેવાથી મુક્ત થાય, પોતે પોતાને હાથ પગ ધોતો જોવે તો એશ–આરામ પ્રાપ્ત કરે અને માત્ર પગ જ ધોતો ભાળે તો આબરૂ વધે છે. સ્વપ્નમાં જે મનુષ્ય પોતાને જમણા હાથ ઉપર સર્પ કરડી ગયેલો જોવે તો દોલત–ધન પ્રાપ્ત થાય, તેમજ સફેદ વર્ણનો સર્પ જોવે તો લાભ થાય છે.

સ્વપ્નમાં જે મનુષ્ય કુવો ઉલ્લંઘી જાય–ટપી જાય તેને અચાનક ધન પ્રાપ્તિ થાય, પોતે પોતાને કડવું તેલ પીતો જોવે તો તેને મરણાન્ત કષ્ટ પ્રાપ્ત થાય, તેમજ સ્વપ્નમાં અગ્નિના અંગારા, પથ્થર, ધુલ કે લોહીના વરસાદનું જોવું એ ખરાબ દિવસોની નિશાની–આગાહી છે.

સ્વપ્નમાં વાંદર, શિયાળ, કે કુતરો જો મનુષ્યના બિછાના ઉપર આવીને બેસે તો જાણવું કે તેથી માંદગી પ્રાપ્ત થશે, રાક્ષસ, વૈતાલ અથવા ભૂત પોતાના બિછાના–પથારી ઉપર કે શરીર ઉપર આવીને બેસે તો જાણવું જે મરણની આફત આવી પહોંચી છે.

અગર સ્વપ્નમાં કોઇ મનુષ્ય પોતાને ઝેર પીતો જોવે તો તેની ઉમ્મર લાંબી છે તેમ સમજવું. અને જે મનુષ્ય પોતાને વીણા વગાડતો સ્વપ્નમાં જોવે તેને ખુબસુરત–રૂપાળી સ્ત્રીનો લાભ થાય છે.

સ્વપ્નમાં જે મનુષ્યના મસ્તક ઉપર કાગડો વિષ્ટા કરે તેની આબરૂમાં કલંક લાગે, જે મનુષ્ય પોતે પોતાને સફેદ અથવા લીલા રંગના વસ્ત્રો પહેરેલો જોવે, અથવા આગથી પોતે પોતાને બળતો ભાળે તો તેને ધન પ્રાપ્ત થાય છે. સ્વપ્નમાં જે મનુષ્ય શણગાર સજેલી કુમારી કન્યાને ભાળે તે મનુષ્યને ઉત્તમ સ્ત્રીનો લાભ થાય છે, તેમજ જે મનુષ્ય સ્વપ્નમાં તેજદાર હથીયારો વડે પર્વતને તોડી નાખે તેને થોડા દિવસમાં સલતનત પ્રાપ્ત થાય અને તે રાજા બને છે.

સ્વપ્નમાં જે મનુષ્ય નાચ કરતો મયૂર ભાળે તેના ઉપર રાજાની મહેરબાની–કૃપા થાય અને ઇનામમાં જમીન પ્રાપ્ત કરે, તેમજ જે મનુષ્ય સફેદ કપડા પહેરેલી સ્ત્રી જોવે તો તેને લાભ થાય છે. સ્વપ્નમા જેના કેશ અથવા નખ વધી જાય તેની આબરૂ વધે અને દોલત–ચાંદ પ્રાપ્ત કરે.

ઈતિ સ્વપ્ન નિમિત્ત સંપૂર્ણ.

## (૩) સ્વરવિજ્ઞાન નિમિત્ત--

સ્વર સંબંધી જે વિશેષ પ્રકારનું જ્ઞાન તેને સ્વરવિજ્ઞાન કહી શકાય. એ સ્વરવિજ્ઞાનનીજ આલોચના-વિચાર પ્રસ્તુત પ્રકરણમાં કરવામાં આવશે. મુખ્યતઃ સ્વરના સાત ભેદો-પ્રકારો પાડવામાં આવ્યા છે:-(૧) ષડ્જ, (૨) રિષભ, (૩) ગાંધાર, (૪) મધ્યમ, (૫) પંચમ, (૬) ધૈવત, અને (૭) નિષાદ. દુનિયાભરમાં વસતા મનુષ્યો, જાનવરો કે પક્ષીઓની બોલી આ સાત સ્વરો પૈકી કોઇપણ સ્વરમાં થાય છે. કોઇનો કુદરતી અવાજ ષડ્જ સ્વરમાં, કોઇનો રિષભમાં અને કોઇનો ગાંધાર આદિ સ્વરોમાં થાય છે.

અહીં મનુષ્ય, જાનવર અને પક્ષીઓની બોલીનું વર્ણન કરવામાં આવે છે. જેમાં મનુષ્યનો કુદરતી અવાજ કયા સ્વરમાં છે? અને તેનાથી તેને શું લાભ થશે? જાનવર અને પક્ષીઓની બોલીનું બયાન-વર્ણન, કે જે સાંભળવાથી શું નફો-નુકશાન થશે? વિગેરે હકીકત જાણવાની યુકિત અનુયોગદ્વાર સૂત્રના ફરમાન મુજબ બતાવવામાં આવી છે તેમજ રાગ—રાગણીના ભેદો અને તત્સંબધી હકીકત આમા ઉત્તમ પ્રકારે દર્શાવવામાં આવી છે.

મોરનો કુદરતી અવાજ ષડ્જ સ્વરમાં થાય છે. મુરઘો-કુકડાનો રિષભ, બકરાનો મધ્યમ, કોકીલાનો પંચમ, ક્રૌંચ પક્ષીનો ધૈવત અને હાથીનો અવાજ કુદરતી-સ્વાભાવિક અવાજ નિષાદ સ્વરમાં થાય છે.

જે પુરૂષ અથવા સ્ત્રીનો અવાજ ષડ્જ સ્વરમાં નિકળે છે તેની પાસે લક્ષ્મી હમેશાં હાજરજ રહે છે. ખાનપાન, એશઆ-

રામ, અને સુખ ચેન ઉડાવે છે. અહિં કોઈ શંકા કરે કે મોરનો અવાજ સ્વાભાવિક રીતેજ ષડ્જ સ્વરમાં હોય છે તો શું તેને પણ આ ઉપરોક્ત ફળનો લાભ થાય ? નહીં, મનુષ્યના અને જનાવરના પ્રારબ્ધમાં તફાવત હોય છે. એટલે મનુષ્યને માટે જે વાત હોય તે જનાવરો માટે હોતી નથી.

सज्जेण लहइ वित्तिं कयं च न विणस्सइ ॥
गावो पुत्ताय मित्ताय नारीणं होइ वल्लहो ॥ १ ॥

( શ્રી ઉત્તરાધ્યયન સૂત્રની ટીકા )

અર્થ.—જે પુરૂષ અથવા સ્ત્રીનો કુદરતી અવાજ ષડ્જ સ્વરમાં હોય તેની આજીવિકા સારીરીતે ચાલે, ગાય વિગેરે પશુઓ તેના આંગણે બાંધેલા હોય, કુટુંબ પરિવાર અને મિત્રો સારા મળે, તેમજ સ્ત્રીને અત્યંત વલ્લભ પ્રીતિપાત્ર થાય છે.

જે મનુષ્યનો કુદરતી અવાજ રિષભસ્વરમા નિકળતો હોય તેને હુકમ, હોદ્દો અમલદારી મળે, ખજાનો હમેશાં તર રહે, સુંદર ઘરેણાં અને શ્રેષ્ઠ કપડાં પહેરવાને મળે, અત્તર આદિ સુગંધી પદાર્થોનો ઉપભોગ કરે, સ્ત્રી પોતાની આજ્ઞામાં રહે, અને ફુલોની શય્યામાં સુવાવાળો હોય છે.

જે મનુષ્યનો સ્વાભાવિક અવાજ ગંધાર સ્વરમાં નીકળતો હોય તે સંગીત કળાનો જાણ, કવીશ્વર, ધર્મશાસ્ત્રનો જ્ઞાતા, અને બીજાઓને ધર્મની તાલીમ–શિક્ષણ દેવાવાળો એટલે ઉપદેશક થાય છે.

જે મનુષ્યનો કુદરતી અવાજ મધ્યમ સ્વરમાં નીકળતો હોય તે ઉદાર દિલનો ખુશમિજાજ, એશ–આરામ ભોગવવાવાળો, હિમ્મતવાન અને બીજાઓને પણ હિમ્મત દેવાવાળો હોય છે.

જેમનો સ્વાભાવિક અવાજ પંચમ સ્વરમાં નીકળતો હોય તેને રાજાધિરાજની પદવી મળે, હિમ્મત બહાદુર હોય, બે પરવાહ-કોઇથી દબાય નહીં, ફોજનો સરદાર થઇ ફતેહ પ્રાપ્ત કરે અને ઇનામમાં જમીન મેળવે છે.

જેમનો કુદરતી અવાજ ધૈવત સ્વરમાં નીકળતો હોય તે બીજાઓને પરસ્પર લડાવી મારે અને પોતે દૂર રહે, પૂર્ણ દગાબાજ હોય, જે વાત પકડે તેને કદાપિ છોડે નહી, મલ્લકુસ્તી લડવાવાળો હોય, શરાબના નશામાં મસ્ત બની રહે, ધર્મની વાતો તેને પસંદ પડતી નથી, અને દુન્યવી કારોબારમાં આનંદ માને.

જેમનો કુદરતી અવાજ નિષાદ સ્વરમાં નીકળતો હોય તે હમેશાં નિર્દય બન્યો રહે, દરેક સાથે કલેશ-ટંટો કર્યા કરે, હિંસાના કાર્યોમાં આનંદ માને, બીજાની નોકરી કરીને પરાધીન પણું ભોગવે, અને અત્યંત દુઃખ પ્રાપ્ત કરે.

આ સાતે સ્વરોનું વર્ણન જૈનાગમ-સ્થાનાંગ સૂત્રમાં અને અનુયોગદ્વાર સૂત્રમાં કરવામાં આવેલ છે. જેમણે જોવું હોય તેમણે તે સૂત્રોમાં જોવું.

## સ્વરોનાં સ્થાન અને તેનું ફળાફળ બતાવે છે.

ષડ્જ સ્વરનું સ્થાન જીહ્વાનો અગ્રભાગ, રિષભનું સ્થાન છાતી, ગાંધારનું સ્થાન કંઠાગ્ર, મધ્યમનું સ્થાન જીહ્વાનો મધ્યભાગ, પંચમનું સ્થાન નાસિકા, ધૈવતનું સ્થાન દાંત અને ઓષ્ઠ તથા નિષાદનું સ્થાન ભૃકુટી છે.

બીજા દેશોમાં મુસાફરી જતી વખતે અથવા કોઇ શુભ કાર્યની શરૂઆત કરતી વખતે મનુષ્ય અથવા જનાવરના ષડ્જ, રિષભ કે ગાંધાર સ્વરમાં અવાજ સાંભળે તો સમજવું કે ફતેહ

થશે. મુસાફરીના વખતે અથવા શુભકાર્યની શરૂઆતમાં મોરનો અવાજ સાંભળવામાં આવે તો ઈરાદો-ધારણા સફળ થાય. તેમજ નાચ કરતો મોર જોવામાં આવે તો એકંદર વધારે શુભફળની પ્રાપ્તિ થાય.

મુસાફરીના ટાઇમે અથવા શુભ કાર્યની શરૂઆતમાં ચકોર પક્ષીનો અવાજ સંભળાય કે ખુદ પોતે દષ્ટિએ પડે તો એકંદર શુભ થાય અને કામ જલ્દી ફતેહ થાય. અથવા તે વખતે કોઇ બીજા મનુષ્યના મુખમાંથી નીકળેલો 'ચકોર' શબ્દ સાંભળવામાં આવી જાય તો તે પણ લાભદાયક છે. ભારદ્વાજ પક્ષી (મારવાડમાં જેને રૂપારેલ કહે છે તે) મુસાફરીના વખતે યા શુભ કાર્યના પ્રારંભમાં બોલતું સંભળાય અથવા નજરે પડી જાય તો કાર્યસિદ્ધિ થાય-ફતેહ થાય

મુસાફરીના ટાઇમે અથવા શુભકાર્યના પ્રારંભમા હંસનો અવાજ સંભળાય અથવા હંસ પોતે દષ્ટિએ પડે તો એકંદર લાભ થાય અને કાર્ય ફતેહ પામે. મુસાફરી કરતી વખતે જેનો ઘોડો જમણા પગવડે જમીન ખોદે અથવા હણુહણાટી કરે તો સવાર ફતેહ પામે અને આરામ પ્રાપ્ત કરે, કોઇ અન્ય દેશની મુસાફરી કરતી વખતે અગર પાળેલા પોપટનો અવાજ ડાબી તરફ અને પાછા ઘેર આવતી વખતે જમણી તરફ સાંભળવામાં આવે તો લાભ થાય અને ખુશી ઉત્પન્ન કરે.

ઘરથી મુસાફરીએ જતી વખતે થોડે દૂર ગયા પછી વનના પોપટો ઉડીને સામે આવતા દેખાય એ શુભ ફળદાયક છે. અને તેથી ઇરાદો-મનની ધારણા અવશ્ય પૂર્ણ થાય. મુસાફરીના ટાઇમે ગીધ પંખી ડાબી જમણી યા સામી તરફ-નજર સામે કોઇપણ તરફ બોલે એ શ્રેયસ્કર નથી. પરંતુ પાછળ બોલે એ

શુભ છે. કોઈ શુભ કાર્યના પ્રારંભમાં અથવા સફરના ટાઇમે રોવાનો અવાજ સંભળાય તે શ્રેયસ્કર નથી. અશુભ છે. જે ઘરની ઉપર રાત્રિના સમયે ઘુવડપક્ષી બોલે તો સમજવું કે એ ખરાબ દિવસોની–આગાહી છે. અને તેમાં વસતા મનુષ્યો થોડા ટાઇમમાં બરબાદ થઇ જાય છે. મુસાફરી કરતી વખતે કે કોઇ શુભ કામ કરતી વખતે ઘડીયાળ, ટકોરા, સારંગી, તબલા અથવા કોઇ મધુર વાજાંનો અવાજ સંભળાય તો તે શુભ છે અને કાર્યમાં ફતેહ પામે.

## સ્વરોના જ્ઞાન વિના સંગીત કળાનું નિષ્ફળપણું.

ષડ્જ, રિષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત, અને નિષાદ એ સાત સ્વર કે જે અગાઉ પણ લખવામાં આવ્યા છે તેના સંપૂર્ણ જ્ઞાન વિના–ઓળખાણ વિના આકાશમાં ચિત્ર બનાવવાની માફક સંગીતકળા પણ નિષ્ફળ–વ્યર્થ છે.

## સંગીત કળામાં સ્વર મંડળનો અધિકાર.

सप्तस्वरास्त्रयो ग्रामा मूर्च्छना ह्येकविंशतिः ॥
ताना एकोनपंचाशत् इत्येतत्स्वरमंडलम् ॥ १ ॥

અર્થ—સાત સ્વર, ત્રણ ગ્રામ, એકવીશ મૂર્છના, અને ઓગણપચ્ચાસ તાન એ બધાનું એક સ્વર મંડળ કહેવાય છે. એ સ્વર મંડળનું સંપૂર્ણ જ્ઞાન કોઇ ઉસ્તાદની પાસે શિક્ષણ લીધા વિના આવડતું નથી. વિના તાલ સૂરનું ગાવું–બજાવવું સારા ગવૈયા માટે શરમની વાત ગણાય છે. માટે ઉંચા પ્રકારના શ્રેષ્ઠ ગવૈયાઓ સુંદર મધુર અવાજથી તાલ સુરની સાથે ગાઇને શ્રોતાઓને આનંદ આપે છે અને તેના તરફથી પ્રશંસા મેળવે છે. સ્વરના સાત બીજાક્ષરો–મૂળાક્ષરો છે, જેનાં નામ અનુક્રમે સા–રિ–ગ–મ–પ–ધ–ની એ પ્રમાણે છે. છ રાગ છત્રીશ રાગણી

અને તેના અડતાલીશ પુત્રો મળી કુલ સંખ્યા નેવુની થાય છે. એ નેવુ પ્રકારના રાગો ઉપરોક્ત સાત સ્વરથી આલાપી શકાય છે. માટે એ સંગીત વિદ્યા અવશ્ય જાણવા જેવી છે.

જે મનુષ્ય સ્વર્ગની ગતિ ભોગવીને મનુષ્ય લોકમાં આવ્યો હોય તેને ગાન-તાનનો શોખ વિશેષ પ્રમાણમાં હોય છે. વાજિંત્રોમાં સૌથી શ્રેષ્ઠ વાદ્ય વીણા ગણાય છે. વીણામાં જે શકિત રહેલી છે તેવી બીજા વાજિંત્રોમાં નથી હોતી ગવૈયા લોકો ગાવાનું જેટલું કામ ગળાથી કરે છે તેટલું કામ વાજિંત્રો વગાડવાવાળા વાજિંત્રોમાં નથી કરી શકતા. ગાવાની સાથે જે કંઇ કામ સારંગી કરે છે તેની તુલનામાં બીજા વાજાઓ નથી આવી શકતા. બીન, સતાર, દીલરૂવા, તાઉસ, જલતરંગ વિગેરે કોઇપણ સાજ, ગત-ઠેકો અને આલાપ આપી શકે છે, પરંતુ ગાયકના અવાજની આબેહુબ ભ્રાન્તિ તો સારંગીજ કરાવી શકે છે. વાજિંત્રોમાં એ શકિત રહેલી છે કે જેના વગાડવાથી લડાઈમાં નામર્દ-નપુસકને પણ શૂર ચઢી જાય છે. વિવિધ પ્રકારના વાજીંત્રોના સૂર સાંભળવાથી શરીરમા નવું જોસ ઉત્પન્ન થાય છે.

રાગના છ પ્રકાર—

(दोहा)-भैरव मालव कोसकों, दीप राग हिंडोल ।
मेघराग श्रीराग फुन ये षद् राग कलोल ॥१॥

અર્થ—ભૈરવ રાગ, માલકોશ રાગ, દીપક રાગ, હિંડોલ રાગ, મલ્હાર રાગ અને શ્રી રાગ એમ મુખ્ય છ પ્રકારના રાગો છે. આગળના જમાનામા એ ઉપરોક્ત રાગોમાં એવી શક્તિ હતી કે અગર બળદ જોડયા વગરની ઘાણીની સામે બેસીને ઉંચા પ્રકારનો ગવૈયો મધુર આલાપથી ભૈરવ રાગ છેડતો-ગાતો કે તુરત જ એ બળદ વગરની ઘાણી સ્વયમેવ ફરવા લાગતી. એટલે

ગવૈયાના મુખમાંથી ભૈરવરાગના ગાવાથી જે પરમાણુઓ નીકળતા તે ઘાણીને ફેરવવામાં સ્હાયભૂત થતા. જેમકે સારંગીની તરબે બરાબર મેળવી હોય તો ઉપરની તાંત ઉપર માત્ર ગજ ફેરવવાથી નીચેની તારો આપોઆપ થડકી ઉઠે છે અને અવાજ–સૂર નીકળવા માંડે છે.

આગળના જમાનામાં પથ્થરની શિલા સામે બેસીને કોઈ ગાન કળાનો ઉસ્તાદ સ્પષ્ટ રીતે માલકોશ રાગને છોડતો–ગાતો તે વખતે એ પાષાણુની જાતિ પણુ પીગળીને મીણુ જેવી મુલાયમ બની જતી. તેવી જ રીતે પાંચ કે પચ્ચીસ દીપકો સળગાવ્યા વગરના ( માત્ર દીવેટ અને તેલથી તૈયાર રાખેલા ) તૈયાર કરીને તેની સામે બેસી દીપક રાગ કોઇ શ્રેષ્ઠ ગવૈયો છોડતો કે તત્કાળ એ તૈયાર કરેલા દીપકો બળવા લાગી જતા યાને માલકોશ રાગ ગાતી વખતે અને દીપક રાગ ગાતી વખતે ગાયકના મુખમાંથી તે તે રાગને અનુકૂળ જે પરમાણુઓનો એકસરખો પ્રવાહ વહેતો તે માલકોશના પરમાણુઓ પાષાણુને પીગળાવાને અને દીપકના પરમાણુઓ જ્યોત પ્રગટાવવાને સમર્થ નીવડતા હતા. એવી જ રીતે હીંડોળ રાગ ગાઇને સ્થિર રહેલા હીંડોળ દૂર બેઠાં બેઠાં પણુ ઝુલાવી શકતા હતા. મલ્હાર રાગ ગાવાથી કોઈ પણુ ઋતુમાં કોઇ પણુ સમયે વરસાદ લાવી શકાય છે. જ્યારે શ્રીરાગ ગાવાનો ટાઇમ ભરાઇ ચૂકયો હોય અને તે વખતે કોઇ ઉસ્તાદ ગાયક શ્રી રાગ ગાતો કે તત્કાળ તેની પાસે દોલત–ધનના ઢગલા થતા. અથવા રાજ્ય તરફથી તેને ઇનામના બદલામાં જમીન–ગરાસ મળતા. પરન્તુ હાલના જમાનામા એ પૂર્વોક્ત શક્તિ ધરાવનારા ઉસ્તાદ–ગાયકો રહ્યા નથી તેમ પૂર્વોક્ત રાગોમાં રહેલી દૈવી શક્તિઓ પણુ રહી નથી. પણુ જેવો જમાનો છે તેવા ગવૈયા અને રાગ હજુ પણુ કોઇ કોઇ સ્થળે નજરે પડે છે

તીર્થંકર દેવ સમવસરણમાં બેસી માલકોશ રાગમાં જ ધર્મોપદેશ દેતા હતા અને ઈંદ્રાદિ દેવો તેમના ગાવાના અવાજની સાથે સુરો મેળવી દીવ્ય સંગીત કરતા હતા. જ્યાં તીર્થંકર પ્રભુ જેવા ગાવાવાળા અને ઇંદ્રાદિ દેવો જેવા સંગીત કરવાવાળા હોય ત્યાં પછી શી ઉણુપ હોય ? સર્પ અને નકુળ, ઉંદર અને બીલાડી જેવા નિત્ય વૈરસ્વભાવી જીવો પણ પોતાનાં વૈરને ભૂલી જાય તેમાં આશ્ચર્ય શું છે ?

ભૈરવી, કાલિંગડો, આશાવરી, સારંગ, ગોડસારંગ, પીલુ, બરવા, ધનાસિરી, શ્રીરાગ, દીપક, કલ્યાણ, કાનડો, સોરઠ, જેજેવંતી, વિહાગ, ખમાય, જિહાગ, જિલા, ઝિંઝોટી, મલ્હાર, છાયા, ટોડી, કેદારો, દરબારી કાનડો, કામોદ, કાપ્રી, વસંત અને ખયાળ વિગેરે રાગોમાં ગાતાં આવડતુ હોય તો દેવમંદિરમાં જઇ પ્રભુભક્તિ કરવી, તીર્થંકરના સમયમાં અને ચક્રવર્ત્તિના સમયમાં ૩૨૦૦૦ બત્રીશ હજાર દેશીય રાગિણી અસ્તિત્વ ધરાવતી હતી. ત્યારબાદ વાસુદેવના જમાનામાં ૧૬૦૦૦ સોળ હજારની સંખ્યા દેશીય રાગિણીની હતી. પણ હાલના જમાનામાં એ બધી કંઇ ચાલુ નથી. તેમ છતાં જેટલી મળે તેટલી શીખી લેવામાં આવે તો પણ ઘણું છે

અગર કોઈ ઇશ્વરભક્ત મનુષ્ય વીણા, સતાર, દીલરૂબા, તાઉસ, સારંગી અથવા હારમનિયમ વડે ગાવું-બજાવવું જાણતો હોય અને તે દેવમંદિરમાં જઇ વિવિધ-રાગ-રાગિણીઓથી પ્રભુભક્તિ કરે એ અત્યંત આનંદનો વિષય છે. વળી પ્રભુભક્તિ કરતાં કરતાં દિલમાં વૈરાગ્યભાવના ઉત્પન્ન થઇ જાય અને પ્રત્યેક રોમ વિકસ્વર થઇ જાય તો સમજવું કે તેનામાં ધર્મની લગની-અસર ખૂબ થઇ છે. એવી જ પ્રભુભક્તિથી હજારો ભવોનાં

પાપ નષ્ટ થઇ આત્મા પવિત્ર બને છે. બંસરી, [1]અલગોઝા, [2]બેંલા, અથવા [3]ગઝીરી ગાવાની સાથે સારી મદદ કરે છે. ચાહે પુરૂષ કે સ્ત્રી વાદ્યોની સાથે ધાર્મિક પદો રાગ–રાગિણીથી ગાય એ એકંદર ઇચ્છવા યોગ્ય અને લાભદાયક છે. જે મનુષ્યનો અવાજ સુરીલો અને મીઠો–મધુર હોય તે જ ગાનવિદ્યાનો અભ્યાસક થઇ શકે છે. એવા મધુર સ્વરની પ્રાપ્તિ પણ પુણ્યને આધીન હોય છે.

ઇતિ સ્વર વિજ્ઞાન સંપૂર્ણ.

# (૪) ભૂમિકંપ નિમિત્ત–

આની અંદર ભૂમિકંપ થવાથી દુનિયામાં શું ઉથલ પાથલ થશે તે સંબંધી હકીકત આપવામાં આવી છે. વસ્તુ–પદાર્થ માત્રનો આધાર જમીન છે. અને એ જમીન જ જ્યારે કંપી ઉઠે ત્યારે તે ઉપર રહેલી વસ્તુમાત્ર ઉપર. શી આફત આવે અથવા તેના શી દશા થાય એ સ્પષ્ટ જ છે. ધર્મશાસ્ત્રોના કથન મુજબ જ્યારે સમસ્ત જગતનું પ્રારબ્ધ કમજોર થાય છે. ત્યારેજ જગત ઉપર આવી આફત આવે છે. કેટલીએ વાર સાંભળવામા આવ્યું છે કે ભૂમિકંપથી આખાં ગામોનાં ગામો જમીનમાં દટાઇ ગયાં અથવા જમીનદોસ્ત થઇ ગયાં. પાંચ–સાત ચપટી વગાડે એટલીવાર પણ જો ભૂમિકંપ ચાલુ રહે તો કેટલુંએ નુકશાન થઇ જાય છે તો પછી જ્યાં એથી પણ વધારે ટાઇમ સુધી એ ભૂમિકંપ ચાલુ રહે ત્યાં ન માલુમ કેટલીએ આફતો આવી પડે ? એની કલ્પના માત્ર પણ હૃદયને ધ્રૂજાવ્યા સિવાય ન

૧–૨–૩ વાદ્ય વિશેષ કોઇ જાતિ.

રહે. પર્વતો, નદીઓ, સરોવરો, વૃક્ષો, ઘરો, દુકાનો, મહેલો તમામ વસ્તુઓ છિન્નભિન્ન થઈ ભૂમિશાયી બની જાય છે. નદીઓના પાણીના પ્રવાહો ઉછળી ઉછળીને ક્યાંના ક્યાં ચાલુ થઇ જાય છે. બાગ-બગીચાઓ તથા રસ્તાઓ ખેદાન-મેદાન થઇ સર્વત્ર શૂન્યાકાર થઇ જાય છે. અનેઅસંખ્ય પ્રાણીઓ પૂર્ણ જોખમમાં આવી પડે છે.

ભૂમિકંપ ઉત્પન્ન થવાનું કારણ ધર્મશાસ્ત્રોમાં એમ જણાવવામાં આવ્યું છે કે-જ્યારે પાતાલવાસી દેવતાઓ પરસ્પર લડાઇ કરે અથવા ગુસ્સાના આવેશમાં આવી જઈ જમીન ઉપર પાદ પ્રહાર કરે-લાત મારે ત્યારે પાંચ-પચીશ ગાઉ સુધી જમીન કંપી ઉઠે છે. પરન્તુ એવી જ રીતે બળના પ્રમાણમાં હજાર-પાંચસો ગાઉ સુધી પણ જમીન કંપી ઉઠે તો તેમાં કંઇ જ આશ્ચર્ય જેવું નથી. બીજું કારણ એમ પણ જણાવવામાં આવ્યું છે કે જમીનની નીચે કોઈ ખારા પદાર્થમાં વિકાર ઉત્પન્ન થયો હોય તોપણ જમીન કંપી ઉઠે છે.

ભૂકંપથી પરિણામ શું આવે ? તે બતાવે છે.—

शब्देन महता भूमि,-र्यदा रसति कंपते ।
सेनापतिरमात्यश्च, राजा राष्ट्रं च पीडयते ॥ १ ॥

( શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર ટીકા. )

અર્થ—જ્યારે જમીનમાંથી મોટો ધડાકો-અવાજ થાય અથવા જમીન કંપી ઉઠે ત્યારે રાજા, દિવાન, સેનાપતિ અને દેશના ઉપર ભારે સંકટ આવી પડે, અને રોગશાળો વૃદ્ધિ પામે. આ વાત તમામ જગત માટે નથી પરન્તુ જે સ્થાન ઉપર ભૂમિકંપ થયો હોય તે સ્થાનને આશ્રયીને જ કહેવામાં આવેલ છે, ઈતિ ભૂમિકંપ નિમિત્ત.

## ( ૫ ) વ્યંજન નિમિત્ત–

વ્યંજન એટલે તલ, મસા અને લહસન. આ ત્રણે વસ્તુઓની પુરેપુરી હકીકત આ નિમિત્તમાં જણાવવામાં આવેલી છે. ( ૧ ) શરીરની ચામડી ઉપર તલ જેવા આકારના અને શ્યામ વર્ણનાં જે ચિન્હ દેખાય છે. તેને તલ કહેવામાં આવે છે. ( ૨ ) શરીરની ચામડીથી કંઇક ઉંચી વધેલી ન્હાની માંસની ગાંઠ કે જે રાઈ અથવા બાજરીના દાણા જેવડી હોય છે તેને મસા કહે છે. એથી જો મ્હોટા મસા હોય તો તે સારા નથી. ( ૩ ) લહસન તે કહેવાય છે કે જે કસુંબાના રંગ જેવા લાલ રંગના ચિન્હ શરીરની ચામડી ઉપર ઉત્પન્ન થાય છે. તલ, મસા અથવા લહસન પૈકી કોઈ પણ ચિન્હ સ્પષ્ટ રીતે દેખાવ આપે અને તેનો આકાર સુંદર હોય તો શુભ ફળદાયક થાય છે. જેનો આકાર કે ઘાટ કદ્રુપો હોય અથવા ખંડિત થયેલો હોય તો તે સારૂં ફળ આપવાને અસમર્થ નીવડે છે. જૈનાગમના મહાનિશીથ સૂત્રમાં અને પ્રવચનસારોદ્ધાર ગ્રંથમાં વ્યંજન શબ્દનો અર્થ તલ અને મસા એ બેજ લખેલ છે. તલ, મસાનો રંગ શ્યામ અને લહસણનો રંગ લાલ અથવા કંઇક કાળાશ ઉપર હોય છે. મસ્તક ઉપર તલ, મસા અથવા લહસણનું ચિન્હ હોય તો તે શખ્સ દરેક સ્થાને યશ–આબરૂ અને લાભ પ્રાપ્ત કરે. કપાળની જમણી બાજુ તલ હોય તો ધનપ્રાપ્તિ થાય. અને ડાબી બાજુ હોય તો તેનું થોડું પણ ફળ અવશ્ય મળે છે. પણ સાવ નિષ્ફળ તો ન જ થાય. ભ્રૂ–નેણની ઉપર તલ થયો હોય તો દેશ–પરદેશમાં મુસાફરી કરે અને લાભ પ્રાપ્ત કરે. આંખ ઉપર તલ હોય તો નાયકની પદવી પ્રાપ્ત થાય, મોઢા ઉપર તલ હોય તો ધન–વૈભવ મળે. ગાલ ઉપર તલ હોય તો ખુબસુરત સ્ત્રી પ્રાપ્ત કરે. ઉપલા હોઠ ઉપર

તલ હોય તો ધનપ્રાપ્તિ થાય અને બોલેલું વચન કાયમ રહે-માન્ય થાય. નીચલા હોઠ ઉપર તલ હોય તો કંજુસ થાય. કાન ઉપર તલ હોય તે શખ્સ ઘરેણાં તથા ઝવેરાતનો ભોગી થાય. ગરદન-ડોક ઉપર તલ હોય તો એશ-આરામનો ઉપભોગ કરે, સ્ત્રીની તરફથી વારસો સાંપડે અને દીર્ઘાયુ ભોગવે. જમણી છાતી ઉપર તલ હોય તો સારી સ્ત્રી તરફથી ફાયદો થાય તથા મનની ધારણા પૂર્ણ થાય. ડાબી તરફ તલ હોય તો ઓછું ફળ મળે પણ સાવ વ્યર્થ તો ન જ થાય. જમણા હાથ ઉપર તલ હોય તો સ્વકમાઇ ઉપર નિર્ભર રહે એટલે પોતાના હાથની કમાઇ ભોગવે. ડાબા હાથ ઉપર હોય તો પણ લાભ થાય પરંતુ વ્યર્થ ન જાય. ખંભા ઉપર તલ હોય તો દરેક જાતની વિદ્યામાં હુશીઆર થાય, ડાબા ખંભા ઉપર તલ હોય તો ઓછા ઇલમવાળો-ઓછી વિદ્યાવાળો થાય. હાથના પંજા ઉપર તલ હોય તો દિલનો દિલાવર-ઉદાર દિલનો થાય. જાંઘ ઉપર તલ હોય તો અશ્વાદિ ઉપર સવારી કરવાનું સુખ મળે અને લશ્કર-સેનામાં ફતેહ મેળવે. પગ ઉપર જે મનુષ્યને તલ હોય તે પરદેશની મુસાફરી કરે અને ફાયદો હાંસિલ કરે.

પુરૂષોને જમણી બાજુ તલ, મસા અથવા લહસણ હોય તો સારો લાભ-ફાયદો થાય. પરન્તુ જો ડાબા અંગ ઉપર હોય તો પણ થોડો ઘણો ફાયદો તો અવશ્ય કરે છે. મતલબ કે સાવ નિષ્ફળ હોતા નથી.

અગર કોઇ શંકા કરે કે-મને અમુક સ્થાને તલ, મસો કે લહસન છે; છતાં ફાયદો કેમ થતો નથી ? ઉત્તર-ફાયદો તો અવસ્ય થાય છે. પરન્તુ એ ફાયદાને આપણે સમજી શકતા નથી અથવા તો ખ્યાલમાં જ લાવતા નથી. શાસ્ત્રનું ફરમાન કદાપિ મિથ્યા હોય જ નહીં. પુરૂષોને જમણી બાજુ તલ, મસા અને

લહસણુ હોય તો પુરેપુરૂં ફળ આપે અને ડાબી બાજુ હોય તો ઓછું ફળ આપે. પણ આપે તો અવશ્ય જ.

બીજી વાત એ પણ છે કે જે મનુષ્યનું હૃદય શુદ્ધ-નિર્મળ છે, સત્ય ધર્મપર અપૂર્વ શ્રદ્ધા રાખે છે, તેનાં લક્ષણો-ચિન્હો પૂર્ણ ફળ આપે છે. પરંતુ જે મનુષ્યનું દિલ સારૂં નથી-મલીન છે. સત્યધર્મ ઉપર પૂર્ણ વિશ્વાસ નથી, વાત વાતમાં શંકિત અને તેનાં લક્ષણો ઓછું ફળ આપનાર નિવડે છે.

## હવે સ્ત્રીઓના ડાબા અંગ ઉપર તલ મસા અથવા લહસન હોય તેનું ફળ બતાવે છે.

જે સ્ત્રીના મસ્તક ઉપર તલ હોય તે રાજાની રાણી બને છે. કપાળ ઉપર તલ હોય તો દૌલતવંત-વૈભવશાળી પતિ પ્રાપ્ત કરે. આંખ ઉપર તલ હોય તો પોતાના ધણીની મીઠી નજર કાયમ રહે, ગાલ ઉપર તલ હોય તો એશ-આરામ ભોગવે, કાન ઉપર તલ હોય તો ઝવેરાત અને ઘરેણાં ખૂબ પહેરવાને મળે, ગળા ઉપર તલ હોય તો પોતાના ઘરમાં હુકમ ચલાવે, છાતી ઉપર તલ હોય તો પુત્રવતી થાય, હાથ ઉપર તલ હોય તો પોતાના પતિની પ્રીતિ સંપાદન કરે, સાથળ ઉપર તલ હોય તો તેની પાસે નોકર-ચાકર હમેશાં બન્યા રહે-કાયમ રહે. પગ ઉપર તલ હોય તો મ્હોટે ભાગે દેશ-પરદેશની મુસાફરી કરે.

પુરૂષોની માફક સ્ત્રીઓને ડાબા અંગ ઉપર તલ, મસા કે લહસન હોય તો વધારે-પૂર્ણ ફાયદો કરે અને જમણા અંગ ઉપર હોય તો થોડો ફાયદો કરે; પરન્તુ તદ્દન નિષ્ફળ તો ન જ થાય.

**ઇતિ વ્યંજન નિમિત્ત સમાપ્ત.**

## ( ૬ ) હસ્તરેખા નિમિત્ત-

આ પ્રકરણની અંદર હસ્તરેખા જોવાની તેમજ તેનું ફળાફળ જાણવાની એવી રીતે સમજણ આપવામાં આવી છે કે વિચાર પૂર્વક જોનારને માનો કે હસ્તરેખાની વિદ્યાનો એક ઉત્તમ ખજાનો મળી ગયો. હસ્તરેખામાં રહેલાં ચિન્હો-લક્ષણો મુખ્યત્વે કરીને પંચાવન માનવામાં આવેલા છે અને પંચાવનનો અનુક્રમે સ્પષ્ટ રીતે સ્ફોટ કરી નંબરવાર તેનાં ફળો આ નીચે આપવામાં આવેલાં છે એ સિવાય બીજી નાની મોટી રેખા ચિન્હોનાં પણ ફળાફળ જણાવી આખા પંજાનું સ્ફુટ વર્ણન કરવામાં આવ્યું છે. જે વાંચવાથી વધારે સ્પષ્ટ થશે.

( ૧ ) જે મનુષ્યના હાથમાં હાથીનું ચિન્હ હોય તે રાજા અથવા જાગીરદાર થાય. તેમજ હાથીઓનો સંગ્રહ કરવાવાળો પણ થાય છે.

( ૨ ) જે મનુષ્યના હાથમાં મત્સ્યનું ચિન્હ હોય તે ધનવાન અને સંતાન વાળો થાય અને સમુદ્રની મુસાફરી કરે.

( ૩ ) જેના હાથમાં પાલખી-મ્યાનાનું નિશાન હોય તે ધનવાન કે જાગીરદાર થાય અને તેની પાસે હંમેશાં નોકર-ચાકરનો સમૂહ હાજર રહે છે તેમજ મ્યાના-પાલખીનો ભોક્તા થાય છે.

( ૪ ) જેના હાથમાં ઘોડાનું ચિન્હ હોય તે શખ્સ ફોજમાં અફસર થાય, અને બીજા ઉપર હુકમ ચલાવે. રાજ્યમાં તેની આબરૂ-પ્રતિષ્ઠા વધે અને તેને ત્યાં હમેશાં ઘોડાઓનો સારો સમૂહ બાંધેલો હોય છે. ઘોડાઓનો ભોકતા બને છે.

( ૫ ) જેના હાથમાં કેશરી સિંહનું ચિન્હ હોય તે રાજા થાય, હકુમત ચલાવે અને બહાદૂર હોય.

( ૬ ) જેના હાથમાં ફૂલોની માળાનું નિશાન હોય તે કોઈપણ સ્થાને-જ્યાં જાય ત્યાં ફતેહ પ્રાપ્ત કરે, મનની ધારણા બર આવે, અને માન-પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે.

( ૭ ) જેના હાથમાં ત્રિશૂળનું ચિન્હ હોય તે ધર્મની ધ્વજા ફરકાવવામાં અને ધર્મચર્ચા કરવામાં નિપુણ થાય, જિન મંદિરોની પ્રતિષ્ઠા અને તીર્થોની યાત્રા કરે, અને ધર્મ પર દ્રઢપગે ઉભો રહે-અચળ શ્રદ્ધાવાન બને.

( ૮ ) જેના હાથમાં દેવવિમાનનું ચિન્હ હોય તે દેવમંદિરો બનાવરાવે અને સ્વર્ગની ગતિ પ્રાપ્ત કરે.

( ૯ ) જેના હાથમાં સૂર્યનું ચિન્હ હોય તે મહાન્ તેજસ્વી, તામસી પ્રકૃતિવાળો અને હિમ્મત બહાદૂર થાય.

( ૧૦ ) જેના હાથમાં અંકુશનું ચિન્હ હોય તેના ઘરે હસ્તીઓ બાંધેલા રહે અને ધનવાન થાય.

( ૧૧ ) જેના હાથમાં મોરનું ચિન્હ હોય તે જ્યાં જાય ત્યાં ફતેહ મેળવે, અને એશ-આરામ ભોગવવાવાળો થાય.

( ૧૨ ) જેના હાથમાં ચોનિનું ચિન્હ હોય તે માણસ પ્રતાપી થાય અને સુખ-ચેનથી જીવન વ્યતિત કરે.

( ૧૩ ) જેના હાથમાં કળશનું નિશાન હોય તે દેવમંદિરો નિર્માણ કરાવે અને તીર્થોની યાત્રા કરે.

( ૧૪ ) જેના હાથમાં તલવારનો આકાર હોય તે શખ્સ લડાઇમાં જય પ્રાપ્ત કરે, નશીબ ખુશ રહે અને રાજ્યની તરફથી ઇનામ પ્રાપ્ત કરે.

( ૧૫ ) જેના હાથમાં જહાજ–વહાણનું ચિન્હ હોય તે શખ્સ સમુદ્ર માર્ગનો મ્હોટો વ્યાપારી બને, અને સા ખુદ લાંબી મુસાફરી કરનાર થાય. .રી થાય.

( ૧૬ ) જેના હાથમાં લક્ષ્મીદેવીનું ચિન્હ હોય તેનો ' કાયમ હમેશાં તર રહે અને ધનની કોઇ દિવસ કમી.વિગેરે હિ.

( ૧' ા હાથમાં સ્વસ્તિક–સાથીયાનો આકાર હોય તેને હમેશાં આનંદ મંગળ વરતાય, ધનવાન થાય, ને જગતમાં માન પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે.

'સ
ની

ા હાથમાં કમંડલનું નિશાન હોય તે સુખી અને ીં હોય સાધુ લોકોની સેવા ચાકરી ઉઠાવે અને પોતે ુ સાધુ થઇ દેશ–પરદેશની મુસાફરી કરે.

ો
ુપ

ા હાથમાં સિંહાસનનું નિશાન હોય તે રાજાધિરાજ ંહાસનારૂઢ થાય અથવા રાજાનો દિવાન થાય અને હાન હકુમત ચલાવનાર થાય.

( ૨૦ ) .ના હાથમા પુષ્કરિણી-વાવડીનું નિશાન હોય તે ઉદાર દીલનો ધનવાન અને બીજાઓને મદદગાર થાય છે.

( ૨૧ ) જેના હાથમાં રથનો આકાર હોય તે દુશ્મનની ઉપર જય મેળવે છે અને તેને ત્યાં રથ, ગાડી, ઘોડાની બરકત રહે છે. કોઇ દિવસ પગે ચાલીને મુસાફરી કરવાનો સમય ન આવે.

( ૨૨ ) જેના હાથમાં કલ્પવૃક્ષનું ચિન્હ હોય તે દોલતવંત–ધનવાન અને સારા ભાગ્યવાળો હોય, જમીન તથા

( જાગીરનો ભોક્તા થાય, હૃદયની ધારણા ફળવતી થાય અને ખાન–પાનથી સુખી રહે.

( ૬ ) જેના હાથમાં પર્વતનું ચિન્હ હોય તે ઝવેરાતનો વ્યાપાર ધંધો કરે અને તેમાં લાભ પ્રાપ્ત કરે.

( ૭ ) જેના હાથમાં છત્રનું નિશાન હોય તે દેવની માફક પૂજ્ય બને છે. અથવા છત્રપતિ રાજા થાય છે.

( ૨૫ ) જેના હાથમાં ધનુષ્યનું નિશાન હોય તે લડાઈમાં ઇજ્જત યશ પ્રાપ્ત કરે, તેના ઉપર કોઈ કેસ માંડે તો તેમાં હાર ન ખાતાં ફતેહ મેળવે.

( ૨૬ ) જેના હાથમા હળનો આકાર હોય તો ખેતીવાડી કરનાર થાય અને તેને જમીન ઇનામમાં પ્રાપ્ત થાય.

( ૨૭ ) જેના હાથમાં ગદાનું ચિન્હ હોય તે મ્હોટો બહાદુર પુરૂષ થાય છે.

( ૨૮ ) જેના હાથમાં સરોવરનો આકાર હોય તે ધનથી કદી ઊણપ ન ભોગવે અને બીજાઓને ધનની સહાય કરતો રહે.

( ૨૯ ) જેના હાથમાં ધ્વજાનું નિશાન હોય તે કીર્તિમાન અને વિજયી બન્યો રહે છે.

( ૩૦ ) જેના હાથમાં પદ્મનું ચિન્હ હોય તે ચક્રવર્તિ રાજા થાય અને દેશ–દેશાંતરમાં ફતેહ પ્રાપ્ત કરે.

( ૩૧ ) જેના હાથમાં ચંદ્રનું નિશાન હોય તે મ્હોટો નશીબદાર –ભાગ્યશાળી બને ખૂબસુરત–સ્વરૂપવાન હોય.

( ૩૨ ) જેના હાથમાં ચામરનું નિશાન હોય તે રાજાધિરાજ અથવા દિવાન થાય અને હુકમત ચલાવે.

( ૩૩ ) જેના હાથમાં કાચબાનો આકાર હોય તે ભૂમિપતિ–રાજા થાય, સમુદ્રમાં પોતાના વહાણો ફેરવે, અથવા ખુદ પોતે સમુદ્રની મુસાફરી કરે અને વિમાનો વ્યાપારી થાય.

( ૩૪ ) જેના હાથમાં તોરણનું નિશાન હોય તેના ઘેર કાયમ આનંદ મંગળ વર્તે અને ઘર, હાટ તથા હવેલી વિગેરે મ્હોટા પ્રમાણમાં હોય.

( ૩૫ ) જેના હાથમાં ચક્રનું નિશાન હોય તે ચક્રવર્તિ રાજા થાય.

( ૩૬ ) જેના હાથમાં આરિસાનું ચિન્હ હોય તે દિવાન મુસદ્દી થઈ બીજા ઉપર હુકમત ચલાવે, પાછલી ઉમ્મરમાં સાધુ થઈ દુનિયાને ધર્મની તાલીમ–શિક્ષણ આપે અને આત્મજ્ઞાની બને.

( ૩૭ ) જેના હાથમાં વજ્રનું નિશાન હોય તેને હુકમ હોદ્દો –અધિકાર પ્રાપ્ત થાય, કોઈથી પરાભવ ન પામે અને મહા બળવાન થાય.

( ૩૮ ) જેના હાથમાં વેદીનો આકાર હોય તે ધર્મના મ્હોટાં મ્હોટાં કાર્યો કરે, પ્રતિષ્ઠા--મહોત્સવ આદિના વિધિ-વિધાન તેના હાથે થાય, અને ધર્મ ઉપર અચળ શ્રદ્ધાવાળો થાય.

( ૩૯ ) જેના હાથના બન્ને અંગુઠા ઉપર યવનું ચિન્હ હોય તે વિદ્યાનો જાણુ હોય, વિદ્યાથી દુનિયામાં નામના મેળવે, ધનવાન થાય, અને તેનો જન્મ પ્રાય: શુકલપક્ષમાં હોય.

( ૪૦ ) જેના હાથમાં શંખનું નિશાન હોય તે હમેશાં ધનવાન રહે છે. સમુદ્રની મુસાફરી કરે અને તેમાં લાભ પ્રાપ્ત કરે.

( ૪૧ ) જેના હાથમાં ષટ્કોણનો આકાર હોય તેની પાસે જમીન–જાગીર અને બાગ–બગીચા કાયમ રહે છે.

( ૪૨ ) જેના હાથમાં નંદાવર્ત્ત સ્વસ્તિકનો આકાર હોય તે હમેશાં આબરૂ પ્રાપ્ત કરે, લક્ષ્મી તેની પાસે વાસ કરીને રહે, અને ધર્મના કાર્યમાં ફતેહમંદ થાય.

( ૪૩ ) જેના હાથમાં ત્રિકોણનું ચિન્હ હોય તે જમીનદાર થાય અને જમીનથી ફાયદા પ્રાપ્ત કરે અને ગાય, બળદ વિગેરે જનાવરો તેનું આંગણું છોડતા નથી.

( ૪૪ ) જેના હાથમાં મુકુટનું ચિન્હ હોય તે રાજાધિરાજ થાય અથવા વિદ્વાન થાય. સહસ્ર–હજાર અવધાનના પ્રયોગ કરે અને સમસ્ત જગતને ધર્મનો ઉપદેશ કરે.

( ૪૫ ) જેના હાથમાં શ્રીવત્સનું નિશાન હોય તેના મનની ધારણાઓ પૂર્ણ થતી રહે છે અને કદી કષ્ટ પ્રાપ્ત ન થાય.

( ૪૬ ) જેના હાથમાં યશરેખા અખંડ હોય, કોઇ પણ સ્થળે તુટેલી ન હોય અને લાંબી હોય તો તે મનુષ્ય યશવાન બને, યશરેખાનું બીજું નામ પિતૃરેખા છે. યશ રેખા જો તુટી–ફુટી અને ખંડીત થયેલી હોય તો તે મનુષ્યની આબરૂ ખંડિત થઇ જાય એટલે નાશ પામે છે. યશરેખા મણિબંધ ( પોંચી પહેરવાનું સ્થાન ) થી નીકળીને અંગુઠાની નીચે અને તર્જની આંગળીના ઉપરના ભાગમાં એટલે એ બન્નેની વચ્ચે જઇને મળે છે.

( ૪૭ ) જેના હાથની ઉર્ધ્વરેખા મણિબંધથી નીકળીને તર્જની આંગળી સુધી જઈ મળે તો તે પુરૂષ રાજા અથવા દિવાન થાય.

( ૪૮ ) જેના હાથમાં વિભવરેખા અખંડ હોય–તૂટેલી ન હોય અને લાંબી હોય તો તે મનુષ્ય પોતાના કુટુંબ-પરિવારમાં નામી–આબરૂદાર થાય. વિભવરેખાનું બીજું નામ

માતૃરેખા છે. વિભવરેખા હથેળીની મધ્યમાંથી નિકળીને અંગુઠાની નીચે અને તર્જનીની ઉપર યશરેખાને જઇને મળે છે. વિભવરેખા અને યશરેખા સંધીની જગ્યાએ ન મળે તો તે મનુષ્યને સ્ત્રીનો વિયોગ થાય. અગર સ્ત્રી મૌજૂદ–વિદ્યમાન હોય તોપણ પરદેશ રહેવાના કારણે અથવા કુસંપના કારણે સ્ત્રીનો મેળાપ બહુજ થોડો રહે. એવીજ રીતે સ્ત્રીઓની રેખા માટે પણ સમજવું. તેના પતિ સાથે તેનો મેળાપ બહુ અલ્પ બને છે. પુરૂષના હાથમાં અગર યશરેખા અને વિભવ-રેખા સંધિની જગ્યાએ ન મળી હોય અને સ્ત્રીના હાથમાં મળેલી હોય તો સમજવું કે પુરૂષનો પ્રેમ ઓછો અને સ્ત્રીનો પ્રેમ વધારે હશે. એવીજ રીતે જો પુરૂષની મજકુર રેખા સંધિની જગ્યાએ મળેલી હોય અને સ્ત્રીની મજકુર રેખાઓ સંધિની જગ્યાએ મળેલી ન હોય તો સ્ત્રીનો પ્રેમ ઓછો અને પુરૂષનો પ્રેમ વધારે હશે એમ સમજવું. સ્ત્રીની વિભવ રેખા તેને સૌભાગ્યની રેખા તરીકે ફળ આપે છે.

( ૪૯ ) આયુષ્યરેખા કનિષ્ટ–ટચલી આંગળીની નીચે આવેલી હથેળીમાંથી શરૂ થઇને તર્જની આંગળીના મૂળસુધી જાય છે. એ આયુષ્યરેખા જેની અખંડિત હોય–તુટેલી નહોય અને ઠેઠ સુધી લાંબી હોય તો તે મનુષ્ય દીર્ઘાયુ પ્રાપ્ત કરે છે. એટલે આજકાલના જમાનામાં તે એકસો વર્ષનું આયુષ્ય ભોગવે. એવીજ રીતે એ આયુષ્ય રેખા મધ્યમાં આંગળીના મૂળ સુધી ગઈ હોય તો ૭૫–પોણુસો વર્ષ, અનામિકા આંગળીના મૂળસુધી ગઇ હોય તો ૫૦–પચા-સવર્ષ અને કનિષ્ઠા આંગળીના મૂળ સુધી ગઈ હોય તો ૨૫–પચીસ વર્ષનું આયુષ્ય પ્રાપ્ત કરે છે.

વર્ત્તમાન સમયમાં મનુષ્યોનું આયુષ્ય વધારેમાં વધારે ૧૨૦ વર્ષનું જૈન શાસ્ત્રની દૃષ્ટિએ ગણી શકાય. એથી પણ વધારે આયુષ્યવાળા મનુષ્યો નજરે જોવામાં અથવા સાંભળવામાં આવેછે ખરા; પરંતુ એવા દાખલા કવચિતજ બનતા હોવાથી સામાન્ય ગણનામાં એની ગણતરી કરવામાં આવતી નથી.

( ૫૦ ) આયુષ્યરેખા અને વિભવરેખાની વચમાં જે ચોકડીઓનો આકારનજરે પડે છે તેને સંપતરેખા કહે છે. ઓછી-વધતી ચોકડીઓના પ્રમાણ ઉપરથી ધનવાનપણું સમજી શકાય છે. એટલે જેટલી વધારે ચોકડીઓ હોય તેટલો વધારે ધનવાન હોય એ સિવાય વિભવરેખા અને ઊર્ધ્વ-રેખા ઉપરથી પણ ધનવાનપણાની અટકળ કાઢી શકાય છે, પરન્તુ દૃષ્ટા કુશળ-નિપુણ હોય તોજ તે અટકળ ખરી પડે છે.

( ૫૧ ) આયુષ્યરેખા અને કનિષ્ઠા અંગુલિની વચમાં જેટલી આડી રેખા પડી હોય તેને સ્ત્રીરેખા કહેવામાં આવે છે. પરન્તુ એ સ્ત્રીરેખા અખંડિત-પૂર્ણ હોવી જોઇએ. મજકુર રેખા જેટલી પડી હોય તેટલી સ્ત્રી જાણવી. છતાં પણ એકાન્ત નિયમ નથી આ બાબતમાં જમાનાનુંકુળ અને મનુષ્યના દરજ્જાનુકુળ કુશળ જ્યોતિષીઓ પોતાના અભિપ્રાય જાહેર કરે છે. જેમકે ચક્રવર્ત્તિ, વાસુદેવ, પ્રતિવાસુદેવ, છત્રપતિ અને રાજા- મહારાજાઓને માટે તેમના દરજ્જા-યોગ્યતા પ્રમાણે અને સાધારણ માણસો માટે તેની યોગ્યતા મુજબ અનુમાન કાઢી નિર્ણય કરે છે. રાજા-મહારાજાઓને ત્યાં સેંકડો સ્ત્રીઓ હોય અને ગરીબોને ત્યાં એકપણ ન હોય એ પ્રારબ્ધને

આધીન છે. ત્યાં કોઇપણ એકાંત નિયમ લાગુ પડી શકતો નથી.

(૫૨) આયુષ્ય રેખાની ઉપર અને કનિષ્ઠા અંગુલીના મૂળમાં સ્ત્રીરેખાની સામેના ભાગમાં જે રેખાઓ પડી હોય છે તે ધર્મરેખા કહેવાય છે. એ ધર્મરેખા બે અથવા ત્રણ હોય છે. જો તે અખંડ અને સાફ હોય તો તે મનુષ્ય ધર્મી હોય છે જેના હાથમા તે ધર્મરેખા ન હોય અથવા હોય છતા ખંડિત હોય તો તે અધર્મી મનુષ્ય જાણવો

(૫૩) અનામિકા આંગળીની નીચે અને આયુષ્યરેખાની ઉપર જેટલી ઉભી અને આડી રેખા હોય તેને વિદ્યારેખા કહે છે. આડી અને ઉભી મળીને જેટલી રેખાઓ પડી હોય તેટલા પ્રકારની વિદ્યાનો લાભ પ્રાપ્ત કરે. તેમજ વક્તાઅને લેખક પણ સારો થાય. વિદ્યારેખા જેટલી સ્પષ્ટઅને અખંડ હોય તેટલીજ તેની બુદ્ધિ તીવ્ર હોય.

(૫૪) તર્જની આગળીની નીચે અને વૈભવ તથા યશરેખાની સંધીના ઉપર મધ્યભાગમાંથી જે આડી રેખા નીકળે છે, અને આયુષ્ય રેખાના અન્ત ભાગમા જઇને મળે છે તેને દીક્ષા રેખા કહેવામા આવે છે. એ દીક્ષા રેખા જેટલી સ્પષ્ટ અને અખંડ હોય તેટલુંજ તે માણસ ઉત્તમ ચારિત્ર પાળે છે. તો પણ આ દીક્ષારેખાની સાથે ધર્મરેખા પણ કંઇક સંબંધ ધરાવે છે માટે એ બન્ને રેખાઓ ઉપરથી ધર્મશ્રદ્ધાનુ માપ કાઢવુ. કારણ કે કોઇ પુરૂષ ધર્મમા શ્રદ્ધાવાન હોય તથાપિ તે વ્રત –નિયમાદિ કરી શક્તો નથી જ્યારે કોઇ પુરૂષ વ્રત

–નિયમ કર્યે જાય છતાં પણ તેની ધર્મ ઉપર પૂર્ણ શ્રદ્ધા હોતી નથી. એ બન્ને રેખાઓ જો અસ્પષ્ટ જેવી હોય તો તે મનુષ્યની ધર્મમાં પૂર્ણ શ્રદ્ધા હોતી નથી.

( ૫૫ ) હથેલીની નીચે અને હાથની સંધી ઉપર અર્થાત્ મણિબંધમાં ત્રણ રેખાઓ હોય છે. તેને જવમાલા કહે છે. એ જવમાલા ઓછી–વધતી પણ હોય છે. મણિબંધના સ્થાને જે પુરૂષને એક જવરેખા હોય તે સુખી હોય બે હોય તે જગતમાં મશહુર–પ્રસિદ્ધ થાય અને ત્રણ જવમાલા હોય તો ખૂબ ધનવાન થાય. અથવા મહાન્ તપસ્વી થાય. જવમાળાનો આકાર માળાના જેવો હોય છે.

આ ગ્રંથમાં દાખલ કરેલ પંજાનું ચિત્ર જુઓ અને તેમાં જુદી જુદી રેખાઓ ઉપર આપેલા અંક સાથે ઉપર જણાવેલા અંકોનું ક્રમશઃ લખાણ મેળવવાથી દરેક રેખાઓનાં ફળાફળ સ્પષ્ટરીતે સમજી શકાશે. ઉપરોક્ત ૫૫ નંબરો સિવાય હસ્તરેખા સંબંધી બીજી પણ કેટલીક હકીકત આ નીચે આપવામાં આવે છે.

## ( હસ્તરેખા સંબંધિ વિશેષ માહિતી. )

( ૧ ) મણિબંધથી પાંચ પ્રકારની ઊર્ધ્વરેખા કે જે આંગળીઓ અને અંગુઠા તરફ જાય છે તેની માહિતી આ પ્રમાણે.— પહેલી ઊર્ધ્વરેખા જે મણિબંધથી નીકળી ને અંગુઠાની નીચે જઇને મળે તેને સલ્તનત–રાજ્ય તરફથી ફાયદો થાય, બીજી ઊર્ધ્વરેખા મણિબંધથી નીકળીને તર્જની આંગળીની પાસે જઇને મળે તે રાજા અથવા દિવાન થાય, ત્રીજી ઊર્ધ્વરેખા મણિબંધથી નીકળીને મધ્યમા

—કોઇ કોઇ આચાર્ય આ રેખાઓને પુત્ર-પુત્રીની શ્રૃંખાઓ માને છે.

હોય લીમાં યશરેખાની જમણી બાજુ અંગુઠા તરફ જેટલી
( ૫૫ ) હુભાડી રેખા ગઇ હોય તે પુરૂષ તેટલી પરદેશમાં મુસાફરી કરે અને લાભ પ્રાપ્ત કરે.

જે પુરૂષના જમણા હાથની યશરેખા અખંડ અને સાફ હોય તે મરણ બાદ સ્વર્ગની ગતિ પ્રાપ્ત કરે અને જેની વિભવરેખા અખંડ અને સાફ-સ્પષ્ટ હોય તે મરણ બાદ મનુષ્યગતિ પ્રાપ્ત કરે છે.

– ) જે મનુષ્યના ડાબા હાથની યશરેખા અખંડ અને સાફ હોય તે મનુષ્ય સ્વર્ગગતિ ભોગવીને આવ્યો છે તેમ જાણવું. તેમજ જેના ડાબા હાથની વિભવ રેખા અખંડ અને સ્પષ્ટ હોય તે મનુષ્યગતિ ભોગવીને આવ્યો છે તેમ જાણવું.

( ૯ ) જે મનુષ્યના ડાબા હાથની વિભવરેખા અખંડ, લાંબી અને સ્પષ્ટ હોય તેને ખૂબ એશઆરામ પ્રાપ્ત થાય. જેના ડાબા હાથમાં ધ્વજ અથવા ચંદ્રમાનો આકાર હોય તેને સ્વરૂપવતી સ્ત્રી પ્રાપ્ત થાય, કોઇપણ મનુષ્યને સ્ત્રીરેખા વિદ્યમાન હોય, છતાં તે દીક્ષા-સાધુપણું ધારણ કરી લે તોપણ તેને ગુરૂભક્તિ અને ધર્માજ્ઞાધારક ભક્ત સ્ત્રીઓ પૂજે છે તેમજ તે મનુષ્યને સંતાનરેખા વિદ્યમાન હોય અને દીક્ષા ધારણ કરે તો તે હાલતમાં ગુરૂની ભક્તિ કરનાર અને ધર્મનું પાલન કરનાર શિષ્યો આવી મળે છે. કેટલાક આચાર્યો કહે છે કે- પુરૂષના ડાબા હાથમાં સ્ત્રી રેખાના અગ્રભાગમાં દીક્ષા

રેખા હોય છે. માટે રેખા વિજ્ઞાન શાસ્ત્રીઓએ ધર્મરેખા અને દીક્ષારેખા ઉપર સંપૂર્ણ વિચાર કરીને જ ધર્મ શ્રદ્ધા, જ્ઞાન, અને ચારિત્રનું વર્ણન કરવું.

( ૧૦ ) अस्थिष्वर्थाः त्वचि भोगाः सुखं मांसे स्त्रियोऽक्षिषु ।
गतौ यानं स्वरे चाज्ञा, सर्वं सत्त्वे प्रतिष्ठितं ॥ १ ॥

( ઉત્તરાધ્યયન આઠમા અધ્યયનની ટીકા. )

**અર્થ**—જે મનુષ્યનાં હાડકાં મજબુત અને વજનદાર હોય તે ધનવાન થાય, જેના શરીરની ચામડી મુલાયમ-સુંવાળી હોય તે ખૂબ એશ-આરામ ભોગવે, જેનું શરીર ખૂબ જાડું હોય અને તેના હાથ-પગની નસો દેખાતી ન હોય તો તે સુખચેનથી પોતાની જીંદગી ગુજારે, જેની આંખો તેજદાર અને ખૂબસુરત હોય તેને સ્ત્રી તરફનું ઘણું સુખ હોય, જેની ચાલ સારી હોય તે વાહનનો ભોગી થાય, અને જે મનુષ્ય કષ્ટના સમયમાં પણ હિમ્મતે બહાદૂર હોય તે હમેશા સુખી જીવન ગાળે.

( ૧૧ ) चक्खुसिणेहे सुभगो दंतसिणेहे अ भोयणं मिट्ठं ।
तयनेहेण य सोक्खं नहनेहेण होइ परमधणं ॥

( શ્રી ઉત્તરાધ્યયન પન્નરમા અધ્યયનની ટીકા. )

**અર્થ**—જેની ચક્ષુઓમાં સ્નેહ-પ્રેમ હોય તે હમેશાં સૌભાગ્યવાન બની રહે, જેના દાંત સ્નિગ્ધ હોય તેને ઉત્તમ પ્રકારનાં ભોજન પ્રાપ્ત થાય, જેના શરીરની ચામડી કોમળ હોય તે હંમેશાં એશ-આરામજ ભોગવે, અને જેના નખ તેજદાર લાલરંગના હોય તેની પાસે લક્ષ્મીનો કાયમ વાસ હોય.

(૧૨) જેની ચક્ષુઓ, નાક, તથા હાથ લાંબા હોય તે લક્ષ્મીવાન થાય. જેની નાસિકા પોપટના જેવી અણીદાર હોય તે સુખી અને ધર્મમાં શ્રદ્ધાવાન થાય.

(૧૩) કંઠ, જાંઘ અને પીઠ જેની ટુંકી હોય તે શખ્સ નસીબવાન-ભાગ્યશાળી હોય. જેના કેશ, નખ, ચામડી, દાંત. અને અંગુલીના ટેરવાંઓ પાતળાં હોય તે શુભ છે અને લાંબુ આયુષ્ય ભોગવે.

(૧૪) જે મનુષ્યના હાથ-પગના તળીયા, નેત્રોના ખૂણા, નખ, તાળુ, જીભ અને હોઠ ખુબસુરત અને લાલ રંગના હોય તે એશ-આરામ ભોગવવાવાળો થાય.

(૧૫) છાતી, મસ્તક અને લલાટ પ્રદેશ જે મનુષ્યનાં પહોળાં હોય તે શુભગણાય છે. સુખ ચેન ઉડાવે. જેનો અવાજ અને નાભિ ગંભીર હોય તે પણ સુખ ચેન પ્રાપ્ત કરે.

(૧૬) જે મનુષ્યના હાથ ગોઠણ પર્યંત લાંબા હોય તે સુખી અને હિમ્મતવાન બહાદૂર હોય, જેના હાથ-પગની આંગળીઓ લાંબી હોય તે યશસ્વી હુશીયાર અને દિલનો ઉદાર થાય. જેનો લલાટપ્રદેશ ઉંચો-વિશાળ હોય તે ઉચ્ચ પદવી પ્રાપ્ત કરે.

(૧૭) જે મનુષ્યની તર્જની આંગળી ( અંગુઠા પાસેની પહેલી આંગળી ) લાંબી હોય તે તામસી પ્રકૃતિવાળો થાય અને આરામ ભોગવે. જેના હાથ-પગની આંગળીઓ લાંબી અને અણીદાર હોય તે શખ્સ ભાગ્યશાળી થાય અને સુખચેન ભોગવે.

(૧૮) જે મનુષ્યને બત્રીશે દાંત પુરેપુરા હોય તે નિર્ગ્રંથ મુનિ અથવા લક્ષ્મીવાન ગૃહસ્થ થાય. જેને એકત્રીશ અથવા

ત્રીશ દાંત હોય તે પણ શુભ ગણાય છે, અને સુખી થાય; પરન્તુ જેને ત્રીશથી પણ ઓછા દાંત હોય તે મનુષ્ય દુઃખી જીંદગી ગુજારે.

( ૧૯ ) જેના લલાટપ્રદેશમાં આડી પાંચ રેખા પડી હોય તે મનુષ્ય ૧૦૦ વર્ષ જીવે છે. ચાર હોય તો ૮૦ વર્ષ, ત્રણ હોય તો ૬૦વર્ષ, બે હોય તો ૪૦ વર્ષ, અને એક આડી રેખા પડી હોય તો ૨૦ વર્ષ જીવે છે.

( ૨૦ ) જે મનુષ્ય સદા હસમુખો અને પ્રસન્ન ચિત્તવાળો હોય તે કદી દુઃખી થતો નથી-સુખચેન ભોગવવાવાળો થાય.

( ૨૧ ) દરેક મનુષ્યના હાથમાં ત્રણ રેખાઓ અવશ્ય હોય છે. એક આયુષ્યરેખા, વચલી વૈભવરેખા અને ત્રીજી ( જે મણિબંધમાંથી નીકળી અંગુઠો અને તર્જની આંગળીની વચ્ચે જઇને મળે છે તે ) યશરેખા. એ ત્રણે રેખાઓ જેની અખંડ સ્પષ્ટ અને લાંબી હોય તો તે મનુષ્યનું આયુષ્ય, વૈભવ અને યશ સંપૂર્ણ હોય છે. પરન્તુ જો અખંડ, સ્પષ્ટ અને લાંબી ન હોય તો આયુષ્ય, વૈભવ અને યશ તેટલા પ્રમાણમાં ઓછાં સમજવાં.

( ૨૨ ) જે મનુષ્યના હાથમાં નકામી રેખાઓ ભરી હોય. અથવા બહુજ અલ્પ રેખાઓ હોય તે ઠીક નથી. કારણ કે તે મામુલી-સામાન્ય માણસ ગણાય છે.

( ૨૩ ) જેના હાથમાં કમલનું ચિન્હ હોય તે હમેશાં આનંદ-સુખ ભોગવે. અને જેના હાથમાં ભાલાનું નિશાન હોય તે જંગ કરવામાં-લડાઈ લડવામાં બહાદુર થાય છે.

( ૨૪ ) જેના હાથની દશે આંગળીઓમાં ચક્રનું નિશાન હોય તે જૈનમુનિ અથવા રાજા હોય, નવ ચક્ર હોય તો

દિવાન થાય, આઠ ચક્ર હોય તો હમેશાં લક્ષ્મી પાસે રહે, પરંતુ માંદો રહે, સાત ચક્ર હોય તો સુખી, છ ચક્ર હોય તો કામી અને પાંચ-ચાર-ત્રણ-બે તથા એક ચક્ર હોય તો ગુણવાન થાય છે,

( ૨૫ ) જેના બન્ને હાથની આંગળીઓ અને અંગુઠા પૈકી જમણામાં દક્ષિણાવર્ત્ત અને ડાબામાં વામાવર્ત્ત શંખ હોય તો તે દરેક પ્રકારે સુખી થાય છે.

( ૨૬ ) જેના હાથની આંગળીઓમાં અથવા અંગુઠામાં છીપનું ચિન્હ હોય તે મોહનીય કર્મના ઉદયથી દુઃખ પ્રાપ્ત કરે.

( ૨૭ ) જે મનુષ્યની અનામિકા આંગળીના ત્રીજા વેઢાથી કનિષ્ઠા આંગળી વધી ગયેલી હોય તો તે મનુષ્ય લક્ષ્મીવાન અને સુખી થાય, તેમજ જેની મધ્યમા આંગળીના ત્રીજા વેઢાથી તર્જની આંગળી વધી ગયેલી હોય તો તે મનુષ્ય નશીબદાર-ભાગ્યશાળી નિવડે છે.

( ૨૮ ) જેના હાથની આંગળીઓ ઉભી કરવાથી પરસ્પર મળેલી રહે-વચમાં છિદ્ર ન દેખાય તે મનુષ્ય લક્ષ્મી એકઠી કરે અને કંજૂસ થાય. જેની વચમાં અંતર પડેલું જણાય એટલે વચમાં છિદ્ર દેખાય તો તે મનુષ્ય દિલનો ઉદાર અને લક્ષ્મી સંપાદન કરવામાં બહાદુર થાય.

( ૨૯ ) જેની અનામિકા આંગળીના મૂળથી કનિષ્ઠા આંગળીનું મૂળ નીચે હોય તે મનુષ્ય બુદ્ધિવાન હોય, તેમજ જેની મધ્યમા આંગળીના મૂળથી તર્જની આંગળીનું મૂળ નીચે હોય તે મનુષ્ય બુદ્ધિવાન ઉપદેશક અને ચતુર હોય.

( ૩૦ ) અનામિકા આંગળીના નીચેના છેલ્લા વેઢામાં જેટલી

આડી રેખા હોય તેટલી તે મનુષ્ય હુકુમત ભોગવે. અને ઉભી રેખા જેટલી હોય તેટલી તેની ધર્મ ઉપર શ્રદ્ધા સચોટ બની રહે.

( ૩૧ ) મધ્યમા આંગળીના નીચેના છેલ્લા વેઢામાં જેટલી આડી અને ઉભી રેખા હોય તેટલી તે મનુષ્યની હુકુમતમાં અને ધર્મશ્રદ્ધામાં અપૂર્ણતા–ઉણપ હોય. અનામિકાથી મધ્યમા આંગળીનું ફળ ઉલટું કહ્યું છે. કનિષ્ઠા આંગળીના નીચેના બે વેઢાઓમાં જેટલી ઉભી રેખાઓ હોય તેના પ્રમાણમાં તે મનુષ્ય સુખચેનનો ભોક્તા થાય.

( ૩૨ ) તર્જની મધ્યમા અને અનામિકા આંગળીના વચલા વેઢામાં જેટલી ઉભી રેખા હોય તેટલા તે મનુષ્યને મિત્રો હોય, અને આડી રેખાઓ જેટલી હોય તેટલા દુશ્મનો હોય, તર્જની આંગળીના નીચેના વેઢામાં જેટલી ઉભી અને આડી રેખા હોય તેટલા તે મનુષ્યના અવર્ણવાદ બોલનારા હોય. અનામિકા આંગળીના વચલા અને નીચેના વેઢાની ઉભી રેખાને કેટલાક ધર્મરેખા પણ માને છે.

( ૩૩ ) પુરૂષોના જેવી રીતે જમણા હાથના લક્ષણો જોવાય છે તેવી જ રીતે ડાબા હાથના પણ જોવાં જોઇએ. જો કે જમણા હાથના લક્ષણો સંપૂર્ણ ફળ આપનારાં હોય છે. તો ડાબા હાથના લક્ષણો કંઇક અપૂર્ણ ફળ આપનારા હોય છે; પરંતુ સાવ વ્યર્થ તો જતાં નથી.

( ૩૪ ) બત્રીશ લક્ષણો પૈકી એક પણ લક્ષણ જેના હાથમાં અથવા શરીરમાં સાફ–સ્પષ્ટ હોય તો તે એક જ લક્ષણ

આખી ઉમર સુધી લાભદાયક નિવડે છે ત્યારે તેવુંજ કોઈ કુલક્ષણ શરીર ઉપર સ્પષ્ટ પડી ગયેલું જોવામાં આવે તો તે પણ આખી જીંદગી સુધી કટુ ફળનો અનુભવ કરાવે છે.

( ૩૫ ) જે મનુષ્ય પોતાના હાથની આંગલીઓના માપથી ૧૦૮ આંગળ ઉંચો હોય તે ઉત્તમ અને તેજસ્વી થાય, જેની ઉંચાઇ ૯૬ આંગળ હોય તે મધ્યમ અને જે ૮૪ આંગળ લાંબો હોય તે સામાન્ય પુરૂષ ગણાય છે. આથી પણ જેની ઉંચાઇ ઓછી હોય તે કષ્ટપૂર્વક જીવન વ્યતિત કરે.

( શરીરની ઉંચાઇ માપવાની રીત આ પ્રમાણે સમજવી.— એક લાંબી દોરી લઇ જમણા પગના અંગુઠા નીચે દબાવી મસ્તક સુધી માપવી. પછી એ દોરીને આંગળીઓ વતી માપવી. પરંતુ માપતી વખતે આંગળીઓના વચલા ટેરવાથી માપ લેવું. ઉપરના ટેરવાથી કે નીચેના ટેરવાથી બરાબર માપ આવી શકશે નહીં. )

( ૩૬ ) મહાન્ શૂરવીર, મહાન્ બુદ્ધિમાન્, મ્હોટો આબરૂદાર અને વધારે સુખી મનુષ્યો આ પંચમકાળમાં દીર્ઘાયુ ભોગવી શકતા નથી.—ટુંકી ઉમ્મરવાળા જ હોય છે. કારણ કે જ્ઞાની પુરૂષોએ આ પંચમકાળમાં ઉત્તમ વસ્તુઓનો વિનાશ ફરમાવેલ છે.

( ૩૭ ) નાસિકાના બન્ને છિદ્રો ન્હાનાં હોય તે ઉત્તમ છે. જેનું નાક હમેશાં સુકાયેલું રહે તે દીર્ઘાયુનો ભોક્તા થાય જેનાં કાન, નાક, હાથ, પગ અને નેત્રો લાંબા હોય તે દીર્ઘાયુ ભોગવે છે.

(૩૮) ચક્ષુઓ કમલ સમાન ખુબસુરત, બન્ને ખુણા લાલ, કીકી શ્યામ અને વચલો ભાગ સફેદ હોય તે ઉત્તમ નેત્રો ગણાય છે. એવાં નેત્રોવાળો પુરૂષ ભાગ્યશાળી ગણાય છે. હાથીના નેત્રો જેવાં જેનાં નેત્ર હોય તે ફોજનો અફસર થાય, મોરની ચક્ષુઓ જેવી ચક્ષુવાળો પુરૂષ મધ્યમ સ્થિતિવાળો થાય અને માંજરી આંખોવાળો આપમતલબી-સ્વાર્થી હોય.

(૩૯) જેના શરીરનો રંગ હીરા, માણેક, મોતી, સુવર્ણ અથવા હરતાલ જેવો ચમકદાર હોય તે ભાગ્યશાળી અને સુખચેન ભોગવવાવાળો થાય. જેના શરીરનો રંગ પરવાળાં અથવા ચંપાના ફુલ જેવો હોય તે ઇલકાબમંદ થાય.

(૪૦) જે મનુષ્યનો કુદરતી અવાજ સારસ, કોકિલ, ચક્રવાક, ક્રોંચ, હંસ, વીણા અને સારંગીના જેવો મીઠો હોય તો તે સુખી થાય. અને એશ-આરમ ભોગવે. જેનો કુદરતી અવાજ મેઘગર્જના જેવો અથવા હાથીના અવાજ જેવો ગંભીર હોય તે મહાન ભાગ્યશાળી થાય. મધુર અને ગંભીર અવાજવાળો પુરૂષ જ્યાં જાય ત્યાં યશ પ્રાપ્ત કરે અને મોજમજા ઉડાવે છે.

(૪૧) જે મનુષ્યની ચાલ હંસ, હાથી, સિંહ અથવા વૃષભની માફક સુંદર હોય તે સર્વત્ર યશ મેળવે છે.

(૪૨) જેના શરીરમાં પિત્ત પ્રકૃતિનું જોર વધારે હોય તે (ચાહે પુરૂષ હોય અથવા સ્રી હોય તે) બુદ્ધિવાન, ધર્મવાન અને જ્ઞાની થાય.

( ૪૩ ) તીર્થંકર અને ચક્રવર્તિના શરીરમાં ૧૦૦૮ લક્ષણ હોય છે, વાસુદેવ, પ્રતિવાસુદેવ અને બળદેવના શરીરમાં ૧૦૮ લક્ષણ હોય છે. જ્યારે તેથી પણ ઉતરતા દરજાવાળાઓના શરીરમાં ૩૨ લક્ષણ હોય છે.

( ૪૪ ) જેના હાથમાં વાજવાનું ચિન્હ હોય તે પરદેશની મુસાફરી કરે અને લક્ષ્મી સંપાદન કરે. જેના હાથમાં અષ્ટકોણનો આકાર હોય તે લક્ષ્મીવંત અને ભાગ્યશાળી થાય.

( ૪૫ ) જેના હાથમાં કુંડલનું નિશાન હોય તે ધનવાન થાય, જેના હાથમાં દેવમંદિરનું નિશાન હોય તે દેવમંદિરો નિર્માણ કરાવે, ધર્મ ઉપર પૂર્ણશ્રદ્ધા રાખે અને તીર્થસ્થાન ઉપર દેવમૂર્તિની પ્રતિષ્ઠા કરાવે.

( ૪૬ ) જેના હાથમાં સર્પનું નિશાન હોય તે તામસ પ્રકૃતિવાળો હોય; પરંતુ તેની પાસે લક્ષ્મી કાયમ રહે.

( ૪૭ ) અંગુઠો અને આંગળીઓની ઉપર જે ત્રણ ત્રણ વેઢાઓ આવે છે. તે વેઢાઓ ઉપર જે કાપાઓ પડેલા હોય છે. ( જેનાથી કુદરતી જવનો આકાર પણ બની જાય છે ) તે દશથી ઓછા હોય તો ઠીક નહીં. બાર હોય તો લક્ષ્મીવાન થાય. પંદર હોય તો મ્હોટો ધનિક થાય અને અઢાર, વીશ કે પચ્ચીશ હોય તો જ્ઞાની ઉપરાંત સુખી પણ થાય છે.

( ૪૮ ) જે મનુષ્યના હાથ ઉપર થોડા થોડા વાળ ઉગેલા હોય તો તે એશ-આરામ ભોગવે. સ્ત્રીઓના હાથ ઉપર વાળ ઉગેલા હોય તો તે ઠીક નથી. જેના હાથની નસો દેખાતી

ન હોય અને માસવડે પુષ્ટ હોય તે મનુષ્ય એશ–આરામ ભોગવે છે જેના હાથનો અ ગુઠો પ્રમાણ કરતા ન્હાનો હોય તે ઠીક નથી અ ગુઠાનો પહેલો વેઢો લાબો હોય તે મનુષ્ય ધર્મ ઉપર પૂર્ણ શ્રદ્ધાવાન થાય તેવીજ રીતે બીજો વેઢો લાબો હોય તો તે પણ શુભદાયક છે

(૪૯) જે મનુષ્યની પાચે આગળીઓના અગ્રભાગ ઉપર ચક્રનુ ચિન્હ હોય તો તે જગતમા મ્હોટો યશસ્વી થાય અને તેનુ ઉચ્ચપદ કાયમ રહે જેની તર્જની આગળી ઉપર ચક્રનુ નિશાન હોય તે મનુષ્યને મ્હોટા મ્હોટા દોસ્તો હોય અને તેનાથી લાભ થાય પરન્તુ એ ચક્ર દક્ષિણા વર્ત્ત હોવુ જોઇએ કદાચ વામાવર્ત્ત હોય તો તેથી અલ્પ ફળ પણ મળે છે એવીજ રીતે જેની મધ્યમા આગળીના અગ્રભાગ ઉપર ચક્ર હોય તેને જમીનદ્વારા લાભ પ્રાપ્ત થાય જેની અનામિકા આગળીના અગ્રભાગ ઉપર ચક્રનુ નિશાન હોય તે વિદ્વાન હોય અને વિવિધ પ્રકારની વિદ્યાઓનો જાણકાર હોય, તેમજ જે કામનો પ્રારભ કરે તેમા ફત્તેહમદ થાય અગર તે મનુષ્ય દુની આનો ત્યાગ કરી દીક્ષાનો સ્વીકાર કરે તો તે રાજાઓનો પણ ધર્મગુરૂ બને. અને પૂજનીક થાય પરન્તુ એ દક્ષિણાવર્ત્ત હોવુ જોઇએ જો કદાચ વામાવત્ત હોય તો તેથી ઓછુ ફળ મળે પણ નિષ્ફળ ન થાય

(૫૦) જેની કનિષ્ઠા અ ગુલિના અગ્રભાગ ઉપર ચક્ર હોય તે દેશ–પરદેશી સફર કરે અને લક્ષ્મી સ પાદન કરે જેની પાચે આગળીના અગ્રભા ા ઉપર શ ખ હોય તો તે પણ શુભ છે જેની પાચે આગળીઓના અગ્રભાગ ઉપર છીપનુ ચિન્હ હોય તે ક જુસ હોય જેની દશે આગળી-

ઓના અગ્રભાગ ઉપર ચક્ર હોય તો તે મ્હોટો રાજા અથવા યોગીરાજ હોય.

( ૫૧ ) જેના પગમાં ચક્રનો આકાર હોય તે દોલતમંદ—લક્ષ્મીવાન અને દિલનો દિલેર—ઉદાર થાય. જેના પગમાં અંગુઠાથી નીકળીને નવ આંગળ લાંબી ઊર્ધ્વરેખા પગની પાની સુધી લાંબી ચાલી ગઇ હોય તે મનુષ્યં રાજા અથવા યોગી હોય.

( ૫૨ ) જેના પગમાં ધ્વજાનું નિશાન હોય તો દુનિયામાં તેની ખૂબ કીર્તિ ફેલાય છે, જેના પગમાં રથનો આકાર હોય તેના ઘરે રથ, ગાડી, ઘોડા વિગેરે વાહનો કાયમ રહે. જેના પગમાં પદ્મનું ચિન્હ હોય તે વૈરાગ્ય પ્રાપ્ત કરી મહાન્ સાધુ મહાત્મા થાય.

( ૫૩ ) જેના પગમાં ચંદ્રમાનું નિશાન હોય તે દેવની જેમ હમેશાં પૂજાય છે, જેના પગમાં ત્રિશૂળનું નિશાન હોય તે સાધુ થાય પરન્તુ તેનાથી ધર્મનું આરાધન થઇ શકે નહીં. જેના પગમાં મયૂરનું ચિન્હ હોય તે શુભ છે, તેની ધારણા સફળ થાય. જેના પગમાં કાચબાનું ચિન્હ હોય તે પાણીમાં તરતાં શીખે અને સમુદ્રની મુસાફરી કરે.

( ૫૪ ) જેના પગમાં અષ્ટ પાંખડીવાળું કમળ હોય તે રાજાધિરાજ હોય, જેના પગના અંગુઠા નીચે જવનો આકાર હોય તે મહાન્ જંગબહાદુર અને લક્ષ્મીવાન હોય.

( ૫૫ ) જેના પગમાં પદ્મનું ચિન્હ હોય તે રાજાધિરાજ અથવા રાજઋષિ હોય. જેના પગમાં ધ્વજા હોય તે જગતમાં યશસ્વી થાય અને પ્રખ્યાતિ પામે. જેના પગમાં છત્રનું

નિશાન હોય તે છત્રપતિ રાજા થાય અને અમલદારી પ્રાપ્ત કરે, જેના પગમા ધનુષ્યનો આકાર હોય તે હમેશા બીજાની સાથે લડાઇઓ કર્યા કરે અને જેના પગમા સર્પનું ચિન્હ હોય તેનુ મૃત્યુ ઝેરથી થાય.

(૫૬) જેના પગમા સ્વસ્તિકનુ ચિન્હ હોય તે સંસારનો ત્યાગ કરી દીક્ષાનો સ્વીકાર કરે, ધર્માચાર્ય બને, અને દુનિયાને ધર્મનુ શિક્ષણુ આપે જેના પગમા હળ, વજ્ર અથવા કમળનુ ચિન્હ હોય તે રાજા અથવા નિર્ગ્રંથ મુનિ થાય જેના પગમા ચક્રનુ નિશાન હોય તે મહાન ભાગ્યશાળી થાય અને કાયમ તદુરસ્ત તથા લક્ષ્મીવાન રહે

## સ્ત્રીઓનાં લક્ષણ વિષે કઇક વિશેષ.

(૧) જેવીરીતે પુરૂષોના જમણા અગના લક્ષણો શુભ અને લાભદાયક નિવડે છે તેવી રીતે સ્ત્રીઓના ડાબા અગના લક્ષણો લાભદાયક હોય છે

(૨) જે સ્ત્રીનુ મુખ ગોળ અને ખુબસુરત હોય અને મસ્તકના કેશ લાબા હોય તે પદ્મણીના લક્ષણો જાણવા જે સ્ત્રીના શરીર ઉપર કેશ જુજ હોય તેની પાસે લક્ષ્મી કાયમનો વાસ કરીને રહે છે પાતળા હૃદયવાળી સ્ત્રી હમેશા ખાનપાનમા સુખી રહે અને દીલની ઉદાર હોય

(૩) જે સ્ત્રીનુ લલાટ-કપાળ ન્હાનુ હોય તે ઠીક નથી મ્હોટા લલાટવાળી સ્ત્રી સદા એશઆરામ ભોગવે જેના લલાટમા ડાબી તરફ ન્હાનો તલ હોય તે સર્વત્ર યશ પ્રાપ્ત

કરે. બહુ લાંબી અને બહુ ઠીંગણી સ્ત્રી પોતાના પતિની આજ્ઞાનો અનાદર કરે–પતિની આજ્ઞા માને નહીં.

( ૪ ) જે સ્ત્રીનું નાક ન્હાનું અને ખુબસુરત હોય તે સુખ પૂર્વક જીંદગી વ્યતીત કરે, જેની આંખો માંજરી હોય તે આપમતલબી–સ્વાર્થી હોય, જે સ્ત્રીના શરીર ઉપર કેશ–રૂંવાટા થોડા હોય, નિદ્રા અલ્પ હોય, પરસેવો પણ બહુજ અલ્પ હોય તે શ્રેષ્ઠ ગણાય છે. કારણ કે એ પદમણી સ્ત્રીનાં લક્ષણો છે.

( ૫ ) જે સ્ત્રીના હસ્તમાં ચક્ર, ધ્વજા, છત્ર, ચામર, તોરણ, અંકુશ, કુંડલ, હાથી, ઘોડા, રથ, જવ, પર્વત, માછલી, મહેલ, કલશ, પદ્મ, તલવાર, કમલ અને ફુલમાળા વિગેરે ચિન્હ હોય તે લક્ષ્મીવતી થાય સુખચેનનો ઉપભોગ કરે અને જગતમાં તેની કીર્તિ વિસ્તાર પામે છે.

( ૬ ) જે સ્ત્રીના હોઠ પાતળા અને લાલ હોય તે હમેશાં સુખ પ્રાપ્ત કરે, જે સ્ત્રીનો નાભિપ્રદેશ ઉંડો અને ગંભીર હોય તેની પાસે લક્ષ્મી સર્વદા વાસ કરીને રહે છે. હસવાથી જે સ્ત્રીના ગાલમાં ખાડા પડતા હોય તે ખુશમિજાજ અને પતિ સાથે સ્નેહ રાખનાર હોય, જે સ્ત્રીના પગ ઉપર ઘણાં વાળ ઉગેલા હોય તે હમેશાં ધનની તંગી ભોગવે.

( ૭ ) કોયલના અવાજ સમાન જેની વાણી મધુર હોય તે સ્ત્રી સૌભાગ્યશાળી જાણવી. તેનો ખજાનો કાયમ ભરેલો રહે અને સર્વત્ર તેની કીર્તિ વિસ્તાર પામે.

( ૮ ) જે સ્ત્રીના દાંત ન્હાના અને પાતળા હોય તે સર્વદા

ખાનપાનથી સુખી હોય, જે સ્ત્રીની નાસિકાના બન્ને છેદ ન્હાનાં હોય, કેશ પાતળા અને ચમકદાર હોય આંખોમાં શરમ ભરેલી હોય તે શુભ લક્ષણો જાણુવાં. કારણ કે એ લક્ષણો પદમણીમાં પણ હોય છે.

(૯) જે સ્ત્રીના પગની તર્જની અંગુલી અંગુઠાથી મ્હોટી હોય તે પતિના હુકમનો સ્વીકાર ન કરે, જે સ્ત્રીના પગની તર્જની અંગુલી કરતાં મધ્યમા અંગુલી લાંબી હોય તે અભિમાનીની હોય, એજ કારણથી તે કષ્ટ પ્રાપ્ત કરે. જે સ્ત્રીની નાભિ બહાર નીકળેલી હોય, હોઠ શ્યામ રંગના હોય અને દાંત બહાર નિકળેલા હોય તે સ્રીને પતિ તરફથી સંપૂર્ણ સુખ ન મળે અને કષ્ટથી દિવસો ગુજારે.

(૧૦) જે સ્ત્રીના ડાબા પગમાં સાત અંગુલ લાંબી ઊર્ધ્વ રેખા હોય તે રાજાની રાણી થાય અથવા તેને લક્ષ્મીવાન પતિ મળે, અને પોતાના ઘરમા સારી પ્રતિષ્ઠા–માન પ્રાપ્ત કરે. જે સ્ત્રીની ભ્રૂ–નેણ લાંબી હોય તે હંમેશા સુખ ભોગવે. જે સ્ત્રીના બત્રીશે દાંત એક સરખા અને ખૂબસુરત હોય તે સર્વદા મિષ્ટ ભોજનનો ઉપભોગ કરવાવાળી અને સુખી હોય.

(૧૧) જે સીના ગળા ઉપર ત્રણ આડી રેખા પડી હોય તે સૌભાગ્યશાળી અને આરામ ભોગવવાવાળી હોય.

ઇતિ હસ્તરેખા સંપૂર્ણ.

## (૭) ઉત્પાત નિમિત્ત--

(૧) દુનિયામાં વસતા મનુષ્યોનું પ્રારબ્ધ જ્યારે કમજોર થઈ જાય છે ત્યારે કદિ પણ ન બનેલા બનાવો—અસંભવિત બનાવો બનવા લાગે છે. એ અસંભવિત બનાવોનું બીજું નામ ઉત્પાત છે. જે જે ઉત્પાતોની અસર સામાન્ય જનતા ઉપર જેવી રીતે થાય છે તેજ આ પ્રકરણમાં બતાવવામાં આવશે. ઉત્પાત થવાથી કેવા કેવા ફળો અનુભવવા પડશે, તે સંબંધી કંઇક માહિતી આમાં આપવામાં આવશે. વિજળી થવાથી કેટલા ગાઉ સુધી તેની અસર થશે અને ગર્જના થવાથી કેટલે દૂર સુધી તેનો શબ્દ સાંભળી શકાય વિગેરે હકીકત આમાં આપવામાં આવી છે.

(૨) વાસ્તવિક રીતે જોતાં ખરીવાત તો એ છે કે દુનિયા ઉપર જ્યારે ખરાબ દિવસો શરૂ થવાના હોય છે ત્યારે નિમિત્તો પણ એ દુર્દિનોને અનુકૂળ જ શરૂ થાય છે. જો દેશ, શહેર અથવા જંગલમાં ઉત્પાતનો સંભવ જણાય તો ચોક્કસ સમજો કે તે તે સ્થાનોના અશુભ-બુરા દિવસોની એ નિશાની છે. જે શહેરના દરવાજા ઉપર અથવા દેવમંદિરના શિખર ઉપર વિજળી પડે તો ત્યાં છજ મહિનામાં દુશ્મનોનું જોર વૃદ્ધિ પામે. જે દેશમાં નદીઓનું પાણી જે તરફ વહેતું હોય તે બદલી જઈ બીજી તરફ—ઉલટું વહેવા માંડે ત્યાં એક વર્ષમાં અમલદારી બદલબદલ થઇ જાય અથવા નષ્ટ થાય.

(૩) જ્યાં દેવમૂર્તિ હસવા લાગે, રોતી હોય તેમ જણાય

અથવા સિંહાસનથી સ્વયમેવ નીચે ઉતરી જાય તો ત્યાં રાજાઓમાં લડાઈ જાગે. અને પરિણામે સમગ્ર દેશ બરબાદ થઈ જાય.

૪ ) જ્યાં દીવાલ ઉપર ચીતરેલી પુતળી રોવા લાગે, હસતી હોય તેવો ભાસ થાય, અથવા ભ્રુકુટી ચઢાવી ગુસ્સો કરે તો ત્યા લડાઇ જામે, લોકોને ઘર બાર છોડી ભાગી જવું પડે, અને આખો દેશ ઉજ્જડ થઈ જાય. જ્યાં અર્ધરાત્રિએ કાકપક્ષી બોલે ત્યાં દુષ્કાળ પડે અને લોકોના દુર્દિનની શરૂઆત થાય.

૫ ) જે મુલ્ક-દેશના રાજાનો ડંકો તથા નિશાન લડાઈમાં જતી વખતે વિના કારણુ ભાંગી-તુટી જાય તેનો લડાઈમાં પરાજય થાય. જ્યાં દેવમંદિર, અથવા રાજાના ચમરમાંથી અગ્નિ વિના આગના અંગારા ઝરવા લાગે ત્યાં લડાઇ-ઝઘડા થવાથી ઘણુાને નુકશાન થાય.

૬ ) જ્યાં વૃક્ષોમાંથી લોહીની ધારા વછુટે ત્યાં ક્લેશ-બખેડા વધે અને લડાઇ પણુ થાય. જ્યાં રાજાના છત્રમાં આગ લાગે ત્યાં રાજદ્રોહ ઉત્પન્ન થાય.

૭ ) જો રાજાના કોઠારમાંથી અથવા આયુધશાળામાંથી વિના અગ્નિ ધુમાડો નિકળવા માંડે તો લડાઇ અને ક્લેશ-કંકાસ વધે જ્યાં વૃક્ષોમાંથી દુધ ઘી અથવા મધની ધારા છુટે ત્યાં લોકોમાં બીમારી-માંદગી અને તે સાથે દુર્દિનની શરૂઆત થાય. કોઈપણુ ઉત્પાતનું ફળાફળ છ અથવા બાર માસમાં તો મળવુંજ જોઇએ. જો તેમ ન થાય તો એ ઉત્પાત ખોટો છે એમ સમજવું.

૮ ) જ્યાં દેવમૂર્તિ અકસ્માત તુટી જાય, યા નેત્રોમાંથી આંસુ

ઝરે, પરસેવો થઇ જાય અથવા મુખથી બોલતી જણાય તો તે દેશના રાજાનું અને લોકોનું નુકશાન થાય. અને આફત આવે. દેવમંદિર રાજમહેલ, ધ્વજાપતાકા યા તોરણ અગ્નિથી અથવા વિજલી પડવાથી બળવા માંડે એ દુર્દિનોની નિશાની છે. અને કોઇ પણ પ્રકારની આફત આવે.

( ૯ ) જ્યાં અગ્નિ વિના ધુમાડો નિકળવા માડે, આકાશમાંથી ધુળની વૃષ્ટિ થવા માંડે, દિવસ છતાં પણ વિના કારણ અંધારૂં છવાઇ જાય, એ દુર્દિનોની નિશાની છે. રાત્રિના વરસાદ વિનાના અથવા મેઘવાળાં વાદળાં વિનાનાં આકાશમાં તારા નજરે ન પડે અને દિવસે જોવામાં આવે તો તે ઠીક નથી. કારણ કે તેથી કોઇપણ પ્રકારની આફત પેદા થાય. વૃક્ષોમાંથી અચાનક રોવા જેવો અથવા બોલવા જેવો અવાજ નિકળે તે સારૂં નહીં. કારણ કે એ દુર્દિનોની આગાહી છે. વૃક્ષોના ઉત્પાતનું ફળ લગભગ દશ મહિનામાં મળવું જોઇએ અગર એ મુદતમા ન મળે તો ખોટું સમજવું.

( ૧૦ ) જ્યાં આકાશમાં લોહી, ચરબી, માંસ અથવા હાડકાની વૃષ્ટિ થાય ત્યા કોઇ પણ પ્રકારનો રોગ ફેલાય. જે શહેર ઉપર આકાશમાથી કોલસા યા ધુલની વૃષ્ટિ થાય તો તે શહેરના લોકો ઉપર આફત પ્રાપ્ત થાય.

( ૧૧ ) જ્યા કોઇ નદીમાં તેલ, લોહી અથવા માંસ વહેતું નજરે પડે તો તેની આસપાસના ગામો--નગરો ઉપર દુશ્મનોનું જોર વધે. કોઇ પણ કુવામાંથી અગ્નિની જ્વાળા અથવા ધુમાડો નિકળતો નજરે પડે તો આસપાસના મકા-

નોમાં બીમારી–રોગ ફેલાય જે મકાનોની આસપાસ કુતરાંઓનું રૂદન સંભળાય તે અશુભસૂચકછે.

(૧૨) વિજળી ૮૦ કોશ સુધી નજરે પડે છે. જ્યારે મેઘની ગર્જના ૧૦૦ કોશ પર્યંત સંભળાય છે. જૂના જમાનામાં વરસાદનું પાણી મીઠું અને સ્નિગ્ધ હોઇને જમીનને ખુશબોદાર બનાવતું હતું. પુષ્કરાવર્ત્ત મેઘનું પાણી ઘૃત અથવા દુધની જેમ તાકાત–બળ ઉત્પન્ન કરતું. અને બાર બાર વર્ષો સુધી જમીન તરાવર બની રહેતી. જેથી ખેતીવાડીને પણ ખુબ પેદાશ થતી. પરન્તુ હાલના જમાનામાં એવા વરસાદ હવે નથી રહ્યા. જેવો જમાનો તેવો વરસાદ અને ખેતીવાડી પેદા થાય છે. વરસાદ થતી વખતે મયૂરનું બોલવું શુભ છે. દુનિયાને ખેતી વિગેરેનો જરૂર ફાયદો થાય.

(૧૩) વરસાદ, વાયુ વિગેરે નિમિત્તો જીવોના પુણ્યાનુસાર થાય છે. જોકે જે લોકોને પુણ્ય–પાપ ઉપર વિશ્વાસ નથી તેની વાત જૂદી છે; પરંતુ પુણ્ય–પાપ રૂપી સડક એવી છે કે છેવટે તેના ઉપર આવ્યા વિના ચાલતું નથી. જુના જમાનાના લોકો નિમિત્ત જ્ઞાન જાણતા હતા અને તદનુકૂળ પ્રવૃત્તિ કરતા હતા; પરન્તુ વર્ત્તમાન સમયમાં કેટલાએક લોકો આ વાતને મશ્કરીમા ઉડાવી દે છે. ગમે તેમ હો પરન્તુ નિમિત્ત જ્ઞાન એ વસ્તુ સાચીજ છે. માત્ર જાણનાર હોંશીયાર હોવો જોઈએ.

(૧૪) લડાઈમાં જતી વખતે રાજાનો મુગટ, હાર અથવા કોઈપણ આભૂષણ તુટી જાય અથવા પડી જાય તો તેની ફતેહ–જય ન થાય. જંગલના ઘણાં જનાવરો અચાનક

શહેરમાં આવી જાય તે ઠીક નથી. કારણકે તે અશુ
સૂચક છે. જે સ્થાનના કુવાનું મીઠું પાણી ખારૂં, ખાટું
અથવા કડવું થઇ જાય તો તે સ્થાનની આસપાસન
લોકોમાં બીમારી ફેલાય. જે સ્થાનના વૃક્ષોમાં એ
ફળ ઉપર બીજું ફળ લાગે, અથવા એક ફુલ ઉપ
બીજું ફુલ આવે તો તે સ્થાન ઉપર આફત આવે. જે
જિનમંદિરના શિખરમાંથી અગ્નિ વિનાનો ધુમાડો
નિકળતો જોવામાં આવે તો તેની આસપાસ વસનારાઓ
માટે એ ઠીક નથી; કારણકે દુર્દિનોની એ નિશાની છે.

( ૧૫ ) મંદિરના શિખર ઉપર ઘુવડ આવીને બેસે તો ત્યાં
દુષ્કાળ પડે. જ્યાં સર્પ પોતાની પૂંછડી ઉંચી કરીને
ચાલે ત્યાં લડાઇ ફેલાય અને લોકોમાં ફિકર ઉત્પન્ન થાય

( ૧૬ ) જ્યાં જિનમંદિરના શિખર ઉપર ચડાવેલી ધ્વજા તેજ
દિવસે પડી જાય તો ત્યાંના લોકોને નુકશાન થાય.

( ૧૭ ) જે મનુષ્યના હાથથી જિન મૂર્તિનું મસ્તક તૂટી જાય
તેની લક્ષ્મી નાશ પામે અને મરણાંત કષ્ટ પ્રાપ્ત થાય.

( ૧૮ ) લડાઇમાં જતી વખતે જે રાજાના રથ ઉપર ઘુવડ આવી
બેસી જાય તેનો જય થવો બહુ મુશ્કેલ છે. દુ:ખી થા
અને મરણાંત કષ્ટ આવે.

## ઇતિ ઉત્પાત નિમિત્ત સંપૂર્ણ.

## (૮)-અંતરિક્ષ નિમિત્ત–

(૧) આ નિમિત્ત પ્રકરણની અંદર ઉલ્કાપાત, દિગ્દાહ, ગંધર્વ નગર અને ઇંદ્રિધનુષ્યના વિવિધ આકારો આકાશમાં નજરે પડવાથી તેની દુનિયા ઉપર શી અસર થાય, અથવા શું લાભાલાભ થાય ? તેમ જ પુછડીયા તારાનો ઉદય થવાથી દુનીયા ઉપર નફા–નુકશાનની કેવી અસર થશે ? એ હકીકત સ્પષ્ટ સમજાવવામાં આવી છે.

(૨) પુદ્ગલના પરમાણુઓથી વિવિધ પ્રકારના આકાર–દશ્યો આકાશમાં બને છે અને આપણી નજર સામે દેખાય છે તેને ઉલ્કા નામથી સંબોધવામાં આવે છે. એ ઉલ્કા જો ભૂત, પ્રેત, રાક્ષસ, ઉંટ, વાનર, અથવા હરણની આકૃતિ જેવી નજરે પડે તો તે ખરાબ ફળને આપનારી થાય છે. સર્પ, ઘો અને બે મસ્તકવાળી ઉલ્કા પણ અશુભસૂચક ગણાય છે.

(૩) ઉલ્કા જો ચંદ્ર–સૂર્યનો સ્પર્શ કરીને નીચે પડે તો તે સ્થાને રાજ્યનો ફેરબદલો થાય અને દુષ્કાળ પડે. સુર્યમાથી નિકળેલી ઉલ્કા જો મુસાફરીએ જનાર મનુષ્યની સામે આવતી આકાશમાં નજરે પડે તો તે મુસાફરીએ જનાર મનુષ્યને લાભદાયક નિવડે છે.

(૪) કોઇપણ દેવમંદિર અથવા ઇંદ્રધ્વજા ઉપર ઉલ્કા પડે તે સ્થાનના રાજા માટે અને સલ્તનત માટે દુર્દિનોની નિશાનીરૂપ ગણાય છે. જો કોઇ મનુષ્યના ઘર ઉપર ઉલ્કા પડે તો તે ઘરવાળા મનુષ્યોને સંકટ પ્રાપ્ત થાય, દંડના આકારની ઉલ્કા આકાશમાં ઘણીવાર સુધી જો નજરે પડે તો રાજાને ગુસ્સો ઉત્પન્ન થાય. જે ઉલ્કા ઉલટી ચાલે એટલે જ્યાંથી નિકળી હોય તે તરફ પાછી

વળી જાય તો વ્યાપારી લોકોને નુકશાન થાય. વક્ર–વાંકી ગતિ-વાળી ઉલ્કા રાજાની રાણીઓને અને ઊર્ધ્વગતિવાળી ઉલ્કા બ્રાહ્મણોને તકલીફ–દુઃખ ઉત્પન્ન કરે. મોરપીંછના આકારવાળી ઉલ્કા જગતને અને મંડળની આકૃતિવાળી–ગોળ ઉલ્કા તે શહેરને નુકશાન કરનારી થાય છે.

( ૫ ) જે ઉલ્કા બળદને આકાર બનીને આકાશમાંથી નીચે પડે તો તે સ્થાનની ખેતીવાડીને નુકશાન થાય. ચક્રની માફક ફરતી ઉલ્કા જો આકાશમાંથી નીચે પડે તો તે સ્થાનના મનુષ્યો બરબાદ થાય–નાશ પામે.

( ૬ ) સિંહ, વાઘ, વરાહ, શ્વાન, ઘોડા, ધનુષ્ય, ગર્દભ, વજ્ર, તલવાર, શીયાળ, બકરા, કાગડો. સસલો, મગરમચ્છ, રીંછ, હળ અને અજગરના આકારની ઉલ્કા આકાશમાંથી નીચે પડે તો ત્યાંના દેશવાસીઓને નુકશાન થાય. અગર કોઇપણુ સ્થાને આખો દિવસ ઉલ્કા નજરે જણાય તો સમજવું કે તે સ્થાનના રહેવાવાળા ઉપર સંકટ ઉત્પન્ન થાય.

( ૭ ) કમળ, લક્ષ્મીદેવી, વૃક્ષ, ચંદ્ર, સૂર્ય, નંદાવર્ત્ત, કળશ, ધ્વજા–પતાકા, હાથી, છત્ર, સિંહાસન, રથ, અથવા મુદ્ગરના આકારની ઉલ્કા જો આકાશમાંથી નીચે પડે તો તે મુલ્ક–દેશના રહેવાસીઓને લાભદાયક થાય. જે વખતે વરસાદ જોરથી વરસતો હોય તે વખતે ઉલ્કાપાત થાય અને કાળા પત્થર આકાશમાંથી નીચે પડે ત્યાં જાનવરો મરણ પામે.

( ૮ ) જે સ્થાને સંધ્યા સમયે–સૂર્યાસ્ત થયા પછી અને ચંદ્રોદય થયા પૂર્વે આકાશ એકદમ લાલ વર્ણનું થઈ જાય, અને કેટલીકવાર સુધી એજ સ્થિતિમાં કાયમ રહે તેને દિગ્દાહ કહેવામાં આવે છે. જે સ્થાને દિગ્દાહ નજરે પડે તે સ્થાને લડાઈ–

ટા પેદા થાય, અને લોકો સંકટમાં મૂકાય. અગર એ દિગ્દાહમાંથી મનુષ્યના આકારવાળી એક મૂર્ત્તિ હાથ ફેલાવતી નજરે દેખાય અને પાછી સંતાઈ જાય, વળી પાછી પાછળ મસ્તક ઉપર હાથ મૂકી રોતી નજરે પડે તો ત્યાં લડાઇ મચે, તલવારો ચાલે અને હજારો મરણને શરણુ થાય. જે સ્થાનના લોકોને આકાશમાં નકલી વાજાંઓ વાગતાં સાંભળવામાં આવે ત્યાં સંકટ ઉત્પન્ન થાય અને ઘર છોડીને નાશી જવાનો સમય પ્રાપ્ત થાય.

( ૯ ) આકાશની અંદર તરહ તરહના રંગબેરંગી પુદ્ગલ પરમાણુઓનું પરિણમન થઇ નગર જેવો આકાર નજરે પડે તેને ગંધર્વ નગર કહેવામાં આવે છે. અગર શ્યામ-કાળા વર્ણનું ગંધર્વ નગર નજરે પડે તો તે અશુભ સમજવું. લાલ રંગનું નજરે પડે તો તેથી જનાવરો ઉપર સંકટ આવી પડે. લીલું, પીળું, સફેદ, લાલ અથવા શ્યામ કોઇપણ રંગનું ગંધર્વ નગર પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ દિશા માટે લાભદાયક નથી.

( ૧૦ ) ઉત્તર દિશામાં ઉત્પન્ન થયેલ ગંધર્વ નગર કે જેમાં ઘેરો, સાફ અને ચમકદાર રંગ ભરેલો હોય અને વળી તેમાં કિલ્લો, તોરણુ, વૃક્ષ અને પશુ-પક્ષીના આકારો સારી રીતે નજરે પડે તો અલબત્ત શુભ ગણાય અને ત્યાંના લોકોને લાભ-ફાયદો થાય.

( ૧૧ ) ઇશાન, અગ્નિ અને વાયવ્ય ખુણામાં ગંધર્વ નગર નજરે પડે તો શૂદ્રોને સંકટ પ્રાપ્ત થાય, પાંડુ રંગનું ગંધર્વ નગર કોઈપણુ દિશામાં હો પણ તેથી દેશમાં મહાવાયુ ચાલે અને મ્હોટાં મ્હોટાં વૃક્ષોને મૂળથી ઉખેડી નાંખે.

( ૧૨ ) પીળા રંગનો દિગ્દાહ નજરે પડે તો સલતનતમાં

—રાજ્યમાં વિરોધ પેદા થાય. અગ્નિના સમાન લાલવર્ણનો દિગ્દાહ દેશભંગનો સૂચક છે. જે દિગ્દાહમાં સૂર્યસમાન રોશની—તેજ ચમકતું હોય તો રાજાના હૃદયમાં ગુસ્સો ઉત્પન્ન થાય. પૂર્વદિશામાં દિગ્દાહ હોય તો ક્ષત્રિયોને, પશ્ચિમ દિશામાં દિગ્દાહ હોય તો ખેડુતોને, દક્ષિણ દિશામાં હોય તો વણિકોને અને ઉત્તર દિશામાં હોય તો બ્રાહ્મણોને સંકટ ઉત્પન્ન થાય.

( ૧૩ ) આકાશ સ્વચ્છ હોય, તારાઓ નજરે પડતા હોય અને મંદ મંદ પવન ચાલતો હોય તે વખતે સુવર્ણ જેવા રંગનો દિગ્દાહ નજરે પડે તો રાજા તથા પ્રજાને લાભ થાય.

( ૧૪ ) સૂર્યાસ્ત થયા પછી જ્યાં સુધી આકાશમાં તારાઓ ન દેખાય ત્યાંસુધીના સમયને સંધ્યા સમય કહેવામાં આવે છે. એ સંધ્યાથી થતા લાભાલાભ અહીં જણાવવામાં આવે છે. તાંબાના જેવી વર્ણવાળી સંધ્યા અને પીળાવર્ણની સંધ્યા ફોજને અને ફોજના અફસરને માટે અનિષ્ટકારક નિવડે છે. લીલાવર્ણની સંધ્યા ખેડુતો માટે અનિષ્ટકારક જાણવી. કેમકે તેથી અનાજ અને જાનવરોની બરબાદી થાય છે. ધૂમ્રવર્ણી સંધ્યા ગાયોને માટે અનિષ્ટદાયક થાય—ગાયો ઉપર સંકટ પેદા થાય મજીઠના જેવી વર્ણવાળી સંધ્યાથી અગ્નિનો પ્રકોપ ઉતરે, પીળાવર્ણની સંધ્યાથી વાયુનો ઉત્પાત થાય અને વરસાદ વરસે. ભસ્મ—રાખના વર્ણ જેવી સંધ્યા હોય તો વરસાદ ન થાય.

( ૧૫ ) સંધ્યા કાળના વાદળામાં હાથી, ઘોડા, ધ્વજા, છત્ર અને પહાડ જેવી આકૃતિઓ નજરે પડે તો તે શુભ છે. તેથી ફતેહ થાય અને ત્યાંના લોકો સુખચેન ઉડાવે.

( ૧૬ ) જે દેશની અંદર પુંછડીઓ તારો નજરે પડે ત્યાંના રાજા અને પ્રજા ઉપર ઈશ્વરીકોપ ઉત્પન્ન થાય. એ પુંછડીયા

તારાની શીખા જે તરફ ઝુકેલી–નમેલી હોય તે દિશાના લોકો વધારે સંકટમાં મુકાય. પુછડીઆ તારાના છેડા ઉપર બીજો કોઇ તારો નજરે પડે તો તે દેશમાં બીમારી ઉત્પન્ન થાય. અને દેશ બરબાદ થઈ જાય.

( ૧૭ ) વરસાદના દિવસોમાં આકાશમાં ઇંદ્રધનુષ્ય નજરે દેખાય તે શુભ છે–તેથી લાભ થાય. ચંદ્ર–સૂર્યની ચારે તરફ ગોળાકારમાં મંડળ થાય છે તે પણ શુભસૂચક છે. ( એ ગોળાકારને શાસ્ત્રોમાં પરિવેષ કહે છે. ) ઇંદ્રધનુષ્ય અને પરિવેષ શીત તથા ઉષ્ણ કાળમાં થાય તે ઠીક નથી. આકાશની અંદર પંચરંગીઃધનુષ્યના આકારમાં જે કમાન નજરે પડે છે તેને ઇંદ્રધનુષ્ય કહેવામાં આવે છે. વરસાદના દિવસોમાં એ ધનુષ્ય જોવામાં આવે તો જલ્દી વરસાદ થાય. ઈશાન ખૂણામાં વીજળી ઉત્પન્ન થાય તો વરસાદ જલ્દી થાય છે.

( ૧૮ ) ચંદ્રમાની ચારે તરફ આઠે તો સફેદવર્ણનો પરિવેષ નજરે પડે અથવા કાળાવર્ણનો કે પછી ધૂમ્રવર્ણનો નજરે પડે તો વરસાદ સારો થાય. પંચરંગી પરિવેષ હોય તો લડાઇ ચાલે અને લીલા તથા પીળા વર્ણનો હોય તો બીમારી ઉત્પન્ન થાય.

( ૧૯ ) સૂર્યની ચારે તરફ પીળા વર્ણનો પરિવેષ હોય તો રાજા ઉપર અથવા તેની પ્રજા ઉપર ઇશ્વરી કોપ ઉતરે. સૂર્યની ચારે તરફ આખો દીવસ પરિવેષ બન્યો રહે તો દુષ્કાળ પડે. એ પરિવેષ જો લીલા વર્ણનો હોય તો અનાજ, વૃક્ષ અને ફળફુલ બરબાદ કરે, શ્યામ વર્ણનો અર્ધ પરિવેષ હોય તો દુશ્મનોનું જોર વધે. પચરંગી પરિવેષ હોય તો જનાવરોનું મરણ નિપજે.

( ૨૦ ) ચંદ્ર–સૂર્યની ચારે તરફ પરિવેષ મંડલ લાગેલું હોય અને તેમાં શનિ આવી જાય તો અનાજ ઓછું પાકે, મંગળ

આવી જાય તો ફોજ ઉપર અથવા ફોજના અફસર ઉપર સંકટ આવે, બૃહસ્પતિ આવી જાય તો દીવાન અને પુરોહિત ઉપર કષ્ટ આવે, બુધ આવી જાય તો વારીશ-વરસાદ સારો થાય, શુક્ર આવી જાયતો ફોજના લોકોમાં અને અંતઃપુરમાં સંકટ ઉત્પન્ન થાય. રાહુ આવી જાય તો બીમારી ઉત્પન્ન થાય અને કેતુ આવી જાય તો દુષ્કાલ પડે.

॥ ઇતિ અંતરિક્ષ નિમિત્ત સંપૂર્ણ. ॥

# રમલ શુકનાવલી—

રમલ શુકનાવળી જોવા સારૂ, શીશમ, દાંત કે કેરડાનાં લાકડાના પાશા ચાર કરાવવા ને દરેક પાશાપર એક બાજુ એકીનાં ટપકાં ને તેની નીચે બેકીના ને તેની નીચે એકીના ને તેની નીચે બેકીના એ પ્રમાણે ચારે હાંશોએ કરી શ્રી ગણપતિ ~મરણ કરી ઉત્તર યા પૂર્વ મુખે બેસી યા પ્રશ્ન કરનારને બેસારી ારે પાસા હાથમાં આપી દોડવવાનું કહેવું યા પોતાને જોવું ાય તો દોડવવા. જો પાશાઓ પટે ( સ્થિર ) રહે તેના ઉપર પકાનું ચિન્હ કરવું દોડવતા પાશા એક બે ત્રણ ચાર એમ ારબંધ હોય તે અનુક્રમ પ્રથમ પહેલાં ( ઉપલો ) પાશાનું ચેન્હ ત્યારપછી બીજો ત્રીજો એમ ચિન્હ કરવાં. ચિન્હની રીતિ બેવી છે કે જે પાશામાં બેકી હોય તેને લીંટી – ને એકી હોય તેનું ીડું ૦ એ પ્રમાણે ၀ ૦ અનુક્રમે ચિન્હ લેવું. ઉદાહરણ—જો કે ાશા દોડવતાં આ પ્રમાણે સ્થિર (પડેલા) છે, તો પ્રથમના પાશામાં એકી ત્રણ ટપકાં છે તેનું મીંડું ૦ ને બીજા પાશામાં બેકીના ચાર ⁚⁚ ટપકાં છે તેની આ પ્રમાણે – લીંટી. તે પ્રમાણે ચારે પાશામાં જાણવું. જે બાજુએ એકી હોય તેનું મીંડું ૦ ને બેકી હોય તેની લીંટી—એમ અનુક્રમે સમજવું. તે પ્રમાણે પાશામાંથી ઉપજાવેલ ચિન્હનુ એક ચિન્હ કરી તે ચિન્હ કોષ્ટકમાં કયા અક્ષરના મથાળે છે તે જોઈ તે અક્ષરમાં તે ચિન્હનું ફળ જોવું. આ પ્રમાણે પ્રશ્ન દિવસ રાત્રિ મળી એક વખત જોવું તે દિવસે ફરી જોવું નહીં એવો શાસ્ત્રવેત્તાનો મત છે.

નીચે કહ્યા મુજબ અંગ્રેજી માસની જણાવેલી તારીખો છે તે દિવસે પ્રશ્ન જોવું નહિ એવો એ શુકનાવળીનો લેખ છે.

| જાન્યુઆરી તા. ૧-૨-૪-૬-૧૦-૨૦-૨૨ | ફેબ્રુઆરી ૬-૧૭-૨૮ | માર્ચ ૨૪-૨૬ | એપ્રીલ ૧૦-૨૭-૨૮ |
|---|---|---|---|
| મે ૭-૮ | જુન ૨૭ | જુલાઈ ૧૭-૨૧ | ઓગસ્ટ ૨૦-૨૨ |
| સપ્ટેમ્બર ૫-૩૦ | અક્ટોબર ૬ | નવેમ્બર ૩-૨૯ | ડીસેમ્બર ૬-૧૦-૧૫ |

એ તારીખો વર્જિત કરવી.

જોવાની બીજી રીતિ કે પ્રશ્ન જોવરાવનાર માણસ પાસે નીચે પ્રમાણે મીંડાની ચાર હારો કરાવવી. ગણ્યા વગરનીને તેમાંથી જે હારમાં એકી હોય તેની લીંટી કરવી ને એકી હોય તેનું મીંડુ કરવું તે પ્રમાણે ચિન્હ ગોતી કાઢવું ને તે ચિન્હ કયા અક્ષરનું છે ને તે અક્ષર આંકમાં કયા આંકપર આવેલ છે તે જોઇને અક્ષરના આંકમાં તે ચિન્હવાળું પ્રશ્નનું ફળ કહેવું.

એ પ્રમાણે પહેલી હારમાં એકી છે તો તેની — લીંટી થઇ તેમજ બીજી હારમાં પણ એકી છે તો તેની પણ લીંટી — ને ત્રીજી હારમાં એકી

00000000000
0000000000000
0000000000000
0000000000000

છે તો તેનું મીંડુ ૦ થયું ને ચોથી હારમાં પણ એકી છે તો તેની લીંટી — થઇ એ પ્રમાણે ચારે મળી $\overset{=}{\underset{-}{\circ}}$ આ.ચિન્હ થયું. પ્રશ્ન જોવાના કોષ્ટકમાં તે ચિન્હ ઊ અક્ષરમાં છે ને ઊ અક્ષર આંકમાં ૬ છઠા પર છે તો તે ઊ અક્ષરમાં ઉપરના ચિન્હમાં જે જવાબ હોય તે પ્રમાણે પ્રશ્નનું ફળ સમજવું ઇ.

# રમલ શુકનાવલીના ૧૬ પ્રશ્નો.

૧ મારી ઇચ્છા પુરી થશે કે કેમ ?
૨ મને આ કામમાં યશ મળશે કે કેમ ?
૩ મને આ ધંધામાં લાભ થશે કે કેમ ?
૪ મારે પરદેશમાં રહેવું પડશે કે કેમ ?
૫ ગામ ગયેલ માણસ પાછો આવશે કે કેમ ?
૬ મારી ચોરી ગયેલ મીલકત પાછી મલશે કે કેમ ?
૭ મારો મિત્ર મારી સાથે પ્રમાણિકપણે ચાલશે કે કેમ ?
૮ મારે મુસાફરી કરવી પડશે કે કેમ ?
૯ તે માણુસ મને ચાહે છે કે કેમ ?
૧૦ આ લગ્ન સફલ થાશે કે કેમ ?
૧૧ મને કેવા પ્રકારની સ્ત્રી યા વર મળશે ?
૧૨ તે સ્ત્રીને સંતાન થશે કે કેમ ?
૧૩ રોગી માણુસ સારો થશે કે કેમ ?
૧૪ કેદી માણુસ કેદમાંથી છુટશે કે કેમ ?
૧૫ આજે મને લાભ થશે કે કેમ ?
૧૬ મારૂં સ્વપ્ન શું દેખાડશે ?

| જાન્યુઆરી<br>તા. ૧-૨-૪-૬-<br>૧૦-૨૦-૨૨ | ફેબ્રુઆરી<br>૬-૧૭-૨૮ | માર્ચ<br>૨૪-૨૬ | એપ્રીલ<br>૧૦-૨૭-૨૮ |
|---|---|---|---|
| મે<br>૭-૮ | જુન<br>૨૭ | જુલાઈ<br>૧૭-૨૧ | ઓગસ્ટ<br>૨૦-૨૨ |
| સપ્ટેમ્બર<br>૫-૩૦ | અક્ટોબર<br>૬ | નવેમ્બર<br>૩-૨૯ | ડીસેમ્બર<br>૬-૧૦-૧૫ |

એ તારીખો વર્જિત કરવી.

જોવાની બીજી રીતિ કે પ્રશ્ન જોવરાવનાર માણસ પાસે નીચે પ્રમાણે મીંડાની ચાર હારો કરાવવી. ગણ્યા વગરનીને તેમાંથી જે હારમાં બેકી હોય તેની લીંટી કરવી ને એકી હોય તેનું મીંડું કરવું તે પ્રમાણે ચિન્હ ગોતી કાઢવું ને તે ચિન્હ કયા અક્ષરનું છે ને તે અક્ષર આંકમાં કયા આંકપર આવેલ છે તે જોઇને અક્ષરના આંકમાં તે ચિન્હવાળું પ્રશ્નનું ફળ કહેવું.

એ પ્રમાણે પહેલી હારમાં બેકી છે તો તેની — લીંટી થઇ તેમજ, બીજી હારમાં પણ બેકી છે તો તેની પણ લીંટી — ને ત્રીજી હારમાં એકી છે તો તેનું મીંડું ૦ થયું ને ચોથી હારમાં પણ બેકી છે તો તેની લીંટી — થઇ એ પ્રમાણે ચારે મળી ≡ આ. ચિન્હ થયું. પ્રશ્ન જોવાના કોષ્ટકમાં તે ચિન્હ ઊ અક્ષરમાં છે ને ઊ અક્ષર આંકમાં ૬ છઠા પર છે તો તે ઊ અક્ષરમાં ઉપરના ચિન્હમાં જે જવાબ હોય તે પ્રમાણે પ્રશ્નનું ફળ સમજવું ઇ.

oooooooooo
oooooooooooo
ooooooooooooo
oooooooooooo

# રમલ શુકનાવલીના ૧૬ પ્રશ્નો.

૧ મારી ઇચ્છા પુરી થશે કે કેમ ?
૨ મને આ કામમાં યશ મળશે કે કેમ ?
૩ મને આ ધંધામાં લાભ થશે કે કેમ ?
૪ મારે પરદેશમાં રહેવું પડશે કે કેમ ?
૫ ગામ ગયેલ માણસ પાછો આવશે કે કેમ ?
૬ મારી ચોરી ગયેલ મીલકત પાછી મલશે કે કેમ ?
૭ મારો મિત્ર મારી સાથે પ્રમાણિકપણે ચાલશે કે કે
૮ મારે મુસાફરી કરવી પડશે કે કેમ ?
૯ તે માણસ મને ચાહે છે કે કેમ ?
૧૦ આ લગ્ન સફલ થાશે કે કેમ ?
૧૧ મને કેવા પ્રકારની સ્ત્રી યા વર મળશે ?
૧૨ તે સ્ત્રીને સંતાન થશે કે કેમ ?
૧૩ રોગી માણસ સારો થશે કે કેમ ?
૧૪ કેદી માણસ કેદમાંથી છુટશે કે કેમ ?
૧૫ આજે મને લાભ થશે કે કેમ ?
૧૬ મારૂં સ્વપ્ન શું દેખાડશે ?

## પ્રશ્ન જોવાનું

| આંક | : | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | અ | આ | ઇ | ઈ | ઉ | ઊ | ઋ | ૠ |
| ૨ | આ | ઇ | ઈ | ઉ | ઊ | ઋ | ૠ | ઌ |
| ૩ | ઇ | ઈ | ઉ | ઊ | ઋ | ૠ | ઌ | ૡ |
| ૪ | ઈ | ઉ | ઊ | ઋ | ૠ | ઌ | ૡ | એ |
| ૫ | ઉ | ઊ | ઋ | ૠ | ઌ | ૡ | એ | ઐ |
| ૬ | ઊ | ઋ | ૠ | ઌ | ૡ | એ | ઐ | ઓ |
| ૭ | ઋ | ૠ | ઌ | ૡ | એ | ઐ | ઓ | ઔ |
| ૮ | ૠ | ઌ | ૡ | એ | ઐ | ઓ | ઔ | અં |
| ૯ | ઌ | ૡ | એ | ઐ | ઓ | ઔ | અં | અઃ |
| ૧૦ | ૡ | એ | ઐ | ઓ | ઔ | અં | અઃ | અ |
| ૧૧ | એ | ઐ | ઓ | ઔ | અં | અઃ | અ | આ |
| ૧૨ | ઐ | ઓ | ઔ | અં | અઃ | અ | આ | ઇ |
| ૧૩ | ઓ | ઔ | અં | અઃ | અ | આ | ઇ | ઈ |
| ૧૪ | ઔ | અં | અઃ | અ | આ | ઇ | ઈ | ઉ |
| ૧૫ | અં | અઃ | અ | આ | ઇ | ઈ | ઉ | ઊ |
| ૧૬ | અઃ | અ | આ | ઇ | ઈ | ઉ | ઊ | ઋ |

# કોષ્ટક.

| · · / · · / — / — | · / · / · / — | — / · · / — / — | · / — / — / — | · / — / — / · | · / · / — | · / — / · / — | — / — / — / — |
|---|---|---|---|---|---|---|---|
| ઌ | ૡ | એ | ઐ | ઓ | ઔ | અં | અઃ |
| ૡ | એ | ઐ | ઓ | ઔ | અં | અઃ | અ |
| એ | ઐ | ઓ | ઔ | અં | અઃ | અ | આ |
| ઐ | ઓ | ઔ | અં | અઃ | અ | આ | ઇ |
| ઓ | ઔ | અં | અઃ | અ | આ | ઇ | ઈ |
| ઔ | અં | અઃ | અ | આ | ઇ | ઈ | ઉ |
| અં | અઃ | અ | આ | ઇ | ઈ | ઉ | ઊ |
| અઃ | અ | આ | ઇ | ઈ | ઉ | ઊ | ઋ |
| અ | આ | ઇ | ઈ | ઉ | ઊ | ઋ | ૠ |
| આ | ઇ | ઈ | ઉ | ઊ | ઋ | ૠ | ઌ |
| ઇ | ઈ | ઉ | ઊ | ઋ | ૠ | ઌ | ૡ |
| ઈ | ઉ | ઊ | ઋ | ૠ | ઌ | ૡ | એ |
| ઉ | ઊ | ઋ | ૠ | ઌ | ૡ | એ | ઐ |
| ઊ | ઋ | ૠ | ઌ | ૡ | એ | ઐ | ઓ |
| ઋ | ૠ | ઌ | ૡ | એ | ઐ | ઓ | ઔ |
| ૠ | ઌ | ૡ | એ | ઐ | ઓ | ઔ | અં |

# પ્રશ્ન જોવાનું

| આંક | ⁝ | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | અ | આ | ઇ | ઈ | ઉ | ઊ | ઋ | ૠ |
| ૨ | આ | ઇ | ઈ | ઉ | ઊ | ઋ | ૠ | ઌ |
| ૩ | ઇ | ઈ | ઉ | ઊ | ઋ | ૠ | ઌ | ૡ |
| ૪ | ઈ | ઉ | ઊ | ઋ | ૠ | ઌ | ૡ | એ |
| ૫ | ઉ | ઊ | ઋ | ૠ | ઌ | ૡ | એ | ઐ |
| ૬ | ઊ | ઋ | ૠ | ઌ | ૡ | એ | ઐ | ઓ |
| ૭ | ઋ | ૠ | ઌ | ૡ | એ | ઐ | ઓ | ઔ |
| ૮ | ૠ | ઌ | ૡ | એ | ઐ | ઓ | ઔ | અં |
| ૯ | ઌ | ૡ | એ | ઐ | ઓ | ઔ | અં | અઃ |
| ૧૦ | ૡ | એ | ઐ | ઓ | ઔ | અં | અઃ | અ |
| ૧૧ | એ | ઐ | ઓ | ઔ | અં | અઃ | અ | આ |
| ૧૨ | ઐ | ઓ | ઔ | અં | અઃ | અ | આ | ઇ |
| ૧૩ | ઓ | ઔ | અં | અઃ | અ | આ | ઇ | ઈ |
| ૧૪ | ઔ | અં | અં | અ | આ | ઇ | ઈ | ઉ |
| ૧૫ | અં | અઃ | અ | આ | ઇ | ઈ | ઉ | ઊ |
| ૧૬ | અઃ | અ | આ | ઇ | ઈ | ઉ | ઊ | ઋ |

# કોષ્ટક.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| લુ | લૂ | એ | ઐ | ઓ | ઔ | અં | અઃ |
| લૂ | એ | ઐ | ઓ | ઔ | અં | અઃ | અ |
| એ | ઐ | ઓ | ઔ | અં | અઃ | અ | આ |
| ઐ | ઓ | ઔ | અં | અઃ | અ | આ | ઇ |
| ઓ | ઔ | અં | અઃ | અ | આ | ઇ | ઈ |
| ઔ | અં | અઃ | અ | આ | ઇ | ઈ | ઉ |
| અં | અઃ | અ | આ | ઇ | ઈ | ઉ | ઊ |
| અઃ | અ | આ | ઇ | ઈ | ઉ | ઊ | ઋ |
| અ | આ | ઇ | ઈ | ઉ | ઊ | ઋ | ૠ |
| આ | ઇ | ઈ | ઉ | ઊ | ઋ | ૠ | લુ |
| ઇ | ઈ | ઉ | ઊ | ઋ | ૠ | લુ | લૂ |
| ઈ | ઉ | ઊ | ઋ | ૠ | લુ | લૂ | એ |
| ઉ | ઊ | ઋ | ૠ | લુ | લૂ | એ | ઐ |
| ઊ | ઋ | ૠ | લુ | લૂ | એ | ઐ | ઓ |
| ઋ | ૠ | લુ | લૂ | એ | ઐ | ઓ | ઔ |
| ૠ | લુ | લૂ | એ | ઐ | ઓ | ઔ | અં |

## અક્ષરવાર પ્રશ્નનો જવાબ.

### અ.

૧ જે તું ઇચ્છે છે તે તુંને જલદીથી મળશે.

૨ દુઃખ તથા સંકટ છે.

૩ જે તું કાંઇ આજ કરે છે તે ઉપર સાવધાન રહે.

૪ તે કેદી મરશે ને તે બાબતની તેના મિત્રને ઘણી ધાસ્તી લાગશે.

૫ તે હમણાં જીવશે પણ તેને મરવાનો ભય છે.

૬ એક સારી રૂપવંતી ક્લેશ કરનારી કન્યા થશે.

૭ તને એક ધર્મી અને સારા ગુણવાળી સ્ત્રી યા પુરૂષ મળશે.

૮ જો તું એ સ્ત્રી યા પુરૂષ સાથે લગ્ન કરીશ તો સુખી થઇશ.

૯ જો તું એ પ્રિતિ છોડીશ તો સારૂં છે.

૧૦ તું મુસાફરી છોડી દે કેમકે તેમાં તારો સ્વાર્થ વળવાનો નથી.

૧૧ તમારા બન્નેમાં કપટ વિનાની મિત્રતા છે.

૧૨ તારી ચોરાઇ ગયેલ મીલકત પાછી મળવાની નથી.

૧૩ ગામ ગયેલ આનંદથી પાછો આવશે.

૧૪ હમણાં જે સ્થાનકે તું છે ત્યાંથી ખસવાનો નથી.

૧૫ તારા કામમાં તને પરમેશ્વર સહાય કરશે.

૧૬ તું ભાગ્યહીન છો તો ઇશ્વર ભકિત કરી ઉદ્યમ કર.

## આ.

૧ ⁝ જે લાભ તને મળવાનો છે તે પર બીજો ટાંપી રહ્યો છે.
૨ ⁝ તારી જે આશાઓ છે તે હમણાં છોડી દે.
૩ ⁝ કોઈ એક માણસની તારા પ્રત્યે કૃપા થશે.
૪ ⁝ તારા શત્રુઓ તને દુઃખી કરશે.
૫ ⁝ મોટી મહેનતથી તને ફરીથી માફી યા રજા મળશે.
૬ ⁝ તે રોગી બચવાનો નથી.
૭ ⁝ તે સ્ત્રીને પુત્ર થશે તે ભણેલો ને શાણો થશે.
૮ ⁝ તને એક માતબર વર યા સ્ત્રી મળશે.
૯ ⁝ આ લગ્નથી તને ઘણો લાભ થશે.
૧૦ ⁝ તારી પ્રીતિ એક પ્રમાણિક માણસ સાથે છે.
૧૧ ⁝ મુસાફરીમાં ઇશ્વર તારી સહાય કરશે.
૧૨ ⁝ જે ખોટો તથા ઠગ તારો મિત્ર છે તેથી હુશિયાર રહેજે.
૧૩ ⁝ તારી ચીજ તને એકાએક મળશે.
૧૪ ⁝ સ્નેહભાવ માટે તારાથી ઘેર પાછો આવતો નથી.
૧૫ ⁝ તારૂં રહેવાનું અહીંયા નથી માટે જગ્યા બદલવાની તૈયારીમાં રહેવું.
૧૬ ⁝ તને લાભ થવાનો નથી માટે હુશીયારી રાખવી.

## ઈ.

૧ ⁝ તને મોટો લાભ થશે.
૨ ⁝ તું ભાગ્યહીન છે માટે ઇશ્વર ભજન કર ને ઉદ્યમ કર.
૩ ⁝ તારી ઇચ્છાઓ સફળ થશે.
૪ ⁝ તારા મિત્રોમાં શાંતિ તથા વૃદ્ધિ છે.

૫ આજ હુશીયાર રહેજે નહિ તો આફત આવશે.
૬ તે કેદીને માફી આપવામાં અગવડતા ઘણી છે.
૭ તે રોગી સારો થઇ ઘણુંજ સુખ ભોગવશે.
૮ તે સ્ત્રીને પુત્ર થશે ને દુ:ખ પડશે.
૯ તે માણુસ સાધારણ સ્થિતિનો છે.
૧૦ તું આ લગ્ન કરીશ માં નહિતો દુ:ખી થઇશ.
૧૧ લગ્ન માટે સ્ત્રીની ખુશામત છોડી દે નહિ તો તારો નાશ થશે.
૧૨ ખરી તથા નિષ્કપટી મિત્રાઇ ઉપર વિશ્વાસ રાખ.
૧૩ જે તેં ગુમાવ્યું છે તે ફરી મલવાનું નથી
૧૪ ગામ ગયેલો માણુસ માંદો છે તે તને મલવાનો નથી.
૧૫ તાહરે પરદેશ જવામાં લાભ નથી.
૧૬ જ્યાં તું છે ત્યાંજ રહેવું ઘટારત છે.

## ઈ.

૧ બીજા દેશમાં પુષ્કળ ધન તુંને પ્રાપ્ત થશે.
૨ પ્રમાણિકપણે રહ્યાથી તુને ઘણો લાભ થશે.
૩ તારા ભાગ્ય હમણાં કાંઇ ઉદય થવાના છે.
૪ તારી કલ્પના ફેરવ નહિ તો દુ:ખી થઇશ.
૫ તારા ઉદ્યોગમાં બહુ વિઘ્ન આવશે.
૬ જે કાંઇ વાસનાઓ તારા મનમાં છે તે કાઢી નાંખ.
૭ આ વખતે પણ તે કેદીઓને બંધ ફરીથી ખુલાસ થશે.
૮ રોગીને દુ:ખ ઘણા દિવસ રહેશે.
૯ તે સ્ત્રીને સ્વરૂપવાન આજ્ઞા પાલક પુત્ર થશે.

૧૦ તે પુત્ર હલકી પદ્ધતિનો છે પણ પ્રમાણિક મનનો છે.

૧૧ એ લગ્ન તારા કલ્યાણની તથા સંપત્તિની વૃદ્ધિ કરશે.

૧૨ તારૂં સારૂં બોલતો નથી એવા એક પુરૂષ પર પ્રીતિ કરે છે.

૧૩ વિચારીને વરતીશ તો તારી મુસાફરી સફલ થશે.

૧૪ તે જે બોલે છે તેવું તેના મનમાં નથી કેમકે તે બોટા મનનો છે.

૧૫ કાંઇ પૈસા ખર્ચવાથી તથા શ્રમથી તારી વસ્તુ ફરીથી મલશે.

૧૬ ગામ ગયેલાને ફરીથી જોવાની આશા રાખીશ નહી.

## ૭.

૧ પરદેશ ગયેલ પાછો આવશે પણ તારી ધારણા પ્રમાણે ઝટ આપવાનો નથી.

૨ તું પોતાના મિત્રોમાં રહે તેથી કરીને તારૂં સારૂં થશે.

૩ જે તું ગોતે છે તે તને આગળ મળશે.

૪ તું ભાગ્યહીન છે તો ઇશ્વર ભજન કર ને ઉદ્યમી થા.

૫ એક મિત્રથી તારી ઇચ્છાઓ પુરી થશે.

૬ તારૂં સ્વપ્ન એવું છે કે શત્રુઓ તારો નાશ કરવા ઉદ્યોગ કરે છે.

૭ સાંભળ, એક વેરી તારી સાથે કજીઓ કરી તને દુઃખી કરવા ઇચ્છે છે.

૮ કેદીને ચિંતા તથા દુઃખ છે પણ છુટકો થવાનું નક્કી નથી.

૯ રોગી થોડા દિવસમાં સારો થશે.

૧૦ તે સ્ત્રીને છોકરી થશે તે આબરૂદાર તથા માનવાળી થશે.

૧૧ ⁝ તને દારૂખોર સ્ત્રી યા વર મળશે;ને તે વ્યસનથી હલકી પદવી પામશે.

૧૨ ⁝ આ લગ્નથી તને મુશ્કેલી પેદા થશે માટે સમજણો થા.

૧૩ ⁝ તેની પ્રીતિ તારા ઉપર ખોટી છે તથા બીજા પર ખરી છે.

૧૪ ⁝ હવે તું મુસાફરી કરીશ મા નહીં તો સંકટ પેદા થશે.

૧૫ ⁝ એ માણસ ભલો નિષ્કપટ ને સારૂં માન આપવા લાયક છે.

૧૬ ⁝ તારી ખોવાયલી વસ્તુ મળવાની નથી.

## ઊ.

૧ ⁝ ઉતાવળ નહિ કર તો તારો જણસ તને પાછી મળશે.

૨ ⁝ ગામ ગયેલ માણસનું પાછું આવવું તેના હાથમાં નથી.

૩ ⁝ પરદેશમાં તને લાભ તથા યશ મળશે.

૪ ⁝ ધીરજ રાખો આગળ મોટો લાભ થશે.

૫ ⁝ હમણાં કામ થવાને વિઘ્ન છે માટે ધીરજ રાખવી.

૬ ⁝ હમણાં જે ઇચ્છા કરો છો તે નિષ્ફળ જશે.

૭ ⁝ તારા ઉપર સંકટ યા દુ:ખ પડવા સંભવ છે.

૮ ⁝ આ વેળા તમારા દિવસ નઠારા છે તો ધારણા ફેરવો.

૯ ⁝ તે કેદીનો બંધ છુટો થશે.

૧૦ ⁝ તે રોગી સારો થશે એમાં સંદેહ છે.

૧૧ ⁝ તે સ્ત્રીને સારો સ્વરૂપવાન છોકરો થશે.

૧૨ ⁝ તને મળતા સ્વભાવની સ્ત્રી યા વર મળશે.

૧૩ ⁝ તારી ધારણાઓ તારી શાંતિ સમાધાનનો નાશ કરશે.

૧૪ ⁝ આ પ્રીતિ હંમેશની તથા ખરી છે માટે છોડીશ માં.

૧૫ ÷ તું મુસાફરી કરવાનું ધારે છે તેથી દુઃખ થવાનું નથી.
૧૬ ≡ જો તું આ મિત્રપર ભરોસો રાખીશ તો દુઃખી થઇશ.

૨.

૧ ⁝ આ મિત્ર સઘળા ગુણ સંપન્ન છે.
૨ ÷ તાહરો આ ટોટો ધીરજથી શોધવો જોઇએ.
૩ ÷ ગામ ગયેલ માણસ એકાએક પાછો આવશે.
૪ ⁝ તું પોતાનાં સગાં વહાલાંમાં રહે તેથી તારાપરની આફત મટશે.
૫ ≡ તારા ધંધામાં તને લાભ થનાર નથી.
૬ ≡ તારા ઉપર પરમેશ્વર કૃપા કરશે.
૭ ⁝ તારો મિત્ર તારી સાથે કપટભાવથી વરતે છે
૮ ⁝ તું તારા શત્રુના હાથમાંથી વહેલો છુટીશ.
૯ ⁝ તારા પર આફત આવશે તેમાંથી બચવાનું અઘરૂં છે.
૧૦ ⁝ તે કેદી મુવા વગર છુટવાનો નથી.
૧૧ ⁝ પરમેશ્વરની કૃપાથી તે રોગી સારો થશે.
૧૨ ≡ તે સ્ત્રીને છોકરાં થશે પણ શરીરે રોગી થશે.
૧૩ ÷ તને એક જુવાન સ્ત્રી યા પુરૂષ મળશે.
૧૪ ⁝ આ લગ્ન રહેવાદે તો સારૂં છે.
૧૫ ÷ આ પ્રીતિ તું છોડી દે.
૧૬ ≡ કોઈ વખત બહાર મુસાફરીએ જવું પડશે પણ અચાનક પાછું ઘેર આવવું પડશે.

૩.

૧ ⁝ તું પરદેશ જવા નીકલ તેથી તારા મનમાં છે તેવું થશે.

૨ તારો ઢોંગી મિત્ર તારા પર વેર રાખે છે.
૩ તારી ખોવાયેલ વસ્તુ પાછી મળવાની આશા ફોકટ છે.
૪ કાંઇ ચેક કામ માટે તે થકી પાછું અવાતું નથી.
૫ પરદેશમાં તહારૂં ભાગ્ય મોહટું છે.
૬ આ ધંધો તું મુકી દે એટલે તારૂં સારૂં થશે.
૭ તારૂં કામ થવાનું નથી તું ફોકટ આશા કરે છે.
૮ જેને તું ઇચ્છે છે તે તુંને મળશે.
૯ હવેથી તારૂં ભાગ્ય ઉઘડશે એમ નક્કી જાણજે.
૧૦ પોતાને ધીરજ રાખવી ભાગ્ય નક્કી ઉઘડશે.
૧૧ ઘણા દિવસ કેદમાં રહીને છુટો થશે.
૧૨ તે રોગી સારો થશે.
૧૩ તે સ્ત્રીને એક નિરોગી છોકરો થશે.
૧૪ થોડા દીવસમાં તું તારી બરોબરીની સાથે લગ્ન કરીશ.
૧૫ જો તું સુખી થવા ચાહતો હો તો આ પુરૂષ યા સ્ત્રી સાથે લગ્ન કરીશમાં.
૧૬ તે માણસની તારા પર પ્રીતિ છે તથા તેવીજ રહેશે.

લુ.

૧ પ્રીતિ ઘણી છે પણ લોક તેની અદેખાઈ કરે છે.
૨ મુસાફરી કરવાથી કાંઇ તને મળવાનું નથી.
૩ તારો મિત્ર તારા જેવોજ પ્રમાણિક છે.
૪ એક ધુતારા માણસથી તારી ચોરાઇ ગયેલ વસ્તુ મળશે.
૫ ગામ ગયેલ સુખેથી વહેલો પાછો આવશે.
૬ પરદેશમાં તારૂં સારૂં થનાર નથી.

૭ સર્વનું સારૂં કરનાર ઇશ્વર છે તો તેપર ભરોસો રાખ.
૮ તારૂં નશીબ પહેલુંજ નઠારૂં થવા માટે ફરે છે.
૯ તારા ધારવા પ્રમાણે કામ સિદ્ધ થશે.
૧૦ તારા સંકટમાં તને કાંઇ અડચણ પડશે નહિ.
૧૧ તારા વેરીઓ નઠારૂં બોલે છે તો તું સાવધાન રહે.
૧૨ થોડા દિવસ પછી તે કેદી વિષેની તારી ચિંતા મટશે.
૧૩ તે રોગી સારો થશે ચિંતા કરવી નહિ.
૧૪ એ સ્ત્રીને એક કન્યા થશે.
૧૫ જેથી સુખ થવાનું નથી તે સાથે તું લગ્ન કરે છે.
૧૬ એ લગ્ન તારી મરજી પ્રમાણે થનાર નથી.

## લૂ

૧ ઘણી વિપત્તિ ભોગવવા પછી સુખી થઇશ.
૨ એક પ્રમાણિક માણસથી આ ખરી પ્રીતી છે.
૩ મુસાફરીમાં તારી આબાદી થશે.
૪ તું આ માણસની દોસ્તી ઉપર વિશ્વાસ રાખીશ માં.
૫ તારી જણસ ચોરનારને સજા થશે.
૬ તું મુસાફરીથી કેટલાક દહાડા આવવાનો નથી.
૭ પરદેશમાં તને દ્રવ્ય તથા સુખ મળશે.
૮ હમણા તારાં કામની સિદ્ધિ થવાની નથી.
૯ તારૂં કામ સિદ્ધ થશે.
૧૦ તું તારી ધારણા ફેરવ એટલે સારૂં થશે.
૧૧ તારી પાસે ઘણા ઠગ છે.

૧૨ ≐ તું સંપીને રહે એટલે કામ વહેલું થશે
૧૩ ≑ તે કેદી છુટશે.
૧૪ ⸫ તે રોગી મરશે.
૧૫ ≛ તે સ્ત્રીને છોકરો થશે.
૧૬ ≡ તારૂં લગ્ન થવું કઠણ છે.

## એ

૧ ⁝ એક સુંદર સ્ત્રી યા વર મળશે.
૨ ⁝ આ લગ્નમાં ઘણાં વિઘ્ન પડશે.
૩ ⁝ આ પ્રીતિ ચંચલ તથા ખોટી છ.
૪ ≡ મુસાફરીમાં તને દેવ સામો થશે.
૫ ≡ તારા ઉપર તે માણુસની પ્રીતી ખરી છે. તું વિશ્વાસ રાખ.
૬ ≡ તારી વસ્તુ પાછી મળશે નહીં પણ ચોરોને સજા થશે.
૭ ≡ ગામ ગયેલો માણુસ વહેલો પૈસાદાર થઇને આવશે.
૮ ≡ જો તું ઘરે રહેશે તો તારૂં સારૂં થશે.
૯ ≐ તને લાભ થનાર નથી.
૧૦ ⁝ તને સંકટ દુઃખ પેદા થશે.
૧૧ ≡ તારી મરજી પ્રમાણે તારૂં કામ થશે.
૧૨ ≐ તને પૈસા મળશે એમ દેખાય છે.
૧૩ ≑ શત્રુની અદેખાઇને લીધે તું સારૂં કરશે.
૧૪ ≑ તે કેદીને કેદખાનામાં ઘણા દિવસ રહેવું પડશે
૧૫ ≐ તે રોગી સારો થશે.
૧૬ ≡ તે સ્ત્રીને છોકરી થશે.

## ઐ.

૧ આ બાયડીને એક છોકરી થશે.
૨ તને એક સારો વર યા સ્ત્રી મળશે.
૩ આ લગ્નથી તને કાંઇ મળવાનું નથી.
૪ થોડો વખત ધીરજ રાખ તો સારૂં થશે.
૫ ઘરમાંથી બહાર જવું નહિ.
૬ એ માણસ ખરો મિત્ર છે.
૭ તારી ચોરી મળવાની નથી.
૮ મુસાફર વહેલો પાછો આવનાર નથી.
૯ પરદેશમાં નઠારી સ્ત્રીઓથી દૂર રહેજે, નહીંતર દુઃખી થઇશ.
૧૦ જે કાંઇ થોડું કાંઈ ઇચ્છે છે તે વહેલું મળશે.
૧૧ તને ખોટો યશ મળશે.
૧૨ જે કાંઇ તારા નશીબમાં લખ્યું છે તેમાં તું સંતોષ માન.
૧૩ દુઃખ થઇ પછી સુખ થશે એમ જણાય છે.
૧૪ તારૂં નશીબ વહેલું જ ઉઘડશે એમ દેખાય છે.
૧૫ તે કેદી કેદખાનામાંજ મરશે.
૧૬ તે રોગી સારો થશે પણ ઘણા દહાડા જીવવાનો નથી.

## ઓ.

૧ તે રોગીનું સારૂં થવું બરાબર નથી.
૨ તે બાઇને છોકરો થશે.
૩ ઘણા પૈસા ખરચવાથી તારૂં લગ્ન થશે.
૪ તે લગ્ન સારી રીતે થશે.

૫ ≡ સ્ત્રી અથવા પુરૂષ આ વખતે તારાં થવાનાં છે.
૬ ≡ બહારગામ જવાથી તારૂં સારૂં થશે.
૭ ≡ તે માણસ ઉપર વિશ્વાસ રાખીશ નહિ.
૮ ≡ એક મુકરર કરેલી વખતે તારી ખોવાએલી વસ્તુ મળશે.
૯ ≡ મુસાફરનું પાછું આવવું નક્કી નથી.
૧૦ ≡ પરદેશમાં તારી મરજી પ્રમાણે કામ સિદ્ધ થશે.
૧૧ ≡ લાભની આશા રાખીશ નહિ, તે ફોગટ છે.
૧૨ ≡ તારી ઇચ્છા કરતાં તને વધારે મળશે.
૧૩ ≡ જે કાંઇ તારી ઇચ્છાઓ છે તે વહેલી પુરી થશે.
૧૪ ≡ તારા લગ્નનું માગું આવશે એમ દેખાય છે.
૧૫ ≡ ખરાબ નશીબ વાસ્તે તને કાંઇ ચિન્તા પડનાર નથી.
૧૬ ≡ કોઇને દયા આવવાથી તે કેદી છુટી જશે.

## ઔ.

૧ ≡ તે કેદી છુટો થશે.
૨ ≡ તે રોગીનું નક્કી જીવવું યા મરવું તે કહી શકાતું નથી.
૩ ≡ તે બાયડીને છોકરો થશે અને તે ઘણા દિવસ જીવશે.
૪ ≡ તને એક સારી ગુણવાળી સ્ત્રી મળશે યા વર મળશે.
૫ ≡ આ લગ્ન કરવામાં વાર લગાડીશ નહિ.
૬ ≡ તારા ઉપર કોઇ પણ કાંઇ કરતું નથી.
૭ ≡ નિશ્ચય કરી તું મુસાફરી જા.
૮ ≡ તે મિત્ર નથી પણ છાનો વૈરી છે.
૯ ≡ તારી ચોરાઇ ગએલી વસ્તુ જલદી મળશે.
૧૦ ≡ તે મુસાફરીથી પાછો આવનાર નથી.

૧૧ પરદેશમાં એક સ્ત્રીથી તારૂં નસીબ ઉઘડશે.
૧૨ તું પોતાના લાભ થકી ઠગાતો જઇશ.
૧૩ તારા નઠારા ભાગ્યનો નાશ થશે અને તું સુખ સિદ્ધિઃ
૧૪ તારી આશા ફોગટ છે હમણાં તારૂં ભાગ્ય ૯
૧૫ તું એક દી સારી વાત વહેલો સાંભળીશ. .ના ગમે તે
૧૬ તારા ઉપર નઠારૂં ભાગ્ય ટાંપી રહ્યું છે. ાછી :તે બન્ને
; તૈયાર થાય

આં.

૧ આ દહાડામાં તારા સુખની વૃદ્ધિ થશે.
૨ તે કોઇ દિવસ પોતાના શત્રુના હાથમ
૩ તે રોગી સારો થશે તથા ઘણા દહાડા
૪ તે બાયડીને છોકરી થશે.
૫ એક જુવાન પૈસાદાર સ્ત્રી અથવા પુ
લગ્ન કરીશ.

૫

૫

૬ તું લગ્ન કરવાની ઉતાવળ કર તેથી તને સુખ મળશે.
૭ તે માણસ તને દિલથી ચાહે છે.
૮ પરદેશમાં તારા કામની સિદ્ધિ થવાની નથી.
૯ આ મિત્ર સોના કરતાં વધારે મૂલ્યનો છે.
૧૦ તારી ખોવાઇ ગયેલી જણસ તને પાછી મળવાની નથી.
૧૧ તે રોગી ઘણો આજાર છે માટે તેનાથી પાછું અવાતું નથી.
૧૨ તું પોતાની મહેનત ઉપર વિશ્વાસ રાખ તથા ઘેર રહે.
૧૩ તું ખુશીથી ઘેર રહે ભાગ્યવાન થઇશ.
૧૪ તું પોતાના ચંચળ ભાગ્ય ઉપર વિશ્વાસ રાખીશમાં.

૫ તું જે ઈચ્છે છે તે તને મળ્યું જશે.

૬ તારૂં સ્વપ્ન એમ કહે છે જે તું આજ હુશીયાર રહે

૭ નહિતર એકાએક જોખમ પામીશ.

૮ છે.

આઃ

૯ સુર પોતાના મિત્રોમાં ઘણું સુખ તથા આનંદ ભોગવીશ.

૧૦ પરદે દહાડા ઘણા નઠારા છે.

૧૧ લાભ ં હમણા દુઃખ ભોગવે છે તો આગળ મોટી આ

૧૨ તારી બરૂ પાળવીશ.

૧૩ જે કાંઇ । સારો થશે પણ ખચીત મરશે.

૧૪ તારા લ.ડીને છોકરો થશે તે આગળ સારો નીવડશે.

૧૫ ખરાબ ઠારા સ્વભાવનો વર અથવા સ્ત્રી મળશે.

૧૬ કોઈને સ્ત્રી અથવા પુરૂષ સાથે તને મુકરર સુખ મળશે.

–ા માણસની તારા ઉપર પ્રીતિ છે પણ તે ઉઘાડી કરવા ચાહતો નથી.

૯ તું નિર્ભયપણાથી મુસાફરી કર.

૧૦ તેના ઉપર વિશ્વાસ રાખીશ માં તે ચંચળ નથી કપટી છે.

૧૧ તને તારી ખોવાએલી વસ્તુ પાછી મળશે.

૧૨ મુસાફર ઘણો વહેલો પાછો આવશે.

૧૩ તું પરદેશમાં સુખ તથા શાન્તિથી રહીશ.

૧૪ તું પ્રમાણિકપણે રહીશ તો યશ મળશે.

૧૫ હજુ તું વૈભવ તથા દોલતમાં રહીશ.

૧૬ તું હમણાં પોતાની સ્થિતિમાં રહીશ તો સારૂં છે.

## અંક—રમળ—

મંત્ર—ॐ ह्रीँ श्रीँ वद वद वाग्वादिनि स्वाहा ॐ सिद्धिः

આ મંત્ર ૭ વાર ભણીને નીચેના બે કોઠાના ગમે તે આંકડા ઉપર જુદી જુદી વાર એક સોપારી મુકવી. પછી તે બન્ને કોઠાના આંકોને એક સાથે ગોઠવવાં અને જે આંક તૈયાર થાય તે ઉપરથી શુભાશુભ ફળ જાણવું.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
|---|---|---|---|---|
| | | | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |

### અંકોનું શુભાશુભ ફળ.

૧૧ ધારેલી ઇચ્છા પુરી થાય.
૧૨ દેવપૂજાથી વિલંબે પણ કાર્ય સિદ્ધિ થાય.
૧૩ કાર્યમાં વિઘ્ન આવે.
૧૪ કાર્ય સિદ્ધિ થાય.
૧૫ ધારણા પાર પડે.
૨૧ ચિંતા ત્યાગથી કાર્યસિદ્ધિ અને આયુવૃદ્ધિ થશે.
૨૨ સામર્થ્યથી જ કાર્ય થશે.
૨૩ કાર્યમાં વિઘ્ન આવે.
૨૪ મંગલ કાર્ય સિદ્ધિ.

૨૫ સ્વ બાહુબળે જ મહામનોરથ પુરો થશે બીજાના વિશ્વાસથી બેશી રહીશ નહિં.

૩૧ કાર્ય સિદ્ધિ થાય વ્યાપારે લાભ થાય.

૩૨ નુકશાન થઈને સુધરે.

૩૩ તે કાર્ય છોડીજ દ્યો સાર વગરનું છે.

૩૪ શ્રદ્ધા સાથે ઉદ્યમથી સિદ્ધિ થાય.

૩૫ કાર્યની અસિદ્ધિ છે.

૪૧ નિઃસંદેહ કાર્ય થાય.

૪૨ ઉદ્યમે કાર્ય સિદ્ધિ થાય.

૪૩ કાર્ય સિદ્ધિજ થવાની ( દિશાથી કાર્ય સિદ્ધિ થાય. )

૪૪ અલ્પ મહેનતે ઉત્તરદિશ્ ' અથવા પશ્ચિમ દિશાથી કાર્ય સિદ્ધિ થાય.

૪૫ તારૂં કાર્ય મ્હોટું છે બીજાને હાથે કાર્યસિદ્ધિ થશે.

૫૧ કાર્યસિદ્ધિ થાય કલ્યાણ પણ થાય.

૫૨ તારી ધારણા સફલ થવાની છે.

૫૩ તું ગુપ્તપણે કાર્ય કરે જા નજીકમાં તારૂં ભાગ્ય ખુલશે.

૫૪ તારી આડે શત્રુ છે વિલંબે કાર્ય સિદ્ધ થશે.

૫૫ તારી સર્વ કાર્ય સિદ્ધિ થશે.

ઇતિ અંકરમળ સમાસ.

---

**જોવાની રીત**—જેમકે એક મનુષ્ય સોપારી મંત્રીને એકવાર પહેલા કોઠાના ૪ ( ચોગડા ) ઉપર મૂકે અને બીજીવાર બીજા કોઠાના ૩ (તગડા ) ઉપર મૂકે તો આ બન્ને કોઠાના આંક ૪–૩ ને સાથે ગોઠવતાં ૪૩ થાય છે. અને તેનું ફળ " કાર્ય સિદ્ધિજ થાય " એવું છે.

# શ્રી ગૌતમ કેવલી મહાવિદ્યા—

ગૌતમ કેવળી મહાવિદ્યા એ એક ભવિષ્ય દેખાડનારી મહાવિદ્યા છે. પ્રાચીન કાળમાં આ વિદ્યાનો ઘણો સત્કાર હતો; પરન્તુ કાલ પ્રભાવથી હાલના જમાનામાં આવી વિદ્યાઓને લોકો બચ્ચાંની રમત સમજવા લાગ્યા છે. વાસ્તવિક રીતે ખરૂં કહીયે તો આ વિદ્યા જ્ઞાનીઓની એક સાચી રમત છે. નીચે દર્શાવેલ ગૌતમ કેવલી મહાવિદ્યાનો પ્રશ્ન જોવાનો જે કોઠો છે તેમાં આવેલા અંકોનો ખુલાસો આ પ્રમાણે છે.—

## ગૌતમ કેવલી મહાવિદ્યાનો પ્રશ્ન જોવાનો યંત્ર–કોષ્ટક.

| ૧૧૧ | ૩૩૧ | ૧૩૨ |
|---|---|---|
| ૧૧૩ | ૩૨૩ | ૨૨૨ |
| ૧૧૨ | ૩૨૧ | ૨૨૧ |
| ૨૩૩ | ૩૧૩ | ૨૩૨ |
| ૨૩૧ | ૩૧૧ | ૧૩૩ |
| ૨૧૨ | ૧૨૧ | ૩૧૨ |
| ૨૧૩ | ૧૨૨ | ૩૩૨ |
| ૨૧૧ | ૧૨૩ | ૨૨૩ |
| ૩૩૩ | ૧૩૧ | ૩૨૨ |

**इक्को होइ मियंको, धरासुओ दोसु दिणयरो तिन्नि ।**
**एसा गहाण पंती, निद्दिट्ठा गणहरिंदेहिं ॥ १ ॥**

અર્થ—યંત્રમાં જ્યાં જ્યાં એકનો આંક છે તેને ચંદ્રમાનો આંક જાણવો. જ્યાં બેનો આંક છે તેને મંગળનો આંક અને જ્યાં ત્રણનો આંક છે તેને સૂર્યનો આંક જાણવો. અને એ ત્રણ ગ્રહોની પંક્તિથી શુભાશુભ ફળ જાણવું. આ રચના મ્હોટા જ્ઞાની પુરુષોની બનાવેલી અને મહા પ્રભાવિક ચીજ છે.

જે કામને માટે પ્રશ્ન જોવાની આવશ્યકતા જણાય તે કામનું પ્રથમ મનમાં ચિંતવન કરવું, તે પછી પોતાના હાથમાં એક રૂપીયો અને એક શ્રીફળ લઈ ઉપર બનાવેલ યંત્રની સન્મુખ ભેટ ધરવું. ત્યારબાદ હસ્તમાં એક લવીંગ અથવા એલચી લઈ "ॐ चिरि चिरि पिरि पिरि निसिरि निसिरि दिव्य मूपतये स्वाहा" આ મંત્રનો મન વચન અને કાયાને સ્થિર કરી હોઠ ફફડાવ્યા વિના સાત વાર ભણવો ત્યારબાદ એ મંત્રેલી એલચી અથવા લવીંગ ઉપર દર્શાવેલા યંત્રના કોઈપણ મનપસંદ આંક ઉપર મુકી દેવું. કોઠાના જે નંબર ઉપર એલચી યા લવીંગ મૂકેલું હોય તે નંબર જોઇ યાદ રાખવો અને કોઠામાં જણાવેલા ૨૭ નંબરો કે જે નંબરોનાં શુભાશુભ ફળ નબરવાર—ક્રમશઃ હવે પછી જણાવવામાં આવશે તેમાં પેલો યાદ રાખેલો નંબર જોવો. એ નંબરમાં જણાવેલ શુભાશુભ હકીકત એ મનમાં ધારેલા પ્રશ્નનું ફળ સમજવું. એક દિવસમાં એક માણસે એક જ વખત પ્રશ્ન જોવો અને જે ફળ આવે તે ઉપર વિશ્વાસ રાખવો. જોયેલો પ્રશ્ન બીજીવાર જોવો નહીં. યંત્રની સન્મુખ જે રૂપીયો અને શ્રીફળ મૂકેલાં હોય તે જ્ઞાનના કાર્યમાં ખરચી નાંખવાં.

## સત્યાવીશ કોઠાનું અંકવાર ફળાફળ.

૧૧૧—આ સવાલ બહુજ ઉમદા છે. તમારા ખરાબ દિવસોનો નાશ થઇ સારા દિવસો આવ્યા છે, વ્યાપારમાં ફાયદો થશે. હૃદયની ઇચ્છાઓ પાર પડશે. વિવિધ પ્રકારની ચિંતા મનમાં રહ્યા કરે છે તે હવે થોડા દિવસોમા નાશ પામી જશે. એક મિત્રના દગાના ભોગ થઈ ગયા છો. ધર્મનાં કામ કરવા ઇચ્છો છો પણ અંતરાય કર્મના ઉદયથી તેમાં વિઘ્ન આવી પડે છે. પેદાશ કરતાં ખર્ચ વધારે છે. કોઇ કાર્ય સિદ્ધ થવાની અણી ઉપર આવે છે કે એકાએક અશુભ કર્મના ઉદયથી શત્રુઓ તેમાં વિઘ્ન નાંખી દે છે. દેવ, ગુરૂ તથા ધર્મની સેવા કરો અને ધર્મના કાર્યમાં ખર્ચ કરો જેથી મનની અભિલાષા પૂર્ણ થશે તેમાં શક નથી. પ્રતિપક્ષી લોકો ગમે તેવી કોશીસો કરે પરન્તુ તમારી ધારેલી ધારણા અવશ્ય ફળીભૂત થશે.

૧૧૩—આ પ્રશ્ન પણ સારો છે. તમારા દિલને આરામ મળશે. સુખચૈન પ્રાપ્ત કરશો. જે કામ હૃદયમાં ધાર્યું છે તેમાં ફતેહ મળશે. સ્નેહીજનનો મેળાપ થશે, ચિંતાના દિવસો વહી જતાં હવે સારા દિવસો આવ્યા છે. ધર્મના પ્રભાવથી સુખી થયા છો અને આગળ પણ સુખી થશો. પારકાં કામ મહેનત લઇને કરી આપો છો. પણ પોતાના કામમાં સુસ્તી રાખો છો, અક્કલ–બુદ્ધિ તેજ છે, બગડેલું કાર્ય પણ સુધારી લ્યો છો, પોતાની ઇજ્જત–આબરૂ માટે શરીર ઉપરનું કપડું સુદ્ધાં આપી દ્યો છો, સ્ત્રી તરફથી લાભ થાય છે. એક વખત અચાનક લાભ મળ્યો છે અને ભવિષ્યમાં પણ મળશે.

૧૧૨—આ પ્રશ્ન લાભદાયક છે. દોલતનો લાભ મળશે. ભાગ્યોદયના દિવસો હવે નજીક આવ્યા છે. જે કામ હાથ ધરશો

તેમાં ફતેહ મળશે. સ્નેહીજનનો મેળાપ થશે. ધર્મનાં કાર્યો કરતા રહો જેથી પુણ્ય હાંસલ થશે અને સુખ પણ મળશે. મન ચિંતામાં ગરકાવ રહે છે. ભાઈઓથી જુદાઇ થશે, મકાન બનાવવાનો ઇરાદો કરો છો તે પાર પડશે. જમીનથી તમને ફાયદો થશે, આવક કરતાં ખરચ વધારે થાય છે, તીર્થોની યાત્રા કરવાની અભિલાષા છે તે પૂર્ણ થશે. જે ધર્મનાં કાર્યો કરવા ચાહો છો તે થઈ શકશે.

૨૩૩—થોડા દિવસમાં દોલત મળશે. જે કામ વિચાર્યું છે તે પૂર્ણ થશે. સ્નેહીનો મેળાપ થશે. જમીન, જહાંગિરી અથવા મકાનથી ફાયદો થશે. ઇજ્જત–આબરૂ વધશે. ધર્મના કાર્યોમાં ખર્ચ કરો. તેના પ્રતાપથી સુખ ચૈન ઉડાવશો, રાજ્યની તરફથી ફાયદો થશે, મનની ધારણા પાર પડશે. સ્ત્રી તરફથી સુખ છે. એક વખત અચાનક લાભ મળશે.

૨૩૧—જે કામ મનમાં ચિંતવી રાખેલું છે તે કામ ત્રણ મહિનામાં ફતેહ થશે, પોતાની સ્ત્રી તરફથી લાભ થાય છે, આજ સુધી કુટુંબી લોકો તરફથી સુખ મળ્યું નથી. પણ ભવિષ્યમાં મળશે, સંતાનોની વૃદ્ધિ થશે, વેવિશાળ તથા લગ્નના ખર્ચની ચિંતા છે પણ તે મટી જશે. આબરૂ માટે આવકથી ખર્ચ વધારે કરવો પડે છે. તીર્થોની યાત્રા કરવાનો ઇરાદો છે. પરંતુ અંતરાય કર્મના ઉદયથી વિઘ્ન આવી પડે છે, ભવિષ્યમાં ધર્મનાં કામ કરી શકાશે. હૃદયમાં જે કામની ચિંતા છે તે ધર્મના પ્રભાવથી દૂર થઇ જશે. માટે ધર્મ ઉપર શ્રદ્ધા રાખો.

૨૧૨—ચિંતવેલું કાર્ય પાર પડે, પોતાની સ્ત્રી તરફથી લાભ છે. વેવિશાળ તથા લગ્નના કાર્યની ચાહના છે તે પાર પડશે. કુટુંબની વૃદ્ધિ થશે, લાંબી મુદતથી કરેલો ઇરાદો પાર પડશે,

પાછળની ઉમ્મરમાં ધર્મનાં કામો થઇ શકશે. દુશ્મનો તમારા વિરૂદ્ધ કોશિષ કરશે પરંતુ તમારાં સદ્ભાગ્ય આગળ તેઓનું જોર ચાલશે નહીં, તીર્થોની યાત્રા કરવા ઇચ્છો છો તો તે બના શકશે, મકાન બનાવવાનો અને જમીન ખરીદ કરવાનો તમારો ઇરાદો ફતેહમંદ થશે, તમોને જમીનથી લાભ છે, પરદેશની મુસાફરીએ જવું પડશે અને ત્યાં ફાયદો હાંસલ કરશો. દેવ, ગુરૂ અને ધર્મની સેવા કરવાથી સર્વે કાર્યો પાર પડશે.

૨૧૩—દુઃખના દિવસો હવે દૂર થયા છે. સુખના દિવસો શરૂ થયા છે. ઘણાં દિવસોથી કષ્ટ ઉઠાવી રહ્યા છો, પરદેશ વેઠયો પરંતુ સુખનો આરો ન આવ્યો પણ હવે આરામ ભોગવવાના દિવસો પ્રાપ્ત થયા છે. આબરૂ વધશે, સંતાનોનું .સુખ થશે, આટલા દિવસો મિત્ર અને કુટુંબીઓથી સંકટ વેઠયું, જ્યાં સુધી બન્યું બીજાઓનું ભલું કર્યું; પરંતુ તેઓએ ગુણ ન માન્યો, શત્રુઓ પગલે પગલે તૈયારજ રહે છે, પરંતુ તેઓનું કંઇ ચાલતું નથી; કારણ કે તમારૂં નશીબ બળવાન છે. પાસે ધન થોડું છે; પણ આબરૂ સારી છે તેથી જેટલું મેળવવા ધારો તેટલું મેળવી શકશો. દોસ્તદારો તરફથી જેવું જોઇએ તેવું સુખ નથી. ઇજ્જત–આબરૂ માટે ખર્ચ ઘણો કરો છો. તમારૂં ધર્મ ભવન સુધરેલું છે. માટે ધર્મ ઉપર શ્રદ્ધા રાખો.

૨૧૬—તમે હૃદયમાં જે કાર્ય ચિંતવ્યું છે તે સફળ થનાર નથી. માટે તે સિવાય બીજું કામ કરો. દેવ ગુરૂ ધર્મની સેવા કરો, તીર્થોની યાત્રા કરો જેથી અંતરાય–પાપ દૂર થાય અને પુણ્યનો લાભ થાય. એક વખત તમોને અચાનક નુકશાન થયું છે, દુશ્મન લોક તમોને હરકત કરે છે, પણ તમારૂં પ્રારબ્ધ બળ–વાન હોવાથી તેઓનું જોર ચાલતું નથી.

તેમાં ફતેહ મળશે. સ્નેહીજનનો મેળાપ થશે. ધર્મનાં કાર્યો કરતા રહો જેથી પુણ્ય હાંસલ થશે અને સુખ પણ મળશે. મન ચિંતામાં ગરકાવ રહે છે. ભાઈઓથી જુદાઇ થશે, મકાન બનાવવાનો ઇરાદો કરો છો તે પાર પડશે. જમીનથી તમને ફાયદો થશે, આવક કરતાં ખરચ વધારે થાય છે, તીર્થોની યાત્રા કરવાની અભિલાષા છે તે પૂર્ણ થશે. જે ધર્મનાં કાર્યો કરવા ચાહો છો તે થઈ શકશે.

૨૩૩—થોડા દિવસમાં દોલત મળશે. જે કામ વિચાર્યું છે તે પૂર્ણ થશે. સ્નેહીનો મેળાપ થશે. જમીન, જહાંગિરી અથવા મકાનથી ફાયદો થશે. ઇજ્જત-આબરૂ વધશે. ધર્મના કાર્યોમાં ખર્ચ કરો. તેના પ્રતાપથી સુખ ચૈન ઉડાવશો, રાજ્યની તરફથી ફાયદો થશે, મનની ધારણા પાર પડશે. સ્ત્રી તરફથી સુખ છે. એક વખત અચાનક લાભ મળશે.

૨૩૧—જે કામ મનમાં ચિંતવી રાખેલું છે તે કામ ત્રણ મહિનામાં ફતેહ થશે, પોતાની સ્ત્રી તરફથી લાભ થાય છે, આજ સુધી કુટુંબી લોકો તરફથી સુખ મળ્યું નથી. પણ ભવિષ્યમાં મળશે, સંતાનોની વૃદ્ધિ થશે, વેવિશાળ તથા લગ્નના ખર્ચની ચિંતા છે પણ તે મટી જશે. આબરૂ માટે આવકથી ખર્ચ વધારે કરવો પડે છે. તીર્થોની યાત્રા કરવાનો ઇરાદો છે. પરંતુ અંતરાય કર્મના ઉદયથી વિઘ્ન આવી પડે છે, ભવિષ્યમાં ધર્મનાં કામ કરી શકાશે. હૃદયમાં જે કામની ચિંતા છે તે ધર્મના પ્રભાવથી દૂર થઇ જશે. માટે ધર્મ ઉપર શ્રદ્ધા રાખો.

૨૧૨—ચિંતવેલું કાર્ય પાર પડે, પોતાની સ્ત્રી તરફથી લાભ છે. વેવિશાળ તથા લગ્નનાં કાર્યની ચાહના છે તે પાર પડશે. કુટુંબની વૃદ્ધિ થશે, લાંબી મુદતથી કરેલો ઇરાદો પાર પડશે,

પાછળની ઉમ્મરમાં ધર્મનાં કામો થઇ શકશે. દુશ્મનો તમારા વિરૂદ્ધ કોશિષ કરશે પરંતુ તમારાં સદ્ભાગ્ય આગળ તેઓનું જોર ચાલશે નહીં, તીર્થોની યાત્રા કરવા ઇચ્છો છો તો તે બના શકશે, મકાન બનાવવાનો અને જમીન ખરીદ કરવાનો તમારો ઇરાદો ફતેહમંદ થશે, તમોને જમીનથી લાભ છે, પરદેશની મુસાફરીએ જવું પડશે અને ત્યાં ફાયદો હાંસલ કરશો. દેવ, ગુરૂ અને ધર્મની સેવા કરવાથી સર્વે કાર્યો પાર પડશે.

૨૧૩—દુઃખના દિવસો હવે દૂર થયા છે. સુખના દિવસો શરૂ થયા છે. ઘણાં દિવસોથી કષ્ટ ઉઠાવી રહ્યા છો, પરદેશ વેઠયો પરંતુ સુખનો આરો ન આવ્યો પણ હવે આરામ ભોગવવાના દિવસો પ્રાપ્ત થયા છે. આબરૂ વધશે, સંતાનોનું સુખ થશે, આટલા દિવસો મિત્ર અને કુટુંબીઓથી સંકટ વેઠયું, જ્યાં સુધી બન્યું બીજાઓનું ભલું કર્યું; પરંતુ તેઓએ ગુણ ન માન્યો, શત્રુઓ પગલે પગલે તૈયારજ રહે છે, પરંતુ તેઓનું કંઇ ચાલતું નથી; કારણ કે તમારૂં નશીબ બળવાન છે. પાસે ધન થોડું છે; પણ આબરૂ સારી છે તેથી જેટલું મેળવવા ધારો તેટલું મેળવી શકશો. દોસ્તદારો તરફથી જેવું જોઇએ તેવું સુખ નથી. ઇજ્જત-આબરૂ માટે ખર્ચ ઘણો કરો છો. તમારૂં ધર્મ ભવન સુધરેલું છે. માટે ધર્મ ઉપર શ્રદ્ધા રાખો.

૨૧૬—તમે હૃદયમાં જે કાર્ય ચિંતવ્યું છે તે સફળ થનાર નથી. માટે તે સિવાય બીજું કામ કરો. દેવ ગુરૂ ધર્મની સેવા કરો, તીર્થોની યાત્રા કરો જેથી અંતરાય-પાપ દૂર થાય અને પુણ્યનો લાભ થાય. એક વખત તમોને અચાનક નુકશાન થયું છે, દુશ્મન લોક તમોને હરકત કરે છે; પણ તમારૂં પ્રારબ્ધ બળવાન હોવાથી તેઓનું જોર ચાલતું નથી.

૩૩૩—આટલા દિવસો નિર્ધન અવસ્થામાં વ્યતિત કર્યા, પણ હવે ધન પ્રાપ્ત થશે અને મનની ધારણા ફળીભૂત થશે. પોતાની સ્ત્રી તરફથી સુખ મળશે, સ્નેહી જનનો મેળાપ થશે, ત્રણ મહિના બાદ સારા દિવસો આવશે. દેવગુરૂની સેવા કરો અને ધર્મના કાર્યમાં ધનનો સદુપયોગ કરો, આવક કરતાં ખર્ચ વધારે છે, ધન એકઠું કર્યું નહીં દોસ્તની તરફથી દગાનો ભોગ થયા છો, મન ચિંતામાં રહે છે, દુશ્મન લોકો પાછળથી વાંકું બોલે છે; પણ સન્મુખ આવ્યે બોલી શકતા નથી. કીર્તિ માટે પોતાનાં શરીરનાં લુગડાં પણ આપી દ્યો છો; પણ આબરૂને ધક્કો પહોંચાડતા નથી જમીનથી ફાયદો થશે. ધર્મની ઉન્નતિ કરો અને પંચ પરમેષ્ઠિ મંત્રનો જાપ કરો.

૩૩૧—તમારા મનની ચિંતા મટશે, માંદગીની ફરીયાદ દૂર થશે. મનની ધારણા પૂર્ણ થશે, થોડા દિવસોમાંજ ધન પ્રાપ્ત થશે. સ્નેહીનો મેળાપ થશે, દેવગુરૂની સેવા કરો અને ધર્મકાર્યમાં દ્રવ્ય ખર્ચો જેથી પરિણામે ફાયદો થશે, સારા દિવસો આવ્યા છે, અંતરાય કર્મના ઉદયથી આટલા દિવસ દુઃખ વેઠયું; પણ હવે એ દિવસો વહી ગયા, આવક કરતાં ખર્ચ વધારે રાખે છે, પુણ્યના ઉદયથી ભવિષ્યમાં કોઇ વાતે ઉણપ નહિ રહે, આજ સુધી જે જે કાર્યમાં ફતેહ મળી છે તે પુણ્યના પ્રતાપે સમજજો. માટે પુણ્યના કાર્યમાં લક્ષ્ય રાખવું. પરદેશ વેઠવાથી કુટુંબી આદિ આપ્ત વર્ગનો વિયોગ રહે છે પણ હવે તે નહિ રહે.

૩૨૩—જે કાર્ય મનમાં ચિંતવ્યું છે તેમાં ફાયદો થશે, ઇચ્છાઓ પૂર્ણ થશે, સ્નેહીનો મેળાપ થશે, જે જે ચિંતાઓ ઉપસ્થિત થઇ છે તે સર્વ દૂર થશે. તીર્થ યાત્રા થશે, ધર્મના કાર્ય બની શકશે, ઘણા દિવસો પર્યંત પરદેશના દુઃખ વેઠયાં પણ હવે એ દુઃખના દિવસો ગયા. હવે વતનમાં જઇ આનંદ—

સુખચેનનો ઉપભોગ કરશો. ધર્મના કાર્યોમાં લક્ષ્ય રાખો તેનાથી સર્વ સુખ સાંપડશે.

૩૨૧—જમીન, મકાન અથવા બાગ બગીચાથી લાભ થશે, ધન મેળવશો, સ્નેહી જનનો મેળાપ થશે, કોઈ પણ માણસની સાથે મિત્રતા થશે અને તેનાથી ધનાદિકની સહાયતા મળશે, પુણ્યના ઉદયથી ઇચ્છાઓ પરિપૂર્ણ થશે, ધર્મનું આરાધન કરો, દુશ્મનો પગલે પગલે તૈયાર રહેશે; પરન્તુ સન્મુખ થવાથી તેનું જોર ચાલશે નહીં, પોતાની શક્તિ અનુસાર ખર્ચ કરો, મકાન બનાવવાના મનોરથો ફળીભૂત થશે, ધન પેદા કરો છો પણ ખર્ચ વધારે પડતો થવાથી ભેગું થતું નથી, વાલી તરફથી ધન ઓછું મળશે, સ્ત્રી તરફથી ફાયદો થશે, વૃદ્ધાવસ્થામાં ધર્મનાં કાર્યો બની શકશે.

૩૧૩—આ પ્રશ્ન સારો છે. પોતાના દિલમાં લક્ષ્મી, સ્ત્રી અને સંતાનને માટે જે વિચાર કર્યો છે તે પૂર્ણ થશે. સ્ત્રીથી સુખ મળશે, સંતાન થશે,સ્નેહીનો મેળાપ થશે, અમુક મુદ્દત સુધીની ધારેલી ધારણા પાર પડશે, ચિંતાના દિવસો હવે નષ્ટ થયા છે, દેવ–ગુરૂ અને ધર્મની સેવા કરો, દુશ્મન લોકો સતાવે છે; પરન્તુ હવે તમારૂં પ્રારબ્ધ બળવાન બન્યું છે જેથી એ લોકોનું જોર નહીં ચાલે, જમીનથી લાભ થશે, કીર્તિને માટે પેદાશ કરતાં ખર્ચ વધારે કરવો પડે છે. દોસ્તો–મિત્રોથી ફાયદો થશે.

૩૧૧—આ સવાલ બહુજ સરસ છે. જે કાર્ય ધાર્યું છે તેમાં ફતેહ મળશે, મુકર્દમો જીતી જશો, વ્યાપાર રોજગારમાં ફાયદો થશે, કીર્ત્તિ વધશે, રાજ્ય તરફથી ફાયદો છે, ધર્મના પ્રભાવથી સુખ મળ્યું છે અને ભવિષ્યમાં પણ મળશે. બીજાનાં કામો પરિશ્રમથી પૂર્ણ કરો છો; પરન્તુ અશુભ કર્મના ઉદયથી

પોતાના કાર્યમાં બેદરકાર રહો છો, વિદેશની મુસાફરી કરવી પડશે. અને ત્યાં ફાયદો થશે. ધર્મ ઉપર શ્રદ્ધા રાખો, જેથી સંકટ દૂર થાય, પોતાના હાથે દોલત–લક્ષ્મી પેદા કરશો.

૧૨૧—હૃદયમાં ધારેલો પ્રશ્ન ફાયદાકારક છે, ભૂરા–ખરાબ દિવસો વહી ગયા છે અને હવે શુભ દિવસો આવ્યા છે. ઘણાં દિવસો સુધી સંકટ વેઠીને નાહિમ્મત–નિરાશ થઈ ગયા છો, હવે પુણ્યનો ઉદય થયો છે. દેવ, ગુરૂ અને ધર્મ ઉપર વિશ્વાસ–શ્રદ્ધા રાખો, મનની ધારણા ફળીભૂત થશે, જેટલી લક્ષ્મી ગુમાવી છે તે કરતાં વધારે પેદા કરશો, દુનિયામાં યશ વધશે, વિદેશની સફર કરશો, જે કામની ચિંતા કરો છો તે ચિંતા મટી જશે. જો કે તેમાં એક વ્યક્તિ તરફથી વિઘ્ન ઉપસ્થિત કરવામાં આવશે પણ અંતે તમે સફળતા પ્રાપ્ત કરશો. ભાઈઓને અને સંબંધી વર્ગને નિભાવો છો તેથી તમારી કીર્તિ દુનીયામાં વધી છે, દિલના ઉદાર છો, જ્યાં જાઓ છો ત્યાં સુખ મળે છે, આબરૂ મેળવવા માટે ખર્ચમાં વધારે ઉતરવું પડે છે, દેવગુરૂ અને ધર્મના પ્રભાવથી કોઈ વાતની ઉણપ નહીં રહે.

૧૨૨—જે કામ મનમાં વિચાર્યું છે તે પાર નહીં પડે, તમે આજ સુધી ઘણાંઓનું ભલું કર્યું; અશુભ કર્મના ઉદયથી વિઘ્નસંતોષીઓ મળે છે. જ્યાં સુધી બની શકે ત્યાંસુધી ધર્મ કરો, પંચપરમેષ્ઠિ મંત્રનો જાપ કરો જેથી તકલીફ દૂર થશે.

૧૨૩—આટલા દિવસો પાપકર્મના ઉદયના હતા. મહાન સંકટો વેઠ્યાં, હવે શુભ દિવસો પ્રાપ્ત થયા છે, ઘણાઓનું ભલું કર્યું, પણ એઓએ ઉપકાર ન માન્યો. ધર્મના નિમિત્તે કાઢેલા પૈસા ઘરમાં ન રાખો, તીર્થોની યાત્રા કરો, દેવગુરૂની સેવા કરો, જે સ્થાને દુઃખી થયા છો તે સ્થાનનો ત્યાગ કરો, બીજે સ્થાને

જઇને રહો, પરદેશમાં ફાયદો થશે, ઇજ્જત–આબરૂ માટે બહુ ખર્ચ કરો છો, તમારૂં દિલ ચિંતામાં ડુબેલું રહે છે, કોઇ પણ ધર્મનાં કાર્યો કરવાની તમારી ભાવના હતી; પરંતુ અંતરાય કર્મના ઉદયથી એ ભાવના ફળીભૂત થઇ નહીં. હવે અંતરાય કર્મ દૂર થતાં શુભ કર્મનો ઉદય થયો છે. ધારેલાં દરેક કાર્યોમાં ફત્તેહ પામશો, ધન–દોલત પ્રાપ્ત થશે, ગયેલી વસ્તુ પુનઃ આવી મળશે, જે માણસ સાથે સ્નેહ છે તેની સલાહ પ્રમાણે વર્તો.

૧૩૧—જે વાત હૃદયમાં ધારી છે તે પાર પડશે એમાં જરા પણ શક નથી, જે વાતનું નુકશાન થયું છે તે દૂર થઇ ભવિષ્યમાં લાભ થશે, ધન મળશે, સંતાનોની વૃદ્ધિ થશે, તમારા હાથથી ધર્મનાં કામ થશે, ધર્મગુરૂની સેવા કરો, ન્યાત જાતમાં આબરૂ વધશે, દેવાધિદેવનું ધ્યાન કરો, જે સ્થાનની અને જે મનુષ્યની મુલાકાત ચાહો છો તે થશે, કલેશ–ચિંતાના દિવસો ગયા છે, ધાતુ, ધન, સંપત્તિ અને કુટુંબની વૃદ્ધિ ઇચ્છો છો તે ફળીભૂત થશે, ધર્મ ઉપર શ્રદ્ધા રાખો, ધર્મથી સુખ પ્રાપ્ત થયું છે અને થશે.

૧૩૨—આજસુધી તમારા મોટા મોટા દુશ્મનો થયા, હવે તેઓનું જોર નહીં ચાલે, મનમાં વિચારેલા કાર્યમાં ફતેહ થશે, આબરૂમાં વધારો થશે. તમારા હાથે ધર્મનાં કાર્યો થશે, રાજદરબારમાં સન્માન મળશે, પૂર્વસંચિત શુભ કર્મ ઉદયમાં આવ્યાં છે, મનવાંછિત સુખની પ્રાપ્તિ થશે, અમુક મુદત સુધીના કરેલા મનોરથો પાર પડશે, ભાઇઓનો મેળાપ થશે. દેવ, ગુરૂ અને ધર્મની સેવા કરો, ધર્મના પ્રભાવથી સુખી થયા છો અને થશો.

૨૨૨—જે કામ હૃદયમાં વિચાર્યું છે તેને છોડીને બીજું કામ કરો; છતાં પણ જો એ વિચારેલું કાર્ય કરવામાં પ્રવૃત્ત થશો તો સંકટ ઉત્પન્ન થશે, નુકશાન થશે, દુશ્મન લોકો વિઘ્ન ઉપસ્થિત

કરશે. દેવગુરૂ અને ધર્મની સેવા કરો. તીર્થોની યાત્રામાં જાઓ, જેથી બીજાં કાર્યો પણ સુધરશે. દિલમાં વિવિધ પ્રકારની ચિંતાઓએ વાસ કર્યો છે, તે વિચારેલું કાર્ય છોડી દેવાથી દૂર થઈ જશે.

૨૨૧—આટલા દિવસો લ્હેરમાં ઉડાવ્યા, જે દિવસો ગયા તે સારા ગયા, જે જે કામો કર્યાં તે પણ બધાં પાર પડયાં; પરન્તુ હવે જે કામ દિલમાં વિચાર્યું છે તે પાપ કર્મના ઉદયથી પૂર્ણ નહીં થાય, દોસ્તો પણ દુશ્મન થઈ જશે, કુટુંબમાં અણબનાવ રહેશે, ભાઈઓ જુદા થશે, જે કામ કરવાનું દીલમાં ચિંતવ્યું છે તેનો ત્યાગ કરવો એજ શ્રેષ્ઠ છે. ધર્મ ઉપર શ્રદ્ધા રાખો, દેવગુરૂની સેવા કરો, દાન પુણ્ય કરો, પુણ્યના પ્રભાવથી સુખ મળે છે.

૨૩૨—જે કામ વિચાર્યું છે તેને છોડીને બીજું કોઇપણ કામ કરો, વિચારેલું કામ કરવામાં ફાયદો નથી, છતાં કરશો તો તમારે તમારૂં સ્થાન છોડી બીજા મુલકમાં જવું પડશે અને કુટુંબીજનનો વિયોગ થશે. માટે બહેત્તર છે કે ત કામને છોડી દેવું. ધર્મમાં હોંશીયાર રહેવું. તેમજ પોતાની શકિત અનુસાર દાન-પુણ્ય કરવું જેથી સુખ પ્રાપ્ત થાય.

૧૩૩—આટલા દિવસો સંકટ રહ્યું, ધારેલાં કાર્યો સારી રીતે પાર ન પડયાં, હવે સારા દિવસોની શરૂઆત થઈ ચૂકી છે, જે કામ વિચાર્યું છે તે ફળીભૂત થશે, કોઈપણ જાતનું વિઘ્ન આવશે નહીં, પુન્યના ઉદયથી ઉંચા પ્રકારની ધારણા-ઇરાદો થયો છે, દેવ, ગુરૂ અને ધર્મના પ્રભાવથી લક્ષ્મી પ્રાપ્ત થશે, સ્નેહીનો મેળાપ થશે, સંતાનનું સુખ સાંપડશે, પત્ની તરફથી સુખ મળશે અને એક સજ્જન તરફથી અચાનક ફાયદો થશે.

૩૧૨—જે કામ વિચાર્યું છે તેને છોડીને બીજું કોઈ કામ કરો, અન્યથા દુશ્મન લોકો વિઘ્ન નાંખશે, દોલતની ખરાબી થશે, ઘરના મનુષ્યો અને જનાવરો ઉપર સંકટ ઉતરશે. માટે એ ધારેલું કાર્ય છોડી દેવું એજ ઉચિત છે. ધર્મના પ્રભાવથી

બધાં કામ ફતેહ પામે છે, નિરાશ્રિતોને આશ્રય આપો, અને દેવાધિદેવનું સ્મરણ ચિંતવન કરો જેથી સુખી થશો.

૩૩૨—ખરાબ દિવસો નષ્ટ થતાં હવે સારા દિવસો આવ્યા છે. તમોને જમીન અને ધન-દોલતનું જે નુકશાન થયું છે તે મટી જશે. થયેલું નુકશાન મટી જઈ ભવિષ્યમાં ફાયદો થશે. પંચ પરમેષ્ઠાનું ધ્યાન કરો, જ્ઞાનના કાર્યમાં મદદ કરો, જેથી જ્ઞાનાવરણીય અને અંતરાય કર્મનો નાશ થતાં પુણ્યોદયથી લાભ થશે, હૃદય શુદ્ધ છે, જેથી મનની ચિંતા જલ્દી નાશ પામશે. પરદેશમાં રહેલા માણસની ફીકર થાય છે, પણ તેની મુલાકાત થશે, ધર્મના પ્રભાવથી સુખચેન ઉડાવશો.

૨૨૩—આ સવાલ સારો છે, સુખના દિવસો નજીક આવ્યા છે. વ્યાપારમાં દોલત મળશે, એશ–આરામ પ્રાપ્ત કરશો, પત્નીનું સુખ સાંપડશે, સંતાનની વૃદ્ધિ થશે, જે કામ કરશો તેમાં લાભ મેળવશો, દિલમાં ચિંતા થાય છે જે–' હું પરદેશ જઉં તો મને ત્યાં સારૂ સ્થાન મળશે કે કેમ ? ' પરંતુ ફીકર ન કરો, તમોને સારૂ સ્થાન મળશે, શુદ્ધ દાનતથી વર્તો છો તો છેવટે સારૂ જ થશે, ધર્મના પ્રભાવથી સુખી થશો, ધર્મને ભૂલશો નહીં, ધર્મના કાર્યોમાં સુસ્તી રાખવી ઠીક નથી, દેવ–ગુરૂની સેવા કરો.

૩૨૨—જે કાર્ય મનમા વિચાર્યું છે તેમાં દુશ્મન લોકો વિઘ્ન નાંખશે, પરિણામ સારૂં નથી, રાજ્યની તરફથી નારાજગી પ્રાપ્ત થશે, જો સુખી થવું હોય તો તે વિચારેલું કામ છોડીને બીજું કામ કરો, તમારા અનુયાયી લોકો બદલાઇ ગયા છે. તેનો વિશ્વાસ ન કરશો. ધર્મના કાર્યમાં ધ્યાન આપો, વ્રત નિયમ કરતા રહો, દુનિયામાં સાર વસ્તુ એક માત્ર ધર્મજ છે. ધર્મના પ્રભાવથી સુખચેન પ્રાપ્ત થયું છે અને ભવિષ્યમાં પણ એજ પ્રમાણે પ્રાપ્ત કરશો.

**ઇતિ ગૌતમ કેવલી યંત્રના ૨૭ કોઠાનું ફળ,**

## શકુન શાસ્ત્ર—

( ૧ ) શકુન બે પ્રકારના હોય છે. ૧ દષ્ટ શકુન, અને ૨ શબ્દ શકુન. જે શકુન નજરેથી–દષ્ટિવડે જોઇ શકાય તે દષ્ટ શકુન કહેવાય. જ્યારે અદષ્ટપણે–માત્ર કર્ણથીજ સાંભળી શકાય તેને શબ્દ શકુન કહેવામાં આવે છે.

( ૨ ) આજકાલ શકુનશાસ્ત્ર ઉપર લોકોની શ્રદ્ધા બહુ ઓછી થઇ ગયેલી હોય તેમ જણાય છે. પરન્તુ શકુન શુભાશુભ સૂચક અવશ્ય છે. તેમાં જરા પણ સંશય નથી. નશીબ સારૂં હોય અને કોઇપણ કાર્ય કરતાં સારૂંજ થવાનું હોય તો સારાં શકુન થાય અને કંઇ અનિષ્ટ થવાનું સરજાયેલું હોય તો ખરાબ શકુન થાય છે. કહ્યું છે કે—

तादृशी जायते बुद्धि,–र्व्यवसायोऽपि तादृशः
सहायास्तादृशाश्चैव, यादृशी भवितव्यता ॥

ભાવાર્થ—જે મનુષ્યની જેવી ભવિતવ્યતા હોય તેની બુદ્ધિ પણ તેવીજ હોય છે. વ્યવસાય–ઉદ્યમ અને સહાયકો પણ તેવાજ–ભતિવ્યતાને અનુરૂપજ આવી મળે છે.

( ૩ ) ઘરથી રવાના થતી વખતે સારાં શકુન થયાં હોય અને જ્યાં જવું હોય ત્યાં પણ સારાં શકુન થયાં હોય તો સમજવું કે મનની ધારણા સફળ થશે. ઇચ્છિત સ્થાને પહોંચની વખતે થયેલાં શકુન કરતાં ઘરથી નીકળતી વખતે થયેલાં શકુનો વધારે ફાયદાકારક કહેલાં છે.

( ૪ ) ગાઉ કે બે ગાઉ ગયા પછી ગમે તેવાં શકુનો થાય પણ

તે બધાં વ્યર્થ જ સમજવાં. ખરાં શકુન તો એજ કહેવાય કે પોતાના ઘર અથવા ગામની નજીકમાંજ શકુન થાય તે શકુન જેટલાં પાસે નજરે પડે તેનું તેટલું ફળ વહેલું સમજવું. દૂર ગયા પછી નજરે પડે તો તેનું ફળ થોડું વિલંબે મળે છે.

(૫) એક વખત ખરાબ શકુન જોવામાં આવે તો તે વખતે અટકી જવું પણ આગળ પગલું ભરવું નહીં. થોડીવાર પછી બીજી વખત ખરાબ શકુન થાય તો પણ થોડીવાર અટકી જવું. પણ જો ત્રીજીવાર જતી વખતે પણ અપશકુન થાય તો સમજવું કે—' નિશ્ચે આ સફરમાં કંઈપણ બગાડ થશે ' માટે તે દિવસ. અટકી જઈ બીજે દિવસે મુસાફરી કરવી.

(૬) શકુનશાસ્ત્રની એવી માન્યતા છે કે–કોઇ પણ સજ્જન, શકુન અથવા નિમિત્ત જ્ઞાની મના કરે તો તે વખતે મુસાફરીએ જવું નહીં. કેમકે તેમ કરવાથી કલેશ થવાનો ભય રહે છે.

(૭) શબ્દ શકુન તેને કહેવામાં આવે છે કે જે–મુસાફરીએ અથવા કોઈ પણ કાર્ય પ્રસંગે રવાના થતી વખતે શબ્દદ્વારા જે, સાંભળવામાં આવે છે. જેમકે—કોઇ માણસ ઘરેથી નિકળી મુસાફરી માટે રવાના થયો. તેજ વખતે કોઇપણ મનુષ્ય આવીને એમ કહે કે—ભાઈ ! તમારી ફતેહ થશે, તમારૂં નશીબ તેજ છે. ફાયદો મેળવશો. વિગેરે સદ્‌વાક્યો બોલે તો જાણવું જે પોતાને શબ્દ શકુન સારાં થયાં છે. વિપરીત પક્ષે જો એમ સાંભળવામાં આવે કે—તમારા કાર્યમાં ભૂલ થાય છે, હાલમાં ન

જાઓ. જશો તો દુ:ખી થશો, વિગેરે અપવાક્યો સાંભળવામાં આવે તો સમજવું કે શબ્દશકુન સારાં થયાં નથી. માટે કોઇ પણ સ્થાન તરફ પ્રયાણ કરતી વખતે શબ્દશકુનનો અવશ્ય ખ્યાલ રાખવો જોઇએ.

( ૮ ) ધર્મશાસ્ત્રનું ફરમાન છે કે વાર કરતાં તિથિ બલવાન હોય, તિથિ કરતાં નક્ષત્ર બલવાન, નક્ષત્ર કરતાં કરણ બલવાન, કરણ કરતાં લગ્ન બલવાન, લગ્ન કરતાં નિમિત્ત બલવાન, નિમિત્ત કરતાં મનના ભાવ બલવાન, મનના ભાવ કરતાં પૂર્વસંચિતકર્મ બલવાન, અને પૂર્વસંચિત કર્મ કરતાં ધર્મ બલવાન હોય છે. માટે ધર્મ ઉપર અચળ શ્રદ્ધા રાખવી.

( ૯ ) જો ક્યાંઇ પણ પ્રયાણ કરતી વખતે પહેલાં સારાં શકુન થાય અને પાછળથી ખરાબ શકુન થાય તો પાછળનાંજ શકુન ફળે છે. તેવીજ રીતે જો પહેલાં ખરાબ શકુન થયાં હોય અને પાછળથી સારાં શકુન થયાં હોય તો પાછળના શકુન ફળે અન આગળ થયેલાં રદ થઇ જાય.

( ૧૦ ) શકુન સન્મુખ થાય તે લાભદાયક છે. જમણી તરફ થાય તે પણ સારાં ગણાય છે. પરન્તુ ડાબી બાજુના થાય તે ઇષ્ટ નથી. છતાં પણ જો પોતાનો ચંદ્રસ્વર ચાલતો હોય તો ડાબી બાજુના પણ લાભદાયક જાણવાં. સૂર્યસ્વર ચાલતો હોય અને જમણી બાજુ સારાં શકુન થાય તો ઘણું સરસ ફળ મળે છે.

( ૧૧ ) पद्मिनी राजहंसाश्च निर्ग्रंथाश्च तपोधनाः ॥
यं देशमनुसर्पंति तत्र देशे शिवं वदेत् ॥ १ ॥

ભાવાર્થ—પદ્મિની સ્ત્રી, રાજહંસ, અને નિર્ગ્રંથ મુનિ જે દેશમાં જાય તે સદ્‌ભાગ્યની નિશાની જાણવી.

( ૧૨ ) पुरुषेणाथवा नार्या द्रष्टव्यं न कदाचन ॥
चंद्रबिंबं निशि शुक्लचतुर्थीसंभवं किल ॥ १ ॥
( વ્યવહાર કલ્પમાં શ્રી હરિભદ્રસૂરિ કથિત )

ભાવાર્થ—પ્રત્યેક મહિનાની શુદી ચોથના દિવસનો ચંદ્રમા પુરૂષે અથવા સ્ત્રીએ કદીપણ જોવો નહીં-દર્શન સુદ્ધાં કરવાં નહીં; પરન્તુ શુદી બીજ અથવા ત્રીજના ચંદ્રમાના દર્શન થયાં હોય તો શુદી ચતુર્થીનો ચંદ્રમા જોવામાં વાંધો નથી.

( ૧૩ ) नक्षत्रस्य मुहूर्त्तस्य तिथेश्च करणस्य च ॥
चतुर्णामपि चैतेषां शकुनो दंडनायकः ॥ १ ॥
( વ્યવહારકલ્પ-હરિભદ્રસૂરિ કથિત )

ભાવાર્થ—નક્ષત્ર, મુહૂર્ત, તિથી, અને કરણ એ ચારે કરતાં શકુન વધારે બલવાન છે.

( ૧૪ ) નિર્ગ્રન્થ મુનિ, રાજા, હાથી, ઘોડા, મોર, બળદ, રાજહંસ, પદ્મિની સ્ત્રી, અથવા સ્ત્રી-પુરૂષનું જોડલું ઘરથી પ્રયાણ કરનાર કોઇ પણ મનુષ્યને સામે મળે તો કામ ફતેહમંદ થાય. કેટલાક લોકો મુનિજનનું શકુન શુભ નથી લેખતા; પરંતુ એ તેમની ગંભીર ભૂલ છે. કારણ કે મુનિજનો ધર્મના નાયક, પૂજ્ય અને માંગલિક રૂપ હોય છે તો તેમનુ શકુન પણ માંગલિકરૂપ કેમ ન હોય ? અવશ્ય હોય.

( ૧૫ ) જિનપ્રતિમા, ફળ-ફુલ, ઘરેણાં-આભૂષણ, ધજા-પતાકા, છત્ર, ચામર, સોનું, ચાંદી, રથ, પાલખી, વાજાં, વીણા, સતાર, સારંગી, મૃદંગ, ચંદન, આરીસો, પાણીથી ભરેલો ઘડો, રસોઇનો થાળ, દૂધ,

દહીં, ગોરોચન, કમળ, હથીયાર, પંખો, ઝારી, સિંહાસન, રત્ન, અંકુશ, નિર્ધૂમ અગ્નિ, સફેદ સરસવ અને ધોયેલ કપડાં લઇને આવતો ધોબી, કુમારી કન્યા, તાંબૂલ મિઠાઇ, અત્તર, અને સુંદર વર્ણ ગંધ અને સ્પર્શવાળી કોઈ પણ ચીજ મુસાફરીએ જતાં સામે મળે તો ફતેહ થાય અને મનની ધારણા ફળવતી થાય.

( १६ ) મુસાફરી માટે પ્રયાણ કરતી વખતે ખૂબ સ્વરૂપવાન સ્ત્રી અથવા પુરૂષ શ્રૃંગાર સજીને સામો મળે તો તે શુભ છે.

( १७ ) મુસાફરીએ જવા માટે પ્રયાણ કરતી વખતે ગર્ભવતી, રજસ્વલા અથવા વિધવા સ્ત્રી સામે મળે તો તે ઇષ્ટ ન ગણાય. પોતાની માતા અગર વિધવા હોય તો તેનું સામે મળવું પુત્રને માટે અનિષ્ટ જનક ન ગણાય. કેમકે માતા તો હમેશાં પુત્રનું હિત કરનારજ હોય છે.

( १८ ) પાડા ઉપર અથવા ઉંટ ઉપર ચઢેલો માણસ પ્રયાણ કરતી વખતે સામે મળે તો અનિષ્ટ થાય. અગર કોઇ ગધેડા ઉપર ચઢેલો માણસ સામો મળે તો એ વધારે અનિષ્ટકારક ગણાય નપુંસક અથવા રૂદન કરતો મનુષ્ય સામે મળે તો તે બહુજ અનિષ્ટ—ખરાબ ગણાય છે.

( १९ ) ગ્રામ અથવા શહેરમાં પ્રવેશ કરતી વખતે પોતે હસવું અથવા ગાવું એ સારૂં—શુભ ન ગણાય.

( २० ) મુસાફરીએ જતી વખતે પોતાની પાછળ કોઇ પણ સ્ત્રી અથવા પુરૂષ ખાલી ઘડો લઇને આવતો હોય તો એ ઘણુંજ શુભ શકુન ગણાય છે.

( २१ ) મુસાફરીએ જતી વખતે સર્પ, કાકીડો, ઢેઢગરોળી

અથવા ઘો રસ્તામાં આડી ઉતરી જાય તો એ અશુભ ગણાય છે. ફણા માંડેલો સર્પ જોવામાં આવે તો એ પણ અશુભજ ગણાય છે.

( ૨૨ ) મુસાફરીએ જતાં જમણી તરફ ભમરો ગુંજારવ કરે અથવા ફુલોનો રસ પીતો નજરે જોવામાં આવે તો એ શુભ ગણાય છે. તેમજ કુકડાનો અવાજ અથવા મોરનો અવાજ સાંભળવામાં આવે યા નજરે પડે તો એ શુભ મનાય છે. અને મનનો સંકલ્પ પૂર્ણ થાય છે.

( ૨૩ ) લડાઈમાં જનાર યોદ્ધાઓના નિશાન અથવા રથપર બાજપક્ષી આવીને બેસે એ ઘણુંજ મંગલકારક હોઇને લડાઇમાં વિજય મેળવે છે.

( ૨૪ ) મુસાફરીએ જનાર માણસનો પડેલો ઉપાડેલો પગ એકાએક અટકી જાય, હાથ–પગને ઠોકર લાગે, કપડું કોઇ સ્થળે ફસાઇ જાય, અથવા ધ્વજા પતાકા પડી જાય એ બહુજ અશુભ શકુન ગણાય છે અને તેથી નિશ્ચે મુસાફરીમાં દુઃખ વેઠવું પડે.

( ૨૫ ) સફર કરતી વખતે લુલો, લંગડો, કાણો, અને આંધળો સામે મળે તો જરૂર સંકટ વેઠવાનો સમય આવે. લાકડાનો ભારો લઇને કોઈ, સામે મળે, બીલાડીઓ લડતી નજરે પડે, અથવા દુર્ગંધ યુક્ત કોઈ ચીજ સામે મળે તો એ શકુન કોઇપિણુ રીતે લાભદાયક ન નિવડે.

( ૨૬ ) અંગારા, રાખ, હાડકાં, પથ્થર, તેલ, ગોળ, ચામડું, ચરબી, ફુટેલાં વાસણ, લુણ, સુકુંઘાસ, છાશ, કપાસ, અનાજના ફોતરાં, વાળ, કાળા રંગની ચીજ, લોઢું, વૃક્ષની છાલ અર્ગલા–ભોગળ, લોઢાની સાંકળ, લુચ્ચો

માણુસ; અશુભ વર્ણ-ગંધ-રસ અને સ્પર્શવાળી કોઇ-પણ ચીજ, મુસાફરીએ જતા સામે મળે તો તકલીફ-સંકટ ઉપસ્થિત થાય.

( ૨૭ ) ફુલ ફુલ લઇને કોઇ પુરૂષ અથવા સ્ત્રી સામે મળે તો મુસાફરીએ જનારની ફત્તેહ થાય અને મનની ધારણા ફળે.

( ૨૮ ) મુસાફરીએ જતાં સારસ પક્ષીનું જોડલું કોઇપણ દિશામાં નજરે પડે અથવા એક સાથે અવાજ કરે તો મુસાફરને લાભ થાય. પણ એકલું સારસ પક્ષી નજરે પડે એ ઠીક નહીં.

( ૨૯ ) છત્રી હાથમાં ધારણ કરી પાનનાં બીડાં ચાવતો માણુસ મુસાફરીએ જનાર માણુસને સામો મળે તો ફત્તેહ થાય. રૂદન કરતો મનુષ્ય સામે મળે તો અશુભ ગણાય પ્રયાણ કરતી વખતે મડદુ સામે મળે તો ગેરલાભ થાય.

( ૩૦ ) મુસાફરીએ જતી વખતે ડાબી તરફનો અથવા પાછળનો પવન ચાલતો હોય તો ફતેહ થાય ઘરે આવતાં પણ એજ પવન લાભદાયક નિવડે છે. પરન્તુ સામેનો અથવા જમણી તરફનો પવન સારો નથી.

( ૩૧ ) મુસાફરીએ જતાં નોળીયો નજરે પડે અથવા તેનો શબ્દ સાંભળવામાં આવે તો લાભ થાય. તેતર અથવા કુકડો ડાબી તરફ નજરે પડે તે શુભ ગણાય. ગધેડો જમણી તરફ શબ્દ કરે તો મુસાફર સુખી થાય.

( ૩૨ ) મુસાફરીએ જતા ભાત લઇને કોઇ સામે મળે તો શુભ થાય.

( ૩૩ ) જ્યારે પોતાનો ચ દ્રસ્વર ચાલતો હોય તે વખતે જમણી

તરફ જે જે શુકન થાય તે પૂર્ણ ફળદાયક નિવડે. તેમજ સૂર્ય-સ્વર ચાલતો હોય તે વખતે ડાબી બાજુ જેટલાં શુકન થાય તે પણ પૂર્ણ ફળદાયક નિવડે. ખાલી સ્વર ચાલતો હોય ત્યારે શુભ શુકન પણ અલ્પ ફળદાયી અને પૂર્ણ સ્વર ચાલતો હોય ત્યારે નિર્બળ શુકન પણ સબળ બને છે.

( ૩૪ ) મુસાફરીએ જતાં કોઇ દીવાનો-ગાંડો માણસ અથવા ભીનાં વસ્ત્ર યુક્ત કોઇ મનુષ્ય સામે મળે તો અશુભ થાય.

( ૩૫ ) હથીયાર સજેલો કોઇ બહાદુર મનુષ્ય મુસાફરીએ જતાં સામે મળે તો ફતેહ થાય. ચોખા, ઘઉં અથવા જવારા લઇને કોઇ મનુષ્ય સામે મળે તો લાભ થાય.

( ૩૬ ) મુસાફરીએ જતાં પોતાને ચાહનાર કોઇપણ પુરૂષ અથવા સ્ત્રી સામે મળે તો શ્રેય થાય. નવવિવાહિત વર-વધૂ સામે મળે તો ઘણોજ લાભ થાય. અથવા છોકરાને લઇને કોઇ સ્ત્રી સામે મળે તોએપણ શ્રેયસ્કર છે.

( ૩૭ ) મ્યાનો, પાલખી, નીલકંઠ પક્ષી, ગાય, હરણ અથવા પોપટ મુસાફરીએ જતાં સામે મળે તો ઘણોજ લાભ થાય.

## પંખી શકુનાવળી.—

### વાયસ ( કાગ ) બોલે તેનો વિચાર.

કાગ વચન બોલે તવ સુણી છાયા ભરવા
જેટલાં પગલાં થાય એકત્રીશ ભેળવવા.
સાતે આપવો ભાગ શેષ વિચારજ કીજે,
એક વધેથી લાભ દ્વિયે શોક ભણીજે.
આનંદ ત્રણથી માન્ય ચારે પરદલવાન સુણાવે,
પાંચે પ્રાણુ હણો જાણ્ય છયે અગ્નિ ભય કહાવે.
સાતે શી સુખ ઉપજે વચન વિચારજ એહ,
ઇશ કહે ઉમૈયા પ્રત્યે જુવો જોશીત હે. ૧

ઘર ઉપર ઉંચો ચઢી ક ક કરે કૃ કૃ વાણી,
ઇષ્ટિ સમાગમ તો હઇ ધન આગમ વલી જાણી ૨

દ દ શબ્દે દુઃખ દોહિલું, ખ ખ શબ્દે આહાર,
કૃ કૃ ધન નાશ કરેઇ વલી ટ ટ મૃત્યુ વિચાર. ૩

બંધ સંહાર હ હ ઇહુઇ ગગી વલી ભૂમ લાભ,
ઘ ઘ કારી ગ્રીધી ઇશ્વર કહે આગાધ. ૪

મારગ જાતાં માણુસા સનમુખ વાયસ હોય,
તે મારગે જાયે નહિ જઇયે તો નવ લઇયે સોય. ૫

વાયસ હોઈ શતો વંછિત પુરેઇ,
વધ બંધન હોઇ ઉવડુ પંથઇ યતિ દોષ હોઇ. ૬

તો કઈ ભોમી ખણેઇ વલી વાયસ વાટે જંત,
તો તો વાટે પંથીયા લાભ ઘણેરો હંત. ૭

વાયસ કંટક તરૂ ચઢી શબ્દ કરે વારોવાર,
તો તિહા કલેશ હોઇ ઘણો એહ તો શુકન વિચાર. ૮

શુભ ભોજન વર સ્વર કરે સૂકે વૃક્ષે કલેશ,
ધાન પૂજા ધન આગમન વલી ખઢ ગૈવેરી પ્રવેશ. ૯

કુંભ તુરંગ મંજુ ચઢી વાયસ શબ્દ કરેય,
વર ભોજન વાહાલાં મળે સાચું વેણુ ધરેય. ૧૦

વસ્ત્ર ખંડ લઇ ઘર ચઢે વાપસ હુઇ લાભ,
ચર્મ ખંડ નિધિદિસીઈ કો સમ ફલ અસ્ત્રી લાભ. ૧૧

સૂરજ ઉદય જો નથમાં આવે વાપસ સંગ,
દોષ હોઇ તિણે દિશે મધ્યાને દેશ ભંગ. ૧૨

રાજ ચારે ભય આથમણે, ઈ આગમન વિચાર,
રાત્રે જાગે ગામજો ને દેશ ભંગ અપાર. ૧૩

સુક વૃક્ષયો પોકાર જ્યો વાયસ રૂદન કરંત,
જલધર જલવરસે નહી, એમ શાસ્ત્ર કહંત. ૧૪

ભમતાં ફરતાં વાયસાં કે સ્થાને નહિ શાન્ત,
તેથી દેશ ભંગ જાણવા એ પણુ સાચો હુંત. ૧૫

વાયસ સૂર્ય ઉદય સમે ઘર સનમુખ બોલંત;
માન મોતરી ધન ઘણું ધરનાર કર્નદંત. ૧૬

જો ચઢી ઘર બારણે પાંખ ધુણી દિસે જોઇ,
તો દિન પાંચ માંહિ સહી અગ્નિ ઉપદ્રવ હોય. ૧૭

તો રણુ ચડી ખસ્વર કરે મધુર સ્વરસંજુન,
તો ભોમી મહાતલ શાંતિઓ, નિધિ દેખાડે જંત. ૧૮

ઘર શામે રહી ઘર જુએ ખરસ્વરવલી બોલેય,
તો જાણે દિન પાંચમે ધન હાનિ કરેય. ૧૯

ઉપર બતાવેલ સ્થળોમાંથી કોઈ પણ એક ઠેકાણે મનને લાંબા વખત સ્થાપન કરવાથી નિશ્ચે સ્વસંવેદન થાય (પ્રતીતિ થાય ) તેવા અનેક પ્રત્યયો ( પ્રતીતિઓ )ઉત્પન્ન થાય છે ૮.૨૮૫.

પૂર્વે કહી આવ્યા તે જીવિત, મરણ, જય, પરાજય લાભાલાભ વિગેરે નિમિત્ત તથા બીજા પણ રૂપ રસાદિક જ્ઞાનના પ્રત્યયો થઇ આવે છે.

**વિવેચન**—ધારણા, ઇંદ્રિયોને અને મનને વિષયોમાંથી કાઢ્યા પછી થાય છે. પાંચ ઇંદ્રયોથી જે કાંઇ સંભળાય છે, જોવાય છે, સુંઘાય છે, ચખાય છે અને સ્પર્શાય છે, તે સર્વમાંથી મનને કાઢી, વિષયો વિમુખ મન રહ્યું, તે મનને નાકના અગ્રભાગપર, કપાલપર, ભ્રકુટીપર, તાલુમાં, નેત્રમા, મુખમાં, કર્ણમાં, મસ્તકપર સ્થાપન કરતાં એક પણ ઇંદ્રિયગોચર વિચાર બે ત્રણ મિનિટ પછી આવશે નહિ. આટલુંજ નહિ, પરંતુ જે કંઇ પૂર્વે નહિ અનુભવેલુ કેટલુંક પ્રત્યક્ષ થવા લાગશે. કોઈ વેળા દિવ્યગંધ, દિવ્યરૂપ, દિવ્યસ્પર્શ, દિવ્યરસ કે દિવ્યસ્વર જેવું લાગશે, પરંતુ તેને પણ ઇંદ્રિયોના સૂક્ષ્મ વિષયો ગણી મનમાંથી હડસેલી કાઢતાં, મનમાં કોઈ અપૂર્વ શાંતિ અનુભવાશે. આવું બાહ્ય આંતર વિષય ત્યાગવાળું મન તેજ ધારણાને યોગ્ય થયેલું કહેવાય. અને જ્યારે પૂર્વે કહેલા નાસિકાગ્રભાગ વિગેરે પર સ્થાપન કરતાં સ્થિર નિર્મળ થઇ જેનું જેનું ધ્યાન કરવું હશે, તેનું તેનું ધ્યાન યથાર્થ થઈ શકશે. તે તે સ્વરૂપો પ્રત્યક્ષ થશે, એટલુંજ નહિ પણ આત્મસ્વરૂપની પણ સન્મુખ થઇ અપૂર્વ આનંદ આપશે. ધારણાનો એક અર્થ એવો છે કે તેને કોઇ દેશમાં બાંધવું, તે ઉપર પ્રમાણે બાહ્યાંતર વિષયોમાંથી પ્રત્યાહાર થતાં સહજ ધારણા થઇ શકે છે.

# પ્રતિષ્ઠા, દીક્ષા વિગેરેનાં મુહૂર્ત્તો.

અષાડ શુદિ ૧૧થી કારતક શુદિ ૧૧ સુધી દેવશયન હોય ત્યારે અથવા અષાડ શુદિ ૧૪થી કારતક શુદિ ૧૪ સુધી કર્ક સંક્રાંતિથી તુલા સંક્રાંતિ હોય ત્યારે ગૃહવાસ્તુ ઇત્યાદિ શુભ કાર્યો ન કરવાં ઘટે. તેમજ અધિક માસ, ગુરૂ અને શુક્રનો અસ્ત સમય પણ ત્યાગ કરવાનો કહ્યો છે. લગ્ન શુદ્ધિમાં લગ્ન તથા નવમાંશનો પતિ નીચ રાશિનો કિંવા અસ્તનો હોય તો તે લગ્ન પણ ત્યાગ કરવું.

**માસ શુદ્ધિ**—કુલિકયોગ, અર્ધ પ્રહર, ભદ્રા, ગંડાંતયોગ, ત્રણ પ્રકારનો પાત તથા ઉત્પાત એટલે કે જે નક્ષત્ર ઉપર ગ્રહનો ગ્રહણાદિક ઉત્પાત હોય તે નક્ષત્ર વર્જવા અને મંગળવાર વર્જીને સારો વાર ગ્રહણ કરવો.

**તિથિ પ્રકાર**—૧, ૨, ૩, ૫, એ તિથિઓ બન્ને પક્ષની સારી જાણવી. શુકલ પક્ષની દશમ તથા તેરશ પણ સારી ગણાય. અને બંને પક્ષની ૪, ૬, ૮, ૯, ૧૨, ૧૪, અને ૧૫ એ તિથિઓ શુભ કાર્યમાં ત્યાગવી. વિશેષ હકીકત માટે નીચેના યંત્રમાં જુઓ.

**ઉભય પક્ષની શુભાશુભ તિથિઓઃ—**

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૩ | ૧ | ૨ | ૫ | ૧૩ | ૧૦ | ૦ | કૃષ્ણ પક્ષ અને શુકલ પક્ષની શુભ તિથિઓ |
| ૪ | ૮ | ૬ | ૧૨ | ૧૫ | ૯ | ૧૪ | ઉભય પક્ષની અશુભ તિથિઓ. |

## ગુરૂ અને શુક્રના ઉદયાસ્ત—

પૂર્વ દિશામાં શુક્ર ઉદય થાય ત્યારપછી બાલ્યભાવના ત્રણ દિવસ ત્યાગવા. પશ્ચિમમાં ઉદય થાય તો દશદિવસ ત્યાગવા, પૂર્વ દિશામાં અસ્ત થાય તો વૃદ્ધપણાના અસ્ત થતાં પહેલાં ૩ દિવસ ત્યાગવા. પશ્ચિમ દિશામાં અસ્ત થાય ત્યારે ૫ દિવસ અસ્ત પહેલાં ત્યાગ કરવા. અને ગુરૂ ઉદય તથા અસ્તમાં પૂર્વ પશ્ચિમ દિશામાં ૧૫ દિવસ ત્યાગ કરવા; એટલે કે ૭ દિવસ ઉદયના અને ૭ દિવસ અસ્તના. કેટલાક આચાર્યોનો એવો પણ મત છે કે પૂર્વ, પશ્ચિમ, ગુરૂ, શુક્ર અસ્ત ઉદયમાં સાત સાત દિવસ ત્યાગ કરવા. એટલે ૩ દિવસ ઉદય અસ્ત થતાં પહેલાં એક દિવસ ઉદય અસ્ત થાય તે ને ત્રણ દિવસ ઉદય અસ્ત થયાપછી, એવી રીતે કુલ સાત દિવસ વર્જવા. ચંદ્ર—સૂર્યના ગ્રહણના ૭ દિવસ પૂર્વોક્ત રીતે વર્જવા.

## દીક્ષાનાં નક્ષત્રો—

મૂળ, પુનર્વસુ, સ્વાતિ, અનુરાધા, હસ્ત, શ્રવણ, રેવતી, રોહિણી, ત્રણ ઉત્તરા, મૃગશર, મઘા, પુષ્ય, અશ્વિની, શતભિષા, વિગેરે નક્ષત્રો દીક્ષા તથા પ્રતિષ્ઠાદિક શુભ કાર્યમાં સ્વીકારવા.

વળી પોતાના જન્મ નક્ષત્રથી દશમું, સોળમું, અઢારમું, તેવીસમું, પચીસમું નક્ષત્ર પ્રતિષ્ઠામાં ત્યાગવું અને ગ્રહણના દિવસનું નક્ષત્ર શુક્ર, ગુરૂ અસ્તના દિવસનું નક્ષત્ર અને જે નક્ષત્ર પર ઉત્પાત સિવાય ક્રૂર ગ્રહ હોય તે નક્ષત્ર વર્જવું.

| મૂળ | પુન | સ્વા. | અ | હ. | શ્ર | રે. | રો. | ઉ. ફા. | ઉ. ષા. | ઉ. ભા. | મૃ. | મ. | પ્રતિષ્ઠા નક્ષત્ર. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મૂળ | પુન. | સ્વા. | અ. | હ. | શ્ર. | રે. | રો. | ઉ. ૩ | અશ્વ. | શ. | | | દીક્ષા નક્ષત્ર. |
| ૧ | ૧૦ | ૧૬ | ૧૮ | ૨૩ | ૨૫ | | | | | | | | જન્મ નક્ષત્રથી પ્રતિષ્ઠા ( દિન ) ત્યાગ કરવાનાં. |

## વેધ, લત્તાપાત અને એકાર્ગલ ઈત્યાદિ—

સૌમ્યગ્રહ ને પાપગ્રહનો વેધ હોય તો એકાર્ગલ અથવા લત્તાપાત દોષ વર્જીને શુદ્ધ લગ્ન જોવું. હવે દોષ શી રીતે તપાસવો તેની યુક્તિ બતાવીએ છીએ. એક સપ્તશલાકાચક્ર કરવું. અને તેની રીત નીચે પ્રમાણે અવધારવી.

સાત રેખા ઉભી અને સાત રેખા આડી કરીને પૂર્વ દિશામાં કૃત્તિકાને આદિ માની ચાર દિશામાં નક્ષત્રો મૂકવાં. અને જે દિવસનું લગ્ન જોવું હોય તે દિવસનું નક્ષત્રનું ચિન્હ જૂદું કરવું. તે દિવસે જે જે નક્ષત્રપર જે જે ગ્રહ હોય તે તે પોતપોતાના નક્ષત્ર ઉપર મૂકવા. જો ચંદ્રમા તથા રાહુ એક લીટી ઉપર આવે તો વેધ સમજવો. તેમજ સૌમ્ય અને પાપગ્રહ એક લીટીમાં હોય તો પણ વેધ સમજવો.

વિશેષ ખુલાસા તરીકે આટલી હકીકત ધ્યાનમાં રાખવી કે રોહિણી તથા અભિજીતનો વેધ, પુનર્વસુ ને મૂળનો વેધ, ઉત્તરા ફાલ્ગુણી અને રેવતીનો વેધ તથા હસ્ત અને ઉત્તરાભાદ્રપદનો વેધ સમજવો.

પાપગ્રહ ને સૌમ્યગ્રહનો વેધ હોય તો તેના પરિણામે દુઃખ પ્રાપ્ત થાય, રવિનો વેધ હોય તો કન્યા વિધવા થાય, મંગળનો વેધ હોય તો કુળનો ક્ષય થાય, બુધનો વેધ હોય તો સ્ત્રી વંધ્યા રહે, ગુરૂના વેધથી સંતાન જીવે નહીં, શુક્રના વેધથી સ્ત્રી પુત્ર રહિત રહે, શનિશ્ચરના વેધથી સ્ત્રીને દુઃખ થાય, રાહુના વેધથી વંધ્યાપણું થાય અને કેતુના વેધથી સ્વચ્છંદાચારી થવાય.

**સપ્તશલાકા યંત્રઃ—**




**એકાર્ગલ યંત્ર**—તેર રેખા આડી અને એક ઉભી કાઢવાથી નીચે પ્રમાણે એકાર્ગલ યંત્ર રચી શકાય છે. હવે તેમાં જો લગ્નને દિવસે શૂલયોગ હોય તો માથે મૃગશર નક્ષત્ર મૂકીને બધાં નક્ષત્રો ગોઠવવાં ને પરિઘયોગ હોય તો મઘા નક્ષત્ર માથે ગોઠવી બીજાં નક્ષત્રો મૂકવાં. વૈધૃતયોગ હોય તો ચિત્રા નક્ષત્ર, વ્યાઘાત યોગ હોય તો પુનર્વસુ નક્ષત્ર, વજ્રયોગ હોય તો પુષ્ય નક્ષત્ર, ગંડયોગ હોય તો મૂળ નક્ષત્ર અને અતિગંડયોગ હોય તો અશ્લેષા નક્ષત્ર માથે ગોઠવી બીજાં નક્ષત્રો અનુક્રમે ગોઠવવાં. તેમાં જો સૌમ્યગ્રહ અને પાપગ્રહ એક લીંટી ઉપર આવે તો એકાર્ગલ સમજવો.

## એકાર્ગલ યંત્ર.




**લત્તાદોષ કોને કહેવો ?**

લગ્નના દિવસના નક્ષત્રથી સૂર્ય ૧૨ મા નક્ષત્ર ઉપર હોય, ચંદ્રમા ૮ મા નક્ષત્ર ઉપર હોય, મંગળ ૩ જા નક્ષત્ર ઉપર હોય, બુધ ૨૩ મા નક્ષત્ર ઉપર હોય, ગુરૂ ૬ ઠા નક્ષત્ર ઉપર હોય, શુક્ર ૨૫ મા નક્ષત્ર ઉપર હોય. શનિ ૮ મા નક્ષત્ર ઉપર હોય, અને રાહુ ૨૧ મા નક્ષત્ર ઉપર હોય, તો લત્તાદોષ ગણાય. કેટલાક

આચાર્યોનો એવો પણ મત છે કે શુક્ર ૨૭ મા નક્ષત્ર ઉપર હોય ને રાહુ ૯ મા નક્ષત્ર ઉપર હોય તો લત્તાદોષ સમજવો

**દોષનાં ફળ**—રવિની લત્તાથી ધનની હાનિ થાય, મગળની લત્તાથી મૃત્યુ થાય બુધની લત્તાથી ત્રાસ થાય ગુરૂની લત્તાથી બધુનો નાશ થાય, શનિશ્ચરની લત્તાથી મરણાત કષ્ટ ઉપજે, રાહુની લત્તાથી પણ તેવુ જ દુ ખ પ્રાપ્ત થાય અને શુક્રની લત્તાથી નિષ્ફળતા સાપડે

## પાતદોષ ક્યારે થાય ?

સૂર્યના નક્ષત્રથી ગણુતા જ્યા અશ્લેષા, મઘા, ચિત્રા, અનુરાધા, શ્રવણુ અને રેવતી નક્ષત્ર આવે ત્યા નિશાની કરવી અને તે લગ્નના દિવસના નક્ષત્રથી ગણુતા ઉપર કહેલા નિશાનીવાળા કોઇ પણ નક્ષત્ર આવે તો તેને પાતદોષ ગણુવામા આવે છે એવા પાતદોષ જરૂર વર્જવા તેવીજ રીતે સાધ્યયોગ, હર્ષયોગ, શૂળયોગ, વૈધૃતયોગ, વ્યતિપાત, નક્ષત્ર ગડાત વિગેરે પણ પાતદોષની માફક શુભ કાર્યમા વર્જવા કારણુ કે પાતદોષથી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર સરખા પણ પતિત થાય તો પછી પામર મનુષ્યનુ તો કહેવુ જ શુ ?

## ઉપગ્રહો અને તેના પરિણામ

સૂર્યના નક્ષત્રથી ગણુતા લગ્ન દિવસનુ નક્ષત્ર જો ૫ મુ, ૮ મુ, ૧૪ મુ, ૧૮ મુ, ૧૯ મુ, ૨૨ મુ, ૨૩ મુ, ૨૪ મુ, હોય તો તે ઉપગ્રહ ગણાય

ઉપર કહેલા નક્ષત્રમાથી પાચમુ નક્ષત્ર હોય તેને વિદ્યુત ઉપગ્રહ એવુ નામ આપવામા આવે છે તેમા લગ્ન કર્યું હોય તો પુત્રનો નાશ થાય, ૮ મા નક્ષત્રને શૂલ ઉપગ્રહ કહેવાય

આવે છે. તેમાં લગ્ન કરવાથી બંધન પ્રાપ્ત થાય; ૧૪ મું નક્ષત્ર અશનિ ઉપગ્રહ નામથી ઓળખાય છે. તેમાં લગ્ન થયું હોય તો પતિનો ઘાત થાય; ૧૮ મા નક્ષત્રને કેતુ ઉપગ્રહની સંજ્ઞા મળી છે. તેમાં લગ્ન કરે તો દીયરનો નાશ થાય, ૧૯ મા નક્ષત્રને ઉલ્કા ઉપગ્રહ કહે છે. તેમાં લગ્ન કરવાથી દ્રવ્યનો નાશ થાય; ૨૨ મા નક્ષત્રને વજ્ર ઉપગ્રહનું નામ આપવામાં આવ્યું છે, તેમાં લગ્ન કર્યું હોય તો ધનની હાનિ નીપજે; ૨૩ મા નક્ષત્રને કમ્પ ઉપગ્રહ કહે છે. તેમાં લગ્ન કરવાથી સદા ધ્રુજતાજ રહેવું પડે; અને ૨૪ મું નક્ષત્ર નિર્ઘાત ઉપગ્રહ હોય તો સંહાર થાય.

### ઉપગ્રહયંત્ર.

| યોગ | વિદ્યુત | શૂલ | અશનિ | કેતુ | ઉલ્કા | વજ્ર | કંપ | નિર્ઘાત |
|---|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર | ૫ (કૃ°) | ૮ (જ) | ૧૪(ચ) | ૧૮(દ) | ૧૯(ધ) | ૨૨(ધ) | ૨૪(બ | ૨૪(ભ |

### ક્રાન્તિસામ્ય.

રવિ અને ચંદ્રની ભોગવેલી રાશિ ઉપર રવિ ચંદ્રને ક્રાંતિસામ્ય યંત્રમાં મુકવાથી અને એક રેખા પર રવિ ચંદ્ર આવવાથી ક્રાંતિસામ્યનો સંભવ થાય છે. મીન તથા કન્યાને, મેષ તથા સિંહને, વરખ તથા મકરને, તુલા તથા કુંભને, વૃશ્ચિક તથા કર્કને અને મિથુન તથા ધનને એવી રીતે ક્રાંતિસામ્ય થાય છે. એ ક્રાંતિસામ્યનો દોષ એટલો બધો ગંભીર છે કે કદાચ અગ્નિમાં પડેલો માણસ બચી જાય, સર્પ કરડ્યો હોય તો પણ માણસ ભાગ્યબળથી જીવી જાય પણ ક્રાંતિસામ્યમાં પરણેલો મનુષ્ય લાંબું જીવી શકે નહીં.

## ક્રાંતિસામ્યનું યંત્ર.




## પ્રતિષ્ઠાનું મુહૂર્ત્ત.

ઘરનું વાસ્તુ તથા પ્રતિષ્ઠાના મુહૂર્ત્તમાં દ્વિસ્વભાવ લગ્ન ( મિથુન, કન્યા, મીન ) અને સ્થિર લગ્ન ( વરખ, સિંહ, વૃશ્ચિક, કુંભ ) એને ગ્રહણ કરવાં. અને તે બે લગ્ન સારાં ન આવતાં હોય તો બહુ ગુણયુક્ત ચર લગ્ન પણ ગ્રહણ કરવું. મિથુન તથા ધન લગ્નનો અરધો ભાગ પહેલો શુભ છે અને મીન, તુલા, સિંહને મધ્ય ભાગ શ્રેષ્ઠ છે.

### ચર, સ્થિર, દ્વિસ્વભાવ યંત્ર.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૪ | ૭ | ૧૦ | ચર લગ્ન. |
| ૨ | ૫ | ૮ | ૧૧ | સ્થિર લગ્ન. |
| ૩ | ૬ | ૯ | ૧૨ | દ્વિ સ્વભાવ. |

## નવમાંશકના ફળનુ યન્ત્ર

| મેષાંશ | જઘન્ય | સિંહાંશ | જઘન્ય | ધનાંશ | ઉત્તમ |
|---|---|---|---|---|---|
| વૃષભાંશ | જઘન્ય | કન્યાંશ | ઉત્તમ. | મકરાંશ | જઘન્ય |
| મિથુનાંશ | ઉત્તમ | તુલાંશ | જઘન્ય | કુંભાંશ | જઘન્ય |
| કર્કાંશ | જઘન્ય | વૃશ્ચિકાંશ | જઘન્ય | મીનાંશ | મધ્યમ |

## ગ્રહની અવસ્થા અને તેનું બળ.

વૃશ્ચિક, મિથુન, ધન અને કુંભ રાશિનો ચંદ્રમા શુભ કાર્યોમા સારો ગણાય છે કેતુ પાચમા ભવનમા નવમાશમા શુભ ગણાય છે વરખ તથા મેષ લગ્નનો ચદ્રમા પણ શુભ લેખાય છે છઠ્ઠા તથા આઠમા સ્થાનને વિષે ક્રૂર ગ્રહ પણ સારો કહેવાય છે નવમા નવમાશકમા રહેલો ચદ્રમા ગ્રહણ કરવા યોગ્ય નથી પણ તે જો વર્ગોત્તમી હોય તો ગ્રહણ કરવો

**ગ્રહની નવ અવસ્થાઓ**—દીપ્ત અવસ્થા, સ્વસ્થ અવસ્થા, મુદિત અવસ્થા, શાંત અવસ્થા, સુપ્ત અવસ્થા, પ્રપીડિત અવસ્થા, દીન અવસ્થા, વિકળ અવસ્થા અને ખળ અવસ્થા એ પ્રમાણે ગ્રહની નવ અવસ્થા જાણવી જે ગ્રહ ઉચ્ચનો હોય તેને દીપ્તાવસ્થા માનવામા આવે છે સ્વગૃહીની સ્વસ્થ અવસ્થા ગણાય, મિત્રના ગ્રહને વિષે રહેલો મુદિતાવસ્થાનો ગ્રહ ગણાય શુભ ગ્રહ સહિત જે ગ્રહ હોય તેની શાંત અવસ્થા માનવામા આવે છે બળવાન્ ગ્રહ તે સુપ્તાવસ્થાનો ગ્રહ, રવિથી અસ્ત ગ્રહ વિકળ ગ્રહ, જે ગ્રહને પાપગ્રહ જુએ તે પ્રપીડિત ગણાય અને પાપગ્રહ અથવા નીચ ગ્રહ સહિત જે હોય તે દીન કહેવાય (ખળ અવસ્થા માટે કાંઈ લખ્યુ નથી )

**લગ્નશુદ્ધિના પ્રકાર**—શુભ કાર્યોને વિષે જન્મરાશિ હોય તે લગ્ન ન લેવું. તેમજ જન્મરાશિથી આઠમું લગ્ન ને જન્મ-લગ્નથીઆઠમું લગ્ન અને લગ્નથી છઠ્ઠે આઠમે ચંદ્રમા હોય તે લગ્ન પણ વર્જવું. જન્મરાશિથી અથવા જન્મલગ્નથી આઠમી રાશિ અથવા લગ્ન તથા આઠમી રાશિનો પતિ તેનું લગ્ન ત્યાગ કરવું. બન્ને બાજુએ ક્રૂર ગ્રહ હોય તે લગ્ન પણ છાંડવું.

એજ પ્રમાણે નવમાંશક દ્વાદશાંશકમાં ક્રૂર ગ્રહની વચમાં જો દ્વાદશાંક નવમાંશક હોય તો તે વર્જવો. ક્રૂર ગ્રહની મધ્યમાં ચંદ્ર હોય તો તે વર્જ કરવો અને રાહુ–૩–૭ મે હોય તો તે પણ અશુભ છે. લગ્નમાં ૩ શુભ ગ્રહ બળવાન હોય તેવું લગ્ન લેવું. પછી બીજો કોઇ બળહીન હોય તો તેની ચિંતા નહીં.

**લગ્નનું પળ પ્રમાણ**—

મેષ રાશિની ૨૨૫ પળ, વરખની ૨૫૯, મિથુનની ૩૦૫, કર્કની ૩૪૧, સિંહની ૩૪૨, કન્યાની ૩૩૧, તુલાની ૩૩૧, વૃશ્ચિકની ૩૪૨, ધનની ૩૪૧, મકરની ૩૦૫, કુંભની ૨૫૯, મીનની ૨૨૫, એ પ્રમાણે લગ્નનું પળ પ્રમાણ છે. અમે આ પળો ગુજરાત દેશના રીવાજને અનુસરીને આપી છે.

**લગ્નની સ્પષ્ટતા—અયનાંશ જોડવાની રીત—**

લગ્નની સ્પષ્ટતા કરવા માટે પ્રથમ સૂર્ય સ્પષ્ટ કરી તેમાં અયનાંશ જોડવાના હોય છે. હવે તે અયનાંશ જોડવાની રીત નીચે પ્રમાણે છે—શકમાંથી ૪૪૫ બાદ કરવા, બાકી રહે તેને સાઠે ભાગવાથી જે શેષ રહે તે ઘડી કહેવાય, અને લબ્ધ રહે તે અંશ ગણાય. રવિની રાશિ પ્રમાણે પાંચ પાંચ પળ લેવી, તે સ્પષ્ટ અયનાંશ થાય. તે અયનાંશ રવિમાં જોડવાથી સાયનાર્ક થાય. તે સાયનાર્કની રાશિ પ્રમાણે પળ લેવી અને તેને ૬૦ થી

ભાગ દેતાં જે આવે તે ઘડી ને પળ ગણાય તેને ગોમૂત્રિકા કાઢીને સાયનાર્કના અંશ, કળા, વિકળાથી ગુણવા. તે ગુણવાના પણ બે પ્રકાર છે. એટલે પ્રભાત ઇષ્ટ કાળથી અર્ધ રાત્રી પર્યંત ઇષ્ટ હોય તો સાયનાર્કના અંશને ત્રીસમાંથી કાઢીને ગુણવા અને અર્ધ રાત્રીથી પ્રભાત સુધી લગ્ન હોય તો જે અંશ, કળા હોય તે અંશથી ગુણવા. ત્રણ જગ્યાએ જૂદા જૂદાને ૬૮ નો ભાગ દઇને અંક ઉપરાઉપરી જોડવા. એમ કરવાથી રવિ ભુક્ત થાય છે. હવે ઇષ્ટ ઘડીની પળ કરવાની રીત કહીએ છીએ.

ઇષ્ટ ઘડીને ૬૦ ગણી કરવી અને નીચે જે પળ હોય તે જોડવાથી પળ થાય. અને રવિ ભોગ્યમાં બીજી રાશિની જે પળો છે તે ઇષ્ટ ઘડીની પળોમાં હીન હોય તેટલી રાશિની પળો લેવી તે ઇષ્ટ ઘડીની પળો હીન કરતા જે રાશિ સ્પષ્ટ હોય તે રાશિ એક બાજુ મૂકવી. તેને ૬૦ ગણી કરી અશુદ્ધ રાશિનો ભાગ દેવો, ને અંશ લેવાનો શેષ રહે તેને ૬૦ ગણો કરી અશુદ્ધ રાશિનો ભાગ દઇને ઘડી પળ લેવી. અને તે લગ્નમાંથી અયનાંશ હીન કરવાથી સ્પષ્ટ લગ્ન થાય.

**લગ્ન સૂક્ષ્મ પ્રકારે શી રીતે શોધવું ?** પ્રભાતે રવિ જે રાશિ અને જે અંશે ઉદય થાય છે તે લગ્નનો સમજવો. તેમાં ઉપર કહેલી પળો જોડવાથી લગ્નની ખબર પડે છે. અને સાંજ વેળા સાતમું લગ્ન આવે એવું અનુમાન થાય. લગ્નપત્રથી લગ્ન કરવાની રીત નીચે પ્રમાણે છે—રવિની રાશિ, અંશ પ્રમાણ લગ્ન પત્રમાં જોવું અને તેમાં ઇષ્ટ ઘડી યુક્ત કરવું. એ રીતે જોતાં જે અંશે રાશિ આવે તે લગ્ન સમજવું.

**રાશિના પતિ અને દ્રેષ્કાણ—**

મેષનો પતિ મંગળ, વરખનો શુક્ર, મિથુનનો બુધ, કર્કનો

ચંદ્રમા, સિંહનો રવિ, કન્યાનો બુધ, તુલાનો શુક્ર, વૃશ્ચિકનો મંગળ, ધનનો ગુરૂ, મકર તથા કુંભનો શનિ અને મીનનો પતિ ગુરૂ; એ પ્રમાણે રાશિના પતિઓ હોય છે.

હવે દ્રેષ્કાણુ ચક્ર બનાવવાની રીતિ કહીએ છીએ—દ્રેષ્કાણુ ચક્ર બનાવવામાં પોતાની રાશિથી દશ અંશ પર્યંત હોય તો પ્રથમ તે રાશિનો દ્રેષ્કાણુ સમજી લેવો. દશથી વીશ સુધી તે રાશિની પાંચમી રાશિનો દ્રેષ્કાણુ સમજવો અને ૨૦ થી ૩૦ અંશ પર્યંત નવમી રાશિનો દ્રેષ્કાણુ સમજવો. એ વિષે વધારે હકીકત તે સંબંધી યંત્રથી સમજાશે.

હોરામાં વિષમ રાશિ હોય તો રવિ તથા સિંહની હોરા ૧૫ અંશ સુધી રહે, પાછલા ભાગમાં ૧૫ અંશમાં કર્કની ચંદ્રમાની હોરા રહે, સમ રાશિમાં ૧૫ અંશ સુધી કર્કની ચંદ્રમાની રહે, અને પાછલા ભાગમાં રવિ હોરા રહે.

## સપ્તમાંશ વિષે—

સપ્તાંશમાં સાત ભાગ કરવાના હોય એ સ્પષ્ટ છે. તેમાં ચાર અંશ અને સત્તર ઘડીનો એક ભાગ થાય છે. પહેલો મેષ સપ્તાંશક કહેવાય છે. તે મેષ રાશિના ૪ અંશ અને સત્તર ઘડી સુધી મંગળનો સપ્તાંશક હોય છે. તે પછી શુક્રનો વરખ લગ્ન, બુધનો મિથુન, ચંદ્રમાનો કર્ક, રવિનો સિંહ, બુધનો કન્યા, શુક્રનો તુલા, અને વરખ રાશિમાં પહેલા ભાગમાં વૃશ્ચિકનો મંગળ, બીજામાં ધનનો ગુરૂ, ત્રીજામાં મકરનો શનિ, ચોથામાં કુંભનો શનિ, પાંચમામાં મીનનો ગુરૂ, પછી મેષનો મંગળ, વરખનો શુક્ર, એવી રીતે સપ્તાંશક થાય છે. વિશેષ ખુલાસો યંત્રમાંથી મળી આવશે.

નવમાંશકની રીતે તો અમે ઉપર કહી ચૂકયા છીએ દ્વાદશાંકમાં ૧૨ અંશનો ભાગ લેવો. એટલે બે અંશ અને ત્રીશ ઘડી સુધી એક ભાગ આવે. સ્પષ્ટ ગ્રહ પોતાની રાશિથી જે ભાગમાં આવે તે દ્વાદશાંક સમજવો. અને ત્રિંશાંશકમાં સમ રાશિ તથા વિષમ રાશિમાં જૂદા જૂદા અધિપતિ સમજવા. ત્રિંશાંશકમાં વિષમ રાશિ મેષ, મિથુન, સિંહ, તુલા, ધન ને કુંભ રાશિમાં ૫ અંશ સુધી મેષ રાશિ મંગળની લેવી. ૧૦ અંશ સુધી શનિની રાશિ કુંભ લેવી, ૧૮ અંશ સુધી ગુરૂની રાશિ ધન લેવી, ૨૫ અંશ સુધી મિથુન રાશિ બુધની લેવી, અને ૩૦ અંશ સુધી તુલા રાશિ શુક્રની લેવી. હવે સમ રાશિમાં ૫ અંશ સુધી વરખ રાશિ લેવી, ૧૨ અંશ સુધી કન્યા રાશિ લેવી, ૨૦ અંશ સુધી મીન રાશિ લેવી, ૨૫ અંશ સુધી મકર રાશિ લેવી અને ૩૦ અંશ સુધી વૃશ્ચિક રાશિ લેવી, એ રીતે ત્રિંશાંશકની પદ્ધતિ સમજવી.

## ષડ્વર્ગ શુદ્ધ—

ષડ્વર્ગશુદ્ધિ વિષે જ્યોતિષશાસ્ત્રના પંડિત પુરૂષોએ ઘણી બારિક હકીકત આપણને પુરી પાડી છે. અમે નીચેના યંત્રોમાં સ્પષ્ટ કરવાનો અમારાથી બનતો પ્રયાસ કર્યો છે. આ ષડ્વર્ગશુદ્ધિનો વિષય, પ્રશ્ન લગ્નમાં, જન્મ લગ્નમાં, વિવાહમાં, દીક્ષામાં, દેવપ્રતિષ્ઠામાં તથા ગૃહવાસ્તુમાં બહુ વિચારવા જેવો છે, ષડ્વર્ગમાં હંમેશ ગ્રહ બળવાન જોઇનેજ લગ્ન શુદ્ધિ લેવાની છે, કારણ કે ષડ્વર્ગનો વિષય કેવળ લગ્નશુદ્ધિ માટેજ વિસ્તારથી કહેવામાં આવ્યો છે. ઘણીખરી હકીકત નીચેના યંત્રોથી સ્પષ્ટ થશે—

| હોરા યંત્ર. | | | દ્રેષ્કાણ યંત્ર. | | | | નવાંશક યંત્ર. | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રાશિ | અંશ | અંશ | રાશિ | અંશ | અંશ | અંશ | રાશિ | અંશ | અંશ | અંશ | અંશ | અંશ | અંશ | અંશ |
| ૦ | ૧૫ | ૩૦ | ૦ | ૧૦ | ૨૦ | ૩૦ | ૦ | ૪ ૧૭ | ૮ ૩૪ | ૧૨ ૫૧ | ૧૭ ૮ | ૨૧ ૨૫ | ૨૫ ૪૨ | ૩૦ ૦ |
| મેષ૦ | ૫ | ૪ | ૦ | ૧ | ૫ | ૯ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| વૃષભ (૧) | ૪ | ૫ | ૧ | ૨ | ૬ | ૧૦ | ૧ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ |
| મિથુન (૨) | ૫ | ૪ | ૨ | ૩ | ૭ | ૧૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| કર્ક (૩) | ૪ | ૫ | ૩ | ૪ | ૮ | ૧૨ | ૩ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ |
| સિંહ (૪) | ૫ | ૪ | ૪ | ૫ | ૯ | ૧ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| કન્યા (૫) | ૪ | ૫ | ૫ | ૬ | ૧૦ | ૨ | ૫ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| તુલા (૬) | ૫ | ૪ | ૬ | ૭ | ૧૧ | ૩ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ |
| વૃશ્ચિક (૭) | ૪ | ૫ | ૭ | ૮ | ૧૨ | ૪ | ૭ | ૨ | ૩ | ૪ | ૧૨ | ૬ | ૭ | ૮ |
| ધન (૮) | ૫ | ૪ | ૮ | ૯ | ૧ | ૫ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૫ | ૧ | ૨ | ૩ |
| મકર (૯) | ૪ | ૫ | ૯ | ૧૦ | ૨ | ૬ | ૯ | ૪ | ૧૨ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| કુંભ (૧૦) | ૫ | ૪ | ૧૦ | ૧૧ | ૩ | ૭ | ૧૦ | ૧૧ | ૫ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| મીન (૧૧) | ૪ | ૫ | ૧૧ | ૧૨ | ૪ | ૮ | ૧૧ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |

# નવમાંશક યંત્ર.

| રાશિ | અંશ | અંશ | અંશ | અંશ | અંશ | અંશ | અંશ | અંશ | અંશ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| • | ૩<br>૨૦ | ૬<br>૪૦ | ૧૦<br>૦ | ૧૩<br>૨૦ | ૧૬<br>૪૦ | ૨૦<br>૦ | ૨૩<br>૨૦ | ૨૬<br>૪૦ | ૩૦<br>• |
| ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૧ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૨ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ |
| ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૪ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૫ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ |
| ૭ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૮ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૧૦ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ |
| ૧૧ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |

## દ્વાદશાંક યંત્ર.

| રાશિ | અંશ | અંશ | અંશ | અંશ | અંશ | અંશ | અંશ | અંશ | અંશ | અંશ | અંશ | અંશ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૨ ૩૦ | ૫ ૦ | ૭ ૩૦ | ૧૦ ૦ | ૧૨ ૩૦ | ૧૫ ૦ | ૧૭ ૩૦ | ૨૦ ૦ | ૨૨ ૩૦ | ૨૫ ૦ | ૨૭ ૩૦ | ૩૦ ૦ |
| ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ |
| ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ |
| ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |

સમ ત્રિંશાંશ યંત્ર.

| રાશિ. | અંશ. | અંશ. | અંશ. | અંશ. | અંશ. |
|---|---|---|---|---|---|
| ૦ | ૫ | ૧૨ | ૨૦ | ૨૫ | ૩૦ |
| ૧ | ૨ | ૬ | ૧૨ | ૧૦ | ૮ |
| ૩ | ૨ | ૬ | ૧૨ | ૧૦ | ૮ |
| ૫ | ૨ | ૬ | ૧૨ | ૧૦ | ૮ |
| ૭ | ૨ | ૬ | ૧૨ | ૧૦ | ૮ |
| ૯ | ૨ | ૬ | ૧૨ | ૧૦ | ૮ |
| ૧૧ | ૨ | ૬ | ૧૨ | ૧૦ | ૮ |

વિષમ ત્રિંશાંશ યંત્ર.

| રાશિ. | અંશ. | અંશ. | અંશ. | અંશ. | અંશ. |
|---|---|---|---|---|---|
| ૦ | ૫ | ૧૦ | ૧૮ | ૨૫ | ૩૦ |
| ૦ | ૧ | ૧૧ | ૯ | ૩ | ૭ |
| ૨ | ૧ | ૧૧ | ૯ | ૩ | ૭ |
| ૪ | ૧ | ૧૧ | ૯ | ૩ | ૭ |
| ૬ | ૧ | ૧૧ | ૯ | ૩ | ૭ |
| ૮ | ૧ | ૧૧ | ૯ | ૩ | ૭ |
| ૧૦ | ૧ | ૧૧ | ૯ | ૩ | ૭ |

## સંક્રાન્તિઓનાં નામ તથા ફળ.

મેષાદિક બાર સંક્રાન્તિઓ જે થાય છે તે નામ બવાદિક કરણના આધારે થાય છે, તેનાં નામ નીચે પ્રમાણે છે:—( ૧ ) ઘોરા, ( ૨ ) ધ્વાક્ષી, ( ૩ ) મહોદરી, ( ૪ ) મંદાકિની ( ૫ ) મંદા, ( ૬ ) મિશ્રા, ( ૭ ) રાત્રીચરી. હવે જો વર્ષાઋતુમાં મંદા સંક્રાન્તિ આવે તો વરસાદ સારો થાય, મંદાકિની સંક્રાન્તિ

આવે તો રસ વસ્તુઓનો નાશ થાય, ધ્વાંક્ષી નામની સંક્રાન્તિ આવે તો ઘણો પવન થાય, ઘોર સંક્રાન્તિ શસ્ત્રોનો ભય પેદા કરનારી છે, મહોદરી સંક્રાન્તિ ચોરોનો ભય ઉપજાવનારી છે, મિશ્ર સંક્રાન્તિ મનુષ્યજાતિ માટે ઠીક છે, અને રાક્ષસી સંક્રાન્તિ ફળ–ફુલોનો નાશ કરે છે.

## સંક્રાન્તિના દિનમાન.

આપણા ગુજરાત દેશમાં મકર સંક્રાન્તિમાં તથા કુંભ સંક્રાન્તિમાં ૨૬ ઘડીનું દિનમાન ગણાય છે. મકર સંક્રાન્તિમાં વસ્તુત: ૨૬ ઘડી અને ૧૨ પળનું દિનમાન હોય છે. તે દિવસથી એક પળ ને બાર અક્ષર ( વિપળ ) હંમેશાં દિવસ વૃદ્ધિ પામતો જાય છે, તે વધતો વધતો કુંભ સંક્રાન્તિના દિવસે ૨૬ ઘડી ને ૪૮ પળનો થાય છે. કુંભ સંક્રાન્તિથી બે પળ અને બાવન વિપળ રોજ વૃદ્ધિ પામતો મીન સંક્રાન્તિના દિવસે ૨૮ ઘડી અને ૧૪ પળનો થઈ જાય છે. મીન સંક્રાન્તિમાં ૩ પળ અને ૩૨ વિપળ નિત્ય વધે, તે વધતાં વધતાં મેષ સંક્રાન્તિના દિવસે બરાબર ૩૦ ઘડીનો દિવસ થાય, તે દિવસે રાત્રી અને દિવસ સરખા બને, તે મેષ સંક્રાન્તિથી ૩ પળ અને ૩૨ પળ નિત્ય વૃદ્ધિ પામતો દિવસ વૃષભ સંક્રાન્તિના દિવસે ૩૧ ઘડી અને ૪૬ પળનું દિનમાન થાય. પછી વૃષભ સંક્રાન્તિથી ૩ પળ અને ૫૨ વિપળ વધતો ચાલે, એ રીતે વધતાં વધતાં ૩૩ ઘડી ૧૨ પળ મિથુન સંક્રાન્તિને દિવસે દિનમાન હોય. મિથુન સંક્રાન્તિથી ૧ પળ અને ૧૨ વિપળ રોજ રોજ વધે, તે દિવસથી વધતું વધતું કર્ક સંક્રાન્તિના દિવસે ૩૩ ઘડી અને ૪૮ પળનું દિનમાન થાય. કર્ક સંક્રાન્તિથી દિવસ ૧ પળ અને ૧૨ વિપળ ઘટતો ચાલે અને ઘટતાં ઘટતા સિંહ સંક્રાન્તિના દિવસે ૩૩ ઘડી અને ૧૨ પળનું દિનમાન હોય. સિંહ સંક્રાન્તિથી ૨ પળ અને ૫૨ વિપળ રોજ ઘટતાં કન્યા સંક્રા-

ન્તિના દિવસે ૩૧ ઘડી ૪૬ પળનું દિનમાન થાય. અને કન્યા સંક્રાન્તિથી ૩ પળ ને ૩૨ વિપળ રોજ ઘટે, તે ઘટતાં ઘટતાં તુલા સંક્રાન્તિના દિવસે બરાબર ૩૦ ઘડીનું દિનમાન થાય. એટલે કે તે દિવસે રાત્રી અને દિવસ બરાબર થઇ જાય.

તુલા સંક્રાન્તિથી ૩ પળ અને ૩૨ વિપળ નિત્ય ઘટતાં વૃશ્ચિક સંક્રાન્તિના દિવસે ૨૮ ઘડી અને ૧૪ પળનું દિનમાન થાય. વૃશ્ચિક સંક્રાન્તિમાં ૨ પળ અને ૫૨ વિપળ નિત્ય ઘટતાં ધન સંક્રાન્તિના દિવસે ૨૬ ઘડી ૪૮ પળનું દિનમાન થાય. ધન સંક્રાન્તિમાં ૧ પળ ને ૧૨ વિપળ નિત્ય ઘટતાં મકર સંક્રાન્તિના દિવસે ૨૬ ઘડી ૧૨ પળનું દિનમાન થાય. વિશેષ સ્પષ્ટીકરણ યંત્રમાં જોવાથી મળી શકશે.

**રાત્રિના ઘડી પળ જાણવાની રીત**—દિનમાનને સાઠમાં બાદ કરવાથી રાત્રીની ઘડી નીકળે. મકરના સૂર્યથી છ મહિના કર્કના સૂર્ય સુધી દિવસ વધે અને રાત્રી ઘટે. કર્કના સૂર્યથી છ મહિના મકરના સૂર્ય સુધી રાત્રી વધે અને દિવસ ઘટે. એવી રીતે રાત્રી તથા દિવસના દિનમાન સમજવા

**દિનમાનનું ગણિત**—૧૫૭૨ તેમાં જે જે રાશિનો ધ્રુવ હોય તે મૂકીને ૬૦ નો ભાગ દેવાથી દિનમાન નીકળે. તેની બીજી રીત એ પણ છે કે ઉદય રવિનાં અંશ, કળા, વિકળાનું ભુક્ત ભોગ્ય (ગણિત) કરવું ને ૬૦ નો ભાગ દેવાથી દિનમાન ઘટિકા આવે.

**શંકુના આધારે માપ લેવાની રીત**—દિવસનો માપ કાઢવા માટે લાકડીના કકડાનો એક શંકુ વપરાય છે. સાત આંગળનો શંકુ લઇ તેની છાયા માપવી. તેમાં ૬ ઉમેરવા, અને ધ્રુવાંક ભાગ દેવાથી જે આવે તે ઘડી અને બાકી રહે તે પળ ધ્રુવાંક એટલે માસ માસ અંક. આસો અને ચૈત્ર માસમાં ૧૪૪ નો ભાગ દેવાથી ઘડી અને પળ નીકળે.

## દિનમાન યંત્ર.

| રાશિ. | ઘડી. | પળ. | વૃદ્ધિ—હીન. | પળ. | વિપળ. | દીન ભોગ. | પળ. | વિપળ. |
|---|---|---|---|---|---|---|---|---|
| મેષ | ૩૦ | ૦ | વૃદ્ધિ | ૩ | ૩૨ | દિનભોગ | ૭ | ૩૦ |
| વરખ | ૩૧ | ૪૬ | વૃદ્ધિ | ૩ | ૫૨ | દિનભોગ | ૮ | ૩૨ |
| મિથુન | ૩૩ | ૧૨ | વૃદ્ધિ | ૧ | ૧૨ | દિનભોગ | ૧૦ | ૧૦ |
| કર્ક | ૩૩ | ૪૮ | હીન | ૧ | ૧૨ | દિનભોગ | ૧૧ | ૨૨ |
| સિંહ | ૩૩ | ૧૨ | હીન | ૨ | ૫૨ | દિનભોગ | ૧૧ | ૨૪ |
| કન્યા | ૩૧ | ૪૬ | હીન | ૩ | ૩૨ | દિનભોગ | ૧૧ | ૨ |
| તુલા | ૩૦ | ૦ | હીન | ૩ | ૩૨ | દિનભોગ | ૧૧ | ૦ |
| વૃશ્ચિક | ૨૮ | ૧૪ | હીન | ૨ | ૫૨ | દિનભોગ | ૧૧ | ૨૪ |
| ધન | ૨૬ | ૪૮ | હીન | ૧ | ૧૨ | દિનભોગ | ૧૧ | ૨૨ |
| મકર | ૨૬ | ૧૨ | વૃદ્ધિ | ૧ | ૧૨ | દિનભોગ | ૧૦ | ૧૦ |
| કુંભ | ૨૬ | ૪૮ | વૃદ્ધિ | ૨ | ૫૨ | દિનભોગ | ૮ | ૮ |
| મીન | ૨૮ | ૧૪ | વૃદ્ધિ | ૩ | ૩૨ | દિનભોગ | ૭ | ૭ |

## દીક્ષા-પ્રતિષ્ઠાના મુહૂર્તો—

**મેષાદિ રાશિના મધ્યપાદ**—મેષના ૨, વખરનો ૧, કર્કનો ૧, સિંહના ૨, કન્યાના ૩, તુલાના ૪, વૃશ્ચિકના ૫, ધનના ૬, મકરના ૫, કુંભના ૪, અને મીનના ૩ એ પ્રકારે રાશિના મધ્યપાદ સમજવા. એ અનુમાને લગ્ન લઇને શુદ્ધિ, નવમાંશ, ષડ્વર્ગશુદ્ધિ, વિગેરે જોઇ દીક્ષા તથા પ્રતિષ્ઠાદિ કરવાં. જો લગ્ન ઉપર કોઇ શુભ ગ્રહની દષ્ટિ હોય તથા શુભ લગ્ન હોય તો સ્થાપન મુહૂર્ત્ત સારૂં સમજવું. શુક્રનો નવમાંશક તથા કૃષ્ણપક્ષનો ચંદ્રમા હોય તો દીક્ષામાં વર્જવો. નવમાંશકમાં સાતમી દષ્ટિ લગ્ન ઉપર શુભ હોય તો નવમાંશક શુદ્ધિ સમજવી. પ્રતિષ્ઠા અને દીક્ષામાં ઉદય-અસ્ત શુદ્ધિ જોઇને મુહૂર્ત્ત કરવું.

**દીક્ષા-પ્રતિષ્ઠામાં ચંદ્રબળ**—દીક્ષા તથા પ્રતિષ્ઠાના મુહૂર્ત્તમાં શનિ, રવિ, મંગળ લગ્નથી ત્રીજે તથા છઠ્ઠે હોય અને બીજે, ત્રીજે, ચોથે ને પાંચમે કેન્દ્રસ્થાને ચંદ્રમા હોય તો શુભ જાણવો. ગુરૂ ૧, ૪, ૭, ૧૦ માં કેન્દ્રસ્થાને હોય અને શુક્ર ૯, ૧૦, ૧૧ મા કેન્દ્રમાં હોય તો પણ શુભ જાણવો. બાકી રાહુ તથા કેતુ સિવાયના પાપગ્રહ તથા શુભ ગ્રહ ૧૧ મા ભવનમાં બધા સારા કહેવાય છે.

જો રવિ ૧૨ મે તથા ૬ ઠ્ઠે હોય તથા તે સિવાય બીજા ગ્રહો પણ ૧૨ મે, ૬ ઠ્ઠે હોય તો શુભ જાણવા. અને ગુરૂ, શુક્ર ૩ જે, ૬ ઠ્ઠે હોય તો મધ્યમ જાણવા. રવિ, ચંદ્ર, મંગળ ને ગુરૂ એ ગ્રહો ૧૨ મે, છઠ્ઠે હોય તો પણ મધ્યમ જાણવા. બારમે રહેલો શુક્ર પણ મધ્યમ ફળ આપનારો છે.

**દીક્ષા-પ્રતિષ્ઠામાં વર્જવાયોગ્ય લગ્ન**—મંગળ લગ્નમાં હોય તથા સાતમે કે આઠમે હોય તો વર્જવો. શુક્ર છઠ્ઠે, સાતમે

કે આઠમે હોય, તો પણ વર્જવો. ચંદ્રમા આઠમે હોય, લગ્નમાં હોય, છઠ્ઠે તથા સાતમે હોય તો પણ વર્જ કરવો. શનિ સાતમે લગ્નમાં હોય તો પણ વર્જવા યોગ્ય છે. ગુરૂ ૮ મે હોય તથા સૌમ્યગ્રહ પણ ૮ મે હોય તેમજ સાતમા ભવનમાં સૌમ્ય તથા પાપગ્રહ હોય તો વિવાહ, દીક્ષા, પ્રતિષ્ઠામાં વર્જવા, વિશેષ હકીકત યંત્રથી જણાશે.

**અશુભ લગ્નો**—વળી સંપૂર્ણ ગ્રહલગ્નમાં ચંદ્રમા ને કેતુ હોય તો અશુભ ફળને આપવાવાળા જાણવા. સાતમે તથા છઠ્ઠે ચંદ્રમાનું ફળ અશુભ જાણવું. જો મંગળ તથા શનિ એક સ્થાનમાં હોય અથવા લગ્ન ઉપર દૃષ્ટિ પડતી હોય તો અગ્નિનો ભય થાય અને ચંદ્રમા શનિથી યુક્ત હોય તો ધનની હાનિ કરે. જો ગુરૂની દૃષ્ટિ ચંદ્રમા ઉપર હોય અથવા તો ગુરૂએ સહિત ચંદ્રમા હોય તો શુભ કાર્યમાં ફળદાયક ગણાય. ચંદ્રમા બુધ, ગુરૂ અને શુક્રથી સહિત હોય તો પણ શુભ ફળ આપે.

## દીક્ષા–પ્રતિષ્ઠાના ઉત્તમ લગ્નનું યંત્ર.

| | | |
|---|---|---|
| ચં. ગુ. બુ. | ગુ. શુ. બુ. | — — — |
| ર. ચં. મં. શ. | | ર. ચં. મ. બુ. ગુ. શુ. શ. રા. કે. |
| બુ. ગુ. શુ. | | બુ. ગુ. શુ |
| બુ. ગુ. ગુ. | ગુરૂ | ગુ. શુ. |
| ર. ચં, ગુ. શ. | | — — — |

## દીક્ષા-પ્રતિષ્ઠાના મધ્યમ લગ્નનું યંત્ર.

<table>
<tr><td>°શુક્ર.</td><td rowspan="2">ચંદ્ર.</td><td>શુક્ર.</td></tr>
<tr><td>શુ. ગુ.</td><td>ર. ચં મં. બુ. ગુ.<br>શુ. શ. રા.</td></tr>
<tr><td>ચંદ્ર.</td><td></td><td>ર. ચં. શ.</td></tr>
<tr><td>ર. ચં. મં. શ.</td><td rowspan="2">ચં. બુ. શુ.</td><td>ચં. બુ.</td></tr>
<tr><td>બુ. શુ. ચં.</td><td>- - -</td></tr>
</table>

## દીક્ષા-પ્રતિષ્ઠાના અધમ લગ્નનું યંત્ર.

<table>
<tr><td>- - -</td><td rowspan="2">ર. ચં. મં. શ.<br>રા. કે.</td><td>- - -</td></tr>
<tr><td>- - -</td><td>- - -</td></tr>
<tr><td>રા. કે.</td><td></td><td>- - -</td></tr>
<tr><td>- - -</td><td rowspan="2">ર. ચં. બુ. શુ.<br>શ. રા. કે.</td><td>- - -</td></tr>
<tr><td>ચં. શુ.</td><td>ચં.મં. બુ. ગુ. શુ.</td></tr>
</table>

### ગ્રહયુક્ત યંત્ર.

| ર. ચં. મં. | અગ્નિનો ભય. |
|---|---|
| ચં. શ. | મૃત્યુનો ભય. |
| ચં. શુ. | સમૃદ્ધિ પ્રાપ્તિ |
| ચ શુ. | મહા પ્રભા. |
| ચં. શુ. | સમૃદ્ધિઓ. |

### ગ્રહહીન બળ-ફળ યંત્ર.

| રવી હીન બળે | ગ્રહપતિ મૃત્યુ |
|---|---|
| ચંદ્ર હીન બળે | ભાર્યા મૃત્યુ |
| શુક્ર હીન બળે | ધન નાશ |
| ગુરૂ હીન બળે | સુખ નાશ |

**નિર્બળ ગ્રહનાં કુફળ.—**

સૂર્ય નિર્બળ હોય અને તેમાં પ્રતિષ્ઠા કરે તો ઘરધણીનું મૃત્યુ થાય. ચંદ્રમા નિર્બળ હોય અને તેમાં વિવાહ કરે તો સ્ત્રીનુ મૃત્યુ થાય, શુક્ર નિર્બળ હોય તો ધનનો નાશ થાય અને નિર્બળ ગુરૂ વિષે દીક્ષા લે તો બધા સુખનો વિનાશ થાય.

જો રવિ તથા શનિ સાથે ૧૦ મે, ૪ થે, ૭ મે અને ૯ મે તથા ૫ મે હોય તો શુભ કામમાં વિઘ્ન નડ્યા કરે, ક્રૂર ગ્રહવાળો ચંદ્ર હોય કિંવા ક્રૂર ગ્રહની દષ્ટિ રવિ કે ચંદ્ર ઉપર હોય તો પ્રતિષ્ઠા અને દીક્ષા આદિ શુભ કાર્યોમાં વર્જવો, કારણ કે તે મહા ભયને આપનારો છે.

જો મંગળ, શનિ, રાહુ, કેતુ અને શુક્ર વિગેરે સાતે ગ્રહ સાથે એક રાશિ ઉપર હોય તો દીક્ષા લેનાર તથા પ્રતિષ્ઠા કરનાર-કરાવનારનું મૃત્યુ થાય. એટલા માટેજ સપ્તગ્રહયોગ વર્જવાની આચાર્યોએ ભલામણ કરી છે. વળી જો શનિ કેન્દ્ર-સ્થાને બેઠો હોય અને તેની ઉપર મિત્રની દષ્ટિ હોય કિંવા શનિ

૯ મે કે ૫ મે સ્થાને હોય અને મંગળ ૮ મે કે ૧૨ મે કે ૯ મે હોય તો હજારગણા સુખનો નાશ કરનાર થાય છે.

દાખલા તરીકે એક માણસમાં હજારો સદ્ગુણ હોય પણ તેનામાં જો એક મહા દોષ હોય તો તે એક જ દોષ હજારો સદ્ગુણો ઉપર પાણી ફેરવે છે. કારણ કે એ એકજ અવગુણ પોતાનું પરિબળ દેખાડ્યા વિના રહી શકતો નથી. પંચામૃતના પાત્રમાં મદિરાનું એક બિન્દુ માત્ર પડવાથી પવિત્રતાનો નાશ થયા વગર રહે વારૂ ? તેવીજ રીતે બધા શુભ ગ્રહો હોવા છતાં માત્ર એકજ અશુભ ગ્રહ અશુભ સાધવામાં સમર્થ નીવડે છે.

વળી જો શનિશ્ચર બળવાન્ હોય અને મંગળ, બુધ બળહીન હોય તથા મેષ કે વરખ રાશિ ઉપર સૂર્ય સ્થિત હોય તો ઉપરનું મુહૂર્ત લેવું સારૂં છે. જે લગ્નશુદ્ધિમાં ત્રીજે, છઠ્ઠે અને ૧૧ મે રવિ હોય તે લગ્ન ઘણું સારૂં કહેવાય છે. એવા લગ્નમાં તિથિ, વાર, નક્ષત્રના સર્વ દોષ દૂર થાય છે. જો લગ્નશુદ્ધિમાં ૧ લે, ૪ થે, ૫ મે, ૯ મે અને ૧૦ મે શુક્ર તથા ગુરૂ હોય તો લગ્ન વચ્ચે આવેલા દોષો આપોઆપ દૂર થઇ જાય છે. જો ૩ જે, ૬ ઠે, ૧૧ મે મંગળ હોય તથા રવિ, ચંદ્ર, શનિ, કેતુ વિગેરે પાપગ્રહ હોય તો સારા કહેવાય છે.

બુધ, ગુરૂ, શુક્ર એ ત્રણ ગ્રહમાં એક પણ ગ્રહ જો બળવાન્ કેન્દ્રસ્થાનમાં હોય તો ક્રૂર ગ્રહોનો દોષ નાશ કરે છે. જો બુધ કેન્દ્રમાં અથવા લગ્નમાં બળવાન હોય તો એક સો દોષ હાંકી કહાડે. શુક્ર કેન્દ્રસ્થાનમાં બળવાન્ હોય તો બસો દોષને દૂર કરી શકે, અને ગુરૂ લગ્નમાં તથા કેન્દ્રસ્થાનમાં બળવાન હોય તો લાખો દોષોને દૂર કરે. વળી લગ્નના દોષ, નવમાંશના દોષ, પાપગ્રહ દૃષ્ટિના દોષ એ સર્વ દોષોને ગુરૂ દૂર કરે છે. જો અનિષ્ટ

ગ્રહ લગ્નમાં પેઠો હોય અને લગ્ન ઉપર તેની દૃષ્ટિ હોય તો તે અનિષ્ટ દોષને બુધ, શુક્ર, ગુરૂ ( ત્રિકોણુ—૯ મે અને ૫ મેં ) બેઠેલા હોય અથવા કેન્દ્રસ્થાનમાં રહેલા હોય તો દૂર કરે. જો ૫ મે તથા ૪ થે શુક્ર હોય અને લગ્નમાં ગુરૂ હોય તો સર્વ અશુભ દોષને દૂર કરી શુભ ફળ આપે છે.

પણ જે કામ જલદી કરવા જેવું હોય અને તેમાં ઘણા શુભ ગુણ મળતા હોય તથા સ્વલ્પ દોષ હોય તો તે દોષને ગણવા નહીં, અર્થાત્ શુભ કાર્ય જલદીથી આટોપી લેવું. પ્રતિષ્ઠા અને દીક્ષા જેવા કાર્યમાં ગ્રહબળ જોવું અને ગ્રહના દોષ તથા ગુણને ખૂબ ખૂબીથી સમજી લેવા. લગ્નમાં પાપગ્રહ હોય તો મર્મવેધ સમજવો તથા ૯ મે, ૫ મે પાપગ્રહ હોય તો શલ્યવેધ સમજવો, સાતમે પાપગ્રહ હોય તો છિદ્રવેધ સમજવો.

**વેધનાં કુફળ**—મર્મવેધ હોય તો મૃત્યુ થાય, કંટક વેધ હોય તો રોગ થાય, શલ્યવેધ હોય તો શસ્ત્રનો ઘાત થાય અને છિદ્રવેધ હોય તો મંત્રીઓમાં સ્નેહ ઓછો થાય. ત્રીજે, છઠ્ઠે, આઠમે સૂર્ય હોય તથા શનિ બીજે, ત્રીજે અને અગીયારમેં હોય તો તે પણ સારો. ચંદ્રમા, મંગળ, છઠ્ઠે, ત્રીજે અને નવમે હોય તો તે પણ શુભ જ ગણાય. વળી લગ્નથી છઠ્ઠા ભાવ પર્યંત અને નવમા, દશમા ભાવમાં ગુરૂ તથા બુધ હોય તો સારૂં ફળ આપે. જો ૧૨ મે, ૮ મે, ૭ મે, ૬ ઠે, એ ભાવને વર્જી શુક્ર હોય તો સારૂં ફળ સમજવું.

### ગ્રહના વસા.

રવિના ૩।, ચંદ્રના ૫. ગુરૂના ૩, શુક્રના ૨, બુધના ૨, અને શનિ, મંગળ તથા રાહુના દોઢ દોઢ વસા જ્ઞાની પુરૂષોએ કહેલા છે.

રવિ છટ્ઠે, બીજે, અગીયારમે, પાંચમે, ચંદ્રમા ત્રીજે, છટ્ઠે લગ્નથી હોય; બુધ ને મંગળ કેન્દ્રમાં ( ૯, ૫ મેં ) હોય અને ગુરૂ, શુક્ર ૮ મે, ૧૧ મે તથા શનિ લગ્નમાં નવમાંશમાં હોય તો તે વર્જ કરી દીક્ષામાં શુદ્ધ ચંદ્રબળ જોવું. રવિ ૩ જે, ૧૦ મે હોય, ચંદ્રમા તથા ગુરૂ કેન્દ્રમાં હોય, ૮ મા ભાવમાં કોઇ ગ્રહ ન હોય. શુદ્ધ હોય અને શનિ ૩ જે, છટ્ઠે હોય તો તે શુભ ફળ આપે છે. શુક્ર, મંગળ ને શનિ એ શુભ સ્થાનમાં હોય, તથા ૭ મે શુભ ગ્રહ હોય તો દીક્ષા-પ્રતિષ્ઠામાં શુભ ફળ આપે છે. જો ચંદ્રમા પાપગ્રહ-મંગળ-સહિત હોય તો કલહ, ભય, જીવનનો નાશ, ધનની હાનિ, વિપદા, રાજભય વિગેરે ભય પેદા કરે છે. લગ્નમાં ૪ થે, ૬ ઠ્ઠે, ૨ જે શુક્રની સાથે ચંદ્રમા હોય તેને પ્રવ્રજ્યાયોગ કહે છે, મંગળ તથા ચંદ્રમા ઉપચય સ્થાનમાં વા કેંદ્રમાં હોય તથા ગુરૂ ત્રિકોણ સ્થાનમાં હોય; શનિ ૫ મે, ૨ જે, ૩ જે, ૬ ઠે હોય તો શુભ ફળ આપે છે. અને શુક્ર ૯ મે, ૩ જે, ૬ ઠે, ૧૨ મે હોય તો ઉત્તમ સમજવો. એવી રીતે ઉત્તમ ગ્રહબળ, લગ્નબળ જોઈને દીક્ષાનું મુહૂર્ત્ત નક્કી કરવું.

**ધ્રુવચક્ર—**

ધ્રુવચક્ર દીક્ષા, પ્રતિષ્ઠાના અને ધ્વજા રોપણના મુહૂર્ત્તમાં જોવું અને તે ધ્વજાકાર ચક્રમાં સ્વાતિ નક્ષત્રથી લઇને ફળ વિચારવું.

કૃત્તિકા નક્ષત્રથી આઠ નક્ષત્ર એટલે મઘા સુધી, અને મઘાથી આઠ નક્ષત્ર-અનુરાધા સુધી અને અનુરાધાથી આઠ નક્ષત્ર શતભિષા સુધી એવી રીતે ગણતાં ઉત્તમ, મધ્યમ સમજવા. મતલબ કે પ્રથમના આઠ ઉત્તમ, બીજા આઠ મધ્યમ, એમ અનુક્રમે સમજવા અને સ્થિર લગ્ન લેવા.

**છાયાલગ્ન**—શનિ, શુક્ર અને સોમવારના દિવસે પોતાના શરીરની છાયા ભરતાં ૮ા પગલાં છાયા થાય તે વખતે શુભ કાર્ય આદરવું તે છાયાલગ્ન કહેવાય છે. બુધવારે ૮ પગલાં, મંગળવારે અને ગુરૂવારે ૭ પગલાં, રવિવારે ૧૧ પગલાં છાયા થાય તે વખતે શુભ કામ કરવું. આવી છાયાલગ્નની શુદ્ધિ હોય તો તિથિ, વાર, નક્ષત્ર, ભદ્રા કોઈપણ દોષને જોવાનું પ્રયોજન રહેતું નથી.

**બુધપંચક**—સંક્રાન્તિના અંશને પાંચ જગ્યાએ લખવા. પછી એક જગ્યાએ ૧૫ થી ગુણવા, બીજી જગ્યાએ ૧૨ થી, ત્રીજી જગ્યાએ ૧૦ થી, ચોથી જગ્યાએ ૮ થી અને પાંચમી જગ્યાએ ૭ થી ગુણવા. અને પછી ૯ થી ભાગવા. (પાંચે જગ્યાએ ભાગ આપવો.) તેમાં જે જગ્યાએ પાંચ શેષ રહે તેને બુધ પંચક સમજવું. આવું બુધપંચક શુભ કાર્યોને વિષે ક્લેશ ઉપજાવનારૂં છે.

પહેલી જગ્યાએ પાંચ રહે તેને કલહબાણ. બીજી જગ્યાએ પાંચ રહે તેને અગ્નિબાણ, ત્રીજી જગ્યાએ પાંચ રહે તેને નૃપબાણ, ચોથી જગ્યાએ પાંચ રહે તેને ચોરબાણ અને પાંચમી જગ્યાએ પાંચ રહે તેને મૃત્યુબાણ કહેવામાં આવે છે. તે બુધપંચક વિવાહ, પ્રતિષ્ઠા અને દીક્ષામાં જરૂર વર્જવું.

ઉપર કહેલા દોષો કાળજીથી છોડી દઈ, શુદ્ધ લગ્ન લઈ, શાસ્ત્ર અને દેશકાળાનુસાર શુકનબળ જોઈને શુભ કાર્ય કરે તેની લક્ષ્મી કોઈ કાળે ક્ષીણ થાય નહી, હંમેશાં સુખ–શાંતિ રહે અને આનંદ મંગળ વર્તે.

વિશેષ ખુલાસો નીચેના યંત્રોમાંથી મળી આવશે.—

## ઉત્તમ દીક્ષા કુંડલી.

<table>
<tr><td>ર. ચં. શુ.</td><td rowspan="2">ગુરૂ.</td><td>શુક્ર.</td></tr>
<tr><td>ચં મં. બુ શુ.</td><td>ર. સો. મં. શ. બુ.</td></tr>
<tr><td>ગુરૂ.</td><td></td><td>મં બુ. ગુ.</td></tr>
<tr><td>ર. ગુ. શ.</td><td rowspan="2">ગુરૂ.</td><td>ગુ. શુ.</td></tr>
<tr><td>ર. સો. મં. બુ. શુ.</td><td>શનિ.</td></tr>
</table>

## મધ્યમ દીક્ષા કુંડલી.

<table>
<tr><td>ર. બુ. ગુ. સો. શ.</td><td rowspan="2">ગુ. શુ</td><td>શુક્ર.</td></tr>
<tr><td>ર. બુ. શુ. શ. ગુ.</td><td>ર. બુ. ગુ. શુ.</td></tr>
<tr><td>શુ. ગુ.</td><td></td><td>ચં. બુ. ગુ.</td></tr>
<tr><td>બુ. ગુ. શુ.</td><td rowspan="2">બુ ગુ.</td><td>બુ. ગુ. શુ.</td></tr>
<tr><td>બુ. ગુ. શુ. શ.</td><td>૦ ૦ ૦</td></tr>
</table>

## ચંદ્રયુક્ત ફળ યંત્ર.

| ચં. મં. | ચં. બુ. | ચં. ગુ. | ચં. શુ. | ચં. શ. | ચં. ર. |
|---|---|---|---|---|---|
| કલહ | ભય | મૃત્યુ | ધનહાનિ | વિપત્તિ | રાજભય |

## બુધપંચક યંત્ર.

| | | |
|---|---|---|
| ૧૫ | ૫ | કલહ |
| ૧૨ | ૫ | અગ્નિનો ભય |
| ૧૦ | ૫ | નૃપ ભય |
| ૮ | ૫ | ચોર ભય |
| ૪ | ૫ | મૃત્યુ |

**ખુલાસો**—ઉપર જે દીક્ષા કુંડલી આપવામાં આવી છે તેમાં ઉત્તમ દીક્ષા કુંડલીનું જ બનતાં સુધી અનુસરણ કરવું. તેના બાર ભવનમાં દર્શાવ્યા પ્રમાણે ગ્રહો ન મળતા હોય તો પછી મધ્યમ કુંડલી પ્રમાણે મુહૂર્ત્ત જોઈ દીક્ષા આપવી શ્રેયસ્કર છે.

ઇતિ દીક્ષા પ્રતિષ્ઠાદિ મુહૂર્ત્ત સંપૂર્ણ.

# જૈન સૂત્રના આધારે સંવત્સર તથા તિથિ.

( ઠાણુાંગ સૂત્ર તથા જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિમાંથી )

**પાંચ સંવત્સર**—( ૧ ) નક્ષત્ર સંવત્સર, ( ૨ ) યુગ સંવત્સર, ( ૩ ) પ્રમાણુ સંવત્સર, ( ૪ ) લક્ષણુ સંવત્સર, ( ૫ ) શનિશ્ચર સંવત્સર.

**નક્ષત્ર સંવત્સરના ભેદ**—નક્ષત્ર સંવત્સરના એકંદરે બાર ભેદ છે. ( ૧ ) શ્રાવણુ, ( ૨ ) ભાદરવો, ( ૩ ) આસો, ( ૪ ) કાર્તિક, ( ૫ ) માગશર, ( ૬ ) પોષ, ( ૭ ) માઘ, ( ૮ ) ફાગણુ, ( ૯ ) ચૈત્ર, ( ૧૦ ) વૈશાખ, ( ૧૧ ) જેઠ, ( ૧૨ ) અષાડ.

અથવા બૃહસ્પતિ નામનો ગ્રહ બાર વર્ષે સર્વ નક્ષત્રોના મંડળને ભોગવી પૂર્ણ કરે તેને નક્ષત્ર સંવત્સર કહેવાય.

**યુગ સંવત્સરના ભેદ**—યુગ સંવત્સરના પાંચ ભેદ છે. ( ૧ ) ચંદ્ર, ( ૨ ) ચંદ્ર, ( ૩ ) અભિવર્ધન, ( ૪ ) ચંદ્ર, ( ૫ ) અભિવર્ધન. આમાં ત્રણુ વખત ચંદ્ર સંવત્સર આવે છે. એક ચંદ્ર સંવત્સરના ચોવીસ પખવાડીયા થાય. ત્રણુ ચંદ્ર સંવત્સરના એ રીતે બોંતેર પખવાડીયા થયા. એક અભિવર્ધન સંવત્સરના છવ્વીસ પખવાડીયાં ગણુાય. એ રીતે બે અભિવર્ધન સંવત્સરના બાવન પખવાડીયાં થાય. તે પ્રમાણે પાંચે સંવત્સરના ૧૨૪ પખવાડીયાં થાય. તેને યુગ સંવત્સર કહેવામાં આવે છે.

**પ્રમાણુ તથા લક્ષણુ સંવત્સર**—આ બન્ને સંવત્સરના પાંચ ભેદ છે. ( ૧ ) નક્ષત્ર, ( ૨ ) ચંદ્ર, ( ૩ ) ઋતુ, ( ૪ )

આદિત્ય અને ( ૫ ) અભિવર્ધન. નક્ષત્રો સરખા આવે, એટલે કે જે વખતે જે નક્ષત્રનો ચંદ્રમા સાથે જોગ જોડાવો જોઇએ તે જોડાય તે નક્ષત્ર જોગ જોડે. દાખલા તરીકે કાર્તિકી પૂનમે કૃત્તિકા, માગશરની પૂર્ણિમા સાથે મૃગશર, પોષની સાથે પુષ્ય, માહની જોડે મઘા, ફાગણની સાથે ઉત્તરાફાલ્ગુની, શ્રાવણની સાથે શ્રવણ, ભાદરવાની જોડે ઉત્તરાભાદ્રપદ, અને આસોની સાથે અશ્વિની. એ પ્રમાણે માસના નામે જે નક્ષત્ર આવે તે સમ નક્ષત્ર કહેવાય. આ સમ સંવત્સરમાં ઋતુઓ સરખી આવે, ટાઢ, તાપ, વરસાદ જોઈતા પ્રમાણમાં જ પડે. એટલે તે પ્રમાણ સંવત્સર ગણાય.

**ચંદ્ર સંવત્સર**—ઉપર કહ્યું તેથી જુદી જ રીતનું સંવત્સર તે ચંદ્ર સંવત્સર. દાખલા તરીકે પુનમની સાથે તે પુનમના નામ પ્રમાણે નક્ષત્ર ન હોય પણ જુદું જ નક્ષત્ર હોય; તેવા સમયમાં ટાઢ, તાપ તથા વરસાદ પણ મેળ વગરનો પડે. એને ચંદ્ર સંવત્સર કહેવાય.

**ઋતુ સંવત્સર**—વનસ્પતિના પ્રવાળ વિષમ રીતે પરિણમે તે ઋતુ સંવત્સર ગણાય. ઋતુ વિના વૃક્ષ-વેલીઓને ફળ-ફુલ આવે, વરસાદ એક સરખી રીતે ન વરસે. તેને ઋતુ સંવત્સર તથા કર્મ સંવત્સર કહીએ.

**આદિત્ય સંવત્સર**—થોડા વરસાદ થવા છતાં પૃથ્વી પાણી, ફળ, ફુલમાં ઘણો રસ-કસ મૂકે, ધાન્યાદિ ઘણાં સારાં પાકે તે આદિત્ય સંવત્સર ગણાય.

**અભિવર્ધન સંવત્સર**—સૂર્યના તાપને લીધે ક્ષણ, લવ, દિવસ, ઋતુ સારી રીતે પરિણમે, નીચાં સ્થાનોમા ખૂબ જળ ભરાય, તે અભિવર્ધન સંવત્સર.

ત્રીજા પ્રમાણ તથા ચોથા લક્ષણ સંવત્સરના ભેદો એ પ્રમાણે જાણવા.

**શનિશ્ચર સંવત્સર**—અભિજિતાદિ ૨૮ નક્ષત્રોને શનિશ્ચર મહાગ્રહ ૩૦ વર્ષે ભોગવી લે તેને શનિશ્ચર સંવત્સર ગણવો. એ સંવત્સરના ૨૮ ભેદ છે અને તે અભિજિત, શ્રવણ, ધનિષ્ઠાથી લઇ ઉત્તરાષાઢા સુધી ગણી જવા. શનિશ્ચર સંવત્સરના બાર માસના પણ બે જૂદા પ્રકાર છે. (૧) લૌકિક અને (૨) લોકોત્તર.

**લૌકિક**—એટલે વેદધર્માનુયાયીઓ-બ્રાહ્મણો જે માને છે તે અને.

**લોકોત્તર**—એટલે જૈન શાસ્ત્રને આધારે જે મનાય તે.

**લૌકિક બાર માસ**—(૧) શ્રાવણ (૨) ભાદરવો (૩) આસો (૪) કાર્તિક (૫) માગશર (૬) પોષ (૭) માહ (૮) ફાગણ (૯) ચૈત્ર (૧૦) વૈશાક (૧૧) જેઠ (૧૨) અષાઢ.

**લોકોત્તર બાર માસ**—અર્થાત્ જૈન શાસ્ત્રાનુસાર બાર માસના નામ—(૧) અભિનંદી (શ્રાવણ) (૨) પ્રતિષ્ઠિત (૩) વિજય (૪) પ્રીતિવર્ધન (૫) શ્રેયાંસ (૬) શિવ (૭) શિશિર (૮) હેમંત (૯) વસંત (૧૦) કુસુમ સંભવ (૧૧) નિદાઘ અને (૧૨) વનવિરોધ.

**માસના પક્ષ વિષે**—એક માસના બે પક્ષ હોય. (૧) બહુલ પક્ષ અને (૨) શુક્લ પક્ષ.

**કૃષ્ણ પક્ષનાં પંદર દિવસનાં નામ**—(૧) પૂર્વાંગ (૨) સિદ્ધ મનોરમ (૩) મનોહર (૪) યશોભદ્ર (૫) યશોધરા "(૬) સર્વ કામ સમૃદ્ધ (૭) ઇંદ્ર મૂર્ધાભિષિક્ત

( ૮ ) સૌમનસ ( ૯ ) ધનજય ( ૧૦ ) અર્થસિદ્ધ ( ૧૧ ) અભિજીત ( ૧૨ ) અત્યાશન ( ૧૩ ) શત્રુંજય ( ૧૪ ) અગ્નિવેશ્મ ( ૧૫ ) ઉપશમ.

**કૃષ્ણ પક્ષની તિથિઓનાં નામ**—( ૧ ) નંદા, ( ૨ ) ભદ્રા, ( ૩ ) જયા, ( ૪ ) રિક્તા અને ( ૫ ) પૂર્ણા એ પાચને ત્રણ વાર ગણતાં ૧૫ થાય

**કૃષ્ણ પક્ષની રાત્રીનાં નામ**—( ૧ ) ઉત્તમા, ( ૨ ) સુનક્ષત્રા ( ૩ ) એલાપત્યા ( ૪ ) યશોધરા ( ૫ ) સૌમનસા ( ૬ ) શ્રી સભૂતા ( ૭ ) વિજયા ( ૮ ) વૈજયતી ( ૯ ) જયતી ( ૧૦ ) અપરાજિતા ( ૧૧ ) ઇચ્છા ( ૧૨ ) સમાહારા ( ૧૩ ) તેજા ( ૧૪ ) અતિ તેજા ( ૧૫ ) દેવાનદા

**કૃષ્ણ પક્ષની ૧૫ રાત્રીની તિથિઓનાં નામ**—(૧) ઉગ્રવતી ( ૨ ) ભોગવતી ( ૩ ) યશોવતી ( ૪ ) સર્વ સિદ્ધા ( ૫ ) શુભ નામ એ પાચને ત્રણ વાર ગણતા ૧૫ રાત્રીની તિથિ જાણવી

**રાત્રી દિવસના મુહૂર્ત**—એક રાત્રી દિવસના ૩૦ મુહૂર્ત થાય તેના નામ—(૧) રૌદ્ર (૨) શ્વેત (૩) મિત્ર (૪) વાયુ (૫) સુપીન (૬) અભિચદ્ર (૭) માહેદ્ર (૮) બળવાન (૯) બ્રહ્મ (૧૦) બ્રહ્મ સત્ય (૧૧) ઇશાન (૧૨) ત્વષ્ટા (૧૩) ભાવિતાત્મા (૧૪) વૈશ્રમણ (૧૫) વારૂણ (૧૬) આનદ (૧૭) વિજય (૧૮) વિશ્વેશન (૧૯) પ્રજાપત્ય (૨૦) ઉપશમ (૨૧) ગાધર્વ (૨૨) અગ્નિવેશ્મ (૨૩) શતવૃષભ (૨૪) આતપવાન (૨૫) અમમ (૨૬) ઉણવાન (૨૭) ભૌમ (૨૮) વૃષભ (૨૯) સર્વાર્થ (૩૦) રાક્ષસ

**કરણનાં નામ**—કરણ ૧૧ છે, તેના નામ—(૧) બવ, (૨) બાલવ (૩) કૌલવ (૪) સ્તિમિત લોચન (૫) ગરાદી (૬)

વણિજ (૭) વિષ્ટી (૮) શકુની (૯) ચતુષ્પાદ (૧૦) નાગ (૧૧) કિંસ્તુઘ્ન

**ચર અને સ્થિર કરણ**—પ્રથમના સાત કરણ **ચર** અને છેલ્લાં ચાર **સ્થિર** છે.

**શુકલપક્ષની રાત્રી**—શુકલ પક્ષની એકમની રાત્રીએ બવ કરણ હોય, બીજને દિવસે બાલવ કરણ હોય, રાત્રે કૌલવ કરણ હોય; એવી રીતે તિથિના રાત્રી અને દિવસને વિષે એક પછી એક કરણ લેવું. છેવટે પૂર્ણિમાના દિવસે વિષ્ટિ અને રાત્રીએ બવ કરણ આવે.

**કૃષ્ણપક્ષની રાત્રી**—કૃષ્ણપક્ષના પડવાને દિવસે બાલવ અને રાત્રે કૌલવ કરણ આવે. એવી રીતે રાત્રી અને દિવસના અનુક્રમે કરણ લેતાં લેતાં છેવટે ચૌદશને દિવસે વિષ્ટિ, રાત્રીએ શકુની; અમાવાસ્યાના દિવસે ચતુષ્પાદ અને રાત્રે નાગ કરણ આવે. શુકલપક્ષના પડવાના દિવસે કિંસ્તુઘ્ન. ચર કરણ બદલાય અને સ્થિર કરણ હમેશાં તે જ તિથિએ આવે.

**મુખ્ય સંવત્સર તથા ઋતુઓ કઇ ?** ઉપર કહેલા સંવત્સરો, અયન, ઋતુ તથા માસમાં મુખ્ય કોણ ? સંવત્સરમાં મુખ્ય ચંદ્ર સવત્સર, અયનમાં મુખ્ય દક્ષિણાયન, ઋતુમાં મુખ્ય પ્રાવૃટ્, માસમાં મુખ્ય શ્રાવણ, પક્ષમાં મુખ્ય કૃષ્ણપક્ષ, અહોરાત્રીમાં મુખ્ય દિવસ, મુહૂર્ત્તમાં મુખ્ય રૌદ્ર, કરણમાં મુખ્ય બાલવ અને નક્ષત્રમાં મુખ્ય અભિજિત.

**એક યુગના મુહૂર્ત્ત**—એક યુગના પાચ સંવત્સર, દશ અયન, ત્રીસ ઋતુ, સાઠ માસ, એકસો વીસ પક્ષ, એક હજાર આઠસેં ને ત્રીસ અહોરાત્રી અને ૫૪ હજાર નવસેં મુહૂર્ત્ત થાય. એ સર્વ એક યુગના જાણવા.

**સૂત્રમાં નક્ષત્રની ગણુના**—ઉપર જે નક્ષત્રો ગણાવવામાં આવ્યા છે તે અશ્વિનીને આદિ નક્ષત્ર માની ગણાવ્યા છે. પણ સૂત્રના આધારે નક્ષત્ર ગણુના નીચે મુજબ જાણવી.—(૧) અભિજિત (૨) શ્રવણ (૩) ધનિષ્ઠા (૪) શતભિષા (૫) પૂર્વા ભાદ્રપદ (૬) ઉત્તરા ભાદ્રપદ (૭) રેવતી (૮) અશ્વિની (૯) ભરણી (૧૦) કૃત્તિકા (૧૧) રોહિણી (૧૨) મૃગશર (૧૩) આર્દ્રા (૧૪) પુનર્વસુ (૧૫) પુષ્ય (૧૬) અશ્લેષા (૧૭) મઘા (૧૮) પૂર્વા ફાલ્ગુની (૧૯) ઉત્તરા ફાલ્ગુની (૨૦) હસ્ત (૨૧) ચિત્રા (૨૨) સ્વાતિ (૨૩) વિશાખા (૨૪) અનુરાધા (૨૫) જ્યેષ્ઠા (૨૬) મૂળ (૨૭) પૂર્વાષાઢા (૨૮) ઉત્તરાષાઢા. એ પ્રમાણે ૨૮ નક્ષત્રો અનુક્રમે જૈન સૂત્રાનુસાર સમજવાનાં છે, તેમાંના છ નક્ષત્ર ચંદ્રમાને બ્હારના પંદરમે માંડલે દક્ષિણ તરફ જોગ જોડે છે. તેનાં નામ.—(૧) મૃગશર (૨) આર્દ્રા (૩) પુષ્ય (૪) અશ્લેષા (૫) હસ્ત અને (૬) મૂલ.

**ચંદ્રમાની ઉત્તર દિશામાં**—હવે ચંદ્રમાથી ઉત્તર દિશામાં જે બાર નક્ષત્ર જોગ જોડે છે તેનાં નામ નીચે પ્રમાણે.—(૧) અભિજિત (૨) શ્રવણ (૩) ધનિષ્ઠા (૪) શતભિષા (૫) પૂર્વા ભાદ્રપદ (૬) ઉત્તરા ભાદ્રપદ (૭) રેવતી (૮) અશ્વિની (૯) ભરણી (૧૦) પૂર્વા ફાલ્ગુની (૧૧) ઉત્તરા ફાલ્ગુની અને (૧૨) સ્વાતિ.

**ઉત્તર અને દક્ષિણ દિશામાં**—ચંદ્રમાને ઉત્તર અને દક્ષિણ દિશે જે સાત નક્ષત્ર જોગ જોડે છે તેનાં નામ.—(૧) કૃત્તિકા (૨) રોહિણી (૩) પુનર્વસુ (૪) મઘા (૫) ચિત્રા (૬) વિશાખા (૭) અનુરાધા. તેમજ એક પૂર્વાષાઢા અને બીજું ઉત્તરાષાઢા—એ બે નક્ષત્રો સર્વ બાહીરલે માંડલે દક્ષિણે ચંદ્રમાને પ્રમર દીને જોગ જોડે છે અને જ્યેષ્ઠા નક્ષત્ર સદા ચંદ્રમાને પ્રમર દીને જોગ જોડે છે. અઠ્ઠાવીસ દેવનાં નામ આગળ કહ્યાં છે ત્યાંથી તે સ્પષ્ટ થશે.

**તારાની સંખ્યા**—અભિજિત નક્ષત્રથી તારાની સંખ્યા નીચે પ્રમાણે જાણવી.—૩, ૩, ૫, ૧૦૦, ૨, ૨, ૩૨, ૩, ૩, ૬, ૫, ૩, ૧, ૫, ૩, ૬, ૭, ૨, ૨, ૫, ૧, ૧, ૫, ૪, ૩, ૧૧, ૪, ૪ એ પ્રમાણે અઠ્ઠાવીશ નક્ષત્રના અનુક્રમે તારા જાણવા.

**નક્ષત્રનાં ગોત્ર**—હવે અઠ્ઠાવીશે નક્ષત્રનાં ગોત્ર કહેવામાં આવે છે. (૧) મુદ્‌ગલાયન (૨) સંખ્યાયન (૩) અગ્રભાવ (૪) કરણીલાયન (૫) જાતુકર્ણ (૬) ધનંજય (૭) પુષ્પાયન (૮) અશ્વાચન (૯) ભાર્ગવેશ (૧૦) અગ્નિવેશ (૧૧) ગૌતમ (૧૨) ભારદ્વાજ (૧૩) લોહિત્ય (૧૪) વાસિષ્ટ (૧૫) અવમન્તગ્રન (૧૬) માંડવ્યાયન (૧૭) પીંગલાયન (૧૮) ગોપહ્લાયન (૧૯) કાશ્યપ (૨૦) કૌશિક (૨૧) દભાયન (૨૨) ચામરછાપ (૨૩) શૃંગાયન (૨૪) ગોલવ્યાયન (૨૫) તીગીછાયન (૨૬) કાત્યાયન (૨૭) અવધ્યાયન (૨૮) વ્યાઘ્રાપત્ય. નક્ષત્રોની આકૃતિ તથા મૂર્ત્તિ વિષે વિવેચન આગળ કર્યું છે.

**કૂળ-ઉપકૂળ નક્ષત્રો**—અઠ્ઠાવીસ નક્ષત્રોમાં બાર નક્ષત્રો કૂળ નક્ષત્રો છે. તેનાં નામ (૧) ધનિષ્ટા (૨) ઉત્તરા ભાદ્રપદ (૩) અશ્વિની (૪) કૃત્તિકા (૫) મૃગશર (૬) પુષ્ય (૭) મઘા (૮) ઉત્તરા ફાલ્ગુની (૯) ચિત્રા (૧૦) વિશાખા (૧૧) મૂળ અને (૧૨) ઉત્તરાષાઢા.

**કૂળોપકૂળ**—ચાર નક્ષત્રો કૂળોપકૂળ ગણાય છે તેનાં નામ—( ૧ ) અભિજિત ( ૨ ) શતભિષા ( ૩ ) આર્દ્રા ( ૪ ) અનુરાધા અને બાકી રહ્યાં તે ઉપકૂળ નક્ષત્ર ગણવાં.

**પુનમનો નક્ષત્ર સાથે જોગ**—હવે દરેક પુનમે નક્ષત્ર જોગ જોડે તેનાં નામ કહેવામાં આવે છે-શ્રાવણ માસની પૂનમે અભિજિત, શ્રવણ અને ધનિષ્ટા એ ત્રણમાંથી એક નક્ષત્ર જોડે જોગ સાંધે.

ભાદરવાની પુનમે શતભિષા, પૂર્વા ભાદ્રપદ અને ઉત્તરા ભાદ્રપદ એ ત્રણમાંથી એક સાથે જોગ જોડે, આસોની પુનમે રેવતિ અને અશ્વિનીમાંથી એકની સાથે જોગ જોડે જોડાય, કાર્તકી પુનમે ભરણી અને કૃત્તિકા, માગશરની પુનમે રોહિણી કે મૃગશર, મોષની પુનમે આર્દ્રા, પુનર્વસુ કે પુષ્ય, મહાની પુનમે અશ્લેષા કે મઘા, ફાગણની પુનમે પૂર્વાફાલ્ગુની કે ઉત્તરાફાલ્ગુની, ચૈત્રની પુનમે હસ્ત કે ચિત્રા, વૈશાકની પુનમે સ્વાતિ કે વિશાખા, જેઠની પુનમે અનુરાધા, જ્યેષ્ઠા કે મૂળ, અષાઢે પૂર્વાષાઢા કે ઉત્તરાષાઢા ગમે તે એક નક્ષત્ર સાથે જોગ જોડાય.

**અમાસનાં નક્ષત્ર**—શ્રાવણ વદિ અમાસે અશ્લેષા કે મઘા, એ બેમાંથી એક હોય, ભાદરવા વદિ અમાસે પૂર્વાફાલ્ગુની કે ઉત્તરાફાલ્ગુની હોય, આસો વદિ અમાસે હસ્ત કે ચિત્રા હોય, કારતક વદિ અમાસે સ્વાતિ કે વિશાખા હોય, માગશર વદિ અમાસે અનુરાધા, જ્યેષ્ઠા કે મૂળ હોય, પોષ વદિ અમાસે પૂર્વાષાઢા કે ઉત્તરાષાઢા હોય, મહા વદિ અમાસે અભિચ, શ્રવણ કે ધનિષ્ઠા હોય, ફાગણ વદિ અમાસે શતભિષા પૂર્વાભાદ્રપદ કે ઉત્તરાભાદ્રપદ હોય, ચૈત્ર વદિ અમાસે રેવતી કે અશ્વિની હોય, વૈશાક વદિ અમાસે ભરણી કે કૃત્તિકા હોય, જેઠ વદિ અમાસે રોહિણી કે મૃગશર હોય અને અષાઢવદિ અમાસે આર્દ્રા, પુનર્વસુ કે પુષ્ય હોય.

**પુનમ અને અમાસના નક્ષત્રનો મેળ**—એવો સામાન્ય નિયમ છે કે શ્રાવણની પુનમે જે નક્ષત્ર હોય તેજ નક્ષત્ર મહા વદિ અમાસે હોય. તેમજ મહાની પુનમે જે નક્ષત્ર હોય તેજ નક્ષત્ર શ્રાવણની અમાસે હોય. એ રીતે બબ્બે મહિનાને આંતરે પુનમે તથા અમાસે એના એજ નક્ષત્ર આવે.

## જ્ઞાન ભણુવાનાં નક્ષત્રો.

### ( ઠાણાંગ સૂત્રના આધારે )

શ્રી ઠાણાંગ સૂત્રમાં, જ્ઞાન પ્રાપ્તિ માટે અભ્યાસ આરંભવામાં દસ નક્ષત્રો નીચે પ્રમાણે ગણાવવામાં આવ્યાં છે—(૧) મૃગશર (૨) આર્દ્રા (૩) પુષ્ય (૪) પૂર્વાષાઢા (૫) પૂર્વા ભાદ્રપદા (૬) પૂર્વા ફાલ્ગુની (૭) મૂળ (૮) અશ્લેષા (૯) હસ્ત અને (૧૦) ચિત્રા. એ દશ નક્ષત્રોમાં જ્ઞાનનું અધ્યયન આરંભે તો જ્ઞાનની વૃદ્ધિ થાય અને બધા વિઘ્નો નાશ પામે. માટે એ નક્ષત્રમા જ્ઞાન ભણુવાનું પારંગતપુરૂષો કહી ગયા છે.

## દીક્ષા આપવાનાં નક્ષત્રો.

**દીક્ષા આપવાનાં શુભ નક્ષત્રો**—(૧) પુનર્વસુ (૨) પુષ્ય (૩) સ્વાતિ (૪) અનુરાધા (૫) હસ્ત (૬) શ્રવણુ (૭) ધનિષ્ઠા (૮) રેવતી (૯) રોહિણી (૧૦) અશ્વિની (૧૧) શતભિષા (૧૨) ઉત્તરાષાઢા (૧૩) ઉત્તરા ભાદ્રપદ (૧૪) ઉત્તરા ફાલ્ગુની આ ચૌદ નક્ષત્રોમા દીક્ષા આપવાથી દીક્ષિત નરનારીજીવ-પરનુ કલ્યાણુ સાધે.

**દીક્ષા આપવાની શુભ તિથિઓ**—એકમ, બીજ, ત્રીજ, ચોથ, પાચમ, દશમ, અગીઆરશ, બારશ, અને તેરશ. એ તિથિઓ દીક્ષાના કાર્યમા ઉત્તમ જાણુવી.

**દીક્ષા આપવાનાં વાર**—શનિવાર, સોમવાર, બુધવાર, ગુરૂવાર અને શુક્રવાર એ પ્રમાણે વાર, દીક્ષા આપવાના કાર્યમાં ઉત્તમ છે. પણુ એ વાર અને ઉપર કહેલી તિથિઓમા અમે પૂર્વે કહ્યુ તેમ ચંદ્રનુ બળ ખાસ કરીને તપાસવું. કોઇ આચાર્યનો

એવો મત છે કે ચૈત્ર અને જેઠ માસમાં દીક્ષા આપવી નહીં. કારણ કે એવી દીક્ષા વિનાશકારક થવાનો ભય રાખવામાં આવે છે.

## પોરશી ભરવાનું માન.

### ( ઉત્તરાધ્યયન સૂત્રના આધારે )

आसाढे मासे दुपया, पोसमासे चउप्पया ।
चित्तासोएसु मासेसु, तिप्पया हवइ पोरसी ॥

દક્ષિણ દિશા તરફ મ્હોં રાખી ઉભા રહેવું, પછી ડાબો પગ જરા આગળ જમીન ઉપર ઉભો રાખવો અને ટીંચણ ઉપર આંગળી મૂકવી. તે પગ અને આંગળીની નિશાનીનો છાંયો પશ્ચિમ દિશા તરફ પડે તે છાંયાની નિશાની રાખી જમણા પગથી છાંયો ભરવો. એટલે જો અષાઢ મહિનાની પુનમ હોય તો પગલાની છાંયાએ પોરશી આવી જાણવી. એજ રીતે પોષ શુદિ પુનમે ચાર પગલે પોરશી, આસો અને ચૈત્રે ત્રણ પગલે પોરશી સમજવી. ગાથાના અનુસારે સંક્ષેપથી એ રીતે પોરશી વિષે હકીકત જાણવી

એજ વાત જરા વિસ્તારથી સમજવાની જરૂર છે. અષાડથી પોષ મહિના સુધી દરેક મહિને ચાર આંગળ છાંયો વધારવો. પોષથી અષાઢ સુધી દરેક મહીને ચાર આંગળ છાંયો ઘટાડવો. દાખલા તરિકે અષાઢ શુદિ પુનમે બે પગલે પોરશી, અષાઢ વદિ અમાસે બે પગલાં ને બે આંગળે પોરશી આવે. શ્રાવણ શુદિ આઠમે બે પગલાં ને ત્રણ આંગળે પોરશી, શ્રાવણ શુદિ પુનમે બે પગલાં અને ચાર આંગળે પોરશી, ભાદરવા શુદિ પુનમે બે પગલાં ને આઠ આંગળે પોરશી, આસો શુદિ પુનમે બે પગલાં અને બાર આંગળે પોરશી, એટલે કે ત્રણ પગલે પોરશી આવે. બાર આંગળનું એક પગલું થાય. કારતક શુદિ પુનમે ત્રણ

પગલાં ને ચાર આંગળ, માગશર શુદિ પુનમે ત્રણ પગલાં ને આઠ આંગળ, પોષ શુદિ પુનમે ત્રણ પગલાં અને બાર આંગળ—અર્થાત ચાર પગલે પોરશી આવે.

મહા શુદિ પુનમથી ચાર ચાર આંગળ ઘટાડતા જવાનું અમે ઉપર કહી ગયા છીએ. એટલે કે મહા શુદિ પુનમે ત્રણ પગલાં ને આઠ આંગળે પોરશી આવે. ફાગણ શુદિ પુનમે ત્રણ પગલાં ને ચાર આંગળે પોરશી, ચૈત્ર શુદિ પુનમે ત્રણ પગલે પોરશી, વૈશાખ શુદિ પુનમે બે પગલાં ને આઠ આંગળે પોરશી, જેઠ શુદિ પુનમે બે પગલાં ને ચાર આંગળે પોરશી, અને અષાઢ શુદિ પુનમે બે પગલે પોરશી આવે.

**પોરશી ભરવાની બીજી રીત**—દક્ષિણ દિશા તરફ મ્હોં રાખી જમીન ઉપર બેસવું, અને ડાબા હાથની વેંત પશ્ચિમ દિશા તરફ જમીન ઉપર ઉભી રાખવી. તે વેંતનો જે છાંયો પડે તેનું જમણા હાથની આંગળીએ નિશાન રાખવું. પછી તેજ વેંત જમીન ઉપર ઉંધી વાળવી. તેમાં અષાઢ શુદિ પુનમે એક વેંત છાંયે પોરશી જાણવી, એ રીતે દરેક મહિને બબ્બે આંગળ છાંયા પોષ શુદિ સુધી વધારવી. અર્થાત્ પોષ શુદિ પુનમે બે વેંત છાંયે પોરશી આવે, અને પોષ શુદિ પુનમ પછી દરેક મહિને બબ્બે આંગળ છાંયો ઘટાડવો. આખરે અષાઢ શુદિ પુનમે એક વેંત છાંયે પોરશી આવે.

હવે એજ વાત અમે વિસ્તારથી કહીશું—અષાઢ શુદિ પુનમે એક વેંત છાંયે પોરશી આવે, ( એક વેંતના ૧૨ આંગળ ) અષાઢ વદી આઠમે એક વેંત ને અડધા આંગળે પોરશી આવે, અષાઢ વદી અમાસે એક વેંત ને એક આંગળે પોરશી આવે, શ્રાવણ શુદિ આઠમે એક વેંત ને દોઢ આંગળે પોરસી આવે, શ્રાવણ

શુદિ પૂનમે એક વેંતને બે આંગળે, ભાદરવા શુદિ પુનમે એક વેંત ને ચાર આંગળે, આશો શુદિ પુનમે એક વેંત ને છ આંગળે, કારતક શુદિ પુનમે એક વેંત ને આઠ આંગળે, માગશર શુદિ પુનમે એક વેંત ને દશ આંગળે અને પોષ શુદિ પુનમે એક વેંત ને બાર આંગળે, ( એ વેંતે ) પોરશી આવે.

પોષ મહિનાથી આંગળ ઘટાડતાં જવું. એટલે કે મહા શુદિ પુનમે એક વેંત ને દશ આંગળે, ફાગણુ શુદિ પુનમે એક વેંત ને આઠ આંગળે, ચૈત્ર શુદિ પુનમે એક વેંત ને છ આંગળે, વૈશાખ શુદિ પુનમે એક વેંત ને ચાર આંગળે, જેઠ શુદિ પુનમે એક વેંત ને બે આંગળે અને અષાઢ શુદિ પુનમે એક વેંતે પોરશી આવે.

**દીવસની ઘડી ભરવાની રીત**—કેટલી ઘડી દિવસ ચઢ્યો તે સમજવાની રીત નીચે આપવામાં આવે છે. પ્રથમ તો ઉપર કહ્યું તેમ વેંતનો છાંયો ભરવો. ધારો કે છાંયો ભરતાં એક વેંત ને આઠ આંગળ થયો. તો હવે દિવસ કેટલી ઘડી ચઢ્યો તેનો નિર્ણય શી રીતે કરવો ?

વેંતના બાર આંગળ ઉપર આઠ આંગળ ઉમેરવા. એટલે બારને આઠ વીસ થયા. વીસમાંથી અડધો અડધ બાદ કરીએ તો બાકી દશ રહે. એ દશમાં બીજા સાત ઉમેરવાથી સત્તર થાય. તેને એકસો વીસે ભાંગતા સત્તર સત્તા ઓગણીશાસો એટલે સાતનો આંક આવ્યો. અર્થાત્ સાત ઘડી દિવસ ચઢ્યો એમ સમજવું. હવે બીજું ઉદાહરણ લઈએ. એક વેંત ને ચાર આંગળ છાંયા છે. વેંતના આંગળમાં ચાર આંગળ ઉમેરતાં સોળ આંગળ થાય. તેમાંથી અડધા બાદ કરતાં બાકી આઠ રહ્યા. તેમાં સાત ઉમેરતાં ૧૫ થાય. તેને એકસો વીસે ભાંગતાં પંદર આઠા વીશુસો એટલે આઠનો આંક આવ્યો. માટે આઠ ઘડી દિવ-

સ ચઢ્યો સમજવો. હવે ત્રીજું ઉદાહરણ લઇએ—ધારો કે બે વેંત છાયા થઈ છે, એટલે કે ચોવીશ આંગળ છાયા થઈ. તેમાંથી અડધા બાદ કરતાં બાકી બાર આંગળ રહ્યા. તેમાં સાત ઉમેરતાં ૧૯ થયાં. તેને એકસો વીસે ભાંગતાં ઓગણી છક ચોદાતેરસો એટલે છ ઘડી દિવસ ચઢ્યો સમજવો. એ પ્રમાણે દિવસની ઘડીનું પ્રમાણ જાણવું.

**કયે મહિને કેટલી ઘડીનો પહોર થાય ?**—અષાઢ શુદ્દ પુનમે ૩૬ ઘડીનો દિવસ, અને ૨૪ ઘડીની રાત્રી ગણાય. ( આ ગણત્રી સામાન્ય છે. બાકી વિસ્તારથી અમે આગળ કહી ગયા છીએ. ) અષાઢ શુદિ ૧૫ થી દરેક મહિને બે ઘડી દિવસ ઘટાડતાં જવું, અને બે ઘડી રાત્રી વધારવી. એમ કરવાથી પોષ શુદિ પુનમે ૨૪ ઘડીનો દિવસ અને ૩૬ ઘડીની રાત્રી થાય. પોષ શુદિ પુનમથી અષાઢ શુદિ પુનમ સુધી દરેક મહિને બબ્બે ઘડી વધારવી. એ રીતે અષાઢ સુદિ પુનમના દિવસે ૩૬ ઘડીનો દિવસ અને ૨૪ ઘડીની રાત્રી થાય.

**દિવસ—રાત્રિના પ્રમાણુમાં પોરશીનું પ્રમાણ**—દિવસ અને રાત્રીના પ્રમાણમાં ચોથા ભાગની પોરશી સમજવી. દાખલા તરીકે અષાઢ શુદિ પુનમે છત્રીસ ઘડીનો દિવસ છે તો નવ ઘડીની પોરશી સમજવી. અષાઢ વદિ અમાસને દિવસે ૮॥ ઘડીની પોરશી ગણવી. શ્રાવણ શુદિ પુનમે ૮॥ ઘડીની પોરશી, ભાદરવા શુદિ પુનમે આઠ ઘડીની, આશો શુદિ પુનમે સાડા સાત ઘડીની, પોષ શુદિ પુનમે છ ઘડીની પોરશીનું પ્રમાણ અવધારવું. પોષ શુદિ પુનમથી દિવસ વધે છે. માટે મહિને બે ઘડી બે ઘડી વધારતાં અષાઢ શુદિ પુનમે નવ ઘડીની પોરશી થાય. એવીજ રીતે દિવસ પ્રમાણે ચોઘડીયાં પણ સમજવાં. પોષ શુદિ

પુનર્મે ત્રણ ઘડીનું ચોઘડીઉં અને અષાઢ શુદ્ધિ પુનર્મે સાડી ચાર ઘડીનું ચોઘડીઉં.

**નક્ષત્રના આધારે રાત્રિની પોરશીનું અનુમાન—** જે મહિને જે નક્ષત્રો રાત્રી પુરી કરે, એટલે કે પશ્ચિમ દિશાએ સૂર્યાસ્ત થાય તેની સાથેજ પૂર્વ દિશામાં જે નક્ષત્ર ઉદય થાય તેને આધારે સમજવું. અથવા ચોથે ભાગે નક્ષત્ર આવ્યું હોય તો સમજવું કે પહોર રાત્રી ગઈ. મધ્યમાં આવ્યું હોય તો મધ્યરાત્રી સમજવી અને ચોથે ભાગે આવ્યું હોય તો પાછલી રાત્રી સમજવી. એ પહોરના આધારે જ જ્ઞાની મહાત્માઓ ધર્મકરણી, નિદ્રા, અધ્યયન અથવા સત્કાર્યો કરે છે.

**કયે મહિને કેટલા નક્ષત્રો રાત્રી પુરી કરે ?** શ્રાવણ મહિને કેટલા નક્ષત્રો રાત્રી પુરી કરે તેનાં નામઃ—( ૧ ) ઉત્તરાષાઢા ચૌદ દિવસ સુધી રહે, ( ૨ ) અભિજિત સાત દિવસ સુધી ( ૩ ) શ્રવણ આઠ દિવસ સુધી ( ૪ ) ધનિષ્ઠા એક દિવસ સુધી એમ ચાર નક્ષત્ર મળી મહિનો પુરો કરે.

ભાદરવા મહિનામાં પણ ચાર નક્ષત્રો રાત્રી પુરી કરે. ( ૧ ) ધનિષ્ઠા ચૌદ દિવસ, ( ૨ ) શતભિષા સાત દિવસ ( ૩ ) પૂર્વા ભાદ્રપદ આઠ દિવસ ( ૪ ) ઉત્તરા ભાદ્રપદ એક દિવસ.

આસો મહિનો ત્રણ નક્ષત્રમા રાત્રી પુરી કરે. ( ૧ ) ઉત્તરા ભાદ્રપદ ચૌદ દિવસ, ( ૨ ) રેવતી પંદર દિવસ ( ૩ ) અશ્વિની એક દિવસ. કારતક માસ ત્રણ નક્ષત્રે રાત્રી પુરી કરે. (૧) અશ્વિની ચૌદ દિવસ, ( ૨ ) ભરણી પંદર દિવસ (૩) કૃત્તિકા એક દિવસ.

માગશર માસ ત્રણ નક્ષત્ર ભોગવી રાત્રી પુરી કરે. ( ૧ ) કૃત્તિકા પંદર દિવસ ( ૨ ) રોહિણી ચૌદ દિવસ ( ૩ ) મૃગશર એક દિવસ.

પોષ માસ ચાર નક્ષત્રે રાત્રિ પુરી કરે (૧) મૃગશર ચૌદ દિવસ (૨) આર્દ્રા આઠ દિવસ(૩) પુનર્વસુ સાત દિવસ અને (૪) પુષ્ય એક દિવસ.

મહા માસ ત્રણ નક્ષત્રે રાત્રી પુરી કરે (૧) પુષ્ય ચૌદ દિવસ (૨) અશ્લેષા પંદર દિવસ (૩) મઘા એક દિવસ.

ફાગણ માસ ત્રણ નક્ષત્રે રાત્રિ પૂરી કરે-(૧) મઘા ચૌદ દિવસ (૨) પૂર્વા ફાલ્ગુની પંદર દિવસ (૩) ઉત્તરા ફાલ્ગુની એક દિવસ.

ચૈત્ર માસ ત્રણ નક્ષત્રે રાત્રી પૂરી કરે-(૧) ઉત્તરા ફાલ્ગુ-ની ચૌદ દિવસ, (૨) હસ્ત પંદર દિવસ (૩) ચિત્રા એક દિવસ.

વૈશાખ માસ ત્રણ નક્ષત્રે રાત્રી પૂરી કરે-(૧) ચિત્રા ચૌદ દિવસ (૨) સ્વાતિ પંદર દિવસ, (૩) વિશાખા એક દિવસ.

જેઠ માસ ચાર નક્ષત્ર ભોગવે (૧) વિશાખા ચૌદ દિવસ (૨) અનુરાધા આઠ દિવસ (૩) જ્યેષ્ઠા સાત દિવસ (૪) મૂળ એક દિવસ.

અષાઢ માસ ત્રણ નક્ષત્રે રાત્રી પુરી કરે-(૧) મૂલ ચૌદ દિવસ (૨) પૂર્વાષાઢા પંદર દિવસ (૩) ઉત્તરાષાઢા એક દિવસ. નક્ષત્રવાં આધારે અનુમાનથી પોરશી માપવાનું વિવેચન જ ઉપર કરવામાં આવ્યું છે.

**ચોથા ઘર વિષે**—જો એકમ ને શનિવાર, બીજ ને શુક્રવાર, ત્રીજ ને ગુરૂવાર, ચોથ ને બુધવાર, પાંચમ ને મંગળવાર, છઠ્ઠ ને સોમવાર, અને સાતમ ને રવિવાર હોય તો એ દિવસોને ફાંકડું અથવા ચોથનું ઘર કહેવામાં આવે છે. તે દિવસોમાં

